KANKAVATI

# કંકાવટી

જાન્યુઆરી
૧૯૭૪




કહો !

કહેતો નથી કે વીતી ગઈ પળ વિશે કહો,
તમને ય કંઈ મઝા પડે એ છળ વિશે કહો !
રોપ્યા પછી ય પુષ્પછોડ ઊછરે નહીં,
શ્રદ્ધા ઉદાસ થાય એવા સ્થળ વિશે કહો !

અથવા

ઈડન શો બાગ કોઈ મને સાંભરે નહીં,
પીગળા યે સાંભરે નહીં એ ફળ વિશે કહો !
જ્યાં રત્ન કોઈ હોય છે અંધાર ભેદતું,
અણજાણ ને અદીઠ એવા તળ વિશે કહો !

કલ્પી

# કંકાવટી

જાન્યુઆરી ૧૯૭૪

સાહિત્ય-સર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ મું : અંક ૧૭૯ : મૂલ્ય એક રૂપિયો


**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૯. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩ આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે જ મોકલવી.




તંત્રી • મુદ્રક • પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૧

## ગ્રીષ્મ □ જયન્ત પાઠક

અંધારાની જાળને ભેદીને
વહેલી સવારનો સૂર્ય
હવે લાંબી છલંગે આભના ડુંગર ચઢે છે;
પીળી પીળી યાળના ભડકા ઊડે છે;
તીખી ત્રાડના તાપે
પૃથ્વીના રોમેરોમે પસીનો વળી જાય છે,
ધગધગતા ત્રાંબા જેવી
આંખોના ત્રાટકથી
વગડો ઊભો ને ઊભો બળી જાય છે;
નદીઓની નસો
તીણા નહોરથી ચિરાઈ જાય છે;
હરિયાળીના હરણની
દાંતમાં દબાવેલી ડોક લબડી પડે છે;
ઉઘાડી ચાંચ શ્વાસની આંચથી
ઢગલો થૈને ઢળી પડે છે;

હું
ઘરની બોડમાં સંતાતો
આવી રહેલા આક્રમણના
પગલે પગલે ચંપાતો
અનિવાર્ય શરણાગતિમાં દંડવત્ પડચો છું.



# મારા સૂના દેશમાં તારા આવ્યાનું ગીત

□ કિસન સોસા □

કેટલો સૂનો...સૂનો હતો, કેટલો સૂનો દેશ...!
શિયાળાનો, ઉનાળાનો, ચોમાસાનો, ઋતુ-ઋતુનો, દિવસ-દિવસનો, રાત-રાતનો,
ઊગ્યા વિના ખર્યા કરતો, ખખડયા કરતો, આંખ્યમાં સૂકાં પાંદડાં ભેળાં કર્યા કરતો-
જેટલી મારા જીવમાં ભરી શૂનતા ભૂરીભશ હતીને, એટલો સૂનો દેશ;
હાય રે મારો કેટલો સૂનો....સૂનો હતો, કેટલો સૂનો...,સૂનો હતો, કેટલો સૂનો દેશ...!

છાતી–આંખ્યું વચ્ચે હતું કેડી જેવું કાંક તે અમથું આવતો હતો, જાતો હતો,
લોહીના રાતા રણમાં ઠાલું ઝૂમતો હતો, ઘૂસરી ખાતો ઘૂમતો હતો, ગાતો હતો,
જોજન આડેધડ પડયા'તા ફાટયા ડોળે–કયાંય ન'તો કોઈ રવ કે લીલા રવનો માળો !
પાંપણ બાળી નાખતી એવી ઝૂલતી ચારે . દિમ હતી કાંઈ આગની ઝાળો.

કાંટયમાં પડી ચૂંદડી જેવા છિન્ન હતા મારા દેશના જીરણ ચીથર–વીથર વેશ,
જેટલી મારા જીવમાં ભરી શૂનતા ભુરીભશ હતીને, એટલો સૂનો દેશ :
હાય રે મારો કેટલો સૂનો...સૂનો હતો, કેટલો સૂનો....સૂનો હતો, કેટલો સૂનો દેશ...!

કયાંથી કોની પાંપણ ખૂલી....?
કયાંથી કોની પાંપણ ખૂલી, મોરપિચ્છના ઝાડવાં ઊગ્યાં, તેજનાં પંખી ટહૂકયાં
અગન–ઝાળના પડદા દર્યા–માંહ્યથી દોટંમદોટ કર'તા વાયરાનાં હરણાંઓ છૂટયાં,
આમ જુઓ, મારી રણભરેલી રણભરેલી છાતી પર બે જળભરેલાં વાદળ ઝૂકયાં
પોશ પોશ હું ખોબે ખોબે પોખરાજ લૂંટવતો મારા જનમ–જનમના બંધ રે તૂટયા.

કોણ કોણ ઈ કોણ રે મારા ગમ્મમાં બોળી ટેરવું એની આંખ્યમાં આંજે મેશ ?
કાંટયમાં પડી ચૂંદડી જેવા છિન્ન હતા મારા દેશના મીરાં, ચીથર–વીથર વેશ :
હાય રે મારો કેટલો સૂનો....સૂનો હતો, કેટલો સૂનો...સૂનો હતો, કેટલો સૂનો દેશ...!

## ત્રણ ગઝલ □ અજિત ઠાકોર

### ઘર

બારી-બારણાંઓ જાણે બીડાળવાં દર,
ફળિયામાં ડચૂરાતી આંખ સમું ઘર.
ઉજમાળી પીઠે અગ્નિની ઉરફૂર,
તૂટતું બંધાતું લાગે અંધારાનું ઘર.
બબડતી શેરીઓમાં અવરજવર,
પડછાયા વીંઝી રહે ક્લાન્તમુખ ઘર.
પાળિયાની પૂંઠ સુધી સીમ ખળખળ-
તાકી રહે ચળકતા જાળા સમું ઘર.
સૂરજ તો કાગડાની ચમકતી ચાંચ,
લથડતો મોભ, ભીંતપીઠે કબૂતર.
સમયની પાછા પગે અવરજવર,
ફળિયાની ફેલાયેલી હથેળી શું ઘર.

### ઘરમાં

બારી-બારણાં બંધ કરીએ,
સંતાતાં ફરતાં-ને મળીએ.
ઘરમાં અહિંયાં તહિંયાં ફરીએ,
ઘર આખું આપણથી ભરીએ.
ભીંતોમાં ઊંડે ઊતરીએ-
ઘરમાં આખો ચ્હેરો કળીએ.
વહી નીકળ્યો શેરીમાં શે ?
'શું છે ?' કરતાં બ્હાર નીકળીએ.
ઘૂવડના નખ જેવાં ડૂંગર-
નામોનાં માદળિયાં ભરીએ.
ભીંતો શેરી વાતે વળશે...
લાવ, જરા ખોંખરો કરીએ.

ગઝલ

'નથી'નું આવરણ છું,
હું મૃગજળ છું, હરણ છું.
ન થંભે ઊંટપગલાં,
સૂસવતું ભાગ્યરણ છું.
સતત પગલાંવિહોણી-
ગતિ કરતાં ચરણ છું.

ડસી ગૈ સ્તબ્ધ આંખો,
વિખેરાતું વલણ છું.
નસેલી પાંપણોનું-
ટપકતું આચરણ છું,
પથારી સાવ લથબથ-
પણે' ટહૂક્યાં ચરણ છું.

વહી નીકળ્યો છું ઘરમાં,
ટપકતું એક જણ છું.

## પટોળું □ મણિલાલ હ. પટેલ

કુંવારા દા'ડાઓ ભૂલી જઈ તમે દુલ્હન બની-
ગયાં તે રસ્તાની ધૂળ ઉપર વંટોળ ઊડતા...
પણે કૂવા પાસે સૂનસુન ઊભી પથ્થર સમો
તમોને આંખોમાં પુનરપિ ભરું, પાદર બધું
પટોળું દેખીને હરખી ઊઠતું અનુભવું.
ઉદાસી રસ્તાની ભૂખરી ધૂપ ભોંકાય પગમાં,
તમારી વાતોનાં સ્મરણ-રણવંટોળ રચતાં-
હજી લીલુંપીળું ગુજ ગવન લ્હેરાય-ઘરમાં
તમે પહેલાં મઘમઘ થતી સૃષ્ટિ સજીને
પધાર્યાં 'તા એ તો રજકણ હજી યાદ કરતા!
તમારી આંખોના અપલક વિચારો કૂણગતા
અમારા હાથોમાં કુમકુમ તણાં ઝાડ બનવા.
હવે આ આંખોમાં રણ ઊભરતાં રિક્ત ઢગલે
પટોળું પીવા રે રણ ઉગલતાં કંકુ પગલે!

# ગિરનાર

□ રતિલાલ 'અનિલ'

**ગિરનારના** શિખર પર બેઠેલું સફેદ વાદળું, કે ચોમાસે એની કાંખે સફેદ જનોઈ જેમ વરસાદ પછી વહી જતો પાતળો પ્રવાહ કે, ઉનાળુ રાતે એના કાળમીંઢ પથરા ઉમસ ફેંકતા તે કે, રાતની નીરવતામાં અચૂક સંભળાતા દીપડાના શ્વાસોચ્છ્વાસ કે જંગલી હરણની દોડતી ચીસો કે, વર્ષાના દિવસોમાં સાગનાં મસમોટાં પાન પર દૂરથી દોડયો ને ઠેકતો આવતો વરસાદ કે, પેલા ચાર માઈલની પગવાટ કાપી ડુંગરે જતા ને સાંજટાણે માથે મસમોટો ભારો મૂકી પાછા વળતા કઠિયારા કે કાર્તિકી અગિયારશનો ભવેશ્વરનો મેળો ને મધરાતી કડકડતી ઠંડીમાં જંગલની વાટે પરકમ્મા માટે બહુધા ખેડૂત પટેલ–પટલાણીઓ અને થોડાક શહેરીઓનો પાંચ–૭ કલાક ગાતો ગાતો ચાલ્યો જતો અતૂટ પ્રવાહ...પ્રવાહ, સ્મરણોનો અતૂટ પ્રવાહ ચાલ્યો જ જાય છે અને 'હરિના નામનો રે, એક જ આધાર છે!' એ ધૂનના પડઘા આજે વર્ષો પછી યે સાંભર્યા કરે છે, ને બસ, સાંભર્યા કરે છે......

સાંજ ઊતરે તે સાથે શ્વાસમાં ઍરકન્ડિશન્ડ રૂમમાં આવે એવી વિશિષ્ટ વાસ ઊતરી પડે છે અને શ્વાસોચ્છ્‌વાસમાં વ્યાપી જાય છે. કાળમીંઢની ફાટચમાંથી ઊગેલો ને અક્કડ ઊભેલો સાગ માથે પાનનો ઢગ લઈ ઊભો છે અને પથરાની એ ફાટચમાં જાણે હું હજી યે ત્યાં જ ઊભો છું, પાન ખરશે ને કાળમીંઢ અને લાલ જમીનને ઢાંકી દેશે, વાયરો આવશે ને એ ગમથી કે તે ગમ સૂકાં પાંદડાં ફફડી ઊઠશે અને નીરવતામાં હું સાંભળ્યા કરીશ. વચ્ચે વચ્ચે પક્ષીના કલશોર કે સાદ સંભળાયા કરશે, લક્કડખોદનું થફથફ ને ટિટોડીના ચિત્કારો કે, હોલાનું 'પ્રભુ તું, પ્રભુ તું' સંભળાયા કરશે, રાત પડશે ને જંગલી કુક્કરોનું હુ–હુ સંભળાયા કરશે, વચ્ચે વચ્ચે દીપડાના સાદ પણ ખરા, છાપરે બેઠેલું ઘૂવડ ઘૂ–ઘૂ કરીને જંગલની રાતની નીરવતાને સાવ ઘેરી મૂકશે, સવારે ક્યાંક દેખાશે તો બસ, એની ચળકતી આંખ જ જોયા કરીશ અને અંદર કશુંક હલબલી ઊઠશે...ફરી સવાર ને મોરનો ટહુકો ટેહૂક ટેહૂક...સંભળાશે, મોટી પાંખનો પંખો વીંઝી આ વૃક્ષ પરથી તે પેલે વૃક્ષ જશે, એ પ્રવાસ પવનના પડઘા સંભળાવશે ...વાનરોનું ટોળું ચઢી આવશે અને ચીસાચીસ કરી મૂકશે, આ ઝાડથી તે પેલા વૃક્ષે ને ત્યાંથી વળી ઑર વૃક્ષે બેસીને દાંતિયાં કરશે કે પાનો તોડીને ખાશે કે, ફેંક્યા કરશે.. શરીરને મરડમાં ને મરડમાં રેલાવતો જતો સાપ જોઈશ, તો એક વર્ણો કાળમીંઢની બખોલમાં બેસી આંખોના મણકા ચળકાવતો અપલક જોયા કરતો દેખાશે ને હું હલબલી જઈશ, લાકડીના થપકારા કરતો કરતો આવ–જા કરીશ. વળી કોક મોટા કાળમીંઢે બેસી ગિરનારને જોયા કરીશ, બસ જોયા કરીશ, દહેરાં દેખાયા કરશે, કાળી કાયા પર લીલાં ઝાડો અને પેલાં મંદિરો...અંબાજીના મંદિરે હોળીના દિવસે વર્ષભરનાં ભેગાં થયેલાં નાળિયેરોની હોળી થશે, સાંજનું આકાશ એની ઉપર લાલલાલ થઈ જશે, ને બસ જોયા કરીશ. બસ, પગથિયાં આંખ સામે તર્યા કરશે ને હું મનમાં ને મનમાં ગિરનાર પર ચઢ્યે જઈશ અને પથરા, સાગ

અને આસપાસનાં દૃશ્યો જોયા કરીશ, પગની પિંડીમાં દુઃખાવો ઊપડશે, દાતારના ડુંગરે નજર નાખીશ અને મૂગો થઈ જઈશ... બાવાઓ, મંદિરો, યાત્રાળુઓ અને બસ મારી બે આંખ, સૂતા કે જાગતા બધું જોયા કરશે, અનુભવ્યા કરશે અને હું વ્યાકૂળ થઈ જઈશ...અરે, આટલાં વર્ષે પણ વ્યાકૂળ જ છું...હું કાળમીંઢ થાઉં કે, ઉનાળે લીલુંછમ રહેતું રાયણનું વૃક્ષ થાઉં ને બસ રમણીય રૌદ્ર જંગલ ને પહાડને જોવા કરું, અનુભવ્યા કરું...ખોળે સાપ આવીને પડશે કે, પીળાં પાંદડામાં ખખડાટ થશે અને હું ચળકતી ચામડીના શરીરને લહેરાતું જતું જોઈ રહીશ...અરે જોયા કરું છું.

સાગ, સરુ, આંબા, રાયણ....વૃક્ષો વૃક્ષો ને વૃક્ષો, પક્ષી પક્ષી ને પક્ષી...અને એ કાળમીંઢમાં જીવનની લીલા મૂગી ને કલશોર કરતી ચાલ્યા જ કરશે...વરસાદના એ દિવસોમાં વહી જતાં પાણીનો પથરે પથરે ઝીંકાતો જતો અને ગંભીર નાદ કર્યે જતો પ્રવાહ બસ પ્રલંબ નાદ સાંભળ્યા જ કરું છું....બધું અજબ લાગ્યા કરે છે, શબ્દો જાણે અંતરે વળ ખાયા કરે છે, અને બોલી શકતો નથી....કેટલી ઉર્વર ભૂમિ! ઊગ્યા કરે, ઊગ્યા કરે ને બસ ઊગ્યા જ કરે....કેસુડાં ત્યારે બસ, કેસુડાં જ....કેસરિયા શીળી આગ જ આગ ચોમેર.... વસંતનો વૈભવ...ફૂલઝાડ એટલે ફૂલઝાડ...છોડ જોનારી આંખ એ ફૂલઝાડો જોઈ જોઈ ને અચંબામાં ડૂબી ગઈ છે, હજી ડૂબેલી જ રહી છે, અને વરસાદના દિવસોમાં એકધારું ચાલતું દાદુરગાન સાંભળ્યા જ કરું છું....મારી સ્મૃતિમાં ગાજ્યા કરે છે, ગૂંજ્યા કરે છે પેલો વરસાદી બપૈયો, દેખાયા કરે છે જીવડાંઆહારી લાંબી ચાંચવાળાં રંગવૈભવી પક્ષીઓ ..ઊડે છે ને એમની લાંબી પાંખનો લિસોટો હવામાં દોરાઈ જાય છે અને કોઈ લીલો સાપ તીરની જેમ આ વૃક્ષેથ પેલે વૃક્ષે ઊડી જાય છે....

પાંચ પંદર માણસ વચ્ચેનો એ વનવૈભવ, સવાર-સાંજની પ્રાર્થનાનો રવ અને સાથે સાથે બોલ્યા કરતું અફાટ મૌન, અને

બધી જ બાજુથી જોયા કરતી ફરતી ડુંગરમાળ...પાનખરે આવતી ને સાગના સોટા ઊભા રહી જતા હતા પણ આ મનમાં પાનખર આવતી જ નથી....બધું લીલુંછમ છે, કાળોતરો યે લીલોછમ તાજો છે, એની આંખ હજી આંખ સામે તગતગ્યા કરે છે... કાળમીંઢ પણ એવા ને એવા મનમાં લીલા છે....સ્મરણો પર સ્મરણો ઊમટે છે, પણ જે કવિતા પીધી એની કવિતા થતી નથી, અંદર કશું ફાટફાટ થયા કરે છે અને હું એના સાદ બીજી વ્યક્તિ હોઉં એમ સાંભળ્યા કરું છું અને એક શબ્દ પણ કવિતાનો સર્જી શકતો નથી. કેવી રચાઈ છે રમણીય રૌદ્ર કવિતા કે, ભારવીની ઉપમાનો હાથી ગિરનાર પર દેખાય છે, દત્તાત્રયની ટૂક જોયા કરું છું અને પવનના સૂસવાટે મને ગબડી પડતો અનુભવું છું અને છતાં દત્તાત્રયની ટૂક પર જ છું....

સિંહ બંધ બારણાને અડોઅડ બેઠો છે, એના શ્વાસની ધમણ સંભળાય છે, એની ડણકના ગિરનારના પથરે પથરે પડઘા પડે છે, હૈયું હલબલી જાય છે, અને કંઈક જીવ્યા જેવું કે સાથે જીવતું લાગ્યા કરે છે...અંદર બે વારને છેટે (બંધ બારણે) બેઠો છું ને એ ડણકને અજબ રોમાંચથી અનુભવ્યા કરું છું.. વનરાજ મારો 'મહેમાન થયો છે ને મારાં બારણાં બંધ છે. પણ અંતરમાં કશુંક ગયું છે, એ ખીલેલું કમળ નથી, રાતોચોળ ઉમંગ છે, ધ્રાસ્કો છે, રોમાંચ છે અને સ્મૃતિ સોંસરવો હૈયે ઊતરી ગયો છે એ પાંચ ફૂટનો કેસરી...જીવનનો રંગ પણે ભવેશ્વરે ભગવો છે, અને ઢૂંકડે છે કેસરી...એ જ જીવનનો રંગ છે, જીવનનો રંગ ન ફીટે એવો કેસરી રંગ ઘોળાઈ ગયો છે...અહીં સાયકલની હડફટે ચઢતા હૈયે ફડક પામતો તે ત્યાં કેસરીના શ્વાસોચ્છ્વાસ ગણતો ને હૈયે કેસર ઊગી નીકળતું, એ કેસર હજી હૈયે લસોટાય છે અને બસ રંગ ઘેરો ને ઘેરો થતો જાય છે, કશીક અજબ સુગંધ પણ સતત ઊઘડતી જાય છે...ઊઘડતી જાય છે....

માણસો અને મકાનોના વનમાં બેઠાં આટલાં વર્ષે પણ એ શ્વાસોચ્છ્વાસ ને એ ડણક સંભળાયા ને સમજાયા કરે છે...વળી દત્તાત્રયની ટૂંકે ઊભો છું ને હું જ એ ટૂંક પરથી ગબડતો મને જોઈ પણ રહું છું...

લહેરાતા પવનમાં સરુ-વૃક્ષોના સાગરગાન વચાળે સંભળાતી સિંહ ડણક સાંભળ્યા કરું છું...

ગિરનારમાં અંતરે રોપાયેલું ઝાડવું લીલુંછમ છે, એના પર બપૈયો બેસી ગાઈ ગયો છે, ડુક્કર શરીર ઘસી ગયાં છે, સિંહે એના છાંયડે આરામ કર્યો છે, એના મૂળ આગળના દરમાં સાપે વાસ કર્યો છે અને પરકમ્માના યાત્રાળુઓનો મધરાતથી શરૂ થયેલો ગાતો પ્રવાહ 'હરિના નામનો હો, એક જ આધાર છે' સાંભળ્યા કરે છે...એનાં મૂળ ઊંડાં છે, થડ છેદો તો યે ફરી અંકુર ફૂટવાના ને વૃક્ષ ઊગવાનું... આ શહેર એના થડને કાપે છે છતાં ગિરનારનું જંગલ ને ગિરનાર અસ્તિત્વમાં ઊગ્યા જ કરે છે, ટૂંક પરથી ખીણમાં ગબડ્યો છું અને મને ગબડતો જોઈ રહેલો, શિખરે ઊભો જોઈ રહેલો પણ હું જ છું... □

□ સભ્યતા કહે છે કે હાથની અદબ વાળીને ક્રૂસ પર ચઢો !

□ ઈશ્વરના જમણા પડખેની બેઠક હમણાં ખાલી છે.

□ સમ્બન્ધ તો માણસ મરે તો એની પાછળ દીવો કરે....

□ આદર્શની સ્થિતિ સૂના દરબારમાં ઊભેલા સિંહાસન જેવી છે.

□ ખંડિયેરમાં દીવો સળગાવો તો થોડો ભેજ તો ઓછો થાય !

□ વસ્તુવાદીની સ્મરણયાત્રા પણ ગુડઝ ટ્રેન જેવી !

□ સમયને ચીંધનારી ઘડિયાળના કાંટાની અણી મને કેમ વીંધે છે ?

□ હાથ ન ઊપડે તો આંખને તો રામ રામ કહેતાં આવડે છે !

# પેલેસ્ટીનીઅન કાવ્યો

□ અનુ. યોગેશ પટેલ □

[આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદ તથા મૂડીવાદે પેલેસ્ટાઈનની શાંતિપ્રિય ખેડૂતજનતાનું છેલ્લાં ૨૫ વર્ષોથી લોહી પીધું છે. શરણાર્થી અવસ્થા અને દેશવટો ભોગવી રહેલી પેલેસ્ટીનીઅન જનતા આજે પણ માતૃભૂમિની મધુર-દાહક સ્મૃતિ વાગોળતી સંઘર્ષરત છે. એમનાં કાવ્યોમાં ક્રાન્તિકારી ખુમારી તથા આશાવાદ ગાજે છે. જાત પેલેસ્ટાઈનના કવિઓમાં સાલેમ જુબ્રાન આગલી હરોળમાં સ્થાન ધરાવે છે. પેલેસ્ટાઈનનું સમકાલીન કાવ્ય-સાહિત્ય તે Poetry of Resistance. અહીં 'વિરોધ'ની ત્રાડ પાડતી ચાર કવિતાઓ લેવામાં આવી છે.
—અનુ.]

### દેશનિકાલ □ સાલેમ જુબ્રાન

સૂરજ સરહદ ઓળંગે છે,
બંદૂક મૂંગી છે,
ચંડોલ પ્રભાતિયું ગાય છે
તૂલ્કરેમમાં
અને ઊડી જાય છે
કિબ્બુટ્ઝમાં પંખીઓ સાથે ઉજાણી માણવા.
એક ગધેડું : રખડું ને એકલવાયું,
ઓળંગે છે
ચકોર દુશ્મનની નજરક્ષિતિજ
લેશમાત્ર ટુકડીનું ધ્યાન ખેંચ્યા વગર !
પરંતુ મારે માટે ? માતૃભૂમિ, તારા હાંકી કઢાયલા પુત્ર માટે !
તારું ગગન અને મારાં નયન
મધ્યે લંબાય છે ભીંતિયા સરહદ,
જે આંખે અંધારાં લાવે છે.

### સફદ □ સાલેમ જુબ્રાન

અજનબી છું હું, સફદ
અજનબી છે તું પણ !

આ ઘરો ક્ષિમત વેરે છે
પરંતુ તેનાં રહેવાસી
હાંકી કાઢે છે મને !
શા માટે ભટકી રહ્યો છે તું ? ઓ, આરબ શા માટે ?
શું કોઈ પણ વળતી સલામ નહિ કરે ?
અહીં એકવાર તારાં સગાં રહેતાં હતાં
પરંતુ તે ઊડી ગયાં.

હોઠો વચ્ચે શાંતિપ્રાર્થના તડપે છે
એમને માટે
અને મારી આંખોમાંથી
સિંહનું અપમાન થયું હોય એવું ડોકાય છે
પ્રિય સહૃદ,
વિદાય......
અંતિમ સલામ......

### મા □ સાલિમ જુબ્રાન

નિંદ્ય છે મારી મા,
તેણે અજાણ્યાને સ્તનનું વાત્સલ્ય દીધું;
જે તેનાથી પોષાય છે
અને હું ક્ષુધિત છું.

નિંદ્ય છે મારી મા,
તેણે અજાણ્યાને મારી પથારી દીધી;
જેથી હું છળતી ઊંઘ શોધું છું,
કારણ કે ઠંડીમાં ફફડું છું.

નિંદ્ય છે મારી મા,
તેણે દિલ એક અજાણ્યાને દીધું;
અને મને દૂર રાખ્યો,
હું સ્નેહહીન ભટકું છું.

નિંદ્ય છે મારી મા,
શાપિત છે એ;
નિંદ્ય છે બધી સ્ત્રીઓ.

## આરબ-ફાંસીના ફંદા પર □ સાલેમ જુબ્રાન

[જપ્ત પેલેસ્ટાઈનના શહેરોમાં રમકડાંની દુકાનોમાં ઘણી વાર જાતજાતના આકારના-કદનાં આરબ સ્ત્રી-પુરુષોને રજૂ કરતાં રમકડાં પણ મૂકાયાં છે. એમાં સૌથી વધુ લોકપ્રિય રમકડું છે "આરબ-ફાંસીના ફંદા પર" ઈરાકના એક પ્રસિદ્ધ ચિત્રકારે આ જ કાવ્ય પરથી 'એન એરબ હેંગિંગ' નામનું એક સુંદર પ્રસિદ્ધ ચિત્ર સર્જ્યું છે. આ કાવ્ય પેલેસ્ટાઈનના પ્રત્યેક નાગરિકના હૃદયમાં વસેલું કાવ્ય છે.]

આરબ-ફાંસીના ફંદા પર
એ સુંદર રમકડું છે.

ભૂલકાંઓ તે ખરીદી શકે છે,
તે બધી દુકાનોમાં મળે છે,
આખા શહેરમાં મળે છે
-ના, ના, તે વેચાઈ ગયું છે.

તેને શોધવા ખોટા ફાંફાં ના મારતા
તે તો વેચાઈ ગયું છે-દિવસો થયા!
ઓ...! નાઝી છાવણીઓના મૃતાત્માઓ
આ લટકતો માણસ
મૂળ બર્લિનનો યહૂદી નથી.
આ લટકતો માણસ
આરબ
મારા જેવો જ આરબ છે.

તમારા જ બંધુજનોએ તેને માર્યો છે
તમારા નાઝી મિત્રોએ...જે ઝીઓનમાં છે.

(૧) તૂલ્કેરમ તથા સફદ જપ્ત પેલેસ્ટાઈનમાં આવેલાં શહેરો છે.

(૨) કિબ્બુટ્ઝ: પેલેસ્ટાઈન (ઈઝરાએલ)માં ખેતીવ્યવસ્થા હેઠળ આવતાં ખેતરો માટે પ્રયોજાતો શબ્દ.



# કમજોર

□ એન્ટન ચેખોવ

□

**પોતાનાં** બાળકોની શિક્ષિકા યુલિયા બાર્સીલિયેવ્નાને હું એનો હિસાબ આજે ચૂકતે કરવા માગતો હતો.

'બેસી જા, યુલિયા બાર્સીલિયેવ્ના' મેં એને કહ્યું, 'તારો હિસાબ ચૂકતે કરી દઉં. હા, તો એવું નક્કી થયું હતું કે, તને મહિને ત્રીસ રૂબલ મળશે, ખરું ને ?'

'ના, ચાળીસ !'

'ના, ત્રીસ તું અમારે ત્યાં બે મહિના થયા રહી છે.'

'બે મહિના અને પાંચ દિવસ.'

'પૂરા બે મહિના, એ બે મહિનામાંથી પાંચ રવિવાર બાદ કર. રવિવારને દિવસે તું કોલ્યાને માત્ર બહાર ફેરવવા લઈ જાય છે. અને પછી ત્રણ રજા... નવ અને ત્રણ, બાર તો બાર રૂબલ ઓછા થયા. કોલ્યા ચાર દિવસ માંદો રહ્યો, એ દિવસોમાં તેં એને ભણાવ્યો નહીં, માત્ર વાન્યાને જ ભણાવ્યો. અને પછી ત્રણ દિવસ તારા દાંત દુઃખ્યા, એ વખતે મારી વહુએ તને રજા આપી દીધી હતી. બાર અને સાત થયા ઓગણીસ. એ બાદ કરીએ તો બાકી રહે....હા, એકતાળીસ રૂબલ, બરાબર ને ?'

યુલિયાની આંખોમાં આંસુ આવી ગયાં.

'અને નવા વર્ષના દિવસે તેં પ્લેટ ભાંગી નાખી હતી, બે રૂબલ એના ઓછા કર. તારી બેપરવાહીથી કોલ્યાએ ઝાડ પર ચઢીને પોતાનો કોટ ફાડી નાખ્યો હતો. દસ રૂબલ એના, અને પછી તારી બેપરવાહીને કારણે જ નોકરડી વાન્યાના બૂટ લઈને ભાગી ગઈ, એટલે પાંચ રૂબલ એના ઓછા થયા...દસમી જાન્યુઆરીએ તેં દસ રૂબલ ઉધાર લીધા હતા. એકતાળીસમાંથી સત્તાવીસ બાદ કર. બાકી રહ્યાં ચૌદ.'

ચુલિયાની આંખોમાં આંસુ છલકાયાં-'મેં માત્ર એક વાર તમારી પત્ની પાસેથી ત્રણ રૂબલ લીધા હતા...'

'વારુ, તે તો મેં ગણ્યા જ નહીં. તો ચૌદમાંથી ત્રણ બાદ જાય તો રહે અગિયાર. તો આ રહ્યો તારો પગાર...ત્રણ...ત્રણ...ત્રણ... એક અને એક.'

'ધન્યવાદ!' એણે અત્યંત ધીમેથી કહ્યું.

'તેં આભાર કેમ માન્યો?'

'પૈસા આપવા માટે.'

'લ્યાનત છે! તું જોતી નથી કે મેં તને છેતરી છે? મેં તારા પૈસા પડાવી લીધા છે અને એ બદલ તું મારો આભાર માને છે! અરે, હું તો તારી કસોટી કરતો હતો...હું તને એંસી રૂબલ જ આપીશ. આ રહી પૂરી રકમનું કવર.'

એ આભાર માનીને ચાલી ગઈ. હું એને જતી જોતો વિચારતો હતો કે દુનિયામાં બળવાન બનવું કેટલું સહેલું છે. □

## ગઝલ □ અનિલ

અંધકારે અંધકારે જાઉં છું,
હું મને ફંફોસું ને ભટકાઉં છું.
મૌજની પેઠે બહુ ફેંકાઉં છું,
ને ફરી મારામાં સરકી જાઉં છું.
રેતમાં ઊગ્યા કરે ઈન્દરધનુ,
સ્કંધના ખાલીપે તૂટી જાઉં છું.
દર્પણો સાંધ્યા કરું છું આંખથી,
ભાંગતી રેખાએ તસ્વીર થાઉં છું?
ક્ષીણ રેખા હાસ્યની લંબાય છે,
કેટલો ધીમે ધીમે તરડાઉં છું...
મૌનનું એકાંત શોધું છું હવે,
પાંસળીઓમાં બહુ પડઘાઉં છું.

# ઓતરાદો પડછાયો





કાર્તિક સંભાણકર

**ઓતરાદી** ક્ષિતિજ જોતજોતાંમાં અંધકારમાં ડૂબી જવાની છે અને ત્યાં કોઈ દીવા નથી, હશે તો છેવટે ચેહનો લાલ લંબચોરસ ભડકો હશે અને તે એ જોઈ શકવાનો નથી...ઓતરાદી ક્ષિતિજ ઢૂંકડે લાગે છે ને ક્ષિતિજ તો ફેલાતી યે જાય એવા આશ્વાસન છતાં પ્રકાશની સીમા અંધકારની કોર બની જાય તો...એ કંઈ હાથમાં આવવાની નહીં, એટલે ઓતરાદો માણસ ઉત્તરેથી પૂર્વનાં સ્મરણોના દીવા કરી કરીને, ઓતરાદી સીમાને ઉજાળવાનો ચંદરવો ગૂંથવા મથે છે અને થઈ જાય છે પરિશિષ્ટ....અને એને જીવન કોઈ અભ્યાસપૂર્ણ ગ્રંથ જેવું લાગે છે. આનુપૂર્વીના સંદર્ભો કે, સંદર્ભો જ આનુપૂર્વી ? કે બંને અસરપરસ એવો પ્રશ્ન કરે તો સ્મરણના દીવાઓથી ઝાંખી થતી જતી ક્ષિતિજને ચંદરવાની કોર કરવાનું થાય....

શેરડીના કોલુમાં કૂચો થયેલી શેરડીને ફરી બેવડ કરીને, કોલુના રોલ વચ્ચે બે છેડા ભેગા કરીને કોલુવાળો મૂકે એમ પૂર્વ અને ઉત્તરના બે છેડા ભેગા કરીને જીવનમાંથી રસ કાઢી લેવાનો પ્રયત્ન પણ એ કરી જુએ છે, પણ રસનાં થોડાં ટીપાં નીકળે તો યે, એવો પ્રયત્ન જ કેવો નીરસ છે એનો ખ્યાલ એને આવતો નથી. શેરડીનો છેડો મોળો પડી જાય છે, કદાચ પૂર્વછેડા સાથે મળીને, સાથે ભીંસાઈને પૂર્વનો રસ ઉત્તરને મળે એવો લોભ કે શાણપણ હોય, પણ એ કંઈ શિષ્ટતાભર્યું લાગે નહીં, પણ શેરડીના ઉત્તરછેડે રસ જ ઓછો, તેમ

જીવનના ઓતરાદા છેડે રસવૃત્તિ જ ઓછી, તે પૂર્વના રસના ટીપાં પામીને પુષ્ટ થાય ખરી? કદાચ થતી હશે....

અમે આમ કરેલું, અમારા વખતમાં તો આમ થતું....અને એમ 'અમે'માં, એકમાં રહેલા બેનો બોધ કરાવવાનો પ્રયત્ન નહીં હોય પણ એવો બોધ થાય તો ખરો...

સામે સૂર્ય તો ઠીક, ચન્દ્ર હોય તો યે આંખે હથનું નેજવું કરીને ચન્દ્રપ્રકાશ નીરખવો પડે. અને પૂર્વમાં તો હોય સૂરજ, પણ પોતે હોય એટલે એનું અજવાળું આંખને આંજે એ ગમે તો ખરું, ભલે આંખે ઝાંખપ વળે...માળાનો એકસો આઠમો મણકો અને કુમતું આવે છે તેને આંખે અડાડીને ફરી પહેલા મણકાથી શરૂઆત કરે છે એમ ઘટનાના મણકાઓને ફેરવ્યા કરે છે. ૧૦૮ મણકાની માળા ૧૦૮ વખત ફેરવનારનો નામ જપ યજ્ઞ ફળે એવી પરંપરિત શ્રદ્ધાથી 'અમે તારા જેટલા હતા ને, ત્યારે તો-'થી શરૂ કરીને 'આ મોતના કાંઠે પહોંચ્યા તો યે કંઈ ને કંઈ તો કરીએ જ છીએ' સુધી અટકીને, સહજ આંખ મીંચીને કૃતાર્થતા અનુભવીને ફરી, 'તે ઉમરે તો અમે'થી પહેલો મણકો શરૂ થઈ જાય....

ઓતરાદે ઓરડે રસોડું છે અને ત્યાં રસોઈની વાસ આવ્યા કરે છે. આથમતા સૂર્યનાં કિરણો ભીંતે હારબંધ ગોઠવેલાં વાસણ પર પ્રતિબિમ્બિત થઈ ને ઝાંખાં ઝાંખાં ફેંકાય છે એમ 'અમારા વખતમાં તો રૂપિયાનું બશેર ઘી મળતું' એવા શબ્દોથી શરૂ થઈને એના પૂર્વ-કાળમાં જમી ગયેલી ન્યાતોની વાત શરૂ થાય છે અને રસોડાના એકે એક વાસણ પર આથમતા સૂર્યનાં કિરણો પ્રતિબિમ્બિત થઈને ઝાંખાં ઝાંખાં ફેંકાયાનો ભાસ થાય છે...

સ્વર્ગ, જીવનને પેલે પાર આવેલું છે એવું એણે કથાકારોના શ્રીમુખે સાંભળ્યું છે, જાતે જ સ્વીકાર્યું પણ છે, પણ એ ઓતરાદો

માણસ પરિશિષ્ટનાં ટાંચણો કહેતો જાય છે ત્યારે લાગે છે કે, એ તો જીવનને એ પાર જ હતું, હતું ને હતું, ને તે છેવટે પરિશિષ્ટનાં ટાંચણો અને સંદર્ભસૂચિમાં જ રહી ગયું છે...

પાદરે ધૂળિયા ટીંબે બેસીને, આથમતા સૂર્યના ઝાંખા અજવાળામાં આવેલું પોતાનું ખોરડું જોવાનો પ્રયત્ન કરે પણ દેખાય નહીં, ને તો યે એ જાત સાથે વાત માંડે, ફલાણા વરસના ફલાણા દિવસે, આટલા વાગ્યે પહેલ પ્રથમ પ્રવેશ કરેલો ને ત્યારે તો એ કેવું હતું...ગારાની ભીંતો, ઓકળિયાળી જમીન, વાંસવળીનો માંચડો તે છત, ને છત પર ઝુમ્મર જેવું શીંકું, શીંકામાં....(જીભ હોઠને સ્પર્શી જાય) ને એના વચલા ઓરડે, જીંદગીની વચલી અવસ્થામાં....(નિઃશ્વાસ મૂકે-ફરી હોઠ પર જીભ ફેરવે), જાત સાથે વાત કરે, મૂંગો રહે, જોઈ રહે, ઊડી જતાં જતાં બોલ્યે જતું પક્ષી વિચાર અને દર્શનમાં ભંગ પાડે....આ, એમ, આ ઓતરાદો માણસ એકલતાની ક્ષણોમાં પૂર્વજીવનને સંભારતો હશે, હાલી ઊઠતો હશે એટલે પલાંઠી છોડીને ઝટ ઊઠવા પ્રયત્ન કરે કે, આમતેમ નજર કરી, ખોંખારો ખાઈ ને બીડીબાકસ હાથમાં લઈ લે....

ફોરાં વરસે છે પણ ઓતરાદી ભૂમિની માટીમાંથી ફોરમ ઊઠતી નથી એટલે જીવ વધારે અકળાય છે...માટી, રસકસ વગરની નરી વાહનોનાં પૈડાં નીચે દળાઈ દળાઈ ને ધૂળ બની ગઈ હશે...કાંકરા કસ્તર દળાઈ ને ભળી ગયાં હશે અને માટીને કકરી અને પાણી પડે તો યે ફોરમ ન ઊઠે એવી કરી દીધી હશે તેથી તો વાગોળતું બોખા માણસનું મોઢું બેડોળપણે ચાલ્યા કરે એવું લાગે...

લીલી વાડી જુએ છે, લીલી વાડીએ બેઠેલો પટેલ હોંકો કર્યા કરે એમ આ ઓતરાદો માણસ હોંકો કરે છે, મૂછ પર હાથ ફેરવે છે, બીડી લઈ, પેટાવી ફૂંકે છે, અને....સામેની ભીંતે લક્ષ્મીજી, અંબાજીની છબી, પોતાની પૂર્વાવસ્થાની છબી, વચલી અવસ્થાની સજોડેની

તસ્વીર, અને પેલી કૅલેન્ડર-સુંદરી અને નજીક આવેલો કબાટ. જુએ છે, કબાટમાં આવેલું ચોરખાનું, એમાં આવેલા દસ્તાવેજ-કાગળિયાં, ચલણી કાગળિયાં ને ઘરેણાંને પણ જોઈ જ લેતો હશે...

ફરી ફરી સ્મરણનો પ્રયત્ન જ કદાચ કશુંક યાદ રાખવા જેવું વીસરાઈ ગયું: છે એવો વહેમ જન્માવ્યા કરે છે...લીલી શેરડીનો પાતળો લીલો વાંસ થઈ ગયો ને જૂથમાંથી જુદો થઈને સુકાયો પણ ખરો, અને એમાંની કોઈ સળી ફાંસ થઈને ડંખે છે પણ ખરી...

લીલા લીમડાનો ધુમાડો ઘરને આરોગ્યક્ષમ રાખે છે એમ મનાય છે, જૂની પેઢીમાં તો મનાય છે, પળાય પણ...ઓતરાદા માણસને લીમડાની ધૂણી કરવી ગમતી નહીં હોય તોયે આદતમાં વસી ગઈ હશે...

ઓતરાદી ભીંતો પર એનાં સ્મરણો પૂર્વના પડછાયા પાડ્યા કરે છે...રેખા તો ઉપસતી જ નથી, આંખે ઝાંખ વળી ગઈ છે, સ્મૃતિ સુધી યે પહોંચી ગઈ હોય...પણ પડછાયો જોઇને આકૃતિને પારખી લેવાનું પાવરધાપણું એને મનમાં મલકાવી જાય છે...આટલા પાછા થયા, આટલા રહી ગયા...આટલા પાછા થવામાં છે અને એમાં હું પણ ખરો....એ આમતેમ જોઈને ખોંખારો ખાઇ લે છે....રસોડેથી કશુંક દાઝી ગયાની વાસ આવે છે....એ જુઓ તો, કશુંક દાઝે-બળે છે-એવી બૂમ મારે છે. બીડી સળગાવી જોરજોરથી દમ મારે છે...

પડછાયા લંબાયા ટૂંકાયા કરે છે કે પડછાયાને લંબાવવા ટૂંકાવવા સ્મૃતિનો દીવો આઘો પાછો કર્યા કરે છે....અને એમ કરતાં કરતાં બધા પડછાયા એક થઈ જઈને ઉત્તર-પૂર્વનો સમગ્ર અંધકાર થઈ જવાનો કાળો ચમકારો થઈ જાય છે...એ ચમકી જાય છે. ડૉકટરે કહી દીધું છે કે લો બ્લડ પ્રેશર છે, સાચવો...શું સાચવે, પડછાયા? રેખાના તાંતણા અદૃશ્ય થઈ જાય છે, પડછાયા ભેગા થઈ જાય છે...પરસેવો વળી જાય છે, ટીપાં બાઝે છે, ફોરમ નહીં, પણ

ન ખમાય એવી ગંધ આવે છે, ચોમાસે પ્રથમ વારના ધોધમાર વરસાદમાં ગમાણનું છાપરું અછો અછો ચૂએ ને સૂકી જમીન ભીંજાય ને એમાંથી ઊઠે એવી વાસ....

નેજવું કરીને જુએ તો હજી પાછલો પહોર છે, સૂરજ આથમવાને તો ઠીક વાર અને તોયે આંખમાં અંધારાં ફરી વળે...પડછાયા એક થઈ જાય...અંધકાર પેલી લક્ષ્મીજીની છબી, સજોડે પડાવેલી છબી અને પેલા કબાટ પર, ચોરખાના સુધી ફરી વળે...એ તે કેવું! ઓતરાદો પડછાયો લંબાઈને એક અંધકાર થઈ ફરી વળે એ તે કેવું! □

ઘરના મોભ પર સવાર □ ઉશનસ્

કંકુતણી કો પરપોટા જેવી
લચી પડી પાકી દરાખ, જાણી
સામે મોભે કો કૌઆની ચાંચ
ડોલંત ઠળિયા-ગલ શા પ્રભાતને;

ફૂટી આંખે ઝૈડકો એક મૂકી
આછા જૂના જજર્યાં વસ્ત્ર જેવી
આ છેડાથી ઓ છેડા સુધી ફાડી નાખે
કો પારદર્શી પડળાઈ રાતને;

રાત્રીતણું વસ્ત્ર ઊડે લીરેલીરા,
તાકો હવે ચિંદડીઓ જ, ચીંથરાં,
ચકલીઓની ટોળીઓ આવી આવી
ફેદી નાખો ચાંચમાં ઘાલી તાણી
માળા માટે ઊંચકી જાય છૂટા
રંગીન ગાભા ચૂંથી તાંતતાંતને.

# માણસ અને સાપ

□ એમ્બ્રોઝ બીયર્સ



હાર્કર બ્રાયટન ગાઉન અને સ્લીપર પહેરી સોફા પર લંબાયો હતો અને પુસ્તક વાંચવામાં તલ્લીન હતો. એકાએક ખૂણામાં કોઈક ચીજે એનું ધ્યાન ખેંચ્યું. પલંગ નીચે એને કંઈક ચળકતું લાગ્યું.

પ્રકાશનાં બે બિન્દુ પલંગ નીચે ચળકતાં હતાં, અને એમાંથી આછા રંગનો પ્રકાશ નીકળતો હતો. એને લાગ્યું કે એ બિન્દુ પહેલાં કરતાં નજીક સરકી આવ્યાં છે. ટેબલલેમ્પના શેડને કારણે ઓરડામાં આછો અંધકાર છવાયેલો હતો. એ ત્યાંથી નજર વાળીને ફરી વાંચવા લાગ્યો.

એકાએક એના હાથમાંથી પુસ્તક પડી ગયું. એ ઉપાડવા માટે નીચે ઝૂક્યો ત્યારે પેલાં બે પ્રકાશબિન્દુ પર એની નજર સ્થિર થઈ ગઈ. એની ભયાનક ફેણ ઊંચે તણાઈ હતી અને સાવ સામે નજર મંડાયેલી હતી.

એક આધુનિક શહેરના સુઘડ વિસ્તારમાં સાપ હોય એ સાધારણ વાત ન કહેવાય. હાર્કર બ્રાયટન પાંત્રીસ વર્ષનો ધનવાન અવિવાહિત પુરુષ હતો. એ એક સારો ખેલાડી હોવા સાથે પુસ્તકપ્રેમી પણ હતો. હોટલનો આરામ છોડીને, થોડા દિવસ માટે એ પોતાના વૈજ્ઞાનિક મિત્ર ડૉક્ટર ડ્યૂરિંગના જૂની શૈલીના મોટા મકાનમાં ઊતર્યો હતો. ઘરના એક ભાગમાં ડૉક્ટરની પ્રયોગશાળા અને અજાયબઘર હતાં. ડૉક્ટરે કેટલાંયે દેડકાં, સાપ તથા વિચિત્ર પશુ પાળ્યાં હતાં. એ એમના જીવનનું વિશ્લેષણ કરતા હતા. એ ઓરડામાં સાપ વગેરે નિર્બાધપણે ફરતા હતા.

પહેલાં તો એને વિચાર આવ્યો કે, ઘંટડી વગાડી નોકરને બોલાવું. ઘંટડીનું બટન નજીક જ હતું, પણ દાબ્યું નહીં. એ ડરપોક

ઠરે એવા ભયે. એ ડરતો તો નહોતો જ. અલબત્ત, શું કરવું એવા વિચારમાં તો પડી જ ગયો હતો. એના હાથ જેટલો જાડો હાથ કોણ જાણે કેટલોયે લાંબો હતો! એ ઝેરી છે કે નહીં, તેની શી ખબર પડે?

બ્રાયટને સાપથી દૂર થવાનો પ્રયત્ન કર્યો. સાપ પર નજર રાખીને બ્રાયટન સરકતો સરકતો બહાર જવા લાગ્યો. 'સાપ પાછળ પડે તો ભીંત પર ટાંગેલા જૂના હથિયારનો ઉપયોગ થઈ શકશે' એવી એની ગણતરી હતી.

સાપની આંખ પહેલાં કરતાં વધારે ચળકતી હતી. બ્રાયટને જમણે પગ પાછળની દિશામાં મૂક્યો અને બડબડ્યો, 'હું નીડર આદમી છું.' પછી સીધા થવા માટે એણે ખુરશીની પીઠ પકડી. 'મૂર્ખ, હું એટલો કાયર નથી કે, તારાથી ડરી જાઉં!' એ બોલી ઊઠ્યો. ખુરશીને પકડીને એ ઊલટો ચાલવા લાગ્યો. સાપ પહેલાંની જેમ જ એને ટગર ટગર જોયા કરતો હતો.

એકાએક એના હાથથી ખુરશી છૂટીને ઢળી પડી. એના મોઢામાંથી આહ સરી પડી. સાપ તો હાલ્યો પણ નહીં. એની આંખમાં જાણે સૂર્યની રોશની ચળકતી હતી. તીખા પ્રકાશનાં વર્તુળો જાણે બ્રાયટનના ચહેરે સ્પર્શી ગયાં. એની આંખો અંજાઈ ગઈ. કોઈ ચીજે મારા ચહેરા અથવા છાતી પર પ્રહાર કર્યો હોય એવું એને લાગ્યું. નાક અને હોઠ કપાઈ ગયાં. થોડી ક્ષણ માટે એણે ભાન ગુમાવ્યું.

ભાન આવ્યું ત્યારે ભય વ્યાપી ગયો હતો—ક્યાંક સાપ ગળે તો વળગ્યો નહીં હોય! સાપ તો એમ જ ફેણ માંડીને ટગર ટગર જોયા કરતો હતો.

બ્રાયટનના પગ અશક્ત થઈ ગયા હતા. કોણી પર ધડ ઉઠાવીને એ પગ હલાવવા લાગ્યો. એનો રંગ સફેદ થઈ ગયો હતો.. ચહેરે

લોહીના કણ ચળકતા હતા. આંખો પહોળી થઈ ગઈ હતી. હવે એ સાપની પેઠે સરકતો હતો. એ પાછળ જવા માગતો હતો. પણ સરકતો સરકતો નજીક જતો હતો.

પોતાની લાયબ્રેરીમાં ડૉકટર ડ્યુરિંગ મિત્રોની સાથે વાતે વળગ્યો હતો. એવામાં એક પછી એક કેટલીયે ચીસો સંભળાઈ. ડ્યુરિંગ બ્રાયટનના ઓરડા તરફ દોડ્યો. કેટલાક નોકરો પણ દોડ્યા. ઓરડાનું દ્વાર ખુલ્લું હતું અને બ્રાટન ઊંધો મરેલો પડ્યો હતો. એનું માથું અને હાથ પલંગની નીચે હતાં. ડ્યુરિંગે એને ખેંચીને બહાર કાઢ્યો. એના ચહેરા પર લોહી હતું અને આંખો કોઈ ભયાનક દૃશ્ય જોતી હોય એમ ખુલ્લી હતી.

'આ તો બેહોશીમાં જ મરી ગયો!' કહીને ડૉક્ટરે ઝૂકીને એના હૃદય પર હાથ મૂક્યો. એવામાં એની નજર નીચે સાપ પર પડી. 'અરે ભગવાન, આ અહીં કેવી રીતે આવી ગયો?' એટલું કહીને એણે સાપને બહાર ખેંચીને ફર્શ પર પટક્યો. સાપ ભીંત પાસે હાલ્યા વિના પડી રહ્યો.

એ એક મરેલા સાપની ખાલ હતી અને એમાં ભૂંસું ભરેલું હતું. એની આંખો ચળકતા કાચની હતી. □

□ હેમંતની ભૂખરી સાંજે વિચ્છિન્ન પડછાયા લઈને આવે છે.

□ ઈસૂનાં ઘેટાં પાસે તો શરીરને બચાવવા માટે પોતાનું ઊન પણ હતું.

□ ભીંત પરથી કૅલેન્ડર ઉતારનારા ઈસૂને શૂળી પરથી ઉતારતા નથી.

□ પગની પાનીએ ચાંદલા ન કરો, મને ઈસૂના પગમાં ઠોકાયેલા ખીલા સાંભરે છે.

□ પાપી પર ફેંકાયેલો પહેલો પથરો નહીં, હું છેલ્લો પથરો શોધું છું.

□ વાડના કાંટાળા તારને ઈસૂના માથાનો તાજ થવાના ઓરતા છે.

# □ □ □ □ □ ઉછીની રકમ □ □ □ □ □

**બર્નાર્ડ માલામુડ □ અનુ. શિરીષ પંચાલ**

**લીબના** ઉજળા પાઉંની મીઠી અને માદક સોડમને કારણે પાઉં તૈયાર થતાં પહેલાં જ ઘરાકોની ઠઠ જામી ગઈ. કાઉંટર પાછળ ઊભી રહેલી લીબની બીજી વારની પત્ની બૅસીની ચકોર નજર ટોળામાંના એક અજાણ્યા, દુબળા અને કડક હેટવાળા ચીંથરેહાલ માણસ પર પડી. તે ટોળાને છેવાડે લોકોથી દૂર ઊભો હતો. પાઉં ખરીદવા ધસારો કરતા લોકોની સરખામણીમાં તે સાવ ગરીબડો લાગતો હતો, છતાં પણ બૅસી સાવધ થઈ. તેણે ઇશારાથી પૂછ્યું પણ પેલાએ હેટવાળું માથું ધુણાવીને સમજાવ્યું કે તેને ઉતાવળ નથી, નિરાંતે (કાયમ માટે) રાહ જોશે, જો કે તેનો ચહેરો દુઃખથી ચમકતો હતો. જીવનમાં જો યાતના ભોગવી હશે તો તે સંતાડવાનો પ્રયત્ન તેણે કર્યો ન હતો; ચમક તો તેની પોતાની હતી. એટલે જ બૅસી તેનાથી ગભરાઈ.

તેણે ઘરાકોને ઝટપટ પતાવવા માંડયા અને તેની આ ઝટપટ પતાવટ પછી બધાયે વિદાય લીધી એટલે તેણે પેલાની સામે તાકયા કર્યું.

તેણે હેટ સહેજ ઊંચી કરતાં કહ્યું : 'માફ કરજો. મારું નામ કોબોટસ્કી. લીબ ભઠિયારો અહીં જ રહે છે?'

'કોણ કોબોટસ્કી?'

'એનો જૂનો મિત્ર–' ઉત્તરે તેને વધારે ગભરાવી.

'કયાંથી આવો છો?'

'બહુ વખતથી.'

'તમારે એમનું શું કામ છે?'

પ્રશ્નથી તેનું સ્વમાન ઘવાયું એટલે કોબોટસ્કી જવાબ આપતાં અચકાયો.

અવાજના જાદુથી જાણે ખેંચાઈ આવ્યો હોય તેમ ભઠિયારો પાછલા ભાગમાંથી ખમીસ પહેર્યા વિના જ દુકાનમાં આવી ચઢ્યો. તેના રાતા માંસલ હાથ લોટથી સારા એવા ખરડાયેલા હતા. હેટને બદલે તેણે લોટવાળી કથ્થઈ કાગળની કોથળી માથા પર ગમે તેમ મૂકી હતી. તેના ચશ્માના કાચ પર લોટ હતો, અને કુતૂહલભર્યો તેનો ચહેરો લોટથી એવો સફેદ થઈ ગયો હતો કે તે મહોરાવાળા ભૂત જેવો લાગતો હતો. પણ ચશ્મામાંથી જોતાં પોતે ભૂત નહિ પણ કોબોટસ્કી ભૂત લાગ્યો.

'કોબોટસ્કી.' ભઠિયારાએ ધ્રૂસકું નાંખતા ચીસ પાડી કારણ કે બહુ વરસો પહેલાંની યાદ આવી ગઈ. તેઓ બંને જુવાન હતા અને એ જમાનો પણ જુદો હતો. લાગણીવશ થઈ જવાને કારણે તે આંસુ ખાળી ન શક્યો, હાથથી આંસુ લૂછી નાંખ્યાં. કોબોટસ્કીએ હેટ ઉતારી–તે બહુ જૈફ થઈ ગયો હતો. પણ ટાલ પડી ગયેલી, જ્યારે લીબ વધારે નરડો લાગતો–અને ભીનું કપાળ સ્વચ્છ રૂમાલથી લૂછી નાખ્યું.

લીબે સ્ટુલ ધરી દીધું: 'લે બેસ, કોબોટસ્કી!

બેસી બબડી: 'અહીં નહીં.' કોબોટસ્કીને તેણે સમજ પાડી: 'ભોજનના સમયે ઘરાકોનો ભારે ધસારો હોય છે.'

'તો પછવાડે જઈએ.' કોબોટસ્કીએ ડોકું હલાવ્યું.

એટલે તેઓ પાછળ ગયા. એકાન્ત મળ્યા બદલ આનંદ પામ્યા. પણ ઘરાકો આવ્યા નહિ એટલે બેસી પણ વાતો સાંભળવા ત્યાં જઈ પહોંચી.

ઓરડાના એક ખૂણામાં કોબોટસ્કી નિરાંતે એક ઊંચા સ્ટુલ પર બેઠો. તેના ખભા ઝૂકેલા હતા, કાળો કોટ અને હેટ પહેરી રાખ્યાં

હતાં, સખત ભૂખરી નસોવાળા હાથ પાતળી સાથળો પર લગડાવેલા હતા, બેસીએ કાન સાવધ કર્યા પણ મહેમાન તો મૂંગો જ રહેલો. લીબ જ હાંફળોફાંફળો વાતો કરતો હતો : જૂના જમાનાની, હવે તો નવો જમાનો આવ્યો. કોબોટસ્કી, તે વખતે તો આપણે જવાન હતા. તને યાદ છે આપણે વહાણમાંથી ઊતરીને એક સાથે નિરાશ્રિત તરીકે રાત્રિશાળામાં નામ નોંધાવેલા

સ્ટુલ પર બેઠેલા દુબળાના મોંમાંથી એક શબ્દ નીકળ્યો નહીં. બેસીએ અધીરાઈથી સાફસૂફી કરવા માંડી દુકાનમાં એક નજર નાખી જોઈ–ત્યાં કોઈ ન હતું.

મિજલસના મુખ્ય માણસની જેમ પેલાને મોજમાં આણવા માટે તે ગાવા લાગ્યો : 'વૃક્ષોને એક દિવસ પવને કહ્યું–'આવ.' આવ મેદાનો પર અને ખેલ મારી સાથે.' કોબોટસ્કી, યાદ આવે છે ?'

બેસીએ જોરથી સૂંઘી જોયું : 'લીબ, પાઉં જો.'

ભઠિયારો કૂદ્યો અને ગેસની ભઠ્ઠી આગળ ગયો અને એક બારણું ખેંચી કાઢ્યું. બરાબર સમયસર તેણે કથ્થઈ બ્રેડની ગરમ ગરમ ટ્રે કાઢી અને ટેબલ પર ગોઠવી.

પાઉં માંડ બળી જતા બચી ગયા તેની સામે બેસી બબડાટ કરવા માંડી.

લીબે દુકાનમાં ડોકિયું કર્યું અને ઉત્સાહપૂર્વક તે બોલ્યો : 'ઘરાક.' રેબઝેબ બેસી દુકાનમાં ગઈ. ભીના હોઠે કોબોટસ્કી તેને જતી જોઈ રહ્યો. લીબ આથો આવેલા લોટને બે ટ્રેમાં મૂકેલાં વાસણમાં ઢાળવા લાગ્યો. તરત જ પાઉં સેકાવા મૂક્યા પણ બેસી તરત પાછી આવી.

તાજા સેકાયેલા પાઉંની મીઠી સોડમે કોબોટસ્કીનું ધ્યાન ખેંચ્યું. જાણે પહેલી વખત તે હવાનાં ઘૂંટ ભરતો હોય તેમ તેણે આ મીઠી

સોડમ માણી અને આ સ્વાદિષ્ટ સોડમ લીધે છાતી પર મુઠ્ઠી પણ મારી.

'હે ઈશ્વર, ગજબ છે.' તે ઠકળ્યો

'આંસુથ બંધાય છે.' લીબે નમ્રતાથી લોટ તરફ ચીંધતા કહ્યું.

કોબોટસ્કીએ માથું હલાવ્યું.

ભઠિયારાએ સમજ પાડી : ત્રીસ વરસ સુધી મારી પાસે એક પૈસો ન બચે. એક દિવસે કંટાળીને લાટમાં જ રડી પડયો. પછી તો પાઉં એવા બનવા લાગ્યા કે ચારે બાજુથી ઘરાકોનાં કીડિયારાં ઊભરાયાં. મારી કેક તેમને બહુ ગમતી નથી, પણ મારા પાઉં અને રોલ માટે તો લોકો દૂર દૂરથી દોડતા આવે છે.

કોબોટસ્કીએ નાક લૂછ્યું, દુકાનમાં જોયું તો ત્રણ ઘરાક હતા.

'લીબ'–આછો અવાજ.

ભઠિયારો જરા ટટાર થયો.

મુલાકાતીની આંખો બહાર બેસી તરફ વળી, પછી ઊંચે ચઢાવેલી ભ્રમરથી બેકરને પૂછ્યું.

છતાં લીબ ચૂપ રહ્યો.

ગળું સાફ કરવા કોબોટસ્કીએ ઉધરસ ખાધી : 'લીબ, મારે બસો ડોલર જોઈએ છે.' તેનો અવાજ ગળામાં ડૂબી ગયો.

ગુણ પર ધીરે રહીને લીબ બેસી ગયો. તેને ખબર હતી–પહેલેથી ખબર હતી. કોબોટસ્કીને જોયો ત્યારથી જ પંદર વરસ પહેલાં નહિ ચૂકવાયેલા સો ડોલરની સ્મૃતિની સાથે તે અત્યારે ઉછીના માગશે એમ તેને લાગેલું. કોબોટસ્કીએ સોગંધ ખાધા હતા : 'મેં આપી દીધા છે.' લીબે માન્યું જ ન હતું. પછી તો દોસ્તી તૂટી ગઈ. એ ક્રોધને સ્મૃતિમાંથી દૂર કરતાં કરતાં તો વરસો વીતી ગયાં.

કોબોટસ્કીએ માથું નીચે ઝુકાવ્યું.

લીબ મનમાં બોલ્યો : ' છેવટે તું જૂઠ્ઠો હતો એટલું તો કબૂલ. એ માટે કેટલી રાહ જોઈ.'

કોબોટ કીએ વાંકા વળી ગયેલા હાથ સામે જોયું. એક જમાનામાં તે ફરકાવતો હતો, પણ આર્થરિટિસે તેને નકામો કરી નાખ્યો.

લીબે પણ જોયું. પટાનું બટન પેટમાં વાગ્યું. મોતિયાને કારણે બંને આંખો ઝાંખી હતી. ડૉક્ટરે તો કહેલું કે ઑપરેશન પછી આંખ સારી થઈ જશે પણ તેને અમંગળનો જ ભય હતો.

તેણે નિઃશ્વાસ નાખ્યો. ભૂલ તો ભૂતકાળની હતી. ચાલો માફ–એને જોયો ત્યારથી માફ.

'મારું ચલતું હોત તો ચોક્કસ–પણ' દુકાન તરફ જોઈને તે બોલ્યો : 'આ મારી બીજી વારની પત્ની છે. બધું એના નામે છે.' તેણે ખાલી હાથ ઊંચા કર્યા.

કોબોટસ્કીની આંખો બીડેલી હતી.

'પણ હું એને વાત કરીશ.' લીબને જો કે ડર હતો.

'મારી વહુ માટે જોઈએ છે–'

ભઠિયારાએ હાથ ઊંચો કર્યો : 'બોલ નહિ.'

'તું એને કહી—'

'મારા પર છોડી દે.'

તેણે સાવરણી હાથમાં લીધી અને ઓરડામાં સફેદ રજકણોના ગોટેગોટા ઉડાડતો ઘૂમી વળ્યો.

બેસી હાંફળીફાંફળી પાછી આવી અને બંને સામે જોયું, હોઠ ભીડાવીને કઠોર બનીને રાહ જોવા લાગી.

લીબે ઉતાવળે સીંકમાં વાસણ ધોયાં અને પાઉંની કઢાઈઓ ટેબલ નીચે ગોઠવી અને સોડાવાળા પાઉંની થપ્પી કરી. ભઠ્ઠી તરફ એક નજર કરી : બધા જ સેકાતા હતા–બધા જ.

બૅસીની સામે ઊભેલો તે ગરમ ગરમ હવાથી થોડી વાર તો મૂંઝાઈ ગયો.

સ્ટુલ પર બેઠેલો કોબોટસ્કી અકળાવા લાગ્યો.

છેવટે ભઠિયારો બોલ્યો : 'બૅસી, આ મારો જૂનો મિત્ર છે.'

તેણે ગંભીરતાથી ડોકું હલાવ્યું.

કોબોટસ્કીએ હૅટ ઊંચી કરી.

'તેની મા–ભગવાન એને સુખી રાખે–એ મને બહુ વખત ગરમ ગરમ સૂપ પીવડાવેલો. આ દેશમાં આવ્યો ત્યારે કેટલાંય વરસ મેં તેને ઘેર ખાધેલું. તેની વહુ બહુ ભલી બાઈ–ડોરા, કોઈ દિવસ તું એને મળે–'

કોબોટસ્કી ધીરે રહીને કણસ્યો.

'તો પછી અત્યાર સુધી હું કેમ ન મળી?' બૅસી બોલી. લગ્નના દસ બાર વર્ષ પછી પણ પહેલી પત્નીએ ભોગવેલી સુખ-સવલતોથી બળી જતી હતી.

'મળીશ.'

'મળી કેમ નહિ?'

'લીબ–' કોબોટસ્કી બોલવા ગયો.

'કારણ કે પંદર વરસથી મેં જ એને જોઈ નથી.' લીબે કબૂલ્યું.

'કેમ નથી જોઈ?' તે તૂટી પડી.

લીબ થોભ્યો. 'ભૂલ થઈ.'

કોબોટસ્કીએ બીજી તરફ જોયું.

'મારો વાંક.' લીબે કહ્યું.

બૅસી બોલી ઊઠી: 'કારણ કે તમે ક્યાંય જતા નથી. તમે હમેશાં દુકાનમાં જ સબડો છો. ભાઈબંધો હોય ન હોય તમને શું?'

લીબે બધું કબૂલ્યું.

તે બોલ્યો: 'અત્યારે તે માંદી છે. ઑપરેશન કરવું જ પડે. પણ બસો ડોલર જોઈએ. મેં કોબોટસ્કીને વચન આપ્યું છે–'

બૅસી બરાડી ઊઠી.

હાથમાં હૅટ લઈને ક્રાબોટસ્કી સ્ટુલ પરથી ઊભો થઈ ગયો.

હાથ છાતી પર દબાવીને બૅસીએ હાથ આંખે લગાડ્યો. તે ધ્રૂજી ઊઠી. તે બંને તેને પકડવા ગયા પણ તે પડી ન ગઈ. ક્રાબોટસ્કી તરત જ સ્ટુલ પાસે જતો રહ્યો અને લીબ સીંક આગળ.

પાઉંના વચલા ભાગ જેવા ચહેરે બૅસીએ ધીરે રહીને મહેમાનને કહ્યું: 'તમારી વહુની મને દયા આવે છે પણ અમે તમને મદદ કરી શકીએ તેમ નથી. ક્રાબોટસ્કી, માફ કરજો, અમે ગરીબ છીએ, અમારી પાસે પૈસા નથી.'

'ભૂલે છે.' ગુસ્સે થઈને લીબે બૂમ પાડી.

બૅસી તરત જ અભરાઈ આગળ ગઈ અને એક બીલની પેટી ઉતારી. ટેબલ પર પેટી ઠાલવી–ચારે બાજુએ કાગળિયાં ઊડવા લાગ્યાં.

'ઉધરાણી–ઉધરાણી.' તેણે બૂમ પાડી.

ક્રાબોટસ્કીએ ખભા હલાવ્યા.

'બૅસી. બૅંકમાં આપણી પાસે.'

'ના–'

'મેં પાસબૂક જોઈ છે.'

'થોડી બચત કરી તેથી શું થઈ ગયું? તમે વીમો ઉતરાવ્યો છે?'

તેણે જવાબ ન આપ્યો.

'ઉતારી શકશો?' તેણે ટોણો માર્યો.

આગલું બારણું ખખડ્યું. વારંવાર ખખડ્યું. પાઉં માટે ઘરાકોથી દુકાન ઉભરાઈ ગઈ. તેમની સરભરા માટે બૅસી બહાર જતી રહી.

પાછલા ભાગમાં ઘવાયેલા સળવળ્યા. ક્રાબોટસ્કીએ સૂકલકડી આંગળીઓથી ઓવરકોટનાં બટન વાસ્યાં.

'બેસ.' ભાડૂયારાએ નિઃશ્વાસ નાખ્યો.

'લીબ, માફ કરજે.'

કોબોટસ્કીનો ચહેરો ઉદાસ હતો, ઉદાસીનતાથી ચળકતો હતો.

બૅસીએ જ્યારે ઘરાકો પતાવ્યા ત્યારે લીબ દુકાનમાં ગયો. તેણે બૅસી સાથે કાનમાં ગુફતેગો કરી, એટલા જ ધીમે સ્વરે બૅસીએ જવાબ વાળ્યો, પણ બંનેને ઝઘડી પડતા સહેજ પણ વાર ન લાગી.

કોબોટસ્કી સ્ટુલ પરથી ગબડી પડ્યો. તે સીંક આગળ ગયો, અર્ધો રૂમાલ ભીંજવ્યો અને ઓવરકોટના ખિસ્સામાં નાખ્યો, પછી નાનું ચપ્પુ કાઢીને તરત જ નખ સરખા કરવા લાગ્યો.

તે દુકાનમા દાખલ થયો ત્યારે લીબ બૅસીને આજીજી કરતો હતો, તેની કાળી મજૂરી, ગુલામીની વેઠ યાદ કરાવતો હતો. અત્યારે જો મારી પાસે કંઈક પૈસા છે, જો દિલોજાન દોસ્તને મદદ કરી શકાતી ન હોય તો જીવનનો કયો અર્થ છે. પણ બૅસી એનું સાંભળતી જ ન હતી.

કોબોટસ્કી બોલ્યો : 'મહેરબાની કરીને ઝઘડો નહિ. હું જતો રહું છું.'

નિરાશ થઈને લીબે તેની સામે જોયું, બૅસી મોં ફેરવીને જ ઊભી રહી.

કોબોટસ્કીએ નિઃશ્વાસ નાખ્યો : 'હા, મારે પૈસા ડોરા માટે જોઈતા હતા, પણ તે માંદી નથી, લીબ, તે તો મરી ગઈ છે.'

'અરે!' હાથ ઘસતા લીબે ચિત્કાર કર્યો.

બૅસીએ ફિક્કા થઈને મહેમાન સામે જોયું.

દર્યાદ્રભાવે તે બોલ્યો: 'અત્યારે નહીં. પાંચ વરસ પહેલાં.'

લીબ કણસ્યો.

'મારે તેની કબર પર તકતી મૂકવા પૈસા જોઈતા હતા. તેની કબર પર તકતી મૂકી જ નથી. આવતા રવિવારે તેના મૃત્યુને પાંચ

વરસ પૂરાં થશે, દર વરસે હું તેને વચન આપું છું, 'ડોરા, આ વરસે તો તકતી મૂકીશ જ.' પણ કોઈ વરસે બન્યું નહિ.'

તેને હમેશાં શરમિંદો પાડતી કબરને બધા જ તકતી વિનાની જોતા હતા. સરસ નામ કોતરાવેલી તકતી માટે તેણે પચાસ ડોલરની ડિપોઝીટ તો ક્યારની આપી રાખેલી પણ બીજા પૈસા કદી આપી ન શક્યો. કોઈ ને કોઈ ઉપાધિ તો આવ્યા જ કરતી હતી. પહેલાં વર્ષે ઑપરેશનની ઉપાધિ આવી, પછી બીજે વરસે તે બેકાર બન્યો, આર્થરિટિસે તેને ઘરમાં મૂકી રાખ્યો. ત્રીજે વરસે તેની વિધવા બહેનનો એકનો એક છોકરો મરી ગયો એટલે કોબોટસ્કીની થોડી ઘણી આવક તેને મદદ કરવામાં વપરાઈ, ચોથે વરસે એટલાં બધાં ગૂમડાં નીકળ્યાં કે શેરીમાં ચાલતા ય સંકોચ થતો. આ વરસે તે કામ કરતો હતો પણ માત્ર એમાંથી તો ખાવાપીવાનું નીકળતું એટલે ડોરા હજુ પણ તકતી વિના જ રહી ગઈ હતી, હવે તેને ડર હતો કે તે એકાદ દિવસ કબ્રસ્તાનમાં જશે ત્યારે તેની કબર પણ રહી નહીં હોય.

ભઠિયારાની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં. બૅસીના ચહેરા પર નજર નાખતાં ડોક અને ખભા ઢીલાઢસ થઈ ગયેલા લાગ્યા–જણાયું કે બૅસીનું હૃદય પણ પીગળ્યું છે. ચાલ, છેવટે ફત્તેહ મળી. તે હમણાં જ કહેશે–હા, પૈસા આપો અને પછી તેઓ બધાં જ ટેબલ પર બેસીને એક સાથે ભોજન લેશે.

પણ રડતાં રડતાં બૅસીએ ડોકું ધુણાવ્યું, તેઓ કશી અટકળ કરે તે પહેલાં તો તે જ પોતાનાં દુઃખનાં રોદણાં રડવા લાગી: તે નાની હતી ત્યારે કઈ રીતે બોલ્શે–વીકી તેના વ્હાલા બાપને ઉઘાડે પગે બરફનાં ખેતરોમાં ઘસડી ગયો હતો, કઈ રીતે ઝાડમાં પંખીઓ પર ગોળીઓ અને બરફમાં લોહી દદડયું, કઈ રીતે તે પરણી ત્યારે એક જ વરસમાં તેનો–વ્હાલો સજ્જન, ભણેલો ગણેલો હિસાબનીશ, તે દિવસોમાં તો એવો દીવો લઈને શોધવા જાઓ તો ય ન મળે–વર

વોર્સોમાં મૃત્યુ પામેલો; કઈ રીતે દુઃખે ઘેરાયેલી બૅર્સીને જર્મનીમાં તેના મોટા ભાઈને ઘેર આશ્રય મળેલો, કઈ રીતે તેના ભાઈએ પોતાને બદલે બૅર્સીને અમેરિકા મોકલી અને તે પોતે પત્ની અને દીકરી સાથે હિટલરના અત્યાચારનો ભોગ બનેલો–

'હું અમેરિકા આવી અને અહીં આ ભઠિયારો–ગરીબ ભઠિયારો ભટકાયો–આખું જીવન દળદરમાં વીતાવેલું. એક પૈસો તેની પાસે ન મળે, જીવવાનો કોઈ આનંદ નહીં. અને હું એને પરણી–ભગવાન જાણે શા માટે પરણી–મેં મારાં બાવડાંના બળે રાત દિવસ મહેનત કરીને તેનો ધંધો આવો વિકસાવી આપ્યો અને બાર વરસ પછી આજે પેટજોગું રળીએ છીએ. પણ લીબ કંઈ તંદુરસ્ત નથી. તેની આંખે પણ ઑપરેશન કરાવવાનું છે. અને વાત આટલેથી અટકતી નથી. ન કરે ને નારાયણ તે મરી જાય તો હું એકલી શું કરીશ? મારી પાસે જો કંઈ નહીં હોય તો હું ક્યાં જઈશ, ક્યા જઈશ–કોણ મારી સંભાળ લેશે?'

આ રામકહાણી ભઠિયારાએ તો ઘણી વખત સાંભળેલી, એટલે અત્યારે સાંભળતા સાંભળતા પાઉંના ટુકડા કરતો હતો. તેણે પોતાની વાત પૂરી કરી ત્યારે પાઉંની કિનાર દૂર ફેંકી દીધી. વાત પૂરી થઈ ત્યારે કોબોટસ્કીએ કાન પર હાથ ઢાંકી દીધા.

આંસુ છલકાતી આંખે તેણે માથું ઊંચું કર્યું અને શંકાસ્પદ રીતે સૂંઘવા માંડયું. એકાએક ચીસતી પાછળ જતી રહી અને ચીસ પાડતાંકને ભઠ્ઠીનું બારણું ખોલી નાખ્યું. ધુમાડાના ગોટા તેના આગળ છવાઈ ગયા. ટ્રેમાંના પાઉં બળીને કાળા ઈંટા જેવા–બળી ગયેલા મડદા જેવા થઈ ગયેલા.

કોબોટસ્કી અને ભઠિયારો એકબીજાને ભેટયા, વીતી ગયેલી જુવાની બદલ નિસાસા નાખ્યા. બંનેએ એકબીજાનાં મોં નજીક આણ્યાં અને કાયમ માટે તેઓ છૂટા પડયા. □

# વર્ષો પછી આવેલી એક બસ

□ વિજય શાસ્ત્રી □

૧

**અહીં** બસ નવ નવ મિનિટે આવતી જ રહે છે. લગભગ છેલ્લાં ઘણાં વર્ષોથી આ પ્રમાણે બસ પદાર્થ, આ સ્ટોપ, આ સડક એક રૂઢિ બની ગયાં છે. રૂઢિ મજબ બસો દોડયા કરે છે. ડ્રાયવરો બદલાય, કન્ડકટરો બદલાય ને ક્યારેક પેસેન્જરો બદલાય. આ બધી આંતરિક ફેરબદલીઓ થયાં કરે પણ તેની કોઈ અસર આ, નવ નવ મિનિટે આવતી બસ પર પડતી નથી. એ તો દોડયા જ કરે છે. દોડ્યા જ કરશે, દોડ્યા જ કરતી હતી–ત્યારે પણ

જ્યારે એક માણસ [જેને નીચેનાં વળગણો હતાં એક પિતા–એક પતિ–એક કલાર્ક–એક ગ્રાહક–એક મોટો ભાઈ–એક મિત્ર–એક પ્રેમી અને ખાસ તો આ આંસુવાળી બે આંખો વિગેરે વિગેરે. આ બધાં વિશેષણોને તે 'માણસ' હોવાની મોટ્ટી ઝોળીમાં નાખીને જીવન વીતાવતો હતો ને]—

પેલી નવ નવ મિનિટવાળી બસમાં બેસી એક જગ્યાએ નોકરી કરવા જતો હતો.

એક દિવસ......

૨

'કેમ આજે આટલી બધી વાર થઈ, રોજ તો દસ ને દસે આવી જાય છે ?'–એક કતારગ્રસ્તનો પ્રશ્ન.

'એનો શીડયૂલ ટાઈમ તો થઈ ગયો છે પણ, આજે ખબર નહિ, કેમ મોડું થયું. કદાચ કેન્સલ....' બીજા કતારીનો જવાબ.

બધું સાફ, સરસ, સ્વચ્છ હતું....

'અરે ભાઈ, મોડું થાય એમાંય કોઈક વાર સારું જ થાય છે'– ત્રીજા એકનું સમાધાન.

'ખરી વાત, એકવાર મારી ઑફિસનાં અગત્યનાં કાગળિયાં થેલીમાં ઘેર જ રહી ગયેલાં. તે મારી બેબી આપવા આવેલી ને બસ આવી જ રીતે મોડી થયેલી એટલે મળી ગઈ!'–ચોથાનું અનુમોદન.

'મારી બેબી પણ–' પાંચમાનો કથારમ્ભ. છઠ્ઠો....

૩

તે દિવસે પણ મોડી જ થઈ હતી. બરાબ્બર આ રીતે જ.

હા, તે દિવસે પણ બસ કદાચ કૅન્સલ થઈ હતી. મનમાં મોડું થવાની બીક વ્યગ્રતા હતી. ઘેર બાબાને ચાર ડિગ્રી તાવમાં ધખધખતો છોડીને આવ્યો હતો. ઑફિસેથી રજા લઈને ઘેર ફરવાનું હતું. પોતાને મોડું થતું હતું–આ જ રીતે

પાંચ વર્ષ પહેલાંની વાત તેને યાદ આવી ગઈ. પોતાનું ત્રીજું સંતાન હતો એ બાબો. ડિપ્થેરિયા થઈ ગયો હતો. શ્વાસ ઘૂંટાતો હતો.

રંજન રડમસ ચહેરે પુત્રના બિછાના પર બેઠી હતી. બે છોકરીઓ પછી એક છોકરો ભગવાને આપ્યો હતો. રંજન ગમગીન થઈને બેઠી હતી.

ચોથા સંતાનની શક્યતા નહોતી. કારણ: ડૉકટરોની ચેતવણી મુજબ એ ચોથી પ્રસૂતિ રંજનને માટે જોખમી નીવડવાનો ભય હતો એટલે ઑપરેશન કરાવી દીધું હતું.

બાબો તોફાની હતો. મિકેનોનાં રમકડાં બનાવતો હતો. લાકડીનો ઘોડો કુદાવતો સાત સમંદર પાર ચાલ્યો જતો હતો. પપ્પાને, કાંસકી લઈને માથું ઓળી આપતો હતો.

મમ્મીનાં ખોવાઈ ગયેલાં ખોટાં ઍરીંગ પણ, ડામચિયાની નીચે લખોટા શોધવા ભરાયેલા આ જ બાબાએ શોધી કાઢ્યાં હતાં. ગણિતમાં અત્યારથી જ બહુ હોંશિયાર હતો. 'પપ્પા, હું તમારો સાહેબ થઈશ ને પછી જોઈએ એટલી લજા આપીશ'–કહેતો હતો.

આજે એ જ બાબાને માટે સાચા સાહેબની રજા લેવા, ઑફિસે જવા પોતે નીકળ્યો હતો. દસ દસની બસ કૅન્સલ થઈ હતી. પોતે રાહ જોતો ઊભો હતો બસ સ્ટૉપ પર. ત્યાં જ ઘેરથી મોટી બેબી ચેતના તેડવા આવી.

'પપ્પા, મમ્મી બોલાવે છે.'

'હેં ? કેમ ?'

'ભાઈ બહુ....' સિવાય ચેતના કશું બોલી નહોતી. પોતે ય કશું વધુ પૂછ્યું નહોતું, તરત ઘેર જવા પગ ઉપાડ્યા હતા. ઘેર પહોંચ્યાં ત્યારે—

રંજન બેભાન થઈને પડી હતી ને પડોશીએ એના ખભે આશ્વાસક હાથ થાબડતાં કહ્યું હતું....

'કોને કોને ખબર આપવાની...'

૪

પછી રંજન જ્યારે ભાનમાં આવી ત્યારે પોતે સ્મશાનેથી પાછો આવી ચૂક્યો હતો. રંજન, ખૂણામાં પડેલી બાબાગાડીને વળગીને શૂન્યમનસ્ક થઈ બેઠી હતી.

'પપ્પા, તમે બાબાગાડીમાં બેસોની.'–બાબો એકવાર કહેતો હતો.

'હમણાં રમત નહિ'–જેવો ઠાલો જવાબ.

બાબો ચાલ્યો. બાબા-ગાડી નીચે ઉતારી. બહાર પાછલી રાતના વરસાદને લીધે ભોંય પોચી થઈ ગઈ હતી.

મોટીબેન બાબાગાડીમાં બેઠી. ભાઈ હાંકવા લાગ્યો. પૈડાં પર ભોંય વળગી ગઈ. મમ્મીએ જોયું. બંનેને બરાડો પાડી ઘરમાં આણ્યાં

દીવાનખણ્ડમાં પાથરેલી કારપેટ હમણાં જ નવી આણી હતી. તેની પર બાબા-ગાડીનાં ચારેય પૈડાં પર વળગેલા ભીના મટોડાના લીસોટા પડી ગયા મમ્મી ખિજવાઈ ગઈ.

'મારી કમ્મર તૂટી જાય છે પોતાં મારતાં મારતાં'–વગેરે વગેરે.

એ બાબાગાડીનાં પૈડાં 'હવે' ચોખ્ખાંચણાક હતાં. કારપેટ નવી ને લીસ્સી હતી. સાફ હતી. મમ્મીની કમરને આરામ હતો.

પણ તેના હૃદયના અણુએ અણુમાં તીવ્ર વલોપાત ચાલી રહ્યો હતો.

મારાં ચશ્માંની દાંડી હવે તૂટવાની નહોતી.

દીવાસળીનાં ખાલી ખોખાં બાબાના પગ નીચે કચડાઈને બેડોળ બનવાનાં નહોતાં. સિગારેટનાં ખાલી પાકીટોની આગગાડીનો ધુમાડો નીકળતો નહોતો પણ તેથી તો અમને ઊલટી ગૂંગળામણ થતી હતી–વગર ધુમાડે !

ચાકના લીસોટાઓની ચીતરલીલાથી ભીંતો ચીતરાતી નહો:તી.

બધું સાફ હતું. સરસ હતું. સ્વચ્છ હતું.

પાંચ વરસ થઈ ગયાં હતાં–બધું સાફસુથરું, સ્વચ્છ, સુંદર જોતાં જોતાં !

બાબો અત્યારે દસમું પાસ થઈ ગયો હોત.

કદાચ એક શ્વાસ ને ઍસ. ઍસ. સી. પાસ...

બીજી બે ક્ષણ ને

કૉલેજના પહેલા વર્ષમાં...

આઈડેન્ટિટી કાર્ડ, હસતો પાસપોર્ટસાઈઝનો ફોટોગ્રાફ.

આમ ને આમ વીસ મિનિટ.

દસ ને દસની, દસ ત્રીસ થઈ ગઈ.

બા...બો

—ત્યાં જ બસ દેખાઈ. આગલા સ્ટૉપ પર ઊભેલી તેની પીત–રક્તવર્ણી કાયા મંદ મંદ મલકતી હતી.

'લો, આવી ગઈ.'–બાજુવાળા બોલ્યા.

'કેટલા વખતે આવી ?'–કોઈકે કહ્યું.

વીસ મિનિટ પછી આવી હતી એ બસ. પણ—

—પણ એ માણસથી, તો જાણે વર્ષો પછી આવેલી બસમાં પગ મૂક્યો હોય તેમ દરવાજામાં ચડતાં ચડતાં પાછું ફરીને જોવાઈ ગયું કે ઘેરથી કોઈ બોલાવવા તો.... □

# જન્મદિવસની ભેટ

□ એલન શર્મન



'ડેડી! ડેડી! ડેડી!' તીખો લાંબો સાદ આવ્યો અને ઝડપથી દાદર ઊતરતો મારો છોકરો રોબી, હું એની મા સાથે જરૂરી વાત કરતો હતો તે ઓરડામાં આવી ચઢ્યો.

રોબીના આવવાથી મારી વાત અધૂરી જ રહી ગઈ. મેં એને ધમકાવ્યો અને પત્નીને કહ્યું, 'આ ઘરમાં બાળકોની ઘાંટાઘાંટ ન હોય એવી થોડી મિનિટો યે મળશે ખરી?'

રોબીએ પીઠ પાછળ રાખેલા હાથમાં કંઈક હતું. તે ધરતાં એણે કહ્યું. 'ડેડી, જુઓ!'

એ એક ચિત્ર હતું અને તે સાત વર્ષનો છોકરો ચીતરી શકે એવું જ હતું. ચિત્રમાં એક અજબ જેવો માણસ હતો. એનો એક કાન બીજા કાન કરતાં ઘણો મોટો હતો. એક આંખ ભૂરી હતી, બીજી લાલ. માથું જમરૂખ જેવું અને ચહેરે દાઢી વધેલી હતી.

'શું, આને માટે તેં અમને રોક્યાં? થોડીવાર તું રોકાઈ શકતો નહોતો? હું તારી મા સાથે એક જરૂરી વાત કરતો હતો.' મેં ખીજાઈને કહ્યું.

રોબીનો ચહેરો પીળો પડી ગયો. એની આંખોમાં આશ્ચર્ય અને ગુસ્સાનો ભાવ ઉભરી આવ્યો અને તરત આંસુ ઊમટી આવ્યાં. એણે ચિત્ર ફર્શ પર ફેંકી દીધું અને કહ્યું, 'પણ ડેડી, આજે તમારો જન્મદિવસ છે!' અને એ બીજી જ ક્ષણે પોતાના ઓરડામાં ભાગી ગયો.

બાળકોની બધી જ ચીજો સુંદર હોય છે....

મેં ફર્શ પર પડેલું ચિત્ર જોયું. એની નીચે મોટા અક્ષરે લખ્યું હતું : 'મારા ડેડી.' અને એક ખૂણે એણે પોતાનું નામ લખ્યું હતું.

એવામાં મેં રોબીએ જોરથી પોતાના ઓરડાનું બારણું બંધ કર્યું તે સાંભળ્યું. એ અવાજ મને એક બીજા બારણાના અવાજ જેવો લાગ્યો. પચ્ચીસ વર્ષ પર મેં મારી દાદીના ઘરમાં બંધ કરેલા બારણા જેવો જ અવાજ.

તે દિવસે મેં દાદીને કહેતાં સાંભળ્યાં કે, મારે ફુટબૉલ જોઈએ. તે દિવસે, ઘરમાં રાત્રે પાર્ટી થવાની હતી. અને દાદી મારી માને ફુટબૉલ લાવવાનું કહેતી હતી.

મને સમજાતું નહોતું કે, એમને વળી શા માટે ફુટબૉલ જોઈએ! એમને અમેરિકા આવ્યે બહુ ઓછાં વર્ષ થયાં હતાં અને હજી એ યહૂદી ઉચ્ચારે જ અંગ્રેજી બોલતાં હતાં.

હા, એમને ફુટબૉલ જોઈએ છે, તો તે હું લાવી આપીશ.' હું ખરેખર જ એમને ફુટબૉલ આણી આપું તો એ બહુ ખુશ થશે.... હું ઘરબહાર નીકળ્યો.

અમારા પાડોશમાં મારાથી મોટા ત્રણ છોકરા રહેતા હતા, એમની પાસે ફુટબૉલ હતી. હું એમને ત્યાં ગયો. હોમર ઘરમાં નહોતો. એડી કોઈ કિંમતે ય ફુટબૉલ આપવા તૈયાર નહોતો. છેવટે હું ગુડી પાસે ગયો. તો મને ડર હતો એવું જ થયું. પહેલાં તો એણે મને મુક્કો માર્યો પછી કહે કે, 'ફુટબૉલ જોઈતી હોય તો તારી રમતનાં સાધનો આપી દે!' મેં હા પાડી અને મેં એ શરતે ફુટબૉલ લીધી.

ઘેર આવીને, બૂટપૉલિશથી મેં ફુટબૉલને ખૂબ જ ચમકાવી. હવે એ સાવ નવી જેવી જ લાગતી હતી. મને થયું કે, દાદી અને ઘરનાં બીજાં એ જોશે તો ખુશ થઈ જશે. કોઈને ખબર ન પડે એમ મેં ડાઈનિંગ ટેબલ પર એ ફુટબૉલ મૂકી દીધી. મારા ઓરડામાં જઈને રાહ જોવા લાગ્યો કે, દાદી એ ક્યારે જુએ અને મને બોલાવે!

પરન્તુ દાદીને બદલે માએ કુટબૉલ જોઈ અને ગુસ્સે-થઈને મને બોલાવ્યો.

'તું જાણે છે કે, તારી દાદી આજે રાતે પાર્ટી આપવાની છે, ત્યારે તું તારી રમતની ચીજો ઠેકાણે કેમ મૂકતો નથી?...આ કુટબૉલ!' માએ મને ધમકાવ્યો.

'આ મારી નથી.' મેં કહ્યું.

'તો પછી જેની હોય તેને આપી આવ! જા, હમણાં જ જા!'

'પણ એ તો હું દાદીને માટે લાવ્યો છું. એમણે તને કહ્યું હતું ને કે મારે કુટબૉલ જોઈએ!'

મા ખડખડાટ હસી પડી...'પાર્ટી માટે કુટબૉલ!...કુટબૉલ નહીં ફ્રૂટબોલ!' દાદીને ફ્રૂટ રાખવા માટે ફ્રૂટબૉલ જોઇએ!'

મને થયું કે હું હમણાં રડી પડીશ. એ જ વખતે મારા ઓરડામાં દોડી જઈને મેં જોરથી બારણું બંધ કર્યું. પછી હું રડવા લાગ્યો. મને મારી ભૂલ પર બહુ શરમ ઊપજી. હું રડતો રહ્યો. થોડી વાર પછી ઘરના બીજા ઓરડામાં ઘરના લોકોના સાદ સંભળાયા. એ લોકો વાતો કરતા મોઢેથી હસતાં હતાં

જમ્યા પછી મા મારી પાસે આવી અને સ્નેહથી બોલી, ચાલ મારી સાથે, તને એક ચીજ બતાવું.'

હું એની સાથે ઓરડામાં ગયો.

દાદી કોઈ મહારાણીની જેમ ઓરડામાં ફરતી હતી, અને સૌની સામે કાચનું ખાસ્સું મોટું વાસણ ધરતી હતી. એમાં દ્રાક્ષ, કેળાં, સફરજન આદિ ફળો હતાં.

પણ ત્યાં કુટબૉલ પણ મૂકેલી હતી. હું ગુડી પાસેથી લાવેલો તે જ કુટબૉલ.

એવામાં મારા કાકાએ દાદીને ચીઢવતાં કહ્યું, 'બહુ સુંદર કુટબૉલ છે.'

જવાબમાં દાદીએ કહ્યું, 'કુટબૉલ નહીં, આ ફ્રૂટબૉલ છે. અને આ જે છે ને તે છે કુટબૉલ, સમજ્યા?'

બહુ સરસ !' ચાચાએ કહ્યું, 'એક વાત કહો, 'ફૂટબૉલની સાથે આ કુટબૉલ શા માટે રાખ્યાં છે !'

'મારા એલને મને એ ભેટ આપી છે એટલા માટે ! જુઓ, કેવી સરસ ભેટ છે ! હા, એ સુંદર છે, કેમ કે બાળકોની બધી ચીજો સુંદર હોય છે.'

'...બાળકોની બધી ચીજો સુંદર હોય છે.' પચીસ સાલ પહેલાંના દાદીના આ શબ્દો મને ફરી સંભળાયા. અને આંતરિક પ્રેરણાને વશ થઈ મેં રોબીએ ચીતરેલું ચિત્ર ઉપાડી લીધું. આખર, એ એટલું ખરાબ તો નહોતું જ. મારો એક કાન બીજા કાન કરતાં ખરેખર થોડો મોટો છે. સામાન્યપણે સાંજે રોબી જ્યારે મને જુએ છે, ત્યારે મારી દાઢી વધેલી જ હોય છે.

હું રોબીના ઓરડામાં ગયો. 'રોબી, સાંભળ !' મેં એને બોલાવ્યો. એ હજી યે ડૂસકાં ભરતો હતો.

'આ તો બહુ જ સારું ચિત્ર છે !' મેં એને ચિત્ર બતાવતાં કહ્યું.

'તમે તમારે ફાડી નાખો. મને ચિત્ર દોરતા નથી આવડતું.' એ ઊઠ્યો અને બારણાની બહાર નીકળવાને બદલે ત્યાં ઊભો રહ્યો.

હું એની પાસે ગયો અને કહ્યું, ચાલ મારી સાથે.' હું એનો હાથ પકડી એને ઓરડાની બહાર લાવ્યો.

કયાં જવું છે ?' રોબીએ ભયભીત થઈને પૂછ્યું.

'આ ચિત્રને માટે એક ફ્રેમ ખરીદીશું. આ બહુ સરસ ચિત્ર છે. ફ્રેમમાં મઢાવીને દીવાનખાને ટાંગીશું. ફ્રેમ ખરીદ્યા પછી આપણે આઈસ્ક્રીમ ખાઈશું. અને પછી હું તને એક વાત કહીશ.'

'કઈ વાત ?'

'તેં જોયું છે ને કે તારી દાદી ફૂટબૉલની સાથે કુટબૉલ પણ રાખે છે !'

'હા.'

'એ એવું કેમ કરે છે એની વાત હું તને કહીશ.' □



# ફંટાયાં

□ હેમિંગ્વે

△

**લુઝ** ત્રણ મહિના સુધી નાઈટ ડ્યૂટી કરતી રહી. એ લોકો એનો છૂટકારો કરીને ખુશ થયા. એ લોકોએ જ્યારે એ માણસનું ઓપરેશન કર્યું ત્યારે ખુદ લુઝે જ એને ઓપરેશન ટેબલ પર આવવા સમજાવ્યો હતો.

ઓપરેશનના થોડા દિવસો પછી એ કાખઘોડીના આશ્રયે ચાલતો થયો ત્યારે એ જ દર્દીઓના ટેમ્પરેચર લેતો અને લુઝ બિછાને પડી રહેતી.

એ પાછો ફરે એ પહેલાં લુઝ અને એ ડાઉમોના દેવળમાં ગયાં અને ત્યાં પ્રાર્થના કરી. બંને પરણવા માગતાં હતાં પણ લગ્નની કાયદેસર જાહેરાત કરવા માટે સમય રહ્યો નહોતો. વળી એ વખતે બંનેની પાસે જન્મનાં સર્ટિફિકેટ પણ નહોતાં. જો કે એ બંને પરણિત દંપતિ જેવું જ જીવન જીવતાં હતાં

લુઝે એની ડ્યૂટીની જગ્યાએ ઘણા પત્રો લખ્યા પણ યુદ્ધ બંધ ન થયું ત્યાં સુધી એને એકે પત્ર ન મળ્યો. યુદ્ધ પૂરું થયા પછી બંનેએ નક્કી કર્યું કે, સૌથી પ્રથમ એણે ઘેર પહોંચીને એક સારી નોકરી શોધી લેવી જોઈએ જેથી લગ્ન સુયોગ્ય રીતે થઈ શકે. એ સારી નોકરી ન શોધી કાઢે ત્યાં સુધી લુઝ એના ઘેર રહેવા જાય નહીં. એની સામે માત્ર બે જ મહત્વનાં કામ છે: પહેલું–નોકરી શોધવી અને પછી લગ્ન કરવાં. રસ્તે ટ્રેનમાં પદોબાથી મલાન સુધી બંને વચ્ચે એ જ બાબતમાં ઝઘડો થતો રહ્યો, કે અત્યારે જ મારી સાથે ઘેર કેમ નથી આવતી!

એ એક બોટ દ્વારા જીનિવાથી અમેરિકા પહોંચ્યો અને લુઝ ત્યાંથી પાડેનાનમાં એક હૉસ્પિટલ ચલાવવા ગઈ. ત્યાં એ વખતે એક

લશ્કરી ટુકડી પડી હતી. એ શહેરમાં રહેતા સેનાના મેજરને લુઝ સાથે પ્રેમ થઈ ગયો. લુઝને ઇટાલિયન લોકો સાથે આ પહેલાં ક્યારેય પરિચયમાં આવવાનું થયું નહોતું. છેવટે એણે એક દિવસે અમેરિકાથી પત્ર લખ્યો, જેમાં એવું હતું કે, તારો અને લુઝનો જે કંઈ મામલો હતો એ માત્ર એક છોકરા અને છોકરીનો ભાવુક ઉમરો હતો અને એ બદલ હું ઘણો ખેદ અનુભવું છું.

મેજરે વસંત ઋતુમાં એની સાથે લગ્ન ન કર્યાં અને તે પછી તો ક્યારેય ન થયાં. લુઝને શિકાગોથી ક્યારેય કોઈ પત્ર ન મળ્યો. થોડા દિવસો પછી એ માણસે એક વિક્ટોરિયા ગાડીમાં લિંકન પાર્ક વચ્ચેથી પસાર થતાં લૂપ ડિપાર્ટમેન્ટ સ્ટોરની એક વર્કિંગ ગર્લ દ્વારા એક ખરાબ રોગ વહોરી લીધો હતો. □

## સાભાર સ્વીકાર

**હૈયું અને શબ્દ :** કાવ્યસંગ્રહ ચાંપશી વિ. ઉદેશી, પ્રકાશક: નવચેતન કાર્યાલય : અમદાવાદ–૭: મૂલ્ય : દોઢ રૂપિયો.

**લિયોનિદ બ્રેઝનેવ :** જીવન અને કાર્ય : પ્રકાશક : લોકવાઙ્મય ગૃહ પ્રા. લિમિટેડ, ૧૯૦–બી ખેતવાડી મેઈનરોડ, મુંબઈ; મૂલ્ય : સામાન્ય આવૃત્તિ : સાત રૂપિયા.

**ચકુ બકુ :** બાલજોડકણાં : જયન્ત શુક્લ, પ્રકાશક: નૂતન બાળશિક્ષણ સંઘ, ૭૫ કીર્તિકુંજ સોસાયટી, કારેલીબાગ: વડોદરા; મૂલ્ય : સવા રૂપિયો.

# સાહિત્ય સમાચાર

☐ 'સ્ક્રાયલાર્ક' અંગ્રેજી કવિતા ત્રૈમાસિકનો હવેનો અંક ગુજરાતી કવિતા અંક રૂપે પ્રકટ થશે.

☐ કવિ શ્રી 'ઉશનસ'નો વિવેચનસંગ્રહ 'ઉપસર્ગ' સાહિત્ય સંગમ, ગોપીપુરા સૂરત–૨–તરફથી પ્રગટ થયો છે.

☐ હિન્દી કવિ શ્રી દિનકરને જ્ઞાનપીઠ પુરસ્કાર એનાયત થયો છે.

☐ શ્રી વિજય શાસ્ત્રી અનુદિત ત્રેવીસ વિદેશી વાર્તાઓનો સંગ્રહ 'વિશ્વની પ્રતિનિધિ વાર્તાઓ' આદર્શ પ્રકાશન, ૨૪૯૮/૧, રાયખડ રોડ અમદાવાદ તરફથી શ્રી રાધેશ્યામ શર્માની વિવેચનનોંધ સાથે પ્રગટ થયો છે.

☐ 'કુમાર'ના તંત્રી શ્રી બચુભાઈ રાવતની ૭૫મી જન્મ જયંતી નિમિત્તે કલકત્તા સાહિત્ય મંડળે તેમનું બહુમાન કર્યું હતું.

☐ 'કુમાર' માસિકે અર્ધી સદી પૂરી કરી એ નિમિત્ત એનો ખાસ અંક પ્રગટ થયો છે.

☐ જાન્યુઆરીમાં વલ્લભ વિદ્યાનગર ખાતે મળનારા અધિવેશન પ્રસંગ સ્વાગત સમિતિ તરફથી ખેડા જિલ્લાના લેખકોની માહિતી પ્રગટ થશે. જિલ્લાના લેખકોએ એ અંગેની માહિતી પ્રા. જસવન્ત શેખડીવાળા, ડી–૫૩, યુનિવર્સિટી ક્વાર્ટર્સ, વલ્લભ વિદ્યાનગર–સરનામે મોકલવી.

☐ 'વિશ્વમાનવ' માસિકનો દ્વાદસોમો અંક વિશેષાંક રૂપે પ્રગટ થયો છે.

□ કાગળની તીવ્ર મોંઘવારીના વિરોધમાં સૂરતના પ્રેસમાલિકો-કામદારોએ એક દિવસની હડતાળ પાડી, સરઘસાકારે જઈને કલેક્ટરને આવેદનપત્ર આપ્યું હતું.

□ જાન્યુઆરીના અધવચમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૭મું અધિવેશન વલ્લભવિદ્યાનગરમાં મળશે.

□ શ્રી પ્રભુદાસ ભાઈચંદ મોદી તરફથી વીસ ગ્રાહકોને 'કંકાવટી' અડધા લવાજમે આપવાનું જાહેર થયું છે. પછાત વિસ્તારની લાયબ્રેરી, હાઈસ્કૂલ અને વિદ્યાર્થીને એનો લાભ મળશે.

□ 'કંકાવટી'ના જૂન ૧૯૭૩થી મે ૧૯૭૪ સુધીના અંકોમાં પ્રગટેલી ગદ્યપદ્ય કૃતિઓમાંથી શ્રેષ્ઠ ઠરતી કૃતિને વડોદરાના શ્રી વિઠ્ઠલભાઈ પટેલ તરફથી રૂા. ૧૦૧નું પરિતોષિક તથા સૂરતની બે પ્રકાશન સંસ્થા તરફથી અનુક્રમે રૂ. ૫૧ અને ૨૫નાં ઈનામો અપાશે.

□ શ્રી ચન્દ્રકાન્ત બક્ષીના વાર્તાસંગ્રહ 'કૂત્તી' અંગે ગુજરાત સરકારે માંડેલો કેસ પાછો ખેંચી લીધો છે. □

□ કાગળની તીવ્ર
કામદારોએ એક દિવસની
આવેદનપત્ર આપ્યું હતું.

□ જાન્યુઆરીના
અધિવેશન વલ્લભવિદ્યાનગર

□ શ્રી પ્રભુદાસ ભા
અડધા લવાજમે આપવાનું
હાઈસ્કૂલ અને વિદ્યાર્થીને

□ 'કંકાવટી'ના જૂ
પ્રગટેલી ગદ્યપદ્ય કૃતિઓ
વિઠ્ઠલભાઈ પટેલ તરફથી
પ્રકાશન સંસ્થા તરફથી

□ શ્રી ચન્દ્રકાન્ત
સરકારે માંડેલો કેસ પાછો

# કંકાવટી

ફેબ્રુઆરી ૧૯૭૪

સાહિત્ય-સર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૫ મું : અંક ૧૮૦ : મૂલ્ય એક રૂપિયો


**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૯. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ' ૩ આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત-૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે. કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૨ સરનામે જ મોકલવી.




તંત્રી • મુદ્રક • પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૧

## ગીત □ ઈન્દુ ગોસ્વામી

જેટલાં ચરણ એટલી કાશી,
ચોરને જોરે જીવતી ફાંસી:

આમ તો ડાબા હાથની ત્રેવડ કોઈ ત્રંબાળુ ઢોલને ટીપે
પરબારી હણહણતી નથી,
મનમાં આવે એવડી મોટી સાવ કુંવારી ફાંટને મારગ
ટાંકરી હાલી નડતી નથી,
વચમાં તોયે ફૂટતી શાને ભીંતની પેઠે ઊગતી શાને
વૈશાખી વંટોળની ખાંભી?

સામસામા બે નેજવાં મળે: શ્વાસની અણી લોહીમાં ભળે,
ડુંગર જેવી ખીણની માયા જીવનું જોખમ ખેડતાં ફળે,
ખોટકી ઊભો પંથ ને પછી પાછી પડછાયાની ઘડીઓ લાંબી.

## ગઝલ □ મણિલાલ હ. પટેલ

ટેરવાંમાં રણ તમે રોપી ગયાં
એટલે જીવી ગયો મૃગજળ વિશે.

અંધ જેવા આ નગરનું શું થશે?
સૂર્ય જેવી આવનારી પળ વિશે.

વીરડાઓ કેમ હું ખોદી શકું?
હું વસું આભાસનાં સ્થળ જળ વિશે.

યાતનાની આંગળી પકડી, અને
તું મને મળતી ખરેખર છળ વિશે.

## રાજમહેલે □ માણેકલાલ પટેલ

રાજમહેલે જોઈ જાળાં
સૂનકારનાં તોડ્યાં તાળાં
હુંકાર દેતા ખંડો ડોલ્યા,
સરી ગયેલાં સપનાં બોલ્યાં–

એક સંગની હજાર વાતો,
એક રૂપની હજાર ભાતો
આછેરાં ચાંદરણાં ચાળે;
બોખા ગોખો દીવા બાળે,

મૂગા ઝરૂખાં ખખડી તૂટે,
બારસાખ ધ્રૂજારે ફૂટે,
ઊભી વાટો બૂમો પાડે,
આડાઅવળા વગડા ત્રાડે!

ક્ષિતિજે ધબકે વેળ ઉદાસી,
કાળી રાતો સળગે પાછી!
ચારેકોર અતીત જોયો,
એમાં મેં તો મનેજ ખોયો!

## પ્રત્યાવર્ત □ શિલ્પિન થાનકી

સ્વપ્ન કેરી પાંખ ફડફડશે ફરી,
આંખમાં આકાશ ઊઘડશે ફરી.

સ્પર્શના તટ સાવ સૂના છે ભલે–
લાગણી ભરતી સમે ચડશે ફરી.

મૌનના મસૃણ દૃઢ પથ્થર થકી
શબ્દશિલ્પો હોઠ પણ ઘડશે ફરી.

શ્વેત ભીંતો રિક્ત રહેશે ક્યાં સુધી?
કો'ક આવી આયના જડશે ફરી.

# ઊભો છું □ કિસન સોસા

ઓગળતો સૂરજ લે ચરણમાં ઊભો છું :
તરે લોહીમાં માછલાં સપ્તરંગી,
તરસના યુગો લૈને રણમાં ઊભો છું.

સુકાભસ તરુના પરણમાં ઊભો છું;
ઝળૂંબી રહ્યો શીશ પર કાળ કાળો,
તૂટી જાય એવી જ ક્ષણમાં ઊભો છું.

ઠર્યાં નીરના આવરણમાં ઊભો છું :
મને ખોબે ભરવાના યત્નો ન કરશો,
પ્રતિબિમ્બ રૂપે ઝરણમાં ઊભો છું.

કૂડા કાળા વાતાવરણમાં ઊભો છું :
મને ચીરના તાંતણે લયે ઉગારી,
ગળી જાય એવા કળણમાં ઊભો છું.

ખીલાશૂન્ય ખેપાની ધણમાં ઊભો છું :
ઊભરતા ભૂરા ધૂમ્રની ભીંત પાછળ,
અટૂલા ખીચોખીચ ગણમાં ઊભો છું.

બની ઝાડ જળનું નયણમાં ઊભો છું :
પવન જેમ પડયા ને વરસો થયાં, પણ–
સ્મરણ થૈ હજી એક જણમાં ઊભો છું.

## સડક □ જવાહર પટેલ 'રાજુ'

હા, એને જન્મ આપનાર એ જ હતા
એમનાં ય માબાપ એ જ હતાં
ને એમના ય...!
એનાં બાળકો પણ એ 'હોવાનાં
એમનાં ય......
એ એ જ છે
એમાં જ એનો જન્મ થયો છે.
એનું જ એણે સ્તનપાન કર્યું છે
એ જ એનું પેટ ભરે છે–'જીવન' આપે છે
ને મૃત્યુ પણ...
હા, આ એ જ ડામર
જે એના (પોતાના) નામ વગરની
એક માત્ર સડક થઈ જાય છે.

## એક કાવ્ય □ હેકપર ક્રિસ્ટી

હજુ
ક્યાંક
કશું તાંતણા જેવું
ધ્રૂજ્યા કરે છે.
જેને છેડે
ફરફરે
દિવસ. રાત.
ને મારામાં શ્વસે
પત્થરોનું ત્રાંસું નગર
એક ખંડિત શિલાલેખ
અને
ધુમ્મસની દિશા—

# બ્રિટન પધારો □ એડ્રિયન મિચેલ

**બ્રિટન** પધારો, બ્રિટનમાં આનંદ છે!

આ રહ્યો ખુશમિજાજ અંગ્રેજ વેપારી, એ પોતાના ધનને ધિક્કારે છે, બધું જ ઉડાવી દે છે કમ્બોડિયામાં બાયબલ વહેંચવામાં, અને ભારતીય કોબ્રાને લુપ્ત થતું બચાવવા માટે અનુદાનમાં. મને ખેદ છે કે, કોલસો ખોદનાર ખાણમજૂરો તમારી નજરે પડતા નથી, કાન માંડો તો સંભળાશે દૂરદૂર આંતરભાગમાં આવેલા વેલ્સમાં ભજન ગાતા, અરે, ગાન કદાચ બંધ થઈ ગયું છે!

જી નહીં, આજે છે તે અસીસીના સંત ફ્રાન્સિસ નહીં, એ તો એક ખુજમિજાજ પોલીસમૅન છે!

આ રહ્યા અમારા પ્રસન્ન અંગ્રેજ વડા પ્રધાન, એમના અંગત જીવનથી, દેશના શાંતિસંકટથી નહીં, એમની દેહવાસના પોતાનામાં જ તૃપ્ત છે.

આ છે એક ખુશમિજાજ કાળો માણસ; ના, કાળા હોવું ગેરકાયદે નથી, હજી સુધી તો નથી.

આ જુઓ સ્લમ્સ, એમને સહેલાણીઓની સહેલ માટે રાખવામાં આવ્યાં છે, આ મળ્યો એક પ્રસન્ન સ્લમ્સવાસી. કહે ભાઈ સ્લમ્સવાસી...ના સાહેબ, એણે જે કંઈ કહ્યું એનો અંગ્રેજી અનુવાદ અશક્ય છે.

આ છે એક પ્રસન્ન બ્રિટિશ જેલ; ના, ના, એ એક પ્રસન્ન બ્રિટિશ સ્કૂલ છે!

અને આ છે કેટલાક પ્રસન્ન અંગ્રેજ સિપાહી, એ લોકો આયરિશ લોકોને પ્રસન્નતા બક્ષવા જાય છે.

તમે અમને સમજો, અમે આયરિશ લોકોની વાત સમજીએ છીએ, કેમ કે અમે આયરલેન્ડમાં સેંકડો વર્ષોથી સિપાહીઓ મોકલતા રહ્યા છીએ.

પહેલાં અમે એમને શીખવવાનો પ્રયત્ન કર્યો ધર્મથી, દુષ્કાળથી, તલવારથી, પરંતુ આયરિશ લોકો શીખવાની બાબતમાં ઘણા આળસુ.

ત્યારે અમે એમને તર્ક, ગરીબી અને બેકારીથી સમજાવવાના પ્રયત્નો કર્યા પણ એ તો મૂગા, ગુસ્સાબાજ બગડેલા મિજાજના થઈ ગયા.

એટલે અમે હવે એમને શીખવવા ઈચ્છીએ છીએ લાઠી, ગેસ, રબરની ગોળી, પોલાદની ગોળી અને કેદની યાતનાથી, અમે શીખવવા માગીએ છીએ કે તમે અમારી પેઠે ખુશમિજાજ થઈ જાવ!

તમે અમારી વાત સમજો.

અને હવે જ્યારે ય તમારા દેશને, બીજા દેશનો અથવા પોતાના જ લોકોને એ રીતે સમજાવવાની જરૂર હોય ત્યારે અમે પણ તમારી વાત સમજીશું! □

### લોહી લવકે છે □ અહમદ મકરાણી

કુબ્નો દીવો નિશામાં થરથરે,
ને મડાના હોઠ જાણે ફરફરે.
અવસરોના પોપટો ઊડી ગયા,
તોરણો ખંડેર સૂનાં ચીતરે.
ચીબરી બોલ્યા કરે અંધારની,
અપશુકનના આગિયા સળગી મરે.
લોહી લવકે છે હજી થાપા મહીં,
ડૂસકાં કંકણ તણા ભાંગી પડે.

# અસ્તિત્વવાદી વિચારધારા*

મૂળ લેખક: રોબર્ટ એક □ અનુ. હરિવલ્લભ ચૂ. ભાયાણી

**સાંપ્રત** સમયની જે વિચારાધારા માનવીના અસ્તિત્વ ઉપર ભાર મૂકે છે, પ્રકૃતિ કે ભૌતિક જગતમાં લાક્ષણિક સત્તાગુણો ઉપર ભાર મૂકે છે તે વિચારધારાનો નિર્દેશ કરવા માટે 'અસ્તિત્વવાદ' એવી સંજ્ઞા સામાન્યત: વપરાય છે. અસ્તિત્વવાદને આ રીતે ઓળખવામાં આવે છે ત્યારે તેને કેટલીક વાર તત્ત્વજ્ઞાનની એક પ્રાચીન પરંપરાનું જ નવું નામ સમજવામાં આવે છે. પણ અસ્તિત્વવાદને એક પુનર્જીવિત બનેલી પ્રાચીન વિચારધારા લેખે જ માત્ર ગણી લેવાથી તેથી જે ખરેખરી વિશિષ્ટતાઓ છે જ, તે લુપ્ત થઈ જાય છે.

'જેમાં માનવીય અસ્તિત્વ ઉપર ભાર દેવામાં આવે છે...' આ રીતે અસ્તિત્વવાદની વ્યાખ્યા આરંભાય છે ખરી, પણ ખરેખર તો તે શબ્દો આધુનિક સમયમાં જે વિચારસંચલન પ્રવર્ત્યું છે તેનો બહુ જ અસ્પષ્ટ ખ્યાલ આપે છે; કારણ, અસ્તિત્વવાદની માનવી અંગેની ચિંતા કે રસ, જેને વિશિષ્ટપણે આધુનિક કહીએ તેવી પરિસ્થિતિઓમાંથી જન્મ પામ્યો છે, અને તે એક આગવી, અનન્ય તત્ત્વવિચારધારા રૂપે પરિણમ્યો છે. આ આધુનિક પરિસ્થિતિમાં,

(૧) ટેક્નોલૉજી અને સમુદાય સંસ્કૃતિમાં વ્યક્તિનો લોપ,

(૨) પરિણામે માનવવ્યક્તિનું પોતાનાથી તેમ જ પોતાની પેદાશો–કૃતિઓથી પરાયાપણું,

(૩) માનવચેતનામાંના ભાગલાઓને લીધે અર્થહીન પ્રયોજનહીન બનેલું માનવજીવન

એમને ગણી શકાય, આ પરિસ્થિતિના પરિણામને ઘણીવાર 'અસ્તિત્વવાદી સંવેદન' એવે નામે ઓળખવામાં આવે છે. આ

* 'પર્સ્પેક્ટિવ્ઝ ઈન ફિલોસોફી (૧૯૬૧) પૃ. ૩૪૧–૪૨ ઉપરથી

સંવેદનની ઘણા કળાકારો અને લેખકોએ નોંધ લીધી છે. ટૂંકમાં કહીએ તો, અસ્તિત્વવાદી સંવેદન એટલે આપણા ઘટનાજગતના વિઘટનનું -શિર્ણવિશીર્ણ બનતા જવાનું-સંવેદન: પહેલ પ્રથમ બધા બૌદ્ધિક વિભાવોનો, તે પછી બધા પદાર્થોનો પછી કાળ અને ઈતિહાસનો, અને છેવટે બધી સુસંબદ્ધતાનો વિલય-તે એટલે સુધી કે સામે કેવળ શૂન્ય આવીને ઊભું રહે છે અને કેવળ હતાશા અનુભવાય છે. આને કેટલીક વાર વિષમ કટોકટીનું સંવેદન પણ કહેવામાં આવે છે, કેમ કે આપણી શતાબ્દીમાં સામાજિક અને વ્યક્તિગત આપત્તિના સમયમાં એ સંવેદનનો ઉદય થયો છે.

એની ઉત્પાદક પરિસ્થિતિ જે હોય તે, પણ અસ્તિત્વવાદ એ માત્ર હતાશાનું તત્ત્વજ્ઞાન નથી. 'અસ્તિત્વવાદી વૃત્તિ' એ ઉક્તિ ઉપરથી સૂચવાય છે કે અસ્તિત્વવાદી સંવેદન એક મહત્ત્વના તાત્ત્વિક વિચાર પક્ષ રૂપે પરિણમે છે. આ વૃત્તિ માનવીય અસ્તિત્વને અનુલક્ષે છે. બીજાં તત્ત્વજ્ઞાનો પણ માનવનું અધ્યયન કરે છે ખરાં; પણ તેઓ તેને કોઈક બુદ્ધિજન્ય તત્ત્વ કે વિભાવની દૃષ્ટિએ તપાસે છે. પણ અસ્તિત્વવાદી આવા પરંપરાગત વિભાવવાદનો, તથા તેમાં સ્વીકારતા અસ્તિત્વના અમૂર્ત, સામાન્ય વિભાવનો વિરોધ કરે છે, કારણ કે તે માને છે કે માનવ શું છે તેનો નિર્ણય તે **કેવી રીતે** છે તેનાથી જ થઈ શકે. એટલે કે તે માનવનું તત્ત્વ તેના નક્કર અસ્તિત્વમાંથી જ પ્રાપ્ત કરવાનું છે. બીજા તત્ત્વજ્ઞોએ શોધ્યો છે તેના કરતાં વધુ મૂળભૂત રીતે માનવવ્યક્તિનો અર્થ જાણવાની ઇચ્છાથી પ્રેરાઈને અસ્તિત્વવાદી એમ માને છે કે, જગતમાં રહેલા માનવની નક્કર પરિસ્થિતિ એ જ તત્ત્વવિચારનું પ્રસ્થાનબિન્દુ છે.

મોટા ભાગનાં અસ્તિત્વવાદી લખાણોની જેમ અખિલ માનવીય જીવનને વર્ણવવાનો-માત્ર બુદ્ધિ જ નહીં, ભાવાત્મક અને એષણાત્મક અવસ્થાઓ પણ વર્ણવવાની-હોય છે.

બુદ્ધિ અને બૌદ્ધિક તંત્રમાં જ માનવજીવનનો સમાવેશ નથી થઈ જતો; લાગણી, રાગાવેશ, અને નિર્ણય પણ માનવસત્તાના (વધારે નહીં તો) એટલા જ મહત્ત્વના સંકેતો છે. આમ છતાં, અને વર્ણનાત્મક રીતિઓ પર ઘણો આધાર રાખે છે તો પણ, અસ્તિત્વવાદ એ માત્ર અનુભવમીમાંસા જ નથી. તે તો માનવીય અસ્તિત્વના વાસ્તવને પણ જાણવા ઇચ્છે છે, અને કેટલાક અસ્તિત્વવાદીઓ સત્તાનો સર્વવ્યાપક સિદ્ધાંત તારવવાના પણ પક્ષમાં છે. તેમને અનુભવમીમાંસામાં રસ છે, તે સત્તામીમાંસા સાધવા માટે જ છે–સત્તામીમાંસા દ્વારા જ સિદ્ધ થઈ શકે.

અસ્તિત્વવાદને સત્તામીમાંસામાં જે રસ છે તેથી કરીને તેને પરંપરાગત તત્ત્વવિચારનાં કેટલાંક પાસાં સાથે સાંકળી શકાય છે-જો કે તત્ત્વવિચારનિષ્ઠ બુદ્ધિવાદનો અવિશ્વાસ કરવાની બાબતમાં અસ્તિત્વવાદ અમુક અંશે પ્રત્યક્ષવાદ અને તત્ત્વવિશ્લેષણ સાથે સહમત થાય છે. પણ સાથોસાથ પ્રત્યક્ષવાદ (Positivism ને અને તત્ત્વવિશ્લેષણ (Philosophical analysis) ને અસ્તિત્વવાદ સંશય દૃષ્ટિએ પણ જુએ છે. ખાસ કરીને તત્ત્વવિચારને એક વધુ ટેકનોલૉજી બનાવી મૂકવાના પ્રયાસોનો તે વિરોધ કરે છે, કારણ કે તેમ કરવા જતાં છેવટે તત્ત્વવિચારનો પોતાનો જ વિનાશ થશે. વિજ્ઞાનમાં કે બુદ્ધિમાં સમગ્ર વિશ્વનો અર્થ ઘટાવવાની શક્તિ હોવા વિશે અસ્તિત્વવાદને ઘણો સંદેહ છે; તેમ આધુનિક 'વસ્તુલક્ષી' વિચારની 'તટસ્થતા' પ્રત્યે પણ તે વહેમાય છે. તેને માનવીય અસ્તિત્વની સમસ્યાઓની સાથે મથામણ કરતા પ્રશિષ્ટયુગીન તત્ત્વવિચાર સાથે નિકટનો સંબંધ છે. છતાં પણ અસ્તિત્વવાદનો એ સમસ્યાઓ પ્રત્યેનો અભિગમ બીજાઓથી સાવ નિરાળો આગવો છે. વિજ્ઞાન અને કળાઓ વચ્ચે વિસંવાદ છે. વિજ્ઞાન સમસ્ત સાચું જ્ઞાન પોતાની પાસે હોવાનો જ દાવો કરે છે. કલા, ધર્મ અને ચિંતનાત્મક તત્ત્વજ્ઞાન આ દાવો સ્વીકારી શકતાં નથી. તેમનો પક્ષ એ છે કે, અમૂર્ત વિજ્ઞાન કરતાં પેઢીઓના સંચિત અનુભવથી પુષ્ટ થયેલાં શાણપણનું વધુ

મૂલ્ય છે. ગુર્દિયેફના તથા આઉસ્પેન્સ્કીના જેવા કેટલાક સંપ્રદાયો તો આથી પણ આગળ જાય છે. તેઓ માનવના આચરણ માટે માર્ગદર્શક લેખે વિજ્ઞાનનો અસ્વીકાર કરે છે અને આદિકાળથી ચાલ્યા આવતા મનાતા 'શ્રુતજ્ઞાન' ઉપર તેમના બોધનો પાયો માંડે છે. હેગલના ભાવનાવાદે અને માર્ક્સના જડવાદે સિદ્ધ કરેલ પરાયાપણાનો ભાવ કે ઈતરતા સંસ્થાગત પરાયાપણામાં પરિણમી. રાજ્ય, સરકાર, વહીવટી તંત્ર, રાજકીય પક્ષ, કારખાનું-વગેરેના જેવી માનવસંસ્થાઓ એવી તો વ્યક્તિના અંગત સ્પર્શથી રહિત, અનામી પ્રચંડ શક્તિઓ બની બેઠી છે કે, તેમને અંકુશમાં રાખવાના વ્યક્તિગત મનુષ્યના પ્રયત્ન વ્યર્થ નીવડે છે. આમાંથી હતાશા, આતંક અને નૈરાશ્યના ભાવ જન્મે છે, જે પશ્ચિમમાં વધુ ને વધુ વ્યાપક અને પ્રબળ થતા જાય છે. આ બધાની પાછળ રહેલી છે માનવની રૂસો અને રોમેન્ટિક કવિઓથી કથિત નિસર્ગવિમુખતા-અને ખાસ તો ઈશ્વરવિમુખતા : એ જ તો બધી પીડાઓના મૂળમાં છે. અને એટલે જ તે કિર્કેગાર્દથી માર્સેલ સુધીના સૌ વડે ફરીફરીને ચર્ચાતો વિષય બની છે, અને સાર્ત્ર જેવાએ પણ તેની ખુલ્લી ચર્ચા ન કરી હોવા છતાં યે તે તેનામાં ઉપસ્થિત છે જ. □

## જાપાનીઝ હાઈકુ □ અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા

ઘંટ રણક્યા
શમ્યા (તો) બેંચ્યા ફૂલોએ
સુગંધ ઘંટ

—બાશો

બાજચાંચમાં
સપડાયા તીડની
ઝીણીક ચીસ

—રેનસેત્સુ

ક્યું પહેલું
પર્ણ ખરશે, પર્ણો
ન જાણે. વાયુ?

—સોસેકી

તાપણું રે
અંદર લાવું રહસ્ય
બરફગોળો

—બાશો

પાંદડું ખરે
ઓહ્ આ એક, આ બીજું
આ પાછું, પાછું

—રેનસેત્સુ

કૈં ગામ, જ્યાં ન
ફૂલ, ન મત્સ્ય, ચન્દ્ર
તો સર્વ માણે

—સાઈકાકુ

ભવ્ય દિવસ
છે ને? આ આખું ગામ
કૈં જ ના કરે

—શિકિ

તારકરાત
કોનું પ્રેત પ્રજલ્યે?
દીવો કરું કે?

—ઈત્સુજિન

વચમાં વધુ...
શિશિરસાંજે કૂએ
મધુર પંખી

—બાશો

તરંગટોચે
નચો ચન્દ્ર ચીતરે
રૂપા હાઈકુ

—કયોશી

સ્થિર બતકો–
પે હિમપતરીઓ
મૌનનું વિશ્વ !
—શિદિ

રૂપેરી મત્સ્યો
જલધોધ જાળથી
કૂરંડિયામાં !
—કિટાકુ

બગીચે હિમ,
વેરાયાં બોર રાતાં
ચરણચિહ્નો.
—શિદિ

સ્વચ્છ આંગણે
ઝાકળભીનાં પગલે
લખે ચકલી.
—શિદિ

પાઈનની ડાળે
ડાળે ટાંગીને ચન્દ્ર
પ્રયોગ કરું
—હોકુશી

ઠંડાં શાં મોજાં !
ગલ પાંખ સંકોરી
ઊંધી શકે ના
—આશો

પાણી ને બરફ
વસંતધુમ્મસે, ભૂલ્યાં
આદિમ વેર.
—તિઓતોકુ

ઝરણપહાણાં
રચે ગીત ને રાની–
બોરને ઘરે
–ઓનિત્સુરો

પાણીઘડૂલે
ચન્દ્ર ઊશેટયો બહાર
ઢોળાયો ઘાસમાં
—રિઅુહો

લક્કડપુલે
ચાલે, કો સૂણે ઊંડું
દર્દુર મૌન
—રિઓતો

દીવો કરું, ને
ડર મૂર્તિને એનો
સાર્યો ઓછાયો !
—શિદિ

દીવો ક્લાન્ત
અદૃશ્ય થયો ઘરમાં
એકલ ટૂંકો

## અજાણ્યું શહેર અને પરિચિત ચહેરા

આજે સવાર સવારના
ઉજળા તડકાનો એક ટુકડો
મારા ખાલી ખોળમાં આવીને બેઠો
આંગણાની હવા મને સ્પર્શીને ભાગી ગઈ
બપોરની હળવી ફુવાર
મારાં કપડાંને ભીંજવી ગઇ
ઉપર બેઠેલો કાગડો
મને જોઈને કાંવ કાંવ લાગ્યો
એક ઊડી જતી દેવચકલી
મારા સ્કંધને સ્પર્શીને ચાલી ગઈ
રડતા શિશુને બુચકાર્યો તો
એણે પોતાના નાના હાથ લંબાવ્યા
ભૂરું ફ્રોક પહેરી સ્કૂલે જતી છોકરી
મારી સામે જોઈને ધીમું ધીમું હસી
જીવનમાં પ્રથમ વાર
મારી કવિતાની પ્રશંસા કરતો પત્ર મળ્યો
દુનિયાના ઊંડા વ્યાપક સરોવરમાં
સાવ પોતીકાં જેવાં
પરિચિત ચકતાં તરવા લાગ્યાં.

सुबह होनेसे पहेले —સવ્યસાચી

**અપરિચિત** શહેરમાં પરિચયની ઉજળી સવાર ઊગી છે. નિત્યના અપરિચયને વિસ્સરીને કવિ આસપાસ સહજપણે ચાલી રહેલી લીલાનો સાક્ષાત્કાર કરે છે અને એની ઉજળી શરૂઆત તડકાનો રૂમાલ હેતના અધિકારી એવા વ્હાલસોયા શિશુની અદાથી ખોળામાં બેસી જાય એનાથી થાય છે...અલ્લડપણે ફરતું શિશુ હેતાળ વડીલને

બેઠેલા જુએ અને જાણે એની શોધ એને મળી ગઈ હોય એવા ભાવથી ખોળે ચઢી બેસે એમ જ...અને ચકભિલ્લુ રમતા બાળકની જેમ આંગણાની મસ્તીખોર હવા કવિને સ્પર્શીને, અડપલું કરીને રાજી થતી ભાગી ગઈ, અને બપોરે એનાં કપડાંને ભીંજવવા ફુવાર વરસી ગઈ એ જોઈને 'સરસ ! સરસ !' કહેતો હોય એમ ઉપર બેઠેલો કાગડો કાંવ કાંવ કરી ઊઠે છે...મસ્તીના આ છાકથી પેલી દેવચકલી શી રીતે અલિપ્ત રહી શકે ? એનેય મસ્તી સૂઝી અને ઘરમાં ઊડી જતાં, પેલી મસ્તીખોર હવાની જેમ એના સ્કંધને સ્પર્શીને ચાલી ગઈ... આ લીલામાં એક શિશુનું યે અસ્તિત્વ હતું તેની તો કોઈ નોંધ લેતું જ નહોતું તે એને રડવું ન આવે ? એણે રડીને ધ્યાન ખેંચ્યું તો કવિએ એને બૂચકાર્યો તો એણે તરત 'મને લઈ લો' એમ સૂચવવા પોતાના નાજુક હાથ લંબાવી દીધા...ત્યારે પેલી બારણેથી ચાલી જતી ભૂરું ફ્રોક પહેરેલી છોકરીનેય થયું કે, હું યે કંઈ અપરિચિત નથી, કંઈ નહીં, હમણાં તો તું બાળકને રમાડ, અત્યારે તો મારે સ્કૂલે જવાનું છે તે જાઉં છું.. એ કવિની સામે મીઠું મીઠું હસતી ચાલી જાય છે. અને ટપાલી કાગળ નાખી જાય છે ! જીવનમાં પ્રથમ જ વાર એક અજાણ્યો–અપરિચિત વાંચક કવિને તેની કવિતા માટે અભિનંદન આપે છે !

આત્મીયતાના પારાવારમાં એક નહીં દેખાતો અજાણ્યો ચહેરો શબ્દોરૂપે પરિચિતતાની પિછાન આપી જાય છે.

બધું જ પરિચિત અને આત્મીય...તડકો, હવા, ફુવાર, કાગડો, દેવચકલી, નાનું ભૂલકું, સ્કૂલે જતી છોકરી...બધાં જ કવિની હાજરીની હેતભરી નોંધ લે છે, આત્મીયતા પ્રગટ કરે છે, અને ભાવસભરતાની એ અનુભૂતિમાં કવિતાનું શિર્ષક ધ્યાન ખેંચે છે, 'અજાણ્યું શહેર અને પરિચિત ચહેરા.'

કવિ પોતાના ઘરમાં બેઠો છે તે કંઈ આજે જ વસવા આવ્યો એવું હોત તો પેલી દેવચકલી બારણે કે, છતની વળી પર બેસી એને

જોયા કરત અને પેલી ફ્રોકવાળી છોકરીએ એની સામે માત્ર કુતૂહલથી જ જોયું હોત...ઘરનું બાળક તો ઘર બદલાયાના રઘવાટમાં અધમૂઉં થઈને રાખીએ તો યે છાનું ન રહે એવું રોતલ થઈ ગયું હોત... અપરિચિત પરિવેશથી એ હેબતાઈ ગયું હોત...સંભવ છે કે, કવિ વર્ષોથી એ ઘરમાં રહે છે...કદાચ એનો જન્મ પણ એ જ ઘરમાં થયો હોય...પણ એ જ્યાં આવ્યું છે, એ શહેર કવિને અજાણ્યું છે...

શુકનિયાળ સવારે એને જે આત્મીયો મળ્યા એમાં શિશુ સ્વભાવનો તડકો, અલ્લડ હવા ને અલ્લડ દેવચકલી, એક શિશુ અને મસ્ત છોકરી છે...માણસ કહીએ એવી વ્યક્તિ તો ટપાલી કાગળ નાખી જાય છે ત્યારે માત્ર શબ્દરૂપે મળે છે અને તે ચહેરે અજાણી છે...

સહજ લીલાના વર્ણનમાં કવિના આનંદ-ઉલ્લાસ વચ્ચે કવિતાનું શિર્ષક વિષાદને કલાત્મક સ્વરૂપે ઉપસાવી આપે છે.. સહજ લીલાનાં પાત્રો આમ તો નિરપેક્ષ છે, પણ પેલું કૂંડાના છોડ પર મરકતું પુષ્પ શું નિરપેક્ષ છે? અથવા નિરપેક્ષ હોવા છતાં અપેક્ષિત આત્મીયતાથી સભર નથી? સહજ લીલાનાં પાત્રોને સંબંધવાચક નામ સંજ્ઞા મળી નથી. મારો તડકો, મારી ચકલી, વ્હાલી ભત્રીજી, મારો બચુ ..ના, કોઈ સંબંધવાચક શબ્દ સંજ્ઞા વિહોણા એ સંબંધીઓ છે, અને...એ શહેરમાં લાખોની સંખ્યામાં માણસો હશે. એમાં કોઈ સહકર્મચારી, કોઈ જૂનો સહવિદ્યાર્થી, સગાં, પરિચિતો...પણ એ બધાં તો અજાણ્યા શહેરના અપરિચિતો છે...કવિના આનંદમાં આમ વિષાદની ધાર ચમકી ઊઠે છે.

શહેરમાં સ્કૂલો-કૉલેજો, કારખાનાં, મંદિરો, લાયબ્રેરીઓ, ઑફિસો, પેઢીઓ, બજારો, રસ્તાઓ છે...ઘરોમાં ખીચોખીચ માણસોની વસ્તી છે...રસ્તા પર પરસ્પર વિરુદ્ધ દિશામાં એકધારાં ચહેરાઓનાં સરઘસ અવિરત ચાલ્યા જ કરે છે...આગળ પાછળ, આસપાસ—બસ ચહેરા જ ચહેરા...બિલ્ડીંગના દાદરેથી ઊતરો તો

કેટલાયે ચહેરા સામેથી ચઢતા ને સાથે ઊતરતા દેખાય...પેલી આગગાડી તો બારીમાંથી ડોકાતા ચહેરાઓની પરેડ બતાવતી ચાલી જાય છે...ટેલિફોનના તાર ઝણગણ્યા કરે છે, રીસીવરની બે બાજુઓ ધ્વનિત થયા કરે છે. સ્ટેશને થોભતી પેસેન્જર ટ્રેનો ટપાલનાં થેલા ને થેલા ઠાલવે છે ને લઈ જાય છે...સમ્બન્ધોનું એક વિરાટ જાળું એટલે શહેર...બારીએ બારીએ ચહેરા, ભીંતે ભીંતે પોસ્ટરે મઢેલા ચહેરા... ચહેરા, ચહેરા અને ચહેરા; આંખો, આંખો અને આંખો...છતાં બધાં અજાણ્યાં ને અપરિચિત!

રસ્તે પરસ્પર વિરૂદ્ધ દિશામાં ચાલ્યા જતા ચહેરાઓના સરઘસમાં કવિ દિવસમાં કેટલી યે વાર જોડાતો હશે ..પણ એ તો અપરિચિતતાનાં સરઘસો...બેવડી રેલ્વેલાઈન પરથી બે ગુડઝ પાસે પાસેથી એકબીજાની વિરુદ્ધ દિશામાં વહી જાય છે, પણ એના ડબ્બાઓ એકબીજાથી અપરિચિત જ રહે છે ..

માનવપ્રવૃત્તિ, ઉદ્યમ અને ઉદ્યોગથી આખું શહેર ધમધમે છે... એક વિરાટ ચરખો ચાલ્યા કરે છે. એ દરમ્યાન એક અનાયાસ લીલા પણ ચાલ્યા કરે છે, અને એ તરફ નજર જાય છે, આત્મીયતાની અનુભૂતિ થાય છે ત્યારે અજાણ્યા શહેરમાં પરિચિયન ચહેરા દેખાય છે.

શિશુ મોટો થશે તે પછી પરિચયના હાથ નહીં લંબાવે, પેલી છોકરી સાડી પહેરતી થશે અને સામે જોવાનું ને હસવાનું ભૂલી જશે...અપરિચિત સમ્બન્ધીઓથી આખું શહેર વસેલું છે....શહેર તો છેવટે ઓગળી જાય છે, આખી દુનિયા એક સરોવર બની જાય છે અને એ ઊંડા ને વ્યાપક સરોવરમાં સાવ પોતીકાં અને આત્મીય એવાં બતકો હેતનો સાદ કરતાં કરતાં તર્યાં કરે છે.

આસપાસ ચાલતી સહજ લીલાની આત્મીયતા ચરિતાર્થ કરીને એની પડછે માત્ર શિર્ષક દ્વારા અપરિચયનો વિષાદ છતો કરીને કવિએ કાવ્યફળાનો સરસ પરિચય આપ્યો છે. □

# લંગડી મેના

△ યોગેશ પટેલ

△

હજી તો એ આડો પડવા જ જતો હતો. ત્યાં તો ખડખડાટ સાથે જુસ્સાથી, માત્ર અડકાવી રાખેલા બારણાને હડસેલો મારી ખોલી નાંખીને પવન રૂમમાં ધસી આવ્યો. એને લાગ્યું, તેનામાં ધૂંધવાટ હતો. ઉકળાટ હતો અને તેને એક જ શ્વાસે ઘણું બધું કહી નાંખવું હતું, નાપસંદ બાબતની ફરિયાદ કરી નાંખવી હતી. એ હેબતાઈને એને જોતો રહ્યો...સ્પર્શની આંખોથી.

△

મેના,
હું
કેમ
તું
નથી ?

પછી, પવન સાથે કશી ખાનગી વાત કરવી હશે એટલે એ બારણા અડકાવવા ચાલ્યો. કદાચ પવન કશુંક કહે અને કોઈ એ સાંભળી જાય તેનો એને ડર હતો.

△

પરંતુ તે બારણા અડકાવી ઓરડામાં બેઠક જમાવી બેઠેલા પવન સાથે કંઈક અગમ્ય વાર્તાલાપ કરવાનું શરૂ કરે એ પહેલાં તો સામેની દીવાલમાં જડાએલ બારી ખોલી નાંખીને પવન પાછો બહાર ચાલ્યો ગયો. બારી ખુલ્લી રહી ગઈ.

△
△△
△△△

તે બારી પાસે ગયો અને ચાલ્યા ગએલા પવનને જતો જોઈ લેવા ડોકિયું કરતો હોય એમ બહાર આમતેમ જોતો રહ્યો. પછી બારી બંધ કરી બિછાના તરફ વળ્યો.

બિછાનામાં પડ્યો પરંતુ પાસાં ઘસવા પૂરતો જ. ઊંઘ ના જ આવી એટલે ટેબલ, ખુરશી, લેમ્પ, કલમ અને કાગળનો આસરો લીધો. લખ્યું :

પ્રિય........

નામ વાપરવું મને ગમતું નથી. अ, ब કે क કહેવાનું પણ નથી જ ગમતું. સંજ્ઞાઓનું કોચલું તૂટે તો જ ગરરૂપ ચેતના નજરે પડે. વળી, ચેતના એટલે સર્વ ભાવોનો સરવાળો અને પ્રેમ એ પણ એક ભાવ જ છે. તે આપણી વચ્ચે છે અને તે જ મહત્ત્વનું છે–

આહ, જો ને મૂળ વાત તો બાજુ પર જ રહી ગઈ. કાલે એક સ્વપ્ન જોયું. ખબર નહિ કેમ–પણ ગમ્યું !

ચોપાસ અંધકાર હતો. હું કોઈ જ નક્કર ભૂમિ પર ન હતો. માત્ર અંધકારમાં એક ટપકું હતો. અને આવું હોય ત્યારે રસ્તો ય ના હોય અને 'આમ–તેમ' પણ ના જ હોય એ સ્વાભાવિક છે. જ્યાં દિશા જ ના હોય ત્યાં એવું જ હોય ને ?

આવી સ્થિતિમાં–"હું તરતો હતો"–એવું પણ ના કહેવાય. કારણ કે જ્યારે આસપાસને સ્થિર ગણતો તો આસપાસ ગતિમાં લાગતો એટલે જો એક સ્થિર હતું તો બીજું ગતિમાં હતું, કેવું મૂંઝાવનારુ !

એવામાં એકાએક પવન મારી પાછળ કોઈના આગમનનો રવ લાવ્યો. પાછળ જોયું તો કોઈક સૂટ–બૂટ પહેરીને અદ્યતનતાના આવરણ સાથે પાસે આવી રહ્યું હતું. એનામાં એવું તો કશુંક હતું કે એને ના જ ઓળખી શકાય. તેણે આવીને મારી પડખે ઊભા રહીને મારી સામે જોયું...

"એક્સક્યૂઝ મી, તમારી પાસે મૅચ બૉક્સ છે ?"

મેં આત્મીયતા કેળવવા માટે દીવાસળી સળગાવીને ધરી. તેણે સિગરેટ મ્હોંમાં મૂકી, સળગાવી, ઊંડો કશ માર્યો, લહેજત અનુભવી, મારી સામે સ્મિત વેર્યું...."થેન્ક યુ"...સ્મિત સમેટ્યું અને રિસ્ટ-વૉચમાં સમય જોઈને ઉતાવળથી ગતિ સાધી. તે અજનબી મારી સામે જોયા વિના આગળ વધી ગયો અને અંધકારમાં પીગળી ગયો.

પાછો હું એ જ સ્થિતિમાં આવી ગયો! એકલો!! નિતાંત એકલો!!!

આમ કોઈ આવ્યું અને પછી ચાલ્યું ગયું. હું કોરો જ રહી ગયો પરંતુ વધારામાં મારું 'કંઈક' પ્રજ્જવલિત થયું ને બળી ગયું તેનું શું? એ તો એવું લહેજત આપે એવું ચેતાવીને ચાલ્યો ગયો. તે કોણ હતો એ રહસ્ય જ રહ્યું. જવા દે, આમેય આપણી પાસે રહસ્યો સિવાય છે શું?

પરંતુ...પરંતુ શા માટે...શા માટે આ જે 'નથી' તે છે? ખરેખર, માણસના જીવનમાં સપનાં જ ના હોવા જોઈએ યા તો માત્ર સ્વપ્ન જ સ્થિતિ હોવી જોઈએ. 'સ્વપ્ન' શબ્દ પરથી એક વાત યાદ આવી.

બોલ, તને મધરાતે જ્યારે બધા ઊંઘી ગયા હોય ત્યારે જાગવાનું ગમે? મને તો ગમે.

એ સમયે નિબિડ શાંતિમાં રખડવા નીકળી પડવાનું. કેવું સુંદર લાગે, દુનિયા બોલતી બંધ થઈ ગઈ હોય અને આપણે અનંતના સમ્રાટ હોઈએ એમ સ્વગત ઉદ્‌ઘોષ રૂપે બોલતા હોઈએ. વળી, આ ઉદ્‌ઘોષ અંધકારની ટેકરીઓ પરથી ઠેકડા મારતો મારતો દૂર સુદૂર ચાલ્યો જાય અને પ્રતિઘોષ રૂપે પાછો જ ના આવે! આપણે જે ગણગણીએ તે બ્રહ્માંડ પણ મૂંગું મૂંગું મુગ્ધ બનીને સાંભળ્યા જ કરે. એવું લાગે, આટલી એકાગ્રતાથી આપણને કદી કોઈએ સાંભળ્યા જ નથી!

શાંતિની આવી લીલા હોય ત્યાં નિખિલ ઘોષ અચૂક યાદ આવે જ. ભલે નિખિલદા આજે જીવતા નથી પરંતુ એવું લાગે જાણે હજુ આજે પણ પેલા ગલીચ વિસ્તારમાંથી, મચ્છરોના ગણગણાટ વચ્ચેથી ગંધાતી નીકોની પડખે ઊભેલી એ કોટડીમાં નિખિલદા ચીંથરેહાલ દશામાં બેઠા છે અને જિંદગીને સંબોધીને પેલી ઠુમરી ગાઈ રહ્યા છે...."જા મેં તો સે નાહીં બોલું...જા...મેં....તો સે નાહીં બોલું..."

નિખિલદા રાત્રે સુતા પહેલાં ભૈરવી રાગ જરૂર ગાતા. એવું લાગે જાણે મનોમંથનને સમેટી રહ્યા છે. કેવું અનુરૂપ? ભૈરવી તો સમારંભને અંતે જ શોભે ને?

ઘણીવાર એમ થાય છે, હું મરણશૈયા પર હોઉં ત્યારે કોઈ જ સંબંધી પાસે ના જોઈએ. રાત્રિનો સમય હોય, પેલું અંધારું ઝરમર ઝરમર વરસતું હોય. શાંતિની ગાઢી ઝાડી પર અંધારનાં ટીપાં આડાં પડ્યાં હોય. નગરનો ઘોંઘાટ મૃતાવસ્થામાં હોય અને એવામાં નિખિલદા ભૈરવીના રૂપમાં વહેતા સ્વરોની પવનપાવડી પર સંવાર થઈને વિરાટ રૂપે પ્રસરી આવે. સૂરોના ઓષ્ઠથી કણકણને ચૂમી જાય. હું એમને ચૂમું અને એ મને ચૂમે...આહ્લાદના વિરાટ કંપનો જ રહી જાય.

આવા નિખિલદાને લોકો ચારિત્ર્યહીન માનતા હતા. એકવાર મેં તેમને પૂછ્યું હતું, "નિખિલદા, તમે ચારિત્ર્યહીન મનાવ છો અને વળી નરી નીતરતી ચેતના પણ છો. આ બધી શી ગૂંચવણ છે?"

સ્વરો સંભળાયા, "જેના જીવનમાં ઘણી બધી સ્ત્રીઓ આવી જાય એ પુરુષપાત્રને શું કહેવાય? ચારિત્ર્યહીન જ ને? રહી ચેતનાની વાત, એ તો મેં દુન્યવી યાતનાઓના કીચડમાંથી ઉગાડી છે. એ મેં જીવવા માટે મારી સામે રચેલું સુખદ ષડ્યંત્ર છે. તેના હોવાના કે નહિ હોવાના પ્રશ્નના ચક્કરમાં હું પડતો નથી. બસ મને તે ગમે છે, સુખ આપે છે અને એટલે જ તેમાં માનું છું. ઠીક છે, આમ ગાડી હાલે રાખે છે...!"

એ નિખિલદા આજે મૂંગા થઈ ગયા છે. તેમના અસ્તિત્વની કોઈ કડી જ નથી છૂટી ગઈ. એ 'હતા' તે માત્ર મને જ યાદ છે.

જીવનમાં ઘણી વ્યક્તિઓ આવે છે, અને ચાલી જાય છે. એવું લાગે, પ્રેમ આવ્યો, તેની અતૃપ્તિ સંતોષવા તેણે મારી પાસે સળગાવે એવું માંગ્યું. મેં મારું 'કંઈક' પ્રજ્જ્વલિત કરીને તેને ધર્યું. તેણે વાસનાની સિગરેટ ચેતાવી...કશ મારીને લહેજત અનુભ.વી બસ કામ પૂરું થયું અને એટલે જ વિદાય....એ તો ખતમ થએલી દીવાસળી

જ્યોતથી આપણને સ્પર્શે ત્યારે જ જાગૃતિ આવે અને મોંમાંથી શબ્દો સરી પડે...."અરે...અરે....આ તો સ્વપ્ન !"

અરે હા, હવે સમજાય છે પેલા સ્વપ્નનો ભેદ. પેલી નિતાંત એકલતા વચ્ચે પ્રેમ જ થોડીવાર માટે.......

—તેણે આગળ કશું ના લખ્યું. પેલો એકવાર રૂમમાં ધસી આવ્યો હતો અને પછી બારીમાંથી બહાર ચાલ્યો ગયો હતો એ પવન મૂંગો મૂંગો જે 'બોલી' ગયો હતો તે હવે પડઘાતું હતું અને તે એને સંભળાતું હતું. પવન જે કહી ગયો હતો તે પેલી સ્વપ્નમાં ડોકાઇ ગએલ વ્યક્તિએ કરી બતાવ્યું હતું અને તે જ નિખિલ ઘોષે અનુભવેલું. એને તે સમજાયું એટલે જ જે કદી મળવાનું ન હતું એને પત્ર લખવાનું તેણે માંડી વાળ્યું.

ખરેખર, આ ધરતી પર એનું 'પોતાનું' કશું જ ન હતું-તે પોતે પણ ! આસપાસ એક ગહન ખાલીપો હતો અને ચેતના એક 'સુખદ ષડ્યંત્ર'....અતલ ગહન શૂન્યતા ! ચેતના ગમે પરંતુ તે પણ 'મોનાલીસા'- સ્મિત વેરતી જીર્ણ ચિતરામણ...સજીવ...જીવંત પરંતુ આખરે તો ચિત્ર જ ને !!!

એ અકળાઈ રહ્યો હતો...ગૂંગળામણ અનુભવતો હતો, "શા માટે...શા માટે....શા માટે આ જે 'નથી' તે છે ?"

—એકાએક રૂમમાં લટકાવેલા પાંજરામાં બંધ લંગડી મેનાએ જોર જોરથી પાંખ ફડફડાવવા માંડી. હળકા ચીત્કારોથી રૂમ ભરાઈ ગયો. મેના પાંજરામાં સળિયા પર ટકરાવા લાગી.

અનાયાસે તે પીંજરા તરફ ધસડાયો. નિખિલ ઘોષને સૂર રૂપે યાદ કરાવતી એ લંગડી મેનાને પીંજરામાંથી તેણે મુક્ત કરી.

એને ઊડી જતી જોઈ ને તે ગણગણ્યો—

"સારું છે કે તારી પાંખ નથી ગઈ, પગ ગયો છે...તારી પાસે ગાળાગાળીની ભાષા નથી પણ સૂર છે...મેના, મેના...હું...હું.... કેમ તું નથી ? હું કેમ તું નથી ? બોલને કેમ............" □

# આમ... ▢ વિપિન પરીખ

અર્ધનગ્ન દેહ,
સૂકો દેહ,
ભુખ્યો દેહ,
ગંદા પગ,
ગંદો ચહેરો
ધૂળથી ખરડાયેલા ગંદા વાળ
થાકીને લોથપોથ મીંચાઈ ગયેલી આંખો
તમને હાથ આપવાનું મન થાય તો પણ...
ફૂટપાથ પર
વૈશાખની બપોરે
દિવસના ખુલ્લા પ્રકાશમાં
એક માણસનું મૃત્યુ આમ...!
તમે મ્યુનિસિપાલિટીમાં ફોન કરો.
એક માણસ...
મ્યુનિસિપાલિટીવાળા પૂછે :
'તમે કોણ, તમે એના શું સગા થાઓ ?'
'હું એનો કોઈ સગો નથી.'
'તો પછી તમે...?'
'પણ એનું કોઈ સગું નથી એટલે જ...'
એટલે જ
આટલા બધા માણસોની વચ્ચે
ઉતાવળે ચાલી જતા લોકોની વચ્ચે
ખુલ્લી આંખે, બંધ આંખે
જાહેર રસ્તા પર
એક માણસ...
કોઈ પણ માણસ
આમ.........!!

# બિનઅગત્યનું

□ જવાહર પટેલ 'રાજુ'

□

**પ્ર**વાસમાં બારી પાસે બેસવું ગમે છે, અને તેય ટ્રેન-ગતિની વિરુદ્ધ દિશામાં. ગણિતના આંકની જેમ ક્રમવાર સ્ટેશનો પસાર થયે જતાં હતાં અને મેઈલ ખરોને, એટલે અગત્યનાં મનાતાં સ્ટેશનોએ ટ્રેન થોભતી અને તે સાથે ચઢ-ઊતર અને કોલાહલ જામી જતો. ચા-બિસ્કીટ જ નહીં, પાણી યે વેચાતું...

△

નિષ્પર્ણ
વૃક્ષ
પર
બેઠેલું
એકાકી
બુલબુલ

△

વૃક્ષો, મોલભર્યાં ખેતરો, નાનાં ખાબોચિયાંમાં ઊભેલાં સફેદ ફિક્કાં કમળો, ટેલિફોનના તાર પર બેઠેલો કાળિયો કોશી, નદી-નાળા-પુલ, નિષ્પર્ણ વૃક્ષ પર બેઠેલું એકાકી બુલબુલ-બધું પસાર થયે જતું હતું. ગતિ કશું યે આંખોમાં સ્થિર થવા દેતી નહોતી. સંબંધોની જેમ સમાંતર પાટા પર દોડયે જતી જીવનની ગતિ વિશે અનાયાસ વિચારો ચાલ્યા કરતા.

...ત્યાં, અચાનક ટ્રેન થોભી. કશી જ દોડધામ કે કોલાહલ નહીં. પ્રતીક્ષાવિહોણા મિલનનું આશ્ચર્ય પણ નહીં, વિસ્મય હતું માત્ર પ્રવાસીઓને! જીભે અને આંખોમાં બહુ ચિંતામય નહીં એવા પ્રશ્નો...ખબર પડી કે લાઈન પર કશુંક ભંગાણ પડ્યું હતું. નીચે ઊતર્યો. સિગારેટ કાઢી. દિવાસળીના બાખામાં એક જ દીવાસળી હતી સળગાવી ત્યાં તો પવનના સપાટે બૂઝાઈ ગઈ. જીવનમાં ય આવા એકમાત્ર સંબંધને અણધાર્યા વાયરા ઓલવી નાખે છે. આમતેમ જોયું. થોડે દૂર એક વૃદ્ધ બીડી પીતો હતો. એની પાસે જઈ ઈશારતથી સિગારેટ સળગાવવાની ઇચ્છા વ્યક્ત કરી.

△
△△
△△△

'એક મિનિટ સાયેબ!' વૃદ્ધે દીવાસળી કાઢી-દરમ્યાન મારી નજર એના પર મંડાયેલી હતી જર્જર ઝાંખું ધોતિયું, અને એની જ કફનીમાંથી કેટલું બધું ડોકાતું હતું! દીવાસળી સળગી હું સિગારેટ સળગાવવા સહેજ નમ્યો ત્યાં જ સામે લટકતા સ્ટેશનના બોર્ડ પર નજર પડી અને....

'......રવિ, તમે સિગારેટ ન પીઓ તો...!"

'કેમ સરુ?'

'એનાથી કશો ફાયદો થતો નથી એટલે.'

'તો સરુ, આપણે જીવનમાં ફાયદો થાય એવું શું કરીએ છીએ?

'પ્રેમ....રવિ...'

'...સાયેબ, જલદી સળગાળી લો...' વૃદ્ધે કહ્યું.

એકાએક વિચારતંદ્રામાંથી જાગી ગયો. હા, એ જ બિનઅગત્યનું સ્ટેશન છે, છતાં ટ્રેન થોભી છે. આ એ જ ગામ છે, જ્યાં સરુ મળી હતી, ને......

અમે સૌ પ્રથમ આ જ ગામનાં સ્ટેશને મળ્યાં હતાં. એકબીજાને જોયાં ને ઓળખ્યાં હતાં, સાહિત્ય, ચિત્રકળા અને વિશ્વના અવિસ્મરણીય પ્રેમીઓ વિશે ઘણી ઘણી વાતો કરી હતી-અકળામણ અને આનંદની મિશ્ર અનુભૂતિ સાથે અકળ ભાવો વાંચવા એકબીજાની આંખોમાં જોયું હતું.

...ને પછી વિદાયવેળા...ત્યારે શેડ આટલો વિશાળ નહોતો. આ જ પ્લેટફોર્મ, આવો જ ડબ્બો પણ આ જ ટ્રેન નહોતી, હા, આ જ ટી-સ્ટોલ પરથી સરુએ ચોકલેટ ખરીદી હતી. હવે તો એ સનમાયકાથી મઢાઈ ગયો. ખાવાની ઈચ્છા નહોતી તો યે મેં ચોકલેટ ખરીદી, ત્યારે સરુએ પહેલાં તો બીજા બધાને ચોકલેટ આપી હતી, મને છેલ્લે રેપર ખોલીને આપી હતી. સાથે એક ગુલાબ પણ આપેલું. ગુલાબને મેં ખૂબ જ ભાવપૂર્વક સૂંઘી ખિસ્સામાં જતનપૂર્વક મૂકેલું, પછી મોંમાં ચોકલેટ મૂકી સરુ સામે જોઈ રહેલો...

'તમે હવે ક્યારે પાછા આવશો રવિ ?'

'તમે મારે ત્યાં આવી જાવ તે પછી'.

'પણ મને તમારું એ શહેર નથી ગમતું...'

'કેમ ?'

'હં...એ ચોખ્ખું નથી એટલે...'

'ના, એમ નહીં...'

'તો ?'

એણે પાંપણ ઢાળી પગના અંગૂઠે ધરતી ખોતરતાં કહ્યું હતું, 'હવે આવવું ગમશે.'

'આવીશ ને !'

'હા, હવે તો નિરાંત લઈને આવીશ.'

'જરૂર....!' ને ત્યાં તો ટ્રેને ચીસ પાડીને ચાલવા માંડેલું.

કશુંક કહેવા સરુનું મોઢું ખુલ્લું રહી ગયું હતું. હાથ 'આવજો' કહેતો વિદાય આપતો હતો કે પાછો બોલાવતો હતો-તે વિશે હું ક્યાં સુધી વિચારતો જ રહેલો.

અને તે પછી; એક દિવસ ખબર પડી કે સરુ આવે છે. મને સાંઠ મિનિટના ચોક્કસ કલાકો બહુ લાંબા લાગ્યા હતા. સરુ એમના સગાં સાથે આવી ત્યાં સિગારેટ પીતો કશુંક લખતો હતો, ભૂંસતો હતો, આડાઅવળા લીટા તાણતો હતો. સરુ આવીને બારસાખની જમણી તરફ ઊભી રહેલી. 'આવો' એમ તો, તરત જ ન કહી શકેલો.

'કેમ છો રવિ ?' એણે જ પૂછેલું.

'આવો, મજામાં, બેસો, તમે ?'

અને જવાબમાં માત્ર હોઠ અને આંખ મલકયાં હતાં.

પછી તો નિરાંતે બેસી કવિતા, વાર્તા અને ચિત્રોનાં માધ્યમ સાથે પ્રેમની વાતો કરી હતી. બંને ભાવમધુર પ્રસન્નતાથી છલકાયાં ને આંખો હસી ઊઠી હતી.

'રવિ, અહીં તો ગમી જાય એવું છે...ગમે છે.'

'કેમ સરુ?' એવું મેં પૂછ્યું નહોતું. સિગારેટના પેકેટમાંથી છેલ્લી સિગારેટ કાઢી સળગાવવા માંડી ત્યાં જ...

'રવિ, તમે સિગારેટ ન પીઓ તો!'

'.....?'

'..................?'

'........,.... ..................!'

'..........,.........

હું વ્યવહાર પ્રપંચમાં પડતો નહીં, મને એની પંચાત પ્રત્યે સાવ જ અણગમો એટલે વહેવારીઆઓની નજરે હું અતડો, તોરી, લાઈન બહારનો હતો એટલો બદનામ હતો, એટલે સરુને સારે ત્યાં આમ તો, આવવાની મનાઈ થઈ ગઈ હતી. સરુ ક્યારે એને ગામ પાછી વળી એની યે ખબર ન પડી, એને આપેલી, ને એ સહર્ષ લઈ ગયેલી ચીજો-પુસ્તકો, સારસ અને એને માટે જ ખરીદેલી ફીયેઈન્ત મને પરત મળ્યાં...

અમે 'આવજો' કહ્યા વિના છૂટાં પડ્યાં હતાં.

ડુંગરો વચ્ચે એનું ઘર છે- એ સિવાય એના સરનામાની કંઈ જ ખબર નહોતી. એણે ય મારું સરનામું પૂછ્યું નહોતું. પ્રસન્નતાની એ ક્ષણોમાં અમે વીસરી ગયાં હતાં કે, સરનામાં વિના આ જગતમાં ક્યાંય પહોંચી-મળી શકાતું નથી. અમે અમારા એકાંતના સામેસામે ખૂણે હતાં.

...ને પરિચિત સ્નેહીઓની પરિચિતતા અદૃશ્ય થઈ જઈ ત્યારે એને મળી આવેલું સારસ ફૂલદાનીમાં ઊભું રહી દર્દની મૂંગી ચીસ હતું. એ ચીસ ટેબલ પર મૂકેલા ગ્લાસની અંદર રહેલી ના ગળે, વેદનાની ફીયેઈન થઈ લટક્યા કરી...નિઃસ્તબ્ધપણે, વના, એના ઘરમાં પીધેલા પાણી વડે, એણે આપેલા ગુલાબના

ફૂલની સ્મૃતિ, મારી આંખોના નાનકડા કૂંડામાં સિંચાયા કરતી. સિગારેટ પીવાથી ફાયદો થતો નથી એટલે જ હું વધારે સિગારેટ પીતો થયો હતો.

ક્ષણો...કલાકો...દિવસો પસાર થતા ગયા, જીવનની ગતિ દોડતી, થંભી જતી અને ફરી...આજે એકાએક અહીં જ થંભી–અગત્યનું સ્ટેશન નહોતું તો યે.

સરુ કેમ હશે ? શું કરતી હશે ? સરુ હજી ગુલાબી સાડી પહેરી છૂટા વાળ રાખતી હશે ? હજી એની શ્યામલ રેશમી લટો, એના જમણા ગાલ પરના તલને કોઈની નજર ન લાગે એ માટે, સંતાડ્યા કરતી હશે ? હજી એ જાંબલી ગોળ મોટી બિન્દી નીચે બીજી નાની બિન્દી કરતી હશે ? હજી ય...હજી યે શું એ, એ જ પેલા ડુંગરો વચ્ચે આવેલા ઘરમાં જ રહેતી હશે ? કદાચ એ નોકરી કરતી હશે ? ક–દા–ચ–નહીં. તો ? તો એ પરણી ગઈ હશે...એને સારો પતિ ને ક–દા–ચ, સુંદર બાળક પણ હશે. સરુ સુખી હશે, હા; સરુ સુખી હશે....

—ત્યાં જ ટ્રેનની ચીસ સંભળાઈ ને સોંસરવી નીકળી ગઈ. હું ટ્રેનમાં બેઠો...ટ્રેને ગતિ પકડી, સરુના ગામનું પ્લેટફોર્મ છૂટી ગયું. ટ્રેનની એક વધુ તીખી ચીસ વાતાવરણમાં પ્રસરી ગઈ. હું એ સરી જતા બિનઅગત્યના સ્ટેશનને જોતો જ રહ્યો...એ દેખાતું બંધ થયું તો ય...ફરી એ જ વૃક્ષો, મોલભર્યાં ખેતરો, નદી-નાળાં-પુલ, ટેલિફોનના તારો, એકાકી બુલબુલ, સફેદ ફિક્કું કમળ....

ગતિ ઝડપી થઈ હતી. અગત્યનાં સ્ટેશનો ફરી આવશે...ટ્રેન ફરી ક્યારેક પેલા બિનઅગત્યના સ્ટેશને એમ જ થોભશે....પણ ફરી સરુ, એમ જ મળશે ? ? ?

ને ચોકલેટ મોંઢામાં મૂકી અનાયાસે મારાથી રેપર ખિસ્સામાં મુકાઈ ગયું. □

# ભગવાન તેઓને મદદ કરે છે જેઓ....

લે. માર્ક ટ્વેઈન □ અનુ. વિજય શાસ્ત્રી

હું અને વિલિયમ સ્વિન્ટન બંને જ્યારે એક શાખાઉ રિપોર્ટર તરીકે કામ કરતા હતા ત્યારે એક વાર અમે કપરી નાણાંભીડમાં ફસાઈ ગયા. સ્વિન્ટને તો માત્ર શ્રદ્ધાપૂર્વક એટલું જ કહ્યું: "ભગવાન આપી રહેશે......"

પૈસા કઈ રીતે મળી શકશે તેનો વિચાર કરતો હું એક હોટેલની લૉબીમાં આંટા મારી રહ્યો હતો એટલામાં એક સુંદર કૂતરો આવીને મારાં ઘૂંટણને ચાટવા લાગ્યો. જોગાનુજોગે એ જ વખતે જનરલ માઈલ્સ ત્યાંથી પસાર થતા હતા તેમણે આ કૂતરાને જોયો અને ઊભા રહી ગયા. પછી કૂતરાને થાબડતાં બોલ્યા:

"ખરેખર બહુ ઉમદા જાનવર છે. તમારે એને વેચવો છે?"

હું ખરેખર ગળગળો થઈ ગયો કેમ કે સ્વિન્ટનની આગાહી; અદ્‌ભુત રીતે સાચી પડતી હતી.

"હા"-મેં કહ્યું, "એની કિંમત છે ત્રણ ડૉલર."

જનરલ આ સાંભળી નવાઈ પામ્યા, "માત્ર ત્રણ ડૉલર! શા માટે, ભલા માણસ, હું હોઉં તો સો ડૉલરથી ઓછે આને વેચું નહિ. તમે ફરીથી બરાબર વિચાર કરીને કહો."

"ના, ત્રણ ડૉલર જ બરાબર છે." મેં મક્કમતાપૂર્વક કહ્યું—અને જનરલ કૂતરો લઈને ચાલતા થયા.

થોડીક મિનિટો બાદ એક માણસ આતુરપણે આમ તેમ કશુંક શોધતો ત્યાં આવી ચડ્યો. મેં પૂછ્યું: "શું તમે કૂતરાને શોધી રહ્યા છો?"

એનો ચહેરો આ સાંભળી ખીલી ઊઠ્યો. "હા, તમે એને ક્યાંય જોયો?"

"હા હું ધારું છું કે એ આટલામાં જ ક્યાંક હોવો જોઈએ. હું તમને શોધી આપું છું, થોભો."

આ સાંભળીને તેના ચ્હેરા પર જેવો આભારનો ભાવ પ્રગટયો તેવો મેં ભાગ્યે જ જોયો હશે. મેં કહ્યું : "કૂતરાને શોધવાની તકલીફ બદલ ત્રણ ડૉલર આપવામાં તમને કોઈ વાંધો છે?"

"અરે દોસ્ત, ત્રણ ડૉલર શા વિસાતમાં છે! હું તમને દસ ડૉલર આપીશ."

મેં કહ્યું : "ના, ત્રણ ડૉલર જ બરાબર છે."–અને કૂતરાની શોધ (!) આરંભી. સ્વિન્ટને કહ્યું : "એ રકમ ભગવાને જ મોકલી કહેવાય. અને વધુ કશું કહેવું એ એનો અનાદર કર્યો ગણાય."

હું જનરલને ઘેર ગયો અને સમજાવ્યું કે "હું બહુ દિલગીર છું, પણ તમારે મને કૂતરો પાછો આપવો જ પડશે. મેં માત્ર પરોપકારના આવેગમાં જ એ વેચી કાઢયો હતો." એમ કહી તેમના ત્રણ ડૉલર પાછા આપ્યા અને કૂતરો તેના મૂળ માલિકને પાછો સોંપ્યો.

ત્યાંથી પાછા ફરતાં મારો અંતરાત્મા પ્રસન્ન હતો, કેમકે હું પ્રામાણિકપણે વરત્યો હતો. કૂતરો વેચીને મેળવેલા પહેલા ત્રણ ડૉલર હું વાપરી જ ન શક્યો હોત, કેમકે એ કાયદેસર રીતે મારા નહોતા; પણ બીજી વારના ત્રણ ડૉલર, જે મને કૂતરો એના અસલ માલિકને પાછા સોંપવા બદલ મળ્યા હતા તે, ખરેખર મારા હકના હતા. કેમકે જો એ ત્રણ ડૉલર મને ન મળ્યા હોત તો અસલ (સાચા) માલિકને એનો કૂતરો કદી પાછો મળી શક્યો ન જ હોત!

બર્નાર્ડ ડી. વૉટો સંપાદિત
'MARK TWAIN IN ERUPTION'–માંના
The Lord Helps those...નો સંક્ષિપ્ત અનુવાદ.

# મોત / સુરેશ શાહ

**ડોસાએ** એક ખરાબ ઉધરસ ખાધી. જોરથી ખોંખારો ખાધો. અને પછી આંખો ખુલ્લી રાખીને દૂર સુધી જોવાનો પ્રયત્ન કર્યો. હવે એને કંઈ બહુ દેખાતું નથી. પાસેનું પણ નહીં. ઠંડીના દિવસોમાં ખોખી દાઢીમાં દારૂની વાસ ડગડગ્યા કરે. એક દારૂ અને બીજી બીડી. મોટે ભાગે છોકરાઓ બીડી સળગાવી આવે. માચીસની ખટખટ ટાળવા એ બીડી છોકરાઓને આપે. છોકરાઓ પોતાની માને આપે અને સગડીમાં ચાંપી એ પાછી આપે એટલે ડોસાને આપતાં પહેલા જ છોકરાંઓ ઉંબાડિયું કરી લે. ડોસાને ગંધ આવે એટલે એ પાછો ત્રાડ પાડે. એની જીભ હજી ઘરડી થઈ નથી. અવાજ પણ નહીં. ઠંડીની ધ્રુજારી ભુલાવી દે એમ છોકરાંઓ ધ્રૂજવા માંડે એની ત્રાડથી.

ઘણીવાર તો ડોસો જસ્મીનને ય ધમકાવે, જસ્મીન છોકરાંઓને ક્યારે ય ખિજાય નહીં. છોકરાંઓ એના હાથમાંથી વસ્તુઓ ઝૂંટવી જાય, એના ખોળામાં ચડી બેસે, એના માથામાં ટપલી મારી આવે કે એને જેમ ફાવે તેમ બોલવા લાગે પણ જસ્મીનને એની કોઈ પડી ન હોય. એ તો એનામાં જ મસ્ત રહે, લગભગ નિષ્ક્રિય જેવો એ બેસી રહે. નોકરી ન મળે પણ લોકોમાં ભળે પણ નહિ. એના દોસ્તદારો પણ કોઈ ઘરે આવતા જણાય નહીં. એના વર્તનની કશી જ ખબર પડે નહીં.

એક બીડી પૂરી થઈ એટલે ફરી ડોસાએ બૂમ પાડી. છોકરાંઓ દોડી આવ્યાં, એક જણ બીડી અંદર લઈ ગયું. પેટાવી દીધી અને આપી. ફરી ડોસાએ મજાથી દમ મારવા માંડ્યા.

એકની એક પાટ પર એ સવાર સાંજ બેસી રહે. જરૂર પડે તો જ નીચે ઊતરે. ઘણું કરીને એ જમીન પર પગ મૂકે નહીં. કોઈને એનો ખ્યાલ ન હોય અને એને પણ કોઈ નો નહીં.

છોકરાંઓને કદાચ આ ડોસો ગમતો નથી. વારેઘડિયે રમતમાં ખલેલ પહોંચાડે છે. સંતાકૂકડી રમતાં માંડ કોઈક પાટ નીચે સંતાયો હોય કે તરત ડોસો બોલી ઊઠે, 'જા, બીડી પેટાવ!' અને એ બિચારો પકડાઈ જાય. માથા પર આવેલો દાવ પછી એને બીડીની જેમ દઝાડે.

રાત પડે એટલે ડોસાને બીડીથી ન ચાલે. ચલમ પીએ યા તો કલાકો સુધી પાટ પર બેસી રહે.

કડકડતી ઠંડીમાં પણ ચલમ પીતો પીતો એ માઢિયામાં જ સૂઈ રહે. કોઈનો ય પગરવ સંભળાય એટલે કૌન હૈ કરીને બૂમ મારે અને એ જણ જવાબ ન આપે એટલે પૂછવાનું ચાલુ રાખે. મોડી રાત થાય એટલે કૂતરાંઓ તો ભસે જ. એમને પણ હટ્ હટ્ કરીને ધમકાવ્યા કરે. પણ ડોસાની ઊંઘ તો હરામ જ.

અત્યારે રાતના અગિયાર થયા હતા. ડોસાને ઊંઘ આવતી નહોતી. આજે કોઈ સિનેમા જોવા ગયું છે? એને મનોમન સવાલ થયો. ના રે આવી ઠંડીમાં કોણ જવાનું હતું? હજી કાલે જ તો આખું લશ્કર લઈને ગઈ હતી વહુ. કેમ કે સિનેમા બહુ સારું હતું. આંખે જોઈ શકાતું નથી અને લાકડી લઈને થિયેટરમાં જતાં શરમ પણ આવવી જોઈએ ને? એ વિચારે ચડી ગયો.

સિનેમાઓ પણ હવે ક્યાં સારાં આવે છે! એ પોતાના જમાનામાં ઊતરી ગયો. અતીત હવે એની સામે ઠંડી ભુલાવી દઈ નાચવા લાગ્યો. અત્યારે નાચતો હતો. ક્યારેક તો ડાચિયાં કરતો હોય. સુખેથી જંપવા દે નહીં અને છેવટે ડોસો ચિડાઈ જાય એટલે મૂઠીઓ વાળીને વિચારો કરવાનું બંધ કરી દે. માઢિયાની બહાર

આવીને આકાશમાં જોયા કરે. આમ બહાર એ આવી જતો નથી. હદ વટાવી જવાય ત્યારે જ આટલે સુધી આવવું પડે.

અચાનક કૂતરાંઓ ભસ્યાં. ખખડાટ થયો. કોઈ આવતું હોય એમ લાગ્યું. કૌન હૈ? એણે પહેલાં તો બોલવાનો પ્રયત્ન કર્યો પણ ક્યારના ચૂપ હોવાને લીધે અવાજ બહાર નીકળ્યો નહીં. ગળું ખંખેર્યું અને ફરી અવાજ કર્યો: 'કૌન હૈ?'

કોઈક સ્ત્રીનો આકાર હતો. ઝડપથી પસાર થઈ ગયો. ડોસાને ભ્રમ થયો. કેમકે બરાબર એ જ વખતે માઢિયાના ઊંબરાનું પાટિયું ખખડ્યું. એ જસ્મીન હતો. બે જણ આવ્યાં કે એક, ડોસાને કંઈ ખબર પડી નહીં. પણ 'એ તો હું' એટલું એ સ્ત્રીથી બોલાઈ ગયું હતું. 'કોણ' ફરીથી ડોસાએ ઊંચા અવાજે પૂછ્યું. આ વખતે ગળું ખંખેરવાની જરૂર હતી નહીં. પણ એ જતી રહી. જસ્મીને કહ્યું, 'મધુ છે, સાસરેથી આવી.' એના અવાજમાં ધમકી હતી. હવે આગળ ન પૂછવાની લગભગ આજ્ઞા જ હતી.

'આટલી રાતે?' છતાં ડોસાએ પૂછ્યું.

'હા. જુઓ ને ઠંડી કેટલી પડે છે?' જસ્મીને ડોસાના સનેપાતિયા મન પર એ જેને સતત અનુભવ્યા કરતો હતો એવી ઠંડીનું શૂળ ભોંકીને વાત બદલાવી આપી.

'બહુ ઠંડી છે.' ધારી અસર થઈ હતી, 'જરા બીડી સળગાવી આપ.'

જસ્મીન માચીસ લેવા ક્યાં જવાનો હતો? મધુને જ ઘેર એ ગયો.

'આટલે સુધી મૂકી પણ ના જાય?' મધુની મા ચિડાઈ ગયેલા અવાજે બબડતી હતી તે ચૂપ થઈ ગઈ. ઊભાં થઈ ને માચીસ લાવી આપ્યું. જસ્મીને એની માનો ગુસ્સો માચીસ સાથે જ હાથમાં ઝીલી લીધો.

....એનો વર, બિચારો બહુ ભોળો હોવો જોઈએ. અવ્યવહારુ.

છોકરીને ઘર લગી મૂકી ન જેવી જોઈએ એણે? નહીં તો આવું થાત ખરું?

હવે જસ્મીનને અફસોસ થતો હતો. એને થતું હતું કે પોતે કંઈ બરાબર નથી કર્યું. આવું હહાપણ કરવું એ મૂર્ખાઈ જ હતી. આ તો ઠીક છે ડોસાને જ ખબર પડી છે. કોઈને કાંઈ કહેશે નહીં. કદાચ કહે તો પણ કોઈ માને નહીં. એનું ગળું સુકાવા લાગ્યું, હોઠ પણ......

અને એની મા શું બબડતી હશે ત્યારે? માચીસ લેવા ગયો ત્યારે જસ્મીન જરા ધ્રૂજી ઊઠ્યો હતો. એનામાં મધુ સામે જોવાની હિંમત ન હતી. અત્યારે હવે ખબર પડશે. પોતે જ આવીને કહી જશે. માને ખબર પડી કે નહીં તેની.

સામે ચાલીને મધુ કેમ આવતી હશે? હમેશાંનો સવાલ પાછો જસ્મીન સામે આવીને ઊભો રહ્યો. મારા મનમાં કાંઈ જ છે નહીં. હું કાંઈ ઓછો જ સમજું છું? વાડીમાં સાપ નીકળ્યો હોય તો પકડવાનું, દારૂડિઓને મારવાનું, છોકરાઓને ધમકાવવાનું કે કૂતરાં ભસાવવાનું કદાચ સમજું.

પ્રેમનું લફરું અને જસ્મીન એ તદ્દન વિરોધાભાસી વાત લાગે. મધુ ય એટલી અલ્હડ ક્યાં હતી! તદ્દન નિર્દોષ દેખાય. ચહેરોમહોરો કેટલો સૌમ્ય. આ લોકોને પ્રેમ છે કે નહીં એની તો શું, ખેંચાણ હશે કે નહીં એની પણ કોઈને ગંધ નહોતી.

સાંજે છ વાગ્યે મધુનો વર એને મૂકવા આવ્યો હતો. રસ્તામાં જ જસ્મીન મળી ગયો. મધુએ કહ્યું, 'અમે પાડોશમાં જ રહીએ છીએ. તમારે જવું હોય તો જાવ, જતાં રહીશું અમે બેઉ.'

એક ક્ષણ એનો વર જસ્મીન સામે જોઈ રહ્યો. જસ્મીને ડોકું હલાવ્યું અને એના ચહેરા પરના ભાવ હજી તો મધુનો વર પારખે

એ પહેલાં જ બેઉ જણાંએ ચાલતી પકડી. આમાં જસ્મીનને હવે પછી શું બનવાનું હતું એની કદાચ કલ્પના નહોતી.

'રાતે અગ્યાર વાગે તારો વર તને અધે રસ્તે મૂકીને આમ વે'તો પડે ઈ તે ક્યાંનો ન્યાય છે?' બપોરે એક વાગે એની મા અત્યંત ઊંચા અવાજે અડોસપડોસ આખું સાંભળે એમ મધુ પર ઊતરી પડી. મધુ એક અક્ષરે ય બોલ્યા વિના સતત બોલાતી ગાળો સાંભળ્યા કરી અને કામ કરતી ગઈ.

*

ધૂંવાંપૂંવાં થતો એ ઘરમાં આવ્યો. ઊમરો ધમધમી ઊઠયો એનાં પગલાંથી. એક ઉંદરડી ઝડપથી પસાર થઈ ગઈ. ભીંત પર જતો વાંદો જોઈ એણે જોરથી એક થાપો માર્યો. ત્યાંને ત્યાં વાંદો છુંદાઈ ગયો.

એનું રૌદ્રસ્વરૂપ જોઈ છોકરાંઓ આઘાંપાછાં થઈ ગયાં. આ જરૂર કોઈકનું ખૂન કરી નાખશે એમ કોઈને પણ લાગે.

એના મનમાં હતું જ. એક દિવસ તો આ ડોસાને ગોવિન્દાય નમો નમઃ કરાવી દઉં. બીજા જન્મારે યાદ રાખે દીકરો!

એણે જ પહેલું પૂછ્યું હતું ને, કોણ છે. અરે ગમે તે હોય તારો બાપ ઓછો જ આકાશમાંથી ઊતરીને આવવાનો હતો પાછો? ચૂપ રહ્યો હોત નાહકનાં લફરાં થાત જ નહિ ને!

એણે મનોમન કંઈક નક્કી કર્યું. પછી સડસડાટ પાછો ઘરની બહાર નીકળી ગયો.

*

આજે જસ્મીને નક્કી કરેલા દિવસનું પરોઢ હતું. આજે ડોસાનું મોત આણવાનું હતું. આ દુનિયામાં એનું કામ પણ શું હતું? મફતનો રોટલો ખાઈને જીવે અને ઉપરથી ઘરનાં લોકોનો જીવ ખાય. છોકરાંઓને કારણ વગર ખિજાયા કરે...ત્રાસરૂપ છે.

દારૂના પીઠા પર જઈને રૂપિયાની નોટોનું બંડલ એણે કાઉન્ટરમેનને બતાવ્યું.

હજી તો એ પૂછવા જતો હતો નવાઈથી–શું તમે પીશો ? પરંતુ વચ્ચે જ જસ્મીન બોલ્યો : 'બાપા આવે છે ને, એને પેટ ભરીને પાજે.'

'પણ શેઠ, આટલો બધો તો...'

'હા, હા. એક જ વારમાં પાઈ દેજે. આજે તો એમને ખુશ કરી દેવા છે !' અને પછી મનમાં બોલ્યો, 'હંમેશને માટે.'

પીઠાનો માણસ વધારે શું બોલે ? બેએક બાટલી વધારે આપી દઈશ. પછી ઘેનમાં કોણ પૂછવાનું હતું ? દીકરો પૈસા આપી ગયો છે એ વાત પણ કોણ યાદ કરાવવાનું હતું ?

જસ્મીન ગયો એટલે લાલચુ આંખે એક વખત જોઈ ને નોટોનો થોકડો એણે ખિસ્સામાં મૂકી દીધો અને પછી જાણે કાંઈ જ બન્યું ન હોય તેમ રસ્તા પર જોવા લાગ્યો.

જસ્મીન મુંબઈ જવા માટે લોકલના સ્ટેશન પર આવી પહોંચ્યો. લોકલ ગાડીઓની ગીરદીથી એ તોબા છે. એટલે જ અંદર ઘૂસવા કરતાં ફૂટબોર્ડ પર ઊભા રહીને લટકતા જવાની તો એની આદત છે. ગાડીએ પ્લેટફોર્મ છોડ્યું કે થોડુંક રિંગાઈને પછી એ સ્થિર ઊભો રહી ગયો.

ટ્રેનની ગતિની સાથે સાથે એના મગજના વિચારોએ પણ વેગ પકડ્યો. ડોસાની હવે જરૂર જ નથી ને ! સાંજે પોતે જશે ત્યારે ભાઈ રસ્તા પરથી રઝળતો એનો મૃતદેહ લઈ આવ્યો હશે. બનાવટી રૂદન કરતો હશે અને ચાલના લોકો પણ મનમાં ખુશ થઈને મોઢેથી સારાં વચન બોલતાં હશે...

અને પછી તો માઢિયામાં પોતે એકલો જ સૂઈ રહેશે...મધુ, રાત્રે એ બહાર નીકળશે...વહેલી ઊઠીને ચાર વાગે પોતે ઓઢેલી ચાદર ધીમેથી ખેંચશે...

અચાનક કંઈક ધણાકો થયો. ટ્રેન અટકી ગઈ. થાંભલા સાથે અથડાઈ જવું એ કંઈ નાનોસૂનો અકસ્માત નહોતો. કેટલાક લોકો

નીચે ઊતરી ગયા હતા. જસ્મીનની ખોપરીમાંથી ગરમ ગરમ લોહી દદડતું હતું. કેટલાક પૂછતા હતા, જીવે છે કે? તરત જ બીજું કોઈ કહેતું, ખતમ હો ગયા. બેચારા નૌજવાન આદમી થા. યે આદત હી અચ્છી નહીં હૈ!

જસ્મીનના મૃતદેહને ઘરે લાવવામાં આવ્યો ત્યારે ડોસો ચલમ પીતો હતો. એ દારૂ પીવા આજે ગયો જ નહોતો. □

## મા વિશે– □ કિસન સોસા

સૂરજ વિશે ન ચંદ્ર કે તારા વિશે કહો,
આકાશ થૈ ગયેલી મારી મા વિશે કહો.

કેવી રીતે આ પીઠિકાના પહાડ ઓગળે,
કેવી રીતે ટોળે વળે સપનાં?–વિશે કહો.

સાંજે કલુખડેથી પ્રસરતા ઇ સાદના,
પવનોમાં ઓગળી ગયા પડઘા વિશે કહો.

દિગન્તમાં ડૂબી ગઈ એ જીર્ણ પાંખના–
આ રાન–રાન પાન–પાન પીંછા વિશે કહો.

શેં ખોળિયા બહાર આખું આયખું ગયું,
કાળા રઝળપાટો વિશે, વલખાં વિશે કહો.

ટહુકા વિશે, વસંતનાં પુષ્પો વિશે નહીં,
ન્હોરી રહ્યા છે ભીતરે એ ઘા વિશે કહો.

માણસ વિશે ન કાંઈ કહો તોય ચાલશે,
ઝામણ વિશે કહો કે કામળિયા વિશે કહો.

**આ** વાત એક સભારંભની છે તે વખતના ઉચ્ચ અંગ્રેજ સૈન્યાધિકારીઓના માનમાં એ સમારંભ યોજાયો હતો. હું એનું નામ નથી કહેતો. તમે ગમે તે રાખો, લેફ્ટનેન્ટજનરલ લોર્ડ ઑર્થર સ્કોર્સવાઈ, બાઈ. સી. વગેરે. યુદ્ધ સમાપ્ત થઈ ગયું હતું. હું જનરલની સામે ઘણા આદરથી જોતો હતો. એની મહાનતાથી પ્રભાવિત થતો હતો.

મારી જમણી બાજુ એક પાદરી વર્ગનો માણસ બેઠેલો હતો. હું એને પહેલેથી જાણતો હતો. એ પાદરી તો હમણાં હમણાં થયો હતો, પણ એની જિંદગીનો પહેલો અડધો સમય વુડવિચની લશ્કરી સ્કૂલમાં એક નિર્દેશક તરીકે વીત્યો હતો. હું વાત કરતો હતો ત્યારે મેં એની આંખોમાં ચમક જોઈ. એણે ઝૂકીને ઘણા રહસ્યમય ઢંગે કહ્યું–'આ સમારંભનો નાયક સાવ બેવકૂફ માણસ છે.'

આવો ફેંસલો મારે માટે ઘણો આશ્ચર્યકારક હતો. એ વાત નેપોલિયન, સોક્રેટીસ કે સોલોમન માટે કરી હોત તો મને એટલું આશ્ચર્ય ન થાત. બે બાબતમાં હું ઘણો સજાગ હતો–એક તો આ સન્માન્ય માણસ પૂર્ણપણે સત્યવાદી હતો, બીજું માણસો વિશેનો એનો નિર્ણય સારો હતો. એટલે મને લાગ્યું કે, દુનિયાએ આ નાયકને સમજવામાં ભૂલ કરી છે. એ મૂર્ખ હતો. મારે જાણવું હતું કે, સન્માન્ય પાદરીને એની ખબર શી રીતે પડી?

થોડા દિવસ પછી મને તક મળી. મને એ સન્માન્ય પાદરીએ કહ્યું, લગભગ ચાળીસ વર્ષ પહેલાં હું વુડવિચમાં મિલિટરી અકાદમીમાં નિર્દેશક હતો. સ્કોર્સવાઈ એ પરીક્ષામાં બેઠો હતો. આખા વર્ગે ઘણી શાન, સૂઝબૂઝથી સરસ ઉત્તર આપ્યા, પણ આ કંઈ જ ન કહી શક્યો. એ બુધ્ધુ અને બેવકૂફ હતો. મને એના પર ઘણી દયા આવી.

મેં વિચાર્યું કે એ ફરી પરીક્ષા આપવા આવશે ત્યારે હું એને મદદ કરી શકીશ અને એવી મદદથી મને કશી હાનિ જતી નહોતી. મેં એ બધું કર્યું, જેટલું યે હું કરી શકતો હતો. હું એને બાજુ પર લઈ ગયો અને એની સાથે વાત કરવા લાગ્યો, કે સીઝરના ઈતિહાસ સંબંધી તું થોડું જાણતો હતો પણ એ સિવાય બીજું કશું જાણતો નહોતો. મેં એને ઘણું બધું કહ્યું. ખાત્રી રાખો, એ પાસ થઈ ગયો, અને બીજા વિદ્યાર્થી, જેઓ એના કરતાં ઘણું બધું જાણતા હતા તે નાપાસ થયા. એ એનું ભાગ્ય જ કહેવાય કે એને આવડતું હતું એ જ એને પૂછવામાં આવ્યું.

હું હમેશાં એના પર ધ્યાન રાખું છું. દરેક વખતે એના કિસ્મતે ચમત્કાર કર્યો છે. પરીક્ષકો પૂછે એવા જ પ્રશ્નો મેં એને કહ્યા હતા. કિસ્મતથી એને પહેલું ઈનામ મળ્યું.

હું એક અઠવાડિયા સુધી શ્વી શક્યો નહીં. મને મારી ચેતના રાતદિવસ દમતી રહેતી. મને એટલા સારા પરિણામની આશા નહોતી. મેં એક જડબુદ્ધિને પ્રગતિના માર્ગે ચઢાવી દીધો હતો.

ત્યાં યુદ્ધ શરૂ થયું. હું વિચારતો હતો કે, આ ગધેડાને મરવાની તક મળે તો કેવું સારું! એને તક મળી. એ એક લશ્કરી ટુકડીનો કેપ્ટન બન્યો. એણે પ્રત્યેક પગલે ભયંકર ભૂલો કરી, પણ હમેશાં એની ભૂલોના સારા અર્થ જ થયા. લોકોએ એની ભૂલોને પ્રેરણાદાયક મહાનતા જ માની. ભાગ્ય જ એવું કે પ્રત્યેક ભૂલે એનું સન્માન વધાર્યું. એ પોતાના વરિષ્ઠોની લાશો પર થઈને આગળ વધતો ગયો અને એક દિવસ એ કર્નલ થઈ ગયો.

લડાઈ પૂરજોશમાં ચાલતી હતી. મિત્રસેનાઓ દરેક ક્ષેત્રમાં માર્ગ કરતી હતી. એક ભૂલ પણ વિનાશનું કારણ બની શકે એવી નાજુક સ્થિતિ હતી. એ વખતે એણે એક મૂર્ખાઈભર્યું પગલું ભર્યું. એણે

## ભાગ્ય



**આ** વાત એક સભારંભની છે તે વખતના ઉચ્ચ અંગ્રેજ સેન્યાધિકારીઓના માનમાં એ સમારંભ યોજાયો હતો. હું એનું નામ નથી કહેતો. તમે ગમે તે રાખો, લેફ્ટનેન્ટજનરલ લોર્ડ ઓર્થર સ્કોર્સવાઈ, બાઈ. સી. વગેરે. યુદ્ધ સમાપ્ત થઈ ગયું હતું. હું જનરલની સામે ઘણા આદરથી જોતો હતો. એની મહાનતાથી પ્રભાવિત થતો હતો.

મારી જમણી બાજુ એક પાદરી વર્ગનો માણસ બેઠેલો હતો. હું એને પહેલેથી જાણતો હતો. એ પાદરી તો હમણાં હમણાં થયો હતો, પણ એની જિંદગીનો પહેલો અડધો સમય વુડવિચની લશ્કરી સ્કૂલમાં એક નિર્દેશક તરીકે વીત્યો હતો. હું વાત કરતો હતો ત્યારે મેં એની આંખોમાં ચમક જોઈ. એણે ઝૂકીને ઘણા રહસ્યમય ઢંગે કહ્યું-'આ સમારંભનો નાયક સાવ બેવકૂફ માણસ છે.'

આવો ફેંસલો મારે માટે ઘણો આશ્ચર્યકારક હતો. એ વાત નેપોલિયન, સોક્રેટીસ કે સોલોમન માટે કરી હોત તો મને એટલું આશ્ચર્ય ન થાત. બે બાબતમાં હું ઘણો સજાગ હતો-એક તો આ સન્માન્ય માણસ પૂર્ણપણે સત્યવાદી હતો, બીજું માણસો વિશેનો એનો નિર્ણય સારો હતો. એટલે મને લાગ્યું કે, દુનિયાએ આ નાયકને સમજવામાં ભૂલ કરી છે. એ મૂર્ખ હતો. મારે જાણવું હતું કે, સન્માન્ય પાદરીને એની ખબર શી રીતે પડી?

થોડા દિવસ પછી મને તક મળી. મને એ સન્માન્ય પાદરીએ કહ્યું, લગભગ ચાળીસ વર્ષ પહેલાં હું વુડવિચમાં મિલિટરી અકાદમીમાં નિર્દેશક હતો. સ્કોર્સવાઈ એ પરીક્ષામાં બેઠો હતો. આખા વર્ગે ઘણી શાન, સૂઝબૂઝથી સરસ ઉત્તર આપ્યા, પણ આ કંઈ જ ન કહી શક્યો. એ બુધ્ધુ અને બેવકૂફ હતો. મને એના પર ઘણી દયા આવી.

મેં વિચાર્યું કે એ ફરી પરીક્ષા આપવા આવશે ત્યારે હું એને મદદ કરી શકીશ અને એવી મદદથી મને કશી હાનિ જતી નહોતી. મેં એ બધું કર્યું, જેટલું યે હું કરી શકતો હતો. હું એને બાજુ પર લઈ ગયો અને એની સાથે વાત કરવા લાગ્યો, કે સીઝરના ઈતિહાસ સંબંધી તું થોડું જાણતો હતો પણ એ સિવાય બીજું કશું જાણતો નહોતો. મેં એને ઘણું બધું કહ્યું. ખાત્રી રાખો, એ પાસ થઈ ગયો, અને બીજા વિદ્યાર્થી, જેઓ એના કરતાં ઘણું બધું જાણતા હતા તે નાપાસ થયા. એ એનું ભાગ્ય જ કહેવાય કે એને આવડતું હતું એ જ એને પૂછવામાં આવ્યું.

હું હમેશાં એના પર ધ્યાન રાખું છું. દરેક વખતે એના કિસ્મતે ચમત્કાર કર્યો છે. પરીક્ષકો પૂછે એવા જ પ્રશ્નો મેં એને કહ્યા હતા. કિસ્મતથી એને પહેલું ઈનામ મળ્યું.

હું એક અઠવાડિયા સુધી ઊંઘી શક્યો નહીં. મને મારી ચેતના રાતદિવસ દમતી રહેતી. મને એટલા સારા પરિણામની આશા નહોતી. મેં એક જડબુદ્ધિને પ્રગતિના માર્ગે ચઢાવી દીધો હતો.

ત્યાં યુદ્ધ શરૂ થયું. હું વિચારતો હતો કે, આ ગધેડાને મરવાની તક મળે તો કેવું સારું ! એને તક મળી. એ એક લશ્કરી ટુકડીનો કેપ્ટન બન્યો. એણે પ્રત્યેક પગલે ભયંકર ભૂલો કરી, પણ હમેશાં એની ભૂલોના સારા અર્થ જ થયા. લોકોએ એની ભૂલોને પ્રેરણાદાયક મહાનતા જ માની. ભાગ્ય જ એવું કે પ્રત્યેક ભૂલે એનું સન્માન વધાર્યું. એ પોતાના વરિષ્ઠોની લાશો પર થઈને આગળ વધતો ગયો અને એક દિવસ એ કર્નલ થઈ ગયો.

લડાઈ પૂરજોશમાં ચાલતી હતી. મિત્રસેનાઓ દરેક ક્ષેત્રમાં માર્ગ કરતી હતી. એક ભૂલ પણ વિનાશનું કારણ બની શકે એવી નાજુક સ્થિતિ હતી. એ વખતે એણે એક મૂર્ખાઈભર્યું પગલું ભર્યું। એણે

એક ઊંચી ટેકરી પર હુમલો કરવાનો હુકમ કર્યો. ત્યાં રશિયન સેના બરાબરનો અડ્ડો જમાવીને બેઠી હતી. એનું કિસ્મત જોર કરતું હશે એટલે રશિયનોએ માન્યું કે, એક ટુકડી આ ટેકરી પર હુમલો કરવાનું સાહસ નહીં કરી શકે. ચોક્કસ જ એની પાછળ બહુ મોટી અંગ્રેજ ફોજ હશે. એવા વિચારે રશિયનો ટેકરી છોડી મેદાનમાં ઊતરી ગયા. ત્યાં એમણે મિત્રસેનાઓએ ઘેરી લીધા અને સહેલાઈથી ટેકરી પર કબજો કરી લીધો. એ એક મહાન અને ઐતિહાસિક વિજય મનાયો અને એનું શ્રેય એના સારા ભાગ્યને કારણે મળ્યું.

એ સારો અને મધુરો માણસ તો છે જ. પણ કંઈ જ જાણતો નથી. આપણે એને વિશ્વનો મહાનતમ ગધેડો કહી શકીએ, પણ એ દિન-બ-દિન પોતાના ચમત્કારિક કિસ્મતને કારણે ઊંચે ને ઊંચે જતો જાય છે. એનું પૂરું સૈનિકજીવન ભયંકર ભૂલોથી ભરેલું છે. એને જોતાં મને લાગે છે કે, દુનિયામાં સૌથી મોટી ચીજ ભાગ્ય છે. અને એને એ મળ્યું છે. છતાં હું કહીશ કે એ સંપૂર્ણપણે મૂર્ખ છે. □

**'કંકાવટી' માસિકના માલિકી અને બીજી બાબતો અંગે નિયમ આઠ હેઠળની ફોર્મ ૪ મુજબની વિગતો.**

૧. પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત-૧

૨. સામયિકકાળ : માસિક

૩. મુદ્રકનું નામ : ડાહ્યાભાઈ જીવણજી નાયક
નાગરિકતા : ભારતીય
સરનામું : નંદશંકર મહોલ્લા, ગોપીપુરા, સૂરત-૨

૪. પ્રકાશકનું નામ
નાગરિકતા તથા
સરનામું } નંબર ત્રણ મુજબ

૫. સંપાદકનું નામ : રતિલાલ 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૩ આનંદનગર સગરામપરા, સૂરત-૨

૬. માલિકોના નામ સરનામાં (૧) નાનુભાઈ મગનલાલ નાયક
નાની છીપવાડ, અંબાજીરોડ, સુરત-૧.

(૨) ડાહ્યાભાઈ જીવણજી નાયક
નાની છીપવાડ, અંબાજીરોડ, સુરત ૧.

હું ડાહ્યાભાઈ જીવણજી નાયક આથી જાહેર કરું છું કે ઉપરની માહિતી મારી જાણ અને સમજ પ્રમાણે સાચી છે.

સહી : ડાહ્યાભાઈ નાયક

# કંકાવટી

માર્ચ

૧૯૭૪


## વસંત

સ્પંદિત છે ડાળ ડાળ, આવે-જાય છે વસંત,
ધડ પર ધરું છું કાન ને સંભળાય છે વસંત.

પીપ્પલનું વૃક્ષ, વૃક્ષમાં દર્પણ ને દર્પણે,
ઝળકે છે સૂર્ય, સૂર્યમાં લ્હેરાય છે વસંત.

ટહુરવ કરે પતંગિયાં શાં સીમ સીમમાં,
તૃણોને તાર તાર પર રણકાય છે વસંત.

ફળિયાને ચોક મેઘધનુ હેલ્ય માંજતું,
પવનોની ડોલીએ જતી અંજાય છે વસંત.

હું, ઓઢણીના ફૂલ પર બેઠું પતંગિયું,
રહેવા દે, દાગતી અધર શરમાય છે વસંત.

આંખ્યુંમાં કૈંક ખાખરા ખીલ્યા ઊજાગરે,
વ્યાકૂલ, એમાં રંગભરી ન્હાય છે વસંત.

· કિશન સોસા ·

# કંકાવટી

માર્ચ ૧૯૭૪

સાહિત્ય સર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૫ મું : અંક ૧૮૧ : મૂલ્ય એક રૂપિયો

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૯. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.



તંત્રી · મુદ્રક · પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

## એક કાવ્ય ▭ ઈન્દુ ગોસ્વામી

પોતાના એકના એક દીકરા પર
હાથ મૂકીને
માથું ધુણાવતી ના
મારાં ફેફસાં ઊંચાં થઈ ગયાં છતાં
એકની બે ન થઈ તે
ન જ થઈ
આડો ખોબો વિશ્વાસ લઈને
ફળિયું ચણતાં
મારા શ્વાસનાં પારેવાં
નેવાંનો તડકો
તુલસીક્યારા લગી ન પહોંચે
ત્યાં લગી
ઊડવાનું નામ લેતાં નથી
પરંતુ
આજના હાથમાં અરીસો લઈને નીકળેલું
બાળપણ
હવે
સૂરજ—સૂરજ રમવાનો ઘોડો
ક્યારનું કુદાવતું હતું
મારા પર
ભીંત પર ભાત પડે ને કિલ્લો સર થાય
એમ
આંખોને આંધળીભીંત થતાં વાર શી
શી ખબર
હવાને ક્યારે નહોર ફૂટ્યા
શી ખબર
ગંધ નામનો પડઘો
મારી ચામડીને કેમ ન સૂઝયો
ને
કાળી ચીસ જેવી એ ક્ષણમાં
મને
કેવળ
મારી મા જ યાદ આવી ગઈ.

## એક કાવ્ય ▭ અજિત ઠાકોર

રસ્તાઓના શહેરમાં
એકાદ ફૂટ અદ્ધર વૃક્ષો
કશુંક અજાણ્યું ગાયા કરે...

રસ્તાઓની નિશ્ચેષ્ટ છાતી પરથી
રસ્તાઓ જેવું કશુંક પસાર થયા કરે...
રસ્તાઓ ગલીઓમાં આવે-જાય ચૂપચાપ...

બહાર નીકળવાનો રસ્તો
પૂછ્યા કરું છું રસ્તાઓને—
એકાદ ફૂટ અદ્ધર વૃક્ષો
કશુંક અજાણ્યું ગાયા કરે છે
ક્યારનાં...!

## રાતે ▭ હેલ્પર ક્રિસ્ટી

એક દરિયો તે આછરે રાતે,
શંખનું ફીણ ઊભરે રાતે.

કોણ રંગો પતંગિયાંના લઈ,
ભીંત પર ફૂલ ચીતરે રાતે.

બેફિકર ઊંઘતી હથેળીમાં,
ગ્રહ આડા જ ઊતરે રાતે.

દ્વાર આ ઊઘડે પવન ચૈને,
પ્રેત કોનું અહીં ફરે રાતે ?

સ્થિર આ કીકીમાં ઊંડે ઊંડે
વર્તુળાતો સૂરજ સરે રાતે.

પ્રાતઃમાં તો પછી ઊડે રેતી,
સમણે રણ કોઈ વિસ્તરે રાતે.

## વસંત □ કિસન સોસા

હમણાંની વાત હાં, હજી હમણાં જ, ગત ક્ષણે,
કેસૂને ફૂલ ગૂંથતું જોયું'તું તોરણે.

કે પ્હેલ વ્હેલ ચૂંદડી ઓઢી'તી દર્પણે,
ને વાયરાનાં ટોળાંઓ ઊમટ્યા'તાં ફાગણે.

ક્યારે હ્યૂકિયા હતા સમણાંઓ, આંગણે ?
આવે ન યાદ . આજ તો અમને ય આ ક્ષણે.

ક્યારેક પ્હોર રણઝણે ને જોઉં તો પણે—
હાલું હળુ હળુ રે બેઠી ગાય પારણે.

એના જ કેટલાંક મોતી ઝૂલે પાંપણે,
એનાં હજી ય ગીત કળી–ફૂલ ગણગણે.

સ્મૃતિમાં પીઠિયાળી એક સૌરભ હરે ફરે,
બસ, એટલું જ શેષ છે આ શ્વાસના રણે.

ધરની અજાણતા ય ઉખેડાય જો ત્વચા,
રંગોભરી વસંત ત્યાં ડોકાય લીંપણે.

# પગલાં ▭ પૉલ વાલેરી

અનુ · રાધેશ્યામ શર્મા

મારા મૌનનાં સંતાન.
તારાં પગલાં
સમર્પિત, હળવેક રહી મૂકાયેલાં એ
મારી જાગરુકતાની શય્યા તરફ, જતાં
ટાઢાંહિમ અને મૂક થઈ જાય.

વિશુદ્ધ હસ્તી
અલૌકિક ઓછાયા સમાં
પગલાં કેટલાં મધુર છે સ્થગિત!
દેવતાઓ!......
હું કલ્પી શકું એટલી સોગાદો
એ અનાવૃત્ત ચરણે ચઢી મને આવી મળે છે!

મારા વિચારોના વતનીને
શાંત કરવા અર્થે
જો તું તારા સમર્પિત ઓષ્ઠદ્વય સમેત
ચુંબનની સંજીવનીની તૈયારી કરતી હોય તો
એ મૃદુ ક્રિયાને રોકતી ના–હોવા ના–હોવાના
માધુર્યને તું શોધતી મા
તારી પ્રતીક્ષા માટે તો હું જીવ્યો છું
અને મારું હૈયું તારાં પગલાં જ છે.

## સ્વતંત્રતા ▭ સોલ્ઝેનિત્સિન

અમારી પાછળના ઘરના છોકરાએ કૂતરો પાળ્યો છે. એનું નામ છે શારિક. પાળેલો છે એટલે એના ગળે પટો બાંધેલો જ રહે છે. એ કુરકુરિયું હતો ત્યારથી એને મોંઢેથી દડો ઉપાડી લેવાની રમત બહુ પ્રિય છે.

એક દિવસ હું એને માટે મરઘીનાં હાડકાં લઈ ગયો. એ હજી ગરમ અને સોડમ મારતાં હતાં. એ આંગણે આંટા મારી શકે એ માટે છોકરાએ એનો પટો છોડી નાખ્યો. શારિક હરણની જેમ ચપળતાથી આંગણે ચક્કર મારવા લાગ્યો. એ દોડતો મારી પાસે પણ આવ્યો. એણે ક્ષણેક મરઘીનાં હાડકાં સૂંઘ્યાં અને પછી એ ગાઢ બરફમાં ચાલ્યો ગયો.

'મને તમે આપેલાં હાડકાં નથી જોઈતાં, મને મારી સ્વતંત્રતા પાછી આપો!' એણે કહ્યું.

▭

## એલ્મનું થડ ▭ સોલ્ઝેનિત્સિન

અમે જલાઉ લાકડાં વહેરતા હતા. અમે જ્યારે એલ્મવૃક્ષનું થડ ઉપાડ્યું ત્યારે મારા મોંઢામાંથી અનાયાસ જ ચીસ નીકળી ગઈ. આખું વર્ષ થઈ ગયું હતું આ કામમાં. અમે નીચેથી કાપેલાં વૃક્ષનાં લાકડાં ઉપાડતા, ઘસડતા અને ટ્રેક્ટરોની પાછળ બાંધતા. અમે એને વહેરવાના મશીન પાસે લઈ જતા, અને દાંતાચક્કરની સામેના મંચ પર મૂકતા, પણ એલ્મવૃક્ષનું આ થડ અમે મંચ પર ચઢાવી શક્યા નહોતા. એ થડ પર લીલી કૂંપળો ફૂટેલી હતી—એક સંપૂર્ણ એલ્મવૃક્ષ બનવાની પ્રતિજ્ઞા લઈને.

અમે છેવટે મંચ પર ચઢાવી કરવત સામે મૂક્યું. કરવત ચાલુ કરી, પણ અમે એને ચિરાતું જોયું નહીં. શી રીતે જોઈ શકીએ? ક્યારેક અમારું જીવન બોલી ઊઠ્યું હતું એમ જ એલ્મવૃક્ષનું થડ બોલી ઊઠ્યું. વાસ્તવમાં જીવવાનો ઉત્સાહ અમારા કરતાં એનામાં વધારે હતો.

▭

## ટોળાચીંધી ગલી ▭ અનિલ

આખલો ચાલવા માટે આંગળી ચીંધાય એની રાહ જોતો નથી, બેસવા માટે એને આશ્રમ કે ખુરશી પણ જોઈતી નથી. જે માર્ગે ચાલે એના નામનું બૉર્ડ પણ એ વાંચતો નથી. એની આંખ નહીં, ઘ્રાણેન્દ્રિય નામ-સરનામું વાંચે છે. એવા ચાલી રહેલા આખલાની અલસ ભારઝલ્લી ગતિએ આંચકો ખાધો. એકાદ પથ્થર તો એણે સહી લીધો, પણ ઘણા ઘણા પથરા...ઘણા બધા પોકારો...પથરા એની ઘ્રાણેન્દ્રિયને ખોટું નામ-સરનામું લાગ્યાં. નસ્કોરાં ફુલાવી માંસલ ડોક વીંઝી એણે માર્ગ છોડી ગલીમાં વળાંક લીધો.

માર્ગ માણસને ચીંધાય છે, અને ગાંધીચીંધ્યો માર્ગ જ ગાંધીમાર્ગ કહેવાય છે. ગાંધીમાર્ગે ચાલતા ટોળાના પથરાઓએ આખલાને કવિ નર્મદના યુગમાં થઈ ગયેલ એક ડોસાના નામની ગલી ચીંધી. ▭

## અપવાસ ▭ અ.

ગાંધીપ્રતિમા પાસે લોકો અપવાસ કરે છે.

પથ્થરની પ્રતિમા જુએ છે સામે ચોકમાં વેરાયેલા પથરા ગાંધીજી જીવતા માણસ હતા. કહે છે ગાંધીનો જમાનો એમને ખાઈ ગયો.

પછી એમની પથ્થરની પ્રતિમા બની. લોકો અપવાસ કરે છે.

પથરા ખાઈ શકાતા નથી—છૂટા છૂટા હોય કે આકારબદ્ધ.

▭

એ આપણા વર્તમાનને ભવિષ્ય તરફ લઈ જવાનો છે. તે સામે જુએ છે ત્યારે પણ નજીક નહીં પણ દૂર દૂર જુએ છે. માથેનું આકાશ અને દૂરનું આકાશ એક જ છે, પણ એ દૂરનું આકાશ જ જુએ છે, કદાચ એ જ એની ધરતી છે. ત્યાં એનાં સ્વપ્નાંઓ હશે કે કેમ તે કોઈ જાણતું નથી. એ તરફ રૂપાળાં પીંછાંનાં પક્ષીઓ ઊડે છે કે, સૂર્ય ઊગી રહ્યો છે એવું યે નથી, કેમકે એ ઊગમણી દિશાએ બેઠો હોય તો યે એનું મોઢું ઊગમણી દિશાએ જ હોય એવું નથી હોતું.

એના બાહુ વર્તમાનનો બોજ ઉપાડવા જેટલા બલિષ્ઠ છે, પણ એ તો ખાલીપાને ઉલાળવા માટે ક્યારેક એના સ્કંધ આંચકાભેર ઊંચા કર્યા કરે છે.

એના શબ્દો પર એના હોઠ મૌનનો પુટ ચઢાવ્યા કરે છે, અને એના હાથની મુઠ્ઠી એને અનુમોદન આપ્યા કરે છે.

એની સામે ઊભો મોલ કે હરિયાળું મેદાન નથી, એના ચહેરે પરોઢિયે આવેલા સ્વપ્નાએ છાયેલ અલસતા નથી. તમે પોલાણવાળા ખડકની કલ્પના કરો, સાગરનાં મોજાં પોલાણમાં જઈને ફીણિયાં માથાં પછાડીને ખારો પછડાટ અનુભવે એનો સાદ સાંભળો તો એના અંતરને ઉમળકાનો ખ્યાલ આવે.

એના હાથ પર કે સ્કંધ પર સોનેરી ગરૂડ બેઠું હોય તો એ શોભે એવો છે, પણ સોનેરી ગરૂડ એના દેશની સરહદ વટાવી ક્યાંક ચાલ્યાં ગયાં છે, એની નજરની દિશામાં થોડાક કાગડાઓને ઊડતા જ એ જોઈ શકે છે.

એ દિશાઓથી વીંટળાઈને નથી બેઠો, પણ જાણે એણે દિશાઓને વિખેરી નાખી છે. દશ દિશાનો પણ જાણે દશાંશ પદ્ધતિએ ભાગાકાર એણે કરી નાખ્યો છે, કે એમ થઈ ગયેલું એ જુએ છે.

તમામ દિશાઓ અનેક થીંગડાંવાળો એક વિરાટ તંબૂ જેવો પરદો બની ગઈ છે, અને એના પરનાં ચિત્રોને જાણે પાંખ અને પગ આવ્યા છે તે આમતેમ ઊડે છે કે આવ-જા કરે છે.

ખારાં મોજાંનો પછડાટ અને ઘુઘવાટ અને પોલી ભીંતો ઝીલ્યા ને સાંભળ્યા કરે છે અને એ ક્યારેક અત્યંત વ્યાકૂળ થઈ જાય છે, અને અનાયાસ એક પથ્થર ઉપાડીને સામી દિશાએ ફેંકે છે અને એનો હાથ કંઈક રાહત અનુભવે છે અને પછી એ થોડીક ક્ષણો પાસે પડેલા પથરા ઉપાડીને ફેંકીને સ્થિર થઈ જાય છે.

એની વાણીમાંથી બોદા શબ્દો એક સાથે ચાલ્યા જાય છે કે એમને એ કાઢી મૂકે છે. અવાવરુ બંધ ઘરમાં ભગતરાના ગણગણાટથી ત્રાસેલી ભીંતો ધીરે ધીરે પોતામાં પાછી ફરે કે શમે એમ એનું શરીર થોડાક શમ અનુભવે છે. એ શરીરને ઢીલું છોડે છે, અને અંદરનો ખાલીપો ધીરેધીરે સઘન થતો જાય છે...એને લાગે છે કે હું આખો ને આખો મારામાં અકથ્યપણે જડાતો જાઉં છું....એ ફડાક કરતો ઊઠી જાય છે. હાથ સામે જુએ છે, એકદા કોર્ટના કેશ પાસે એ એક સોહામણું સુગંધી ફૂલ લઈને ગયો હતો...અને એની નજર ફરી દૂરના આકાશ તરફ જાય છે...પાછળ રહેલુ ધૂંધળું આકાશ; ઉપર અને દૂર દૂર સુધી ધૂંધળું જ ફેલાયેલું છે. એ હસે છે કાળની સંજ્ઞા પર—ગણિતશાસ્ત્રીઓની મૂર્ખાઈ પર! એકને ત્રણગણી બતાવવાના એમના ઈલમ પર! અને એ છેતરાયાની તીવ્ર લાગણી અનુભવી ગુસ્સે થઈ જાય છે...વર્ગની વ્યાસપીઠ પર ઊભો રહી થીજેલા શબ્દો યાંત્રિકપણે ફેંકતો ઠાવકો માણસ, બ્લેકબોર્ડ, એના પરની સંજ્ઞાઓ અને આસપાસની સંખ્યા પરથી એની આંખ ઑફિસનાં ટેબલો અને તેના પર યાંત્રિકપણે ઝૂકેલાં માથાં અને ભીંત પરની ઘડિયાળ પરથી સીધી અસમાન ઘરો, ઘરોનાં દિવાનખાનાં અને શયનખંડો સુધી પહોંચી જાય છે ..અને રસોડાના ચૂલાની રાખ ઊડતી ઊડતી ઠેઠ સમાણે પહોંચી જતી જુએ છે...એ વ્યાકૂળ થઈ જાય છે...

બીજી અસંખ્ય દશ્યછબીઓ હોવાનું એને લાગે છે પણ એ બધી અદ્રશ્ય થઈને ધૂંધળું આકાશ થઈ ગઈ હોવાનું એને લાગે છે...એ પથ્થર ઉપાડે છે, પાછળ ફેંકે છે. બીજો પથ્થર ઉપાડે છે. બરાબર માથાની દિશામાં સીધો ઉપર ઉછાળે છે અને થોડે આગળ જઈ ત્રીજો પથ્થર સામેની દિશામાં ફેંકવા જાય છે પણ પથ્થર હાથમાં રાખીને એ પોતે જ ફેંકાઈ જાય છે. ▭

## ઊભો છું

▭ રતિલાલ 'અનિલ'

હું અટકી ગયો છું ને 'પણ'માં ઊભો છું,
દિશાઓનાં તીરોને જોયા કરું છું;
હું રસ્તે નહીં પણ ચરણમાં ઊભો છું.

સમય થૈ ગયો એક ક્ષણમાં ઊભો છું,
અડાબીડ જંગલનાં વૃક્ષોની વચ્ચે;
સુકાઈ ગયા એક તૃણમાં ઊભો છું.

કહ્યું કોણે, વાતાવરણમાં ઊભો છું?
ખરેલો સિતારો ઠરી જાય એવા;
હું અસ્તિત્વના એક કણમાં ઊભો છું.

હું કેવાય જર્જર શરણમાં ઊભો છું,
બધી રેખ માર્ગો બતાવ્યા કરે છે;
સુકાઈ ગયેલા પરણમાં ઊભો છું.

બહુ શ્યામ સૂકા કળણમાં ઊભો છું,
ન આંસુ ય એ મેશ ભીંજવી શકે છે;
ન છૂટી શકે એ ગ્રહણમાં ઊભો છું.

સૂરજ જેવા કોઈક વ્રણમાં ઊભો છું,
જે ખુદના કિરણથી વીંધાયા કરે છે;
મરણ જેવા કોઈ સ્મરણમાં ઊભો છું.

# પૅટ્રીક વ્હાઇટ અને—

**વિજય શાસ્ત્રી**

"અતિશય વાધાં સજ્યાં હોવા છતાં ય દેહની કદરૂપતાને મિટાવી દઈ શકાતી નથી તે જ રીતે અનેકવિધ રીતે સુસજ્જ કરતા હોવા છતાં આપણે જીવનની કદરૂપતાને પણ ફીટાડી શકતા નથી."—ગત વર્ષનું, સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક પ્રાપ્ત કરનાર ઑસ્ટ્રેલિયાનો પૅટ્રીક વ્હાઇટની નવલકથા 'ધ ટ્રી ઑફ મૅન'માંનું ઉપરનું કથન જો તેના સંદર્ભમાં મૂકીને તપાસીએ તો કાવ્યનો આસ્વાદ આપી શકે તેમ છે.

સંદર્ભ એવો છે કે અનાથ અને પ્રકૃતિપ્રિય સ્ટેન પારકર એક નૃત્યસમારંભમાં ઍમી ફિબ્ન્સને મળે છે. ત્યારે સઘળાં સ્ત્રીપુરુષો નૃત્યાનંદ માણી રહેલાં હોય છે, આવડતના અભાવે સ્ટેન પારકર જેમ એક ખૂણે બેઠો રહે છે તેમ ઍમી ફિબ્ન્સ પણ. બંને વાત કરે છે અને જ્યારે સંગીતના કોલાહલમાં બંને પરસ્પરનાં નામ પૂછે—કહે છે ત્યારે સ્ટેન પારકર પોતાની આંખો વડે ઍમી ફિબ્ન્સનું નામ દૂર હઠાવી દેવા ચાહે છે. લેખક કહે છે :

> "his eyes had already abandoned that
> name as an unnecessary label"
>
> (P. 20)

બિનજરૂરી લેબલ જેવું નામ, તેની સાથે લગ્ન કરીને દૂર હઠી પણ જાય જ છે. લગ્ન પછી ગાડામાં બેસી, પતિગૃહે પરવરતી મુગ્ધ કન્યકા ઍમી ફિબ્ન્સ (હવે, ઍમી પારકર)ને માટે, લેખકના જ શબ્દોમાં કહીએ તો, તેણી "Complete ignorance of life" જિંદગી માટે સંપૂર્ણ અજ્ઞાન ધરાવે છે. પથ્થરિયા, રેતાળ માર્ગ પરથી છીંકોટા કરતા ઘોડાઓ બે જણને દૂર ને દૂર લઈ જાય છે. જે ગામ સાથે ખાસ કશો 'વિશેષ' કહેવાય એવો ઘટનાસંબંધ

નહોતો તે ગામના પાદરને છોડતાં એમી અચાનક જ ઉદાસ થઈ જાય છે, કેમ કે ખાસ કશી ઘટનાઓ વગરની એ ભૂમિની સીમમાં પણ મરેલી ગાયનાં અસ્થિ પોતે દાટયાં હતાં, ડોકું ધુણાવતાં વૃક્ષોની છાયામાં ચીતરેલાં ઘરો અને આંગણામાં ચમકતાં કેન–ખડકેલાં ગાડાં, તળાવમાં ડૂબકી ખાતાં બતકો અને તેમને ટગર ટગર જોતાં બાળકો, ચીમનીઓમાંથી પ્રાતઃકાળે પ્રસવતો ભૂરો ધુમાડો અને ચળકતાં કુહાંઓ, ઝડપભેર શહેરમાં જતી ખેડૂતસ્ત્રીઓના ગળામાં લટકતાં રાતાં શિયાળોનાં ચીતરામણો– આ બધી જ પરિચિત સૃષ્ટિ રસ્તાના એક વળાંક પર અદશ્ય થઈ જાય છે. જે આંખની અંદર છે તે આંખની બહારથી અંતર્ધ્યાન થઈ રહે છે અને આટલું બધું ગુમાવ્યાથી ડૂસકાં ખાતી એમીનું ગાડું પથરાળ માર્ગે ખેંચાતું જાય છે ત્યારે વ્હાઈટ આ માર્ગને જિંદગીનું રૂપક આપી કહે છે કે—

**"Life was perhaps a distance of stones and sun and wind, sand-coloured and monotonus. Dressed too much, as she was, for her wedding and in an unfamiliar, undistinguished place, she could have believed anything." (P. 26)**

પથરીલો, તાપ અને પવનથી ધૂસર એવો આ જીવનનો માર્ગ એકધારા લાંબા અંતરનો પ્રવાસ છે, જેને પોતાની જેમ અનેકવિધ વાઘા વડે સજાવાયો છે. કોઈક અપરિચિત, અદીઠ જગ્યાએ આપણે જઈ રહ્યા છીએ જ્યાં અજાણપણાને કારણે આપણે બધું જ માની–સ્વીકારી લેવું પડે છે.

અલબત્ત, પાત્રગત મનોસંદર્ભમાં લેખકનો આ પ્રતિભાવ, સુક્કી ભોંયમાં રેડાતા પાણીની જેમ તરત જ તદ્રુપ થઈ જાય છે અને તેથી મુગ્ધ કન્યાના પાત્ર સાથે આવા કાવ્યમય ચિંતનોદ્ગારોની વિ-સંગતિ પેદા થતી નથી.

'લગનના વાઘા' જેવો શબ્દપ્રયોગ આપણે માટે એક ચેલેન્જ છે. જીવનની ઘટનાઓનું નિરર્થકપણું એમાંથી તારવીને વ્હાઈટને cynic

—અસારવાદી-ઠેરવી દીધે ચાલે તેમ નથી. 'લગ્નના વાધા" આમ તો અતિશયતા અને કૃતકતાના જ વ્યંજક છે, પણ મુગ્ધ કન્યા, નવોઢાના સંદર્ભમાં તો તેની નિરર્થકતા સાર્થકતામાં અને તેની કૃતકતા મુગ્ધતામાં પલટાઈ જાય છે. રોજિંદા જીવનવ્યવહારમાં તો એકધારા, નીરસ, રેતાળ પટની શુષ્કતાનો જ અનુભવ થાય છે. પણ લગ્ન, પ્રેમ, વતન-ભૂમિના પદાર્થો વગેરે તેને અલંકૃત કરનારાં ભાવાત્મક પરિમાણો છે. લગ્નના વાધા ભલે અસ્વાભાવિક હોય પણ તેનો પીડીપીળો રંગ ન હોત તો રેતાળ જીવનના સુક્કા રંગને જીરવી શકાત ખરો? એટલે આવા વાધા પાલવમઢ્યું પાનેતર અને નખશિખ અલંકૃત કન્યાદેહ પણ રેતાળપટ પર રચાતો આનંદઉત્સવ જ છે. આમ, માનવસર્જિત ઘટનાઓના વાઘાની કામગીરી પણ સાવ કૃતક નથી, તેનું પણ મૂલ્ય છે એ ધ્વનિ પૅટ્રીક વ્હાઈટે ઉપરોક્ત વર્ણનમાં ઉપસાવ્યો છે. □

## નૈરાશ્ય

□ ગુણવંત શાહ

પરબને પ્યાલે બાંધેલી સાંકળ
રૂમને બારણે લટકતું ખંભાતી તાળું
અને
પરીક્ષાનાં પેપરોનાં બંડલ પર મારેલું સીલ.

રોજ કોર્ટમાં
મજકૂર શખ્સ અને મજકૂર ઇસમ
ગીતાના સહારે
ભેળસેળ વગરનું (અ)સત્ય ઓચરે.

ગાડામાં મસાણનાં લાકડાં લઈ જનારો
કૂતરાને ફેંકાતી જલેબી પર નજર ઠેરવે.

છાશનો દાઝેલો હું
હવે હું દૂધને ફૂંકવાનું બંધ કરું છું.

# વિમલાનો ઉદ્ધાર

□ જયંત કોઠારી

**નાનપણમાં** પાઠશાળામાં ભણુતા ત્યારે જે સંવાદો અમે ભજવતા તેમાં એક શેઠનું પાત્ર ઘણી વાર આવતું. એ શેઠ દાનદયાધરમમાં માને નહિ. કહે કે 'ઘડપણમાં ગોવિંદ ગાશું, ગુરુરાજ મારા.' અને રટ્યા કરે– 'પૈસો મારો પરમેશ્વર ને હું પૈસાનો દાસ.' એવામાં એક વખતે એમનો માલ લઈને આવતાં સાતેય વહાણો મધદરિયે ડૂબ્યાના સમાચાર આવે. (વીમાયોજના પહેલાંના કાળની આ વાત છે તેથી) શેઠ રાતે પાણીએ રોવા લાગે. પોતે કશા દાનદયાધરમમાં માનતા નહિ તેનું જ આ પરિણામ આવ્યું એની એમને ખાતરી થાય અને પવિત્ર ધાર્મિક જીવન ગાળવાની એ પ્રતિજ્ઞા લે. આની સાથે સાથે એમનાં સાતેય વહાણો ઊગરી ગયાના સમાચાર પણ આવે!

આઘાતથી માનસપરિવર્તન કે વિચારપરિવર્તન થાય છે એની ના નહિ. કોઈ સ્વજનના મૃત્યુથી આપણને સંસારવૈરાગ્યના વિચારો આવે જ છે ને? પણ આપણે એને સ્મશાનવૈરાગ્ય કહી એક જુદી જ કોટિમાં મૂકી દઈએ છીએ. એવું વિચારપરિવર્તન કે માનસપરિવર્તન ટકાઉ ભાગ્યે જ નીવડે. વૃક્ષ પર સડેલાં ફળ આવે તો એ ફળને તોડી લઈ બીજાં ફળ ચોડી દેવાથી કંઈ કામ સરતું નથી. એ સારાં ફળ પણ ઊલટાનાં સડી જાય. ફળની ઉત્પત્તિ તો બીજ અને ખાતરના સંયોગ પર જ અવલંબે છે, એ સંયોગમાં ફેરફાર કરો એ પ્રમાણે ફળમાં ફેરફાર થશે. માણસનું લાગણીતંત્ર પણ એક સજીવ પ્રક્રિયા છે. માનસનું પરિવર્તન કોઈ બાહ્ય આઘાતમાત્રથી ન લાવી શકાય, જો એથી બીજ–ખાતર સંયોગમાં કંઈ પરિવર્તન થતું ન હોય તો.

'ઘરે બાહિરે' વાંચતો હતો ત્યારે થતું હતું કે આ વિમલાનો ઉદ્ધાર હવે કેવી રીતે થશે? નિખિલ પ્રત્યે એને એક વખતે કેટલી બધી ભક્તિ હતી? પણ નવયુગનું નાટક શરૂ થાય છે, સ્વદેશી આંદોલન જાગે

છે ત્યારે ઉચ્ચ સત્ય અને ઉચ્ચ ન્યાયના નિખિલના વિચારોને તે જીરવી શકતી નથી, અને એનું મન જુદી રીતે વિચારવા લાગે છે. સંદીપની પૂજાવાણી સાંભળી એનું મન મહિમા અનુભવે છે, એ મહિમાનો એને નશો ચડે છે. શક્તિ સત્ય કરતાં ચડિયાતી છે, ભાવનાનું નહિ-વાસ્તવનું શાસન જગત પર ચાલે છે અને ચાલવું જોઈએ એમ એને લાગે છે. એ પુકારી ઊઠે છે: "હું માણસ છું. મારામાં લોભ છે. હું દેશને માટે લોભ કરીશ. મને કંઈક લેવાનું મન થાય છે જે હું ખૂંચવી ઝૂંટવી લઈશ. મારામાં ક્રોધ છે. હું દેશને માટે ક્રોધ કરીશ. જેમના ઉપર આજ સુધીના અપમાનનો હું બદલો લેવા માગું છું, એવા કેટલાકને મારવા-કાપવાનું મને મન થાય છે. મારામાં મોહ છે. મારા દેશ ઉપર હું મુગ્ધ બનીશ. મારે દેશનું એવું એક પ્રત્યક્ષ સ્વરૂપ જોઈએ છે, જેને હું મા કહું, દેવી કહું, દુર્ગા કહું; જેની આગળ હું બલિદાનના પશુને વધેરીને લોહીનાં પૂર વહેવડાવું."

આપણને ચિંતા થાય છે કે આ વાવંટોળ વિમલાને ક્યાં લઈ જશે? આતુરતા જાગે છે કે આમાંથી એનો ઉદ્ધાર કોણ કરશે? ત્યાં તો ચંદ્રનાથબાબુ આવી ચડે છે, વિમલા ચરણરજ લઈ પ્રણામ કરે છે ત્યારે આશીર્વાદ આપે છે: "મા! ભગવાન સદા તારું રક્ષણ કરો!" વિમલા કહે છે-અને આપણે પણ સમજી શકીએ છીએ-કે એ વખતે એને એ જ આશીર્વાદની જરૂર હતી.

પણ હાય-હાશ! ન તો ભગવાન વિમલાને બચાવવા દોડ્યા, ન ચંદ્રનાથબાબુના આશીર્વાદનું કંઈ ઊપજ્યું. ખોટે રસ્તેથી પાછા વળવાને માટે પણ રસ્તો ખોટો છે એની ખાતરી થવી જોઈએ ને? અને એ ખાતરી થવા માટે એ રસ્તે ઠીકઠીક આગળ પણ જવું જોઈએ. નહિ તો પછી, એ રસ્તે જવાનું આકર્ષણ પાછું ગમે ત્યારે થાય.

તો વિમલા આ માર્ગે આગળ વધે જ છે. સંદીપની આંખમાં અને વાણીમાં દેખાતો અગ્નિ એને એ માર્ગે ધકેલે છે. આ અગ્નિ પૂજાનો

છે કે ક્ષુધાનો છે એનો નિર્ણય તો એ પણ કરી શકતી નથી, પરંતુ એની ઝાળમાંથી એ છૂટી શકતી નથી. સંદીપ જ્યારે હાટમાં પરદેશ કાપડનો વેપાર બંધ કરાવવાનું નિખિલ પાસે કબૂલાવી શકતો નથી ત્યારે વિમલા એ બીડું ઝડપે છે. અને કેવી રીતે એ કાર્ય સાધવા એ નીકળે છે? મેમે શીખવેલી નવી રીતે ઓચી ઉપરથી વાળોને સમેટી લઈને માથાના ઊપલા ભાગમાં ખેંચી ચોટલો વાળ્યો–એના સ્વામીને આ ચોટલો ખૂબ ગમતો–અને સ્વામીને બોલાવી મંગાવ્યા. પણ એના ચોટલાનું કશુંયે ન ઊપજ્યું. નિખિલ કબૂલ ન થયો. પણ એણે એ ચોટલાનું જે મૂલ્યાંકન કર્યું તે જાણવા જેવું છે: "આજ પહેલાં કદી પણ મેં વિમલને અને વિમલના શણગારને જુદાં માન્યાં નહોતાં. આજે એનો વિલાયતી રીતે બાંધેલો ચોટલો મને માત્ર વાળનો ઝૂડો જ લાગ્યો–એટલું જ નહિ, એક વખતે એ ચોટલો મારે મન અમૂલ્ય હતો. આજે મેં જોયું કે સસ્તી કિંમતે વેચવાને એ તૈયાર કરેલો હતો."

अघोडघो गङ्गेयम्—આ તે વિગતમલા કે વિશેષમલા? આનો ઉદ્ધારની હવે શી આશા રાખવી?

વાત અહીં અટકતી નથી. સંદીપ દેશના કામ માટે રૂપિયા માગે છે ત્યારે વિમલા ચોરી પણ કરે છે. આ ચૌરકર્મ એના મનની નિર્બળતાને પ્રગટ કરી દે છે, એનો ડંખ એના મનમાં થોડો રહે છે, પણ એના વિચારો અને એના આદર્શો બદલાયા છે એમ કંઈ ન કહી શકાય. પણ આ ચોરીનો પ્રસંગ આવતાં મારા મનમાં આશંકા થઈ: આ ચોરી પકડાવીને, પ્રાયશ્ચિતનો કૂચડો ફેરવીને, પેલી જૂનીપુરાણી પદ્ધતિએ વિમલાના માનસનો રંગ પલટાવવાની યોજના તો રવીન્દ્રનાથે નથી કરીને?

મને શી ખબર કે વિમલાના ઉદ્ધારની પ્રક્રિયા તો એના અંતરના કોઈ ઊંડાણમાં શરૂ થઈ ચૂકી છે, એના હૃદયમાં અસ્ફુટિત રહેલા એક બીજને હવે ખાતર મળી ચૂક્યું છે અને એ બીજ ફળરૂપે પરિણમતાં એની મધુરતા એના માનસના આ વિષને મારશે?



અમૂલ્ય અઢાર વર્ષનો કુમાર છે, સંદીપની સેનાનો સૈનિક છે. એ કૂમળા છોડને સંદીપે કઈ બાજુ વાળ્યો છે તે જુઓ: "જે લોકો વિલાયતી કાપડ ખરીદે તેઓને આપણે દેશી કાપડની ભેટ નહિ આપી શકીએ. દંડ તો તેને જ થવો ઘટે, આપણને નહિ. જેઓ ફરિયાદ કરવા જાય તેમના પાક બાળી મૂકીશું, પંપાળ્યા કર્યે કશું નહિ વળે–એ અમૂલ્ય, આમ ચમકી ઊઠયે નહિ ચાલે. મને કાંઈ ખેડૂતના પાક બાળીને રોશનાઈ કરવાનો શોખ નથી. પણ આ તો લડાઈ રહી. દુઃખ દેતાં જો ડરતો હોય તો પ્રેમરસમાં ડૂબકી માર, રાધાભાવે મસ્ત બનીને ધરતી ઉપર આળોટી પડ. અહીં એ નહિ ચાલે."

આ અમૂલ્યને વિમલા તરફ બાલસહજ ભક્તિ છે. એના બોલે એ જાન કુરબાન કરવા પણ તૈયાર છે. આનું વિમલાને ગૌરવ પણ છે. એથી જ તો જ્યારે સંદીપ રૂપિયા માગે છે ત્યારે પહેલાં તો એ અમૂલ્યનો ઉપયોગ કરવા ચાહે છે. એ અમૂલ્યને બોલાવીને કહે છે: "દેશને માટે રૂપિયાની જરૂર છે. ખજાનચી પાસે એટલા રૂપિયા નહિ કઢાવી શકો?"

અમૂલ્ય છાતી ફુલાવી બોલ્યો: "કેમ નહિ?"

રૂપિયા અમૂલ્ય કઈ રીતે કઢાવશે? બહુ સરળ ભાવે એ ઉપાય બતાવે છે. પહેરણના ખિસ્સામાંથી પહેલાં એક ગીતાનો નાનો ગુટકો બહાર કાઢી ટેબલ પર મૂકે છે; ત્યાર પછી એક નાની પિસ્તોલ બહાર કાઢી વિમલાને બતાવે છે. મનમાં ગીતાનો શ્લોક ગૂંજે છે: "ન હન્યતે હન્યમાને શરીરે."

વિમલા બોલી ઊઠી: "શું બોલે છે અમૂલ્ય! અમારા રામમશાયને સ્ત્રી છે, છોકરાં છે. તેમને–"

"સ્ત્રી ન હોય, છોકરાં ન હોય એવો માણસ આ દેશમાં ક્યાંથી મળવાનો હતો? જુઓ, આપણે જેને દયા કહીએ છીએ તે માત્ર આપણા પોતા ઉપરની જ દયા હોય છે–રખેને પોતાના દુર્બળ મનને

વ્યથા થાય એટલા માટે આપણે બીજાને ઘા કરી શકતા નથી. એનું નામ જ કાયરતાની પરાકાષ્ઠા !"

હાય રે, સંદીપને મોઢે સાંભળેલા, પોતે મનમાં ઘૂંટેલા આ વિચારો આટલા કુત્સિત, આટલા ભયંકર, આટલા વિષમય છે એ વિમલાને આજ સુધી કેમ ખબર નહોતી પડી? આજે આ બાળકને મોઢે આ વાતો સાંભળી એનું હૃદય કંપી ઊઠ્યું. એને થયું : "આ ઉંમરે તો એણે માનવહૃદયનાં સારાં તત્ત્વોનો પરિચય કરવોકરાવવો જોઈએ. આહ ! આ ઉંમરે તો માણસો ખરું જીવન જીવતાં હોય છે અને વિકાસ પામતાં હોય છે." ત્યારે આ અઢાર વર્ષનો છોકરો તો અનાયાસે એવું માને છે કે એક ઘરડા માણસને વિના વાંકે મારી નાખવો એમાં જ ધર્મ છે ! વિષના આખા પ્યાલાને કાળમીંઢ પથ્થર પર ઢોળી દો એથી એ વિષનું કંઈ પારખું નથી થતું, પણ કૂમળા છોડ પર એનું એક બિંદુ નાખો અને વિષ એ શું છે એની ખબર પડી જશે! વિમલાને આજે કોઈ સાક્ષાત્કાર થયો.

આની સાથે સાથે એક બીજો ભાવ પણ વિમલાના હૃદયમાં ઉદય પામ્યો. એ કહે છે : "મારામાં વસતી માતા જાગી ઊઠી." "માતાને કંઈ કાર્યસિદ્ધિની પડી નથી હોતી—પછી એ સિદ્ધિ—સફળતા ગમે તેટલી મોટી કેમ ન હોય? માતા તો કેવળ બચાવવા ઇચ્છે છે!" વિમલા બચાવવા ઇચ્છે છે! એ પોતે જ બચી શકી નથી, તો એ ક્યાંથી બચાવશે? એ બચાવવા ઇચ્છતી હશે તો એણે પહેલાં નહિ બચવું પડે? વિમલાને કહીએ—તારા અંતરમાં જરા નજર કર, વિધિએ અમૂલ્યને તારી પાસે મોકલ્યો છે તે એને બચાવવા કે તને બચાવવા?

પણ અમૂલ્યને બચાવવાના વિચારથી પ્રેરાઈ રૂપિયા લાવવાનું તો વિમલા પોતાને માથે જ લઈ લે છે અને અમૂલ્ય જાય છે ત્યારે પેલી પિસ્તોલ ભાઈ—બીજની ભેટ તરીકે માગી લે છે. પછી વિચારે છે : "આ મારા ઉદ્ધારનો છેલ્લો ઉપાય, મારી ભાઈ—બીજની ભેટ."

રે ઘેલી નારી! ઉદ્ધારનો ઉપાય તે કંઈ દુનિયાના બજારમાં મળતો હશે? એ તો તારા અંતરમાં જ પડેલો છે અને એણે તો પોતાનું કામ પણ શરૂ કરી દીધું છે. અને મૃત્યુ? મૃત્યુ તો છૂટકારો આપે. છૂટકારો એ કંઈ ઉદ્ધાર નથી. ઉદ્ધાર તો જીવનમાંથી જ પ્રાપ્ત કરવાનો રહ્યો.

અમૂલ્યને બચાવવાને બહાને વિમલાના જીવનમાં શ્રેયનો માર્ગ ખુલ્લો રહી શકતો નથી. એ પોતે જ કહે છે તેમ, પ્રેયસી નારી આવીને માતાના પૂજામંદિરને તાળું લગાવી દે છે. સંદીપ ફરી રૂપિયાની માગણી કરે છે ત્યારે એ એ માગણીને નકારી શકતી નથી, અને અંતે ચોરી કરે છે.

પણ માતાનું પૂજામંદિર ક્યાં સુધી બંધ રહી શકે. બાળભક્ત ન આવ્યો હોય ત્યાં સુધી જ. એ આવે એટલે પ્રેયસી નારી ઊભી ન રહી શકે. વિમલા સંદીપને જ્યારે રૂપિયા આપવા જાય છે ત્યારે અમૂલ્ય તેની પાસે બેઠો હોય છે. વિમલા કેટલી લાજી મરે છે! "મને એમ લાગ્યું કે જાણે મારાં જે કાંઈ માનઆબરુ બાકી હતાં તે બધાં સરસર કરતાં મારા શરીર ઉપરથી ઊતરી પડીને પગને તળિયે થઈને છેક ધરતીની અંદર ચાલ્યાં ગયાં. સ્ત્રીની છેલ્લી શરમ પેલા બાળક આગળ આજે મારે ઉઘાડી પાડવી પડશે!" બાળકની હાજરીમાં ચોરીના રૂપિયા આપવા એટલે એના હૃદયના વિષમય સંસ્કારોને દૃઢ બનાવવા. વિમલા વિચારે છે: "હું સ્ત્રી છું તેની માની જ જાતની–તેણે તો મારી પાસે ઝેર માગ્યું, પણ હું કેમ આપું?"

વિમલા રૂપિયા તો આપે છે, પણ તે પછી એ જ સ્થળે જે એક નાનકડો પ્રસંગ બને છે તે ખૂબ મહત્ત્વનો છે. પડીકામાંથી અડધાને બદલે ગીનીઓ નીકળતાં આનંદમાં આવી ગયેલો સંદીપ વિમલા તરફ ધસી જાય છે. તેની મતલબ શી હતી તેની વિમલાને યે ખબર નથી. પણ તે વીજળીવેગે અમૂલ્ય તરફ નજર ફેંકે છે. અમૂલ્યની શી દશા છે? એકાએક જાણે ચાબૂક લાગી હોય એમ તેના મોંનો રંગ ઊડી ગયો

હતો. બસ, વિમલાના મનમાં નિર્ણય થઈ ગયો. પોતાની બધી શક્તિ વાપરીને એણે સંદીપને ધક્કો માર્યો. અમૂલ્યના મોં પર આનંદ ઝળકી ઊઠ્યો. વિમલાની ચરણરજ લઈ ને એને ચરણે બેઠો.

મન કહે છે—અમૂલ્ય જ વિમલાનો ઉદ્ધારક છે. એની શ્રદ્ધા જ વિમલાને તારે છે—બચાવે છે. વિમલા પણ મનોમન સ્વીકારે છે ને કે "એ ભાઈ, એ દીકરા, તારી એ શ્રદ્ધા જ આજે મારા સૂતા વિશ્વાસ-પાત્રનું છેલ્લું સુધાબિંદુ છે?" આ સુધાબિંદુ વિમલાના હૃદયના ઝેરને, અંતે મારે છે.

પણ અમૂલ્યને સંદીપના વિકૃત આદર્શોથી બચાવવા માટે સાચા આદર્શનું જે બળ જોઈએ તે વિમલામાં હજુ નથી આવ્યું. તે કહે છે. કે "સંદીપની કલ્પના સાચી છે કે હું પોતે કદાચ તેને હાથે મરણ પામીશ. પણ આ છોકરાને તો હું તેનાથી વિખૂટો પાડી બચાવીશ જ." પણ એ કેમ બને? અમૂલ્યને જ્યાં સુધી સંદીપથી જુદા આદર્શોની પ્રતીતિ વિમલામાં ન થાય ત્યાં સુધી એ સંદીપથી છૂટો પડ્યો તોયે શું અને ન પડ્યો તોયે શું?

આથી જ, વિમલા જ્યારે ઘરેણાં વેચીને છ હજાર રૂપિયા લાવવાનું કામ અમૂલ્યને સોંપે છે ત્યારે એ એની દૃષ્ટિ પૂરેપૂરી સમજી શકતો નથી. એ તો એટલું જ સમજે છે કે રાણીદિદિને છ હજાર રૂપિયા કોઈપણ કારણે પાછા જોઈએ છે. એથી જ તે ઘરેણાં લીધા વિના પણ છ હજાર રૂપિયા પાછા લાવી દેવાનું કહે છે, અને જ્યારે વિમલા તેને ઘરેણાં આપે જ છે ત્યારે પણ અંતે એ ઘરેણાં વેચતો નથી, પણ લૂંટ કરીને રૂપિયા મેળવે છે. અમૂલ્ય આવું કરશે એ કલ્પના તો વિમલાને આવેલી જ નહિ. પણ દેશને ખાતર લૂંટ કરવી એ ખરાબ વસ્તુ છે એવું રાણીદિદિએ ક્યારે કહ્યું હતું?

પણ અત્યારે તો એ સહજ માતૃવાત્સલ્યથી અમૂલ્યની ચિંતા કરે છે. ઘરેણાં વેચવા મોકલતી વખતે એ અમૂલ્યને કહે છે: "અમૂલ્ય,

મને મારી પોતાની તો ચિંતા નથી, પણ મને તારી જ ચિંતા થાય છે." "જા, તું તારી મા પાસે ચાલ્યો જા, અમૂલ્ય." અમૂલ્યને ઘરેણાં વેચવા મોકલ્યા પછી, એના ઉપર કોઈને શક આવશે તો એની શી સ્થિતિ થશે એ વિચારે એ મૂંઝાય છે. હવે એને થાય છે; "મેં ભારે અહંકારથી કહ્યું હતું-અમૂલ્યને હું બચાવીશ. જે માણસ પોતે જ ડૂબતું હોય તે કેમ જાણે બીજાને બચાવી શકવાનું ન હોય! હાય, હાય, આ તો મેં જ એને ગરદન માર્યો." વિમલાને જ્યારે સંદીપ પાસેથી ઘરેણાં પાછાં મળે છે અને એની પાછળ પાછળ જ અમૂલ્ય આવે છે ત્યારે એ પહેલી જ વાત શું કહે છે? "મારે એ ૭ હજાર રૂપિયાનું કામ નથી. હવે તારે મારી એક વાત માનવી પડશે—હમણાં ને હમણાં તું ઘેર જા, જા તારી મા પાસે."

પણ અમૂલ્ય તો રૂપિયા લાવ્યો છે! ઘરેણાં સલામત છતાં રૂપિયા કેવી રીતે લાવી શકાય? વિમલા સમજી જાય છે. એની આંખે અંધારાં આવે છે. એણે કહ્યું: "તેં આ શું કર્યું અમૂલ્ય? શું આ રૂપિયા તું—"

અમૂલ્ય બોલી ઊઠ્યો: "હું જાણું છું કે તમે કહેશો કે આ રૂપિયા હું ખોટે રસ્તે લાવ્યો છું. તો ભલે તેમ. પણ પાપ તેવી સજા. એ સજા મેં ભોગવી છે. હવે એ રૂપિયા મારા છે."

અરેરે, રાણીદિદિ આમ ખોટી રીતે લાવેલા રૂપિયા કદી ન લે, એ પાપની સજા અરધી તો એમણે જ ભોગવવી પડે એવું અમૂલ્યને નહિ લાગ્યું હોય ત્યારે જ એણે આ કામ કર્યું હશેને? વિમલાને ભારે આઘાત લાગ્યો અને તે બોલી: "ભાઈ, કોણ જાણે કયે કાળ ચોઘડિયે તું મારી પાસે આવ્યો હતો! સંદીપ સુદ્ધાં તારું જેટલું અનિષ્ટ ન કરી શક્યો તેટલું મેં કર્યું!"

પણ ખરેખર એવું નથી થયું. વિમલાની આત્મશુદ્ધિનું કંઈક દર્શન અમૂલ્યને થયું છે. સામે પક્ષે સંદીપનાં સ્વાર્થ, અધમતા અને લુચ્ચાઈનો પરિચય થયો છે. એટલે એ કહે છે: "દિદિ, એના મંત્રની અસર તદ્દન ઊડી ગઈ છે. તમે જ ઉડાડી મૂકી છે."

વિમલાએ કહ્યું : "ભાઈ મારા, મારું જીવન સાર્થક થયું. પણ અમૂલ્ય, હજી બાકી છે. માત્ર માયાનો નાશ કર્યે નથી ચાલવાનું. જે શાહી ચોપડી છે તે ધોઈ નાખવી પડશે. મોડું કરીશ નહિ. અમૂલ્ય, અત્તરઘડી જા. આ રૂપિયા જ્યાંથી લાવ્યો હોય ત્યાં મૂકી આવ." "આ કંઈ તારા એકલાનું પ્રાયશ્ચિત નથી. એમાં મારું પણ પ્રાયશ્ચિત સમાયેલું છે...મારું પાપ તારે સંભાળી લેવું પડે છે, એ જ મારે મન મોટામાં મોટી સજા છે."

વિમલાનો આત્મશુદ્ધિનો યત્ન કોઈ બાહ્ય આઘાતમાંથી જન્મેલો નથી, પણ હૃદયમાં રહેલા માતૃત્વમાંથી જન્મેલો છે અને તેથી જ તે આટલો સ્વાભાવિક અને આટલો પ્રતીતિકર લાગે છે.

અમૂલ્યને રૂપિયા પાછા દેવા મોકલ્યા પછી વિમલા વિચારે છે : "તે મારો બાળદેવ છે. મારા કલંકનો બોજો તદ્દન રમતગમતમાં લઈ લેવા આવ્યો હતો; તે મારો ભાર પોતાને માથે લઈ મને બચાવશે." અમૂલ્ય રૂપિયા પાછા પહોંચાડી દીધાના સમાચાર આપે છે ત્યારે પણ એ કહે છે : "તેં મને બચાવી, ભાઈ." તો શું અમૂલ્યે આ એક ચોરીમાં એને સંડોવાતી બચાવી એટલું જ એનું મૂલ્ય ? ના, ના. અમૂલ્યે તો એના માતૃત્વને જગાડી સમગ્ર આત્માની શુદ્ધિ કરાવી છે. અને જીવનમાં સાચે માર્ગે એને મૂકી છે.

વિમલાનો ઉદ્ધાર થયો, તો અમૂલ્યનો નથી થયો એવું કંઈ નથી. બન્નેના ઉદ્ધાર અરસપરસ ગૂંથાયેલા જ છે. અમૂલ્ય કહે છે : "તમને યાદ કરીને એક શબ્દ પણ ખોટો બોલ્યો નથી. મારા 'વંદેમાતરમ્' મંત્રને તો મેં સદાયને માટે તમારા ચરણ તળે ફગાવી દીધો છે."

વિમલાએ તો અમૂલ્યને કેવળ બચાવવાની ઇચ્છા જે દિવસે કરી હતી તે દિવસે જ, ભલે અજાણતાં, એ મંત્ર ફગાવી દીધો હતો.

બિચારો નિખિલ ! એણે 'વન્દેમાતરમ્' મંત્રના નશાનો કેટલો વિરોધ કરેલો! પણ કશું વળ્યું નહિ. આજે એને થયું : "હું કેવળ

બકબક જ કરું છું...હું કોઈને મરણમાર્ગેથી પાછા વાળી શકયો નથી—જેઓ પાછા વાળી શકે છે તેઓ એક ઇશારાથી એ કહે છે...હું જ્યોત નથી, હું અંગાર છું. બુઝાઈ ગયેલો છું; હું દીવો નહિ પેટાવી શકું."

નિખિલનાં આ વાકયો તો વિમલાએ અમૂલ્યમાં આ જે પરિવર્તન આણ્યું તેને ઉદ્દેશાયેલાં જણાય છે, પણ એ વાકયો અમૂલ્યે વિમલામાં જે પરિવર્તન આણ્યું છે તેને પણ સહેલાઈથી લાગુ પડી શકે.

માતા ઉદ્ધારે છે બાળકને, બાળક માતાને. ઉદ્ધારતાં જ ઉદ્ધરી જવાય છે. □

કે □ વિજય શાસ્ત્રી

દારૂડિયાના બે ઓડકાર
યા
બે અશ્લીલ ગાળોની વચ્ચે
અડધી ક્ષણના ઘરમાં વસતો
ઈશ્વર તો—
કટાઈ ગયેલા છાપરા
—જેની નીચે જન્મતો માનવી
ઊછરીને ઘરડો થઈ જાય
(જો કે, તે પહેલાં કદાચ
કોઈકનું ખૂનયે કરી નાખે તો નવાઈ નહિ!)
—ઉપર વરસાદ પાડયા જ કરે.
ભલે પછી પેલો માણસ
ધીરે ધીરે ડાહ્યો થઈને
વિચાર કરતો થઈ જાય
કે—

મુક્તક □ ચીમન પુરોહિત

કેમ હું તો હોઉં ના ઉલ્લાસમાં!
સળવળે લીલાશ મારા શ્વાસમાં!
હું મને મળવા ગયો શેઢા સુધી
ને ગયો રોપાઈ ચાસેચાસમાં!

# ગુડ મોર્નિંગ મિસિસ નાયર, ગુડ નાઈટ મિસિસ શેખર!

ઈવા ડેવ

—ગુડ મોર્નિંગ, મિસિસ નાયર! બારણું ખૂલતાંની સાથે મેં ઝૂકીને અભિવાદન કર્યું. પરંતુ બીજા શબ્દો મારા મોંની અંદર અટવાઈ ગયા. હું ડઘાઈને ત્યાં ઠરીને ઊભો થઈ રહ્યો. મિસિસ નાયર ત્યાં ઊભી હતી: ચપટો, પહોળો, કાળી કોરવાળો એક માત્ર સફેદ, સુતરાઉ સાડલો એના ભર્યા ભર્યા બદન પર વીંટીને એ સાચી મલબારી સ્ટાઇલમાં હતી. સાડલો વાળીને ઢીંચણની ઉપર લીધેલો હતો, ચોળી વિનાનું ઘઉંવર્ણું વક્ષઃસ્થળ દડતું હતું; એ કમર પર હાથ મૂકી કથકલીના અણીદાર ત્રિભંગમાં, એની વિશેષ ખાસિયત–જેને એણે સેમિનારના સાત દિવસમાં બરાબર છતી કરી હતી: આંખોને ખૂણામાં સરકાવી, મોં ફેરવ્યા વિના, અધરો છૂટા પાડીને, દંતાવલીનું પ્રદર્શન કરી મરકવાની–સાથે ખડી હતી. આ પ્રકારની અણજાણ મુલાકાતની બિલકુલ નવાઈ ના હોવા છતાં હું જાણે અચાનક આહત થયો હોઉં એમ થોડીક સૂધબૂધ ગુમાવી બેઠો.

સ્વસ્થ થતાંની સાથે ફડક પેઠી કે કોઈ જોઈ જશે. મેં ચોગમ ગભરાતી નજર ફેરવી લીધી.

—ગભરાશો મા. હું અહીંની રહેવાસી છું, તમે નહિ. ભૂલી ગયા શું કે વીસ મજલાના મુંબાઈના માળાનો આ સોળમો મજલો છે!

છતાંય મને ત્યાં એમ ઊભા રહેવાનું અનુચિત લાગ્યું.

—પધારો! લહેકાથી એણે મને અંદર બોલાવ્યો. ને ચપોચપ બધી સ્ટોપરો વસાઈ ગઈ. અનુભવ થયો કે જાણે સેફ વોલ્ટમાં પુરાઈ ગયો. મારી ફડક ઓછી થવાને બદલે ઓર વધી ગઈ. થયું કે મિસિસ નાયર સાથેની શોખની બાજી બગડી ગઈ છે. તરત મિસિસ શેખર ને

એનું આમંત્રણ યાદ આવ્યું. એ સાથે ત્યાંથી પલાયન કરવાની વૃત્તિઓએ જોર પકડયું. પરંતુ એ તો શરૂઆત હતી ને હું પૂરો ફસાયો હતો. એકદમ એમાંથી છૂટવાનો કોઈ શકયતા નહોતી લાગતી.

મેં ડોળ સાથે ફ્લેટનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવા માંડ્યું. વાસ્તવમાં એ મારી ચાલાકી હતી: એ કારણે કે, એક, એના એ દેદાર પર પૂર્ણ, સળંગ નજર ફેરવવાની, એની નજરમાં નજર મિલાવવાની મારી જિગર જ ચાલતી નહોતી; બીજું, મારી અસ્વસ્થતા એની ધ્યાનમાં ના આવે તે માટેની તકેદારી રાખવી હતી.

ઘર ને ઘરની સજાવટ સુંદર હતી જો, તો ડ્રોઇંગ રુમ અફલાતુન હતો: પડદા, ફરનીચર, સુશોભન ને લાઈટિંગ; ખૂબ કોઝી ઓરડો હતો એ.

—ફક્કડ, ખૂબ જ હૂંફભર્યો.

—ગમ્યો તમને! ખૂબ આનંદ થયો. લ્યો, ત્યારે એને વધુ હૂંફભર્યો બનાવો. હું નહાવા બેસું છું. શું આપું? રમ, વ્હિસ્કી, જીન, બ્રાંડી કે મોળો મોળો બિયર!

—ઓહ! એટલી બધી વેરાઈટી!

—જેના જેવા ટેસ્ટ, ફ્રેંડ!

'તો પછી હું ઘણામાંનો એક!' મેં વિચાર્યું. સાથે સાથે, નહાતાં એને સારી એવી વાર થશે. એકલા બેઠાં કંટાળો આવશે. મારી ડ્રિન્કસની તલપ અજબ છે. એને એની ખબર ના પડવી જોઈએ કે સ્ટ્રોંગ લિકરની મારા પર જલ્દી અસર થાય છે, સાથે એના વિના રહેવાતું પણ નથી. મારું ભાન ગુમાવી બેસું તો આબરૂ જાય ને ફજેતી થાય. વળી મિસિસ શેખરની સમુદ્ર પરની કેબિનની મુલાકાત રહી જાય તે જુદી. મોળો મોળો બીઅર કે હાર્ડ લિકર! બીઅરથી કિડની પ્રેશર વધી જાય છે. બાથરૂમની વારંવાર પૂછપરછ કરવામાં શરમ આવે છે. ખેર! બીજો છૂટકો નથી. ભાન ગુમાવવા કરતાં બેશરમ બનવું ઓછું ભયજનક છે.

—બિયર ચાલશે!

—છટ્. ચિકન! લટકો કરી એ ચાલી ગઈ.

સુંદર ચિનાઈ માટીના જર્મન મગમાં બીઅર લાવી એણે ટિપોય પર મૂક્યો.

—રિલેક્સ. જાણે ગઈ નથી એમ પાછી આવી સમજો.

બિયરનો એક નાનો ઘૂંટ ભરી મેં સોફામાં લંબાવ્યું બીજો ઘૂંટ ભરી, આંખો મીંચી, મેં સાત દિવસમાં ડેવલપ થયેલા એ સહવાસ પર વિચારવા માંડ્યું: આમ જ બને છે. એક અજબ પ્રક્રિયા છે આ. લોહચુંબકની જેમ અમે એકમેકને ખેંચીએ છીએ. સેમિનારના પહેલા દિવસે જ અમે—મેં, મિસિસ નાયરે ને મિસિસ શેખરે—એકબીજાને પહેચાની લીધાં. જાણે હવે તો જૂના જોગી ભેગા સાથે આવેલ શારદામણી કોપે ભરાઈ હશે. રુમમાં રાડો પાડતી હશે, ગાળો ભાંડતી હશે. પરંતુ એ મારી ડીઅરેસ્ટ શારદામણી, બીલીવ મી, હું પૂરો ફસાઈ ગયો છું. આણે આમંત્રણ આપ્યું ત્યારે મારા વાઈલ્ડમાં વાઈલ્ડ ડ્રીમમાં પણ ખ્યાલ નહોતો આવ્યો કે આ આટલી ફાસ્ટ હશે. મિસિસ શેખર સોબર લાગે છે. એને મળ્યા વિના ચેન નહિ પડે. આઈ મસ્ટ ગો સ્લો ઓન માય ડ્રિન્કસ. કદાચ આ બેઉ જણીઓને ખબર પડી હશે કે હું ને શારદામણી કૂપેમાં આવ્યાં છીએ. કદાચ એટલે જ એણે ફાસ્ટ બોલ નાખ્યો લાગે છે. મારી વા'લી મને ચિકન કહી ગઈ. અહીંથી ભાગી છૂટવાનું મન કેમ થયા કરે છે? ભાગ્યે જ મળતી તકનો હું લાભ ઉઠાવી નથી શકતો. એનો ટોણો સાચો છે, હું છું જ ચિકન! મારી મર્યાદાઓ માત્ર હું જ જાણું છું. મને લાગે છે કે મારો સ્ટાફ મારી આ સાચી–ખોટી વાતોથી રીઢો થઈ ગયો છે. એ સહુ જાણી ગયાં હશે કે શારદામણી મારી સાથે કૂપેમાં એકલી આવી છે. નહિ જાણતાં હોય તો હવે જાણશે. શારદામણી ગજબની ક્રોધે ભરાઇ છે. જઈને સાલી ભંડો ફોડી દેશે. એ પરણેતરો સાથે મેં મઝા માણી છે. વેલ, હવે

ભંડો ફૂટવામાં શું બાકી રહ્યું છે? મેં સ્ટાફની કે કૉલેજની શિક્ષક કે 'શિષ્યા ઉપર કદીય નજર સુદ્ધાં નાખી છે? આઇ એમ કલીન! મારો એ એક પ્રિન્સિપલ છે. શારદામણી એ યુનિવર્સિટીમાં મોભાવાળી લેક્ચરર છે. આ મારી અંગત વાત છે. નારી વા'લી બબડાટ કર્યા વિના નહિ રહે. કૉલેજમાં આવી ગૉસીપ કરશે. મૂર્ખને એટલો ખ્યાલ નથી રહેતો કે એને ટકાની ગણી મારો સ્ટાફ એની બી ગૉસીપ કરશે. ડૅમ ઇટ, સ્ટુડિપિડ વીમેન. સવારના પહોરમાં સ્ટ્રીપટીઝનો વેશ કાઢીને બેઠી છે. સારી એવી માંસલ છે! મોં, છાતી, હાથ, પગ; કમર સુદ્ધાં ગોળ ગોળ છે. એ બધી ચરબી બ્લાઉઝની નીચે પણ લબડી રહે છે. મિસિસ શેખર એની સરખામણીમાં પાતળી કહેવાય. પ્રપોર્શનેટ! કવાઇટ. શારદામણી શરમાળ છે. વેલ, આઈ એમ નોટ ઇન્ટરેસ્ટેડ ઇન હર 'ધેટ' વે. સિર્ફ કંપની. હા, એના જવાબથી મને શાને અસ્વસ્થતા આવવી જોઈએ. એની જેમ હું પણ ઘણી ઘણી સ્ત્રીઓના સંપર્કમાં આવતો રહ્યો છું. એ ફ્રૅંક છે. ભાત-ભાતનાં સેમિનાર, વર્કશૉપ, કૉન્ફરન્સ, સિમ્પોઝીઆમાં મળેલી સ્ત્રીઓની સ્મૃતિ પણ હવે નથી રહી. અમે સાગરમાં મળેલા બે લાકડાના ટુકડાઓ જેવાં છીએ. જેમ એ ટુકડાઓ મળેલા રહી શકતા નથી તેમ અમે પણ... હું અને મિસિસ નાયર, હું ને મિસિસ શેખર, હું ને મિસ શારદામણી, ને હું ને મિસ, મિસિસ, કે વિડોવર ×, સાવ થોડા સમય માટે મળેલા લાકડાના ટુકડાઓ છીએ. ગમે તેમ પણ આ ટુકડો જલ્લાદ છે! એણે મને સારો એવો ખખડાવી નાખ્યો છે

—હેલો, ફ્રૅંડ! હું ભડકીને સોફામાં બેઠો થઈ ગયો. એ મારી પાછળ આવીને ઊભી હતી. એના પર નજર નાખતાં મારી ભડક ભડકે બળવા માંડી. છૂટા કાળા વાળ ખભા પર વેરાયેલા હતા. વેશ પેલો મલબારી જ હતો પણ એને કસકસાવીને એણે પહેર્યો હતો. ભારે મેકઅપ હતો પણ લિપ્સ્ટિક વિનાનો. સુંદર નકસીદાર ચાંદીની પ્યાલીમાં ડ્રિન્ક હતું. શરીરમાંથી સુખડના સાબુની ઝમી રહેલ વાસ ચોપાસ ચકરાવા

મારી રહી હતી. ફલાંગ મારીને રસ્તો પકડવાની વૃત્તિને મારે પરાણે કુંઠિત કરી દેવી પડી.

એવડા ભારે શરીરને મારી રજા વિના એણે મારા પગ પર ગોઠવી દીધું. મારા પગ થોડા ડગમગી ઊઠયા. નામર્દનું ઉપનામ ના મળે એ માટે દાંત કચકચાવી મેં વીર બનવાનો પ્રયાસ આદર્યો.

એના કેશમાંથી સુગંધીદાર તેલની અને મોંમાંથી તીવ્ર શરાબની ગંધ મારાં નસકોરાંને ફુલાવી રહી.

—છટ્, અડધો મગ પણ પૂરો નથી થયો ?

કંઈક કહેવું એમ લાગ્યું, પણ હિંમત ચાલતી નહોતી. વિચાર આવ્યો કે હું કાંઈ મદ્યપાની નથી. ત્યાં એની સામું જોવાની ફરજ પડી. એ એટલી પાસે હતી કે એ ટાળવું મુશ્કેલ હતું. નવાઈ લાગી એ ઉમ્મરે એના વાળ એટલા કાળાં હતા. થયું કે ડાઈ વાપરતી હશે. એવી દલીલ પણ થઈ કે મળયાળી છે અને ખૂબ માછલીનો આહાર કરતી હશે અને તેથી વાળનો રંગ એવો હશે. ઉમ્મર તોય છાની રહેતી નહોતી. ગાઢ મેકઅપની નીચે પણ કરચલીઓ ચાડી ખાવા તત્પર હતી.

—તમે મને આશ્ચર્યમાં નાખી દીધી છે. એણે ફરિયાદના સૂરમાં શરૂ કર્યું.

—કેમ ? મેં નવાઈ પ્રદર્શિત કરી.

—વાહ. અણજાણનો પાઠ ભજવશો એટલે હું તમને છોડી દઈશ એમ માનો છો તમે ? તમે એ જ માણસ છો, જેમને હું સેમિનારમાં મળી હતી ? સેમિનારમાં તમે કેવા ગુલાબી, ગુલાબી, ટૉકેટિવ, ઠઠ્ઠા મશ્કરી કરતા મસ્ત માણસ હતા ! હો હો હસતા, ધબ્બા લગાવતા કન્વીનર અહીં સાવ ઠંડાગાર થઈ ગયા છો. હું એકલી છું, દૂર ફંભર્યો ઓરડો છે, સામે શરાબની પ્યાલીઓ છે ને તમે એવી રીતે વર્તી રહ્યા છો જાણે તમે કોઈ સ્ત્રીને-તમારી પત્નીને પણ કોઈ દિવસ એકાંતમાં મળ્યા નથી.

મેં એને હળવો ધબ્બો મારી, બનાવટી હો હો કરીને કહ્યું: જબરી ટ્રિક વાપરી તેં વેરી કલેવર! બાઈ, હું તો વિધુર છું. એટલે પત્ની સાથે જરૂર એકલો નથી બેઠો.

—સરસ. પ્રયત્ન સારો કહેવાય. થોડી મિનિટોમાં તમે મૂડમાં આવી જશો. મિસ્ટર, બીજી એક ફરિયાદ. શું તમે પેલી વાત મશ્કરીમાં કહી હતી; કે હું તમારું સ્વાગત મલબારી વેશમાં કરીશ ખરી? તમે એક નજર પણ મારા વેશ પર નથી કરી એટલું જ નહિ, તમે પ્રશંસાનો એક શબ્દય હજુ ઉચ્ચાર્યો નથી. એની વાત એટલી બધી સાચી હતી ને હું એવો છતો થઈ ગયો હતો કે લૂલો એવો બચાવ કરવા પણ હું સમર્થ નહોતો.

—આઈ એમ વેરી સૉરી. ઈટ ઈઝ લવલી વેરી લવલી!

—મને લાગે છે કે તમને ગરમ કરવાની જરૂર છે.

એણે મારે ગળે એનો સુંવાળો હાથ ભેરવી દીધો. એની જૂઠી શરાબની પ્યાલી મારે હોઠે ધરી એ બોલી:

—ઉઘાડો, દોસ્ત, હું વધારે અક્કડ થઇ ગયો. હું મારી જુગુપ્સાને ઢાંકવાનો મરણિયો પ્રયાસ કરી રહ્યો. મારાં રુવાં જાગી ઊઠ્યાં.

—નહિ, નહિ બિયર ને વ્હિસ્કી હું સાથે કદીય લેતો નથી.

—ફૅંડ! આ વ્હિસ્કી નથી. ખેર! જ્યાં સુધી તમે આ સ્મગલ્ડ બ્રાંડીના બે ઘૂંટ નહિ લો ત્યાં સુધીમાં બોલો કરવાની તાકાત મેળવી શકવાના નથી. ગમે તેમ, મારી પ્યાલીને સંતોષ થશે કે તમે એને ચૂમી.

હું ખૂબ ડરી ગયો. મારી સામાન્ય ફ્લરર્ટિંગહેબીટ મને આવી મુસીબતમાં ફસાવી દેશે એવું મેં ઊંડાણથી વિચાર્યું નહોતું. હું બરાબર જાણતો હતો કે એ અડધી પ્યાલી જો મારા પેટમાં ઠલવાય તો હું મારી સંપૂર્ણ સૂધબૂધ ગુમાવી બેસું એમ હતો. મિસિસ શૅપ્પરની કંપની ખાતર મારે એ ટાળવી આવશ્યક હતી.

— અરે ! મોં તો ઉઘાડો. જરી ચાખો તો ખરો. આમ આપણે એકબીજાની સામે બેસી રહેવાનાં છીએ શું ? થોડો લો, તાજા બનશો. રિલેક્સ પણ થશો.

એણે હઠાગ્રહ કરવા માંડ્યો. મેં એ આગ્રહ બને એટલી સજ્જનતાથી ટાળવા પ્રયત્ન કરવા માંડ્યો. થોડી મીઠી ઝપાઝપી થઈ અને અમને બંનેને કશો ખ્યાલ આવે તે પહેલાં કોઈ કારણસર મારો હાથ એના ગાલ પર જોરથી અફળાયો અને ખિલખિલ કરતી હસતી એના મુખમાંથી એક દાંતનું ચોકઠું નીકળીને એના ખોળામાં પડ્યું.

હબકભરી, ફાટી નજરે એક ક્ષણ એ એને જોઈ રહી. મારી ત્વરિત નજર એના મોં પર ફરી વળી. એ કુરૂપ અને વિકૃત રીતે વૃદ્ધ બની ગયું હતું. ભયંકર શરમ અનુભવતી, ચોકઠાને ઉઠાવી એ વંટોળની જેમ ત્યાંથી ભાગી ગઈ. હું અવાક્ ત્યાં બેસી રહ્યો. એક બાજુ અખૂટ અનુકંપા અનુભવી રહ્યો હતો, જ્યારે બીજી બાજુ એક નિરાંતની લાગણી પણ ઊઠી રહી હતી.

તેવામાં કરુણ અવાજે એણે વિનવણી કરી :

—શું કામ હજુ બેસી રહ્યા છો ? ભલા થઈને ચાલ્યા જાવ.

ઓ ગોડ !

●

—સુંદર, ખૂબ જ સુંદર દૃશ્ય છે, મિસિસ શેખર ! મેં કાચની મોટી બારીનો પડદો બાજુએ હટાવી કહ્યું.

—મને ખાતરી હતી કે તમને આ જગા ગમશે. મને પણ આની જોડે દિલચસ્પી છે.

—તમારી પોતાની છે ?

—ના, એક મિત્રની છે.

'મિત્ર !' હું ચૂપ બની ગયો. મિસિસ નાયરની જેમ આના પણ ભિન્ન ભિન્ન પ્રકારના મિત્રો લાગે છે.

—જગા ખોળતા તમને વાર લાગી?

—થોડીક. ટેક્સીવાળો નવો લાગતો હતો.

—આ જગા ટૂરિસ્ટોનું આકર્ષણ છે. સંખ્યાબંધ કેબિનો ને કોટેજો હાયર માટે અહીં બાંધેલા છે. ઘણા લોકો વેકેશન અહીં ગાળે છે. ચાંદની રાતે અહીં ખૂબ મઝાનું લાગે છે.

—અલબત્ત. ઘણું રોમાન્ટિક! લવલી વેરી થૉટફુલ ઑફ યૂ.

—તમે લંચ લઈને નીકળ્યા છો? ફ્રીજમાં કંઈક જરૂર હશે. સેંડવીચ કે એવું કાંઈ બનાવી દઉં.

—ઓહ! નો. ડોન્ટ બોધર. હું લંચ લઈને જ નીકળ્યો છું. થેંક યૂ. હું જુઠ્ઠુ બોલ્યો

એ દૂરના સોફામાં બેઠી. હું પણ લાંબા પગ કરીને થોડી વાર દરિયાનાં લીલાં પાણી નિહાળી રહ્યો. પછી મેં એની સામું જોયું. એ સ્થિર નેત્રે મારી જેમ દરિયાને જોઈ રહી હતી.

થોડી વાર એમ બેઠા પછી મૌન અસહ્ય બનવા માંડ્યું. એને નીરખતાં સાશ્ચર્ય મને એની પાસે જઈને બેસવાની ઇચ્છા થવા માંડી. તરત પ્રશ્ન થયો કે થોડા કલાકો પહેલાં પગમાં આળોટી પડેલી માર્દવભરી પુષ્ટ કાયાને ઠોકરે ચઢાવી હું આવ્યો અને હવે જાતે કરીને આહ્વાનનો ઇશારો સુદ્ધાં ન કરનાર સ્ત્રી પાસે ચહીને જઈ બેસવાની ઇચ્છા હું રોકી શકતો નથી. જેમ મિસિસ નાયરને દૂર નહોતો કરી શક્યો તેમ તરત એની પાસે પણ ના જઈ શક્યો; અત્યંત ઇચ્છા હોવા છતાંય.

વળી પાછી થોડી મિનિટો પસાર થઇ ગઇ. વચ્ચે વચ્ચે હસવા ખાતર, એકબીજાની સામું જોતાં પકડાઇ ગયાં ત્યારે, ધીમું સ્મિત અમે કરી લીધું. છેવટે જ્યારે સાગરનાં પાણી પર ચઢી ચઢી આવતાં ધોળાં ફીણ જોઇને હું થાક્યો ત્યારે મેં પૂછી નાખ્યું:

—શું કશું 'પીવાનું' નથી ફ્રીજમાં?

—છે, જરૂર છે. સોરી મારે તમને ઑફર કરવી જોઇતી હતી. કોક લેશો, લિમ્કા કે ફેંટા?

નિર્વાક્ હું એને જોઈ રહ્યો. એના મોં પર સાવ નિર્દોષ ને પ્રામાણિક ભાવ જોઈ હું ઊંડા અચંબામાં પડી ગયો. સાથે સાથે અકળામણ થઈ આવી. પરંતુ મારી પણ લાચારી હતી. થોડુંક ડ્રિન્ક બિલકુલ આવશ્યક હતું, જો કે વધુ લીકર મને સદતો નહોતો છતાં. જો હું રીલેક્સ ના થાઉં તો એના સહવાસને હું ભોગવી શકું એમ નહોતો.

—શું તમે ટીટોટલર છો? થોડી ચીડ સાથે મેં પૂછ્યું.

—હેં શું કહ્યું તમે? પછી જાણે એકાએક સમજાઈ ગયું હોય એમ ઊંહું...ઊં...હું કરી ખૂબ શરમાઈને એણે મોં બીજી બાજુ ફેરવી લીધું.

હું ડેસ્પરેટ બની ગયો. 'શું સાચે જ થોડોય લિકર નહિ હોય આ કેબિનમાં? હું ખરેખર ગભરાઈ ગયો. એ કોંશ્યસ ને સ્વસ્થ સ્થિતિમાં એને ટીકીને જોયા કરવાની પણ મારી હિમ્મત ન હોતી, પાસે જઈને અડપલાં કરવાની વાત તો બાજુએ રહી. ઊફ્, ફરીથી મારી બાજી બગડવા બેઠી. મનમાં ને મનમાં મેં એને ભાંડી: યૂ સ્ટુપિડ વુમન! તને કશી સમજ નથી. આઈ વોન્ટ ટુ રીલેક્સ ઍંડ ઍંજોય. ધેટ બ્લડી ફાસ્ટ વન નોકડ મી ઑફ કમ્પલીટલી. હવે તું સાધ્વી બનીને બેઠી છે. ઓહ! વૉટ અ લફ!'

—હું જોઉં. કદાચ થોડો દારૂ હોય પણ ખરો.

જે રીતે એ 'દારૂ' શબ્દ બોલી તે મને જરાય ના ગમ્યું પણ બીજો રસ્તો નહોતો. મારી પોતાની સ્થિતિથી હું જ છળી ઊઠ્યો હતો. થોડાં વખત પહેલાં જ્યારે હું શરાબમાં ડૂબી શકું એમ હતો ત્યારે મેં એને મોઢે અડકાડવાની યે દરકાર ના કરી, હવે જેમ તરસ્યો માણસ

પ્રાણીનાં થોડાં ટીપાં માટે ઝાંવાં નાખે તેમ હું ચાપુ લિકર માટે તલસી રહ્યો હતો. કશું સમજાતું નહોતું. એ આવી. એક નાની બાટલી મારા હાથમાં મૂકી બોલી :

—જુઓ આ દારૂ જ લાગે છે ને? ફરી એણે એ અડવો શબ્દ વાપર્યો. પરંતુ એ જીનની બૉટલ જોઈ હું ખુશ થઈ ગયો. પાએક બૉટલ ભરેલી હતી.

—ઠંડું પાણી હશે? એ ગ્લાસ ને ઠંડું પાણી લઈને આવી. મેં મને રુચિકર પીણું બનાવ્યું. ગ્લાસને હવામાં ઊંચો કરી મેં ટોસ્ટ કર્યો.

—તમારી ને મારી શોર્ટ પણ સ્વીટ કંપનીને!

એ ઊંહું...ઊંહું સ્મિત કરતી ત્યાં ખડી રહી

મેં એક મોટો ઘૂંટ ભર્યો ને જાણે ગરમાવો આવી ગયો મારામાં. બેચાર ઘૂંટડા ભર્યા ને જાણે મારામાં મસ્તી આવી ગઈ. મેં એને કોણીએથી પકડી મારી સાથે સોફામાં બેસાડી દીધી. જે રીતે એ ઢળી પડી તેના પરથી મેં અનુમાન કરી લીધું કે એ મારા એવા આહ્વાનની રાહ જોઈ રહી હતી.

સમય ધીમે ધીમે પસાર થવા માંડ્યો. ઘૂંટ ભરાતાં મારામાં મઝાની માદક શિથિલતા આવી ગઈ. મારાં અડપલાં વધતાં ગયાં. મેં એના હાથ પર, બરડા પર, વગેરે પર મારા હાથ ફેરવવા માંડ્યા. એણે જો કોઈ વાંધો ના ઉઠાવ્યો તો એવો ખાસ કોઈ શારીરિક કે લાગણીનો પ્રત્યાઘાત પણ ના દેખાડ્યો. જાણે એ મને એવું બધું કરવા માટે એક્સપેક્ટ કરતી હતી. એ મિતાક્ષર હતી અને હવે મને એનું ઊંહું... ઊંહું...ને સ્મિત સદી ગયાં હતાં.

વચ્ચે વચ્ચે મેં મારા ગ્લાસ ભર્યા. કોઇ થોડા ગંદા જોક્સ કહ્યા. થોડીવાર દરિયામાં દૂર દૂર સરતી કિશ્તીઓ સાથે જોઇ. અને જ્યારે હતી

એટલી બધી ધાંડી પૂરી થઇ ગઇ ત્યારે મને ખ્યાલ આવ્યો કે હું સારો એવો ઉત્તેજિત થઇ ગયો હતો. પણ મારી ત્રણેક કલાકની પ્રેમચેષ્ટાઓની એના પર ઝાઝી અસર થઇ નહોતી. આછા પ્રકાશમાં એક પળ માટે અમારી આંખો મળી ને તરત જ—

—જાણે એના બદનમાં ભયંકર વિસ્ફોટન થયું. એ એકદમ આળોટી પડી, મને શારીરિક પ્રેમ માટે વિનતિ કરવા માંડી. ચૂંબન...આશ્લેષ... ગાઢ આલિંગન...! થોડી વારમાં તો હું અકળાઈ ઊઠયો, જાણે પ્રેમ-ચેષ્ટાને બદલે એ એક પ્રકારની કુસ્તી ના થઈ ગઈ હોય. હું ત્રાસીને ઊભો થઈ ગયો. એની પાગલ શી અવસ્થા હતી.

—ગુડનાઈટ, મિસિસ શેખર! મેં ભાગવાની તૈયારી કરી. ને જાણે એકાએક વિસ્ફોટન સમાપ્ત થઈ ગયું. એ ચકળવકળ આંખે મને ક્ષણેક જોઈ રહી ને પછી ત્યાં જ સોફામાં ઢળી પડી બબડવા માંડી:

—માફ કરો, દોસ્ત! મારાં વલખાં વાસ્તે. પાગલ જેવી લાગી હોઇશ તમને. પણ આઇ ડોન્ટ ફીલ એની શેંસેશન...મારે એંજોયની લાગણી અનુભવવી છે! આઇ...આઇ કાંટ...મારે ચાર ગ્રોનઅપ બાળકો છે...ને છતાંય આઇ નેવર હેડ ધેટ થ્રિલિંગ સેકસ સેંસેશન...ઓહ! હાઉ મચ ડૂ આઇ કેવ ફોર...ઓહ! ગોડ! પ્લીઝ, ફરગિવ મી...! ▭

# ...અને એ પાછો વળ્યો ! △

બળદેવ મીરઝા
અનુ યોગેશ પટેલ

△
મેં
બધાં
જ
અંતર
આંખી
લીધાં
છે.
▽

પીઠ પર જૂનું ઘડિયાળ ઊંચકીને એ ધીરે ધીરે, ધ્યાનપૂર્વક, પગ મૂકતો મૂકતો પગથિયાં ઊતરી રહ્યો હતો. એનો એક હાથ ઘડિયાળ ઉપર હતો, બીજો કઠેરા પર. તેની આંખો પગથિયા તરફ મંડાણી હતી. એના ચહેરા પર લપસી પડવાનો ભય ઊભરાઈ રહ્યો હતો. તે ઊતરતાં ઊતરતાં અચાનક થોભી જતો. હાથ અડાડી પગથિયાંને સ્પર્શથી અનુભવતો અને પછી પાછો ઊતરવા માંડતો. તેને ઘણીવાર ઇચ્છા થતી કે તે પાછળ ફરીને જુએ. પરંતુ ના, તે એ તરફ જોતો જ નહિ. બસ કાળજી રાખી પગથિયાં ઊતરતો રહેતો.

ઘણાં વર્ષો પહેલાં તે ઉપર ચઢયો હતો ત્યારે તે ઘણો જ ખુશ થયો હતો. એનામાં જુસ્સો હતો, પગમાં બિલાડીની ચપળતા હતી: તેથી તે ઉપર ચઢતો રહ્યો. તેની દૃષ્ટિ આકાશમાં લટકતા તારા તરફ હતી. ઘડિયાળ પણ તેની પીઠ ઉપર જ હતું. તે ચાલતાં પણ નો'તો શીખ્યો ત્યારે એ ઘડિયાળ એની માએ એની પીઠ ઉપર બાંધી દીધું હતું. એ થોડો મોટો થયો ત્યારે ટકોરાનો નાદ એને એવો લાગતો જાણે કે તારાઓ વચ્ચે રહેતી પરીઓ ઘંટ વગાડી વગાડી એને એમની પાસે બોલાવી રહી હોય. તે યુવક થયો ત્યારે પણ તે એ ઘડિયાળના ભારથી અજાણ્યો હતો. તે વખતે–ઉપર ચઢતી વખતે તેણે એ ન જોયું કે પગથિયાં કેવાં છે? પહોળાં? યા ચીકણાં? સાંકડાં? કે પથ્થરિયાં? ટેકો મેળવવા કઠેરો છે કે નહિ? તે બિલકુલ બેફિકરો હતો. દરેક તારો એને માટે એક રૂપાળો ચહેરો હતો. એને એક જ ઇચ્છા હતી: તારાઓ તોડી લાવી હું મારી થેલી ભરી લઉં.

△
△ △
△ △ △

પરંતુ અંતિમ પગથિયા પર પહોંચતાં જ એને ખબર પડી કે તારક અને એના લક્ષ્યસ્થાન વચ્ચે ઘણું અંતર હતું. તે અંતર અવકાશ હતું કે તે પોતે એ જાણવા માટે તે પાછો વળ્યો, તૂટેલા શ્વાસ લઈને. એ દરમ્યાન તેણે જાણી લીધું હતું કે તે પણ ખુરશી અથવા ટેબલ જેવી એક ચીજ જ છે. એક પાયો તૂટી ગયા પછી ખુરશી બેકાર બની જાય છે તેમ એ પણ, જો તે કાળજી ના લે તો, બેકાર બની જાય એવું હતું. પરંતુ બીજી ચીજો કરતાં તે એ રીતે જુદો હતો કે એને તૂટવાનું જ્ઞાન હતું. એણે નોંધ્યું કે ચોપાસ અવકાશ વિસ્તરતો જતો હતો અને તે સંકેલાઈ રહ્યો હતો.

તેને ખબર પડી ગઈ હતી કે તેના પગના તળિયા અને પગથિયા વચ્ચે સમયી સંબંધ હતો તે ઘણો જ નાજુક હતો. પગથિયાં પણ એકબીજાથી અલગ હતાં. કોઈની ઈંટ બહાર ડોકિયું કરતી હતી, તો કોઈ ઘણું લપસાવનારું હતું. વળી કોઈ એવું તીણું કે બેકાળજી રાખી તો ઘા પડવાનો ભય રહેતો. દરેક પગથિયાનો પોતાનો એક લાક્ષણિક અને વિશિષ્ટ ચહેરો હતો. કોઈ નવો, કોઈ જૂનો, એટલો જૂનો કે વચ્ચેની ઈંટો તૂટેલી હતી. ક્યાંક ક્યાંકથી કઠેરો પણ

—તે પગથિયાં ઊતરી રહ્યો હતો.

તેના કાન પીઠ ઉપર લદાયલા ઘડિયાળ સાથે સંઘર્ષ અનુભવતા હતા. પ્રત્યેક ક્ષણ એક ફંદા જેવી હતી. તેને લાગતું હતું, તે કોઈ ક્ષણની મુઠ્ઠીમાં જકડાઈ જશે. અંધારું તેના પગ ચાટી રહ્યું હતું. તેણે ખિસ્સાં ફંફોસવા માંડ્યાં—કદાચ એકાદ દીવાસળી મળી જાય એ ખ્યાલથી, પરંતુ તેને અચાનક સ્ફૂર્યું, એકાદ દીવાસળી શું કામની? એનાથી દૂર સુધી પથરાયલો અંધકાર ઠારી નહિ શકાય! તેમ છતાં તેણે ખભા પર લટકતા મોટા કાળા રંગના થેલાને વારંવાર ફંફોસ્યો. પરંતુ તે કોઈ એક ખૂણે ફાટેલો હતો. તેમાંથી તેના હાથની ત્રણ આંગળીઓ ડોકાવા માંડી. તેના કર્ણપટલ પર ઘડિયાળના મૃતપ્રાયઃ ટકોરા અતિ વેગથી

વારંવાર અથડાવા માંડ્યા. તેણે સાંભળ્યું, તેની જીભ પણ 'ટિક્ટિક્... ટિક્ટિક્' કરી રહી હતી. આ અવાજમાં બીજા ઘણા અવાજો ઉમેરાયા.

રાત તેણે બિલકુલ નીચેના પગથિયા પર પસાર કરી.

સૂરજે પહેલો ભાલો ફેંક્યો. તે ચોંકીને બેઠો થઈ ગયો. એણે આકાશ તરફ ફરિયાદ કરતી નજર ફેલાવી, પરંતુ એ પ્રપંચ સામે એની પાસે કોઈ ઉપાય ન હતો. તેને જો માત્ર એક જ દીવાસળી મળી જાત તો તે ક્ષણોના ક્રોસને સળગાવી દેત.

તે અચાનક નીચેના પગથિયા પરથી લપસી ગયો. થોડીવાર સુધી ઊંધો જ પડી રહ્યો. એણે ઘોંઘાટ સાંભળ્યો :

"આ કોણ છે?" "કદાચ મરી ગયો છે."

"ના હજુ શ્વાસ ચાલુ છે. કદાચ જીવે છે."

"શું આ એનો બીજો જન્મ તો નથી? હા...હા...હા...હા..." કોઈ અટ્ટહાસ્ય કરતું કરતું ચાલ્યું ગયું. તેનું હાસ્ય તૂટીને વિખરાઈ ગયું.

તે પડ્યો પડ્યો બધું સાંભળતો હતો અને ઊઠવાની કોશિશ કરતો હતો. ઘણા લોકોમાંથી એક આધેડ વયની સ્ત્રીએ આગળ વધીને તેને ટેકો આપ્યો. તેના સ્પર્શે વિચિત્ર લાગણી જન્માવી. તે સફાળો બેઠો થઈ ગયો. ફાટી આંખે એ સ્ત્રીનો ચહેરો જોઈ રહ્યો. તે સ્ત્રીના હોઠ પર સ્મિત લહેરાયું. પરંતુ એને પણ પોતાની પીઠ પર લદાયલા ઘડિયાળનો ખ્યાલ આવતાં તે અચાનક ઊઠી ગઈ, ચાલી ગઈ, તેના બાળકની આંગળી તેના હાથમાં સંતાયલી હતી. તે આંખો સામે ખેંચાએલ ક્ષિતિજ લકીર પાછળ વિખરાઈ ગઈ, ત્યાં સુધી એ તેને ટગર ટગર જોતો રહ્યો. ત્યાં બેઠાં બેઠાં જ એણે લોકોની અવરજવર જોયા કરી. બધા અજાણ્યા હતા. અગણિત પગોનો પગરવ હતો.

અચાનક ઘડિયાળનો ખ્યાલ આવતાં તેણે એક હાથ પાછળ સેરવ્યો, હાથમાં કાચના ટુકડા આવ્યા, તેણે ટુકડા કાળજીથી મુઠ્ઠીમાં

દબાવી રાખ્યા. ત્યાંથી ઊઠી જઈ તેણે ધીરે ધીરે સામેની ગુલાબી બંગલી તરફ ચાલવા માંડ્યું. ત્યાં જઈને બેસી ગયો. કાચના ટુકડા વારંવાર ગણવા લાગ્યો. તે માત્ર ત્રણ હતા. તેણે ધ્યાનપૂર્વક તે પોતાની મુઠ્ઠીમાં દબાવી રાખ્યા. પછી સામેથી પસાર થતી લાલ વસ્ત્રો પહેરીને ઉમંગથી આગળ વધતી છોકરીને જોતો રહ્યો. એણે તે લાલ રંગમાં અસંખ્ય નિર્દોષ ભાવ તરતા અનુભવ્યા. તે પૂરો આનંદ માણી લે તે પહેલાં તો તે છોકરી દૂર સરકી ગઈ. તેની નજર દૂર દેખાતાં નગ્ન વૃક્ષોને વળગી પડી. મુઠ્ઠીમાં દબાયલા કાચના ટુકડા એકાએક બોલવા લાગ્યા. એ એની સમજમાં ના આવ્યું. હા, મુઠ્ઠીમાં કશુંક ભોંકાતું અનુભવ્યું. હાથમાંથી લોહીનાં ટીપાં ખર્યાં. આ જોઈને લોકોનું ટોળું ભેગું થયું. બધા એકમેકને એના વિષે પૂછવા લાગ્યા. પરંતુ કોઈનામાં એ હિંમત ના આવી કે તેના હાથમાંથી ટપકતા લોહીનું કારણ જાણે. તેમના દેખતાં જ તેણે કાચના બે ટુકડા એમની સામે ફેંકી દીધા. ત્રીજો હાથમાં દબાવી તેણે સામે સૂકાયલાં વૃક્ષો તરફ ચાલવા માંડ્યું. લોહીનાં ટીપાં પડતાં જ રહ્યાં. લોકો સાશ્ચર્ય એક પછી એક ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં તેણે પાસેના મકાનમાંથી આવતો કોઈનો ગાવાનો અવાજ સાંભળ્યો. તે થોભી ગયો. ધ્યાનથી પ્રત્યેક સૂરનો ચહેરો ઓળખવા કોશિશ કરી સૂરના આરોહ અવરોહમાં તેને ઘણા ચહેરા યાદ આવી ગયા—એને તે ત્યાં મળ્યો હતો...

અને પેલાને...!!!

અને હા, એણે તેને છાતીસરસી ચાંપી હતી. અને તે એને ખૂબ... હા યાદ આવ્યું...વરસાદની એ ભીની રાત્રે એક સ્વર તેની નસેનસમાં વીજળીની જેમ લહેરાઈ રહ્યો હતો. તેણે ગાવા માંડ્યું હતું. વાતાવરણની નરમ મુલાયમ ચાદર ઓઢીને તેના ગીત ગુંજ્યાં હતાં. એને લાગ્યું, કોઈ એની પાસે ઊભું રહીને પોતાની નરમ નાજુક આંગળીઓથી સ્પર્શી રહ્યું હતું. એના હોઠ ફફડ્યા...

'તું...તું આવી ગઈ?'

'હા.'

'ક્યાં ચાલી ગઈ હતી ?'

'ક્યાંય નહિ...હું તો તારી પાસે જ હતી '

'મારી પાસે ?'

'હા, હા, હંમેશાં તારી જ પાસે તો રહું છું. પરંતુ તારી પીઠ પર આ શાનો બોજ છે ?'

'આ ?...આ આપણી વચ્ચેનું અંતર છે !'

'...ક્યાં ગઈ ? ? ?...'

...એના હોઠ ફફડતા રહ્યા. શબ્દો ગળામાં જ ગોંધાઈ ગૂંગળાઈ ગયા. લથડતો લથડતો તે સૂકાં વૃક્ષો તરફ ચાલ્યો, ઘણા લોકોએ તેને જતો જોયો.

તે વૃક્ષો પાસે પહોંચી ગયો અને સૂકાં પાંદડાં થેલામાં ભરવા લાગ્યો. ડૂબતા સૂરજનાં પીળાં કિરણો થોડીવાર સુધી તેની સાથે અને પેલાં વૃક્ષો સાથે અથડાતાં રહ્યાં. તેણે થેલો ભર્યો અને ઘાયલ હાથને ચૂસતો ચૂસતો ત્યાં જ આડો પડ્યો, અને એમ જ અંધારામાં કણસતો રહ્યો.

બીજી સવારે......

સૂરજે પહેલી ચાબૂક તેના દેહ પર ફટકારી. તે ગભરાઈને બેઠો થઈ ગયો, સૌ પ્રથમ કાચના ત્રીજા ટુકડાનો ખ્યાલ આવ્યો. તેણે આમતેમ જોયું. ટુકડો પાસે જ પડ્યો હતો. તેણે તે ઉઠાવીને મુઠ્ઠીમાં દબાવી દીધો. પછી સામેની બેન્ચ પર જઈને બેસી ગયો. બેન્ચના ખાલી ભાગને તે સ્પર્શથી નિહાળવા લાગ્યો. એને લાગ્યું, જાણે કોઈ તેની પાસે બેસીને નિર્દોષતાથી પૂછી રહ્યું હતું :

'હું સામે રમવા જાઉં ?'

'ના નથી જવાનું. મેદાન ખૂબ મોટું છે."

'પરંતુ બીજા બધા પણ છે ને ત્યાં.'

'ના...ના...તું ના જતો.'

'તારું ઘડિયાળ પડી જશે...તેના પર હાથ રાખી દે.'

—ત્યાં કોઈ જ ન હતું. તે પોતે જ હતો. એકલો...નિતઅટૂલો. તે આમતેમ ફાટી આંખે જોતો હતો. થોડીવાર બાદ તેણે ગભરામણ અનુભવી. ઘાયલ હાથ ચૂસવા લાગ્યો. અને બીજે હાથ ઘડિયાળ પર મૂકી દીધો. પળો પરપોટાની જેમ ફૂટતી રહી. પછી એણે જોયું, ઘણા છોકરા મેદાનમાં રમીને પાછા ફરી રહ્યા હતા. તે તેમની સામે ધ્રુરકતી નજરે જોઈ રહ્યો. અચાનક એક ચહેરા પર એની આંખો સ્થિર થઈ ગઈ.

—હા, હા, એ જ ચહેરો...બસ એ જ. એ જ કદ. એવી જ ચાલ, અને—

તે એની સામે જ આવતો હતો. એની આંખોમાં ચમક આવી ગઈ. હોઠ પર સ્મિત છલક્યું. તેણે ઘડિયાળ પરથી હાથ હટાવ્યો અને ઊભા થઈ તે યુવાન તરફ ચાલવા માંડ્યું. એ લથડતો હતો અને એને એ યુવાનને એ પૂછવાની તીવ્ર ઇચ્છા થઈ, "તું આટલા દિવસો સુધી ક્યાં ચાલ્યો ગયો હતો ? જો, હું તને શોધવા...કેટલે દૂરથી આવ્યો છું !...એટલે દૂરથી કે હું હાંફી રહ્યો છું...મારાથી ચલાતું પણ નથી. હવે તું મને છોડી ના જતો. હવે આપણે બંને સાથે રહીશું. મેં બધાં જ અંતર આંબી લીધાં છે. એકવાર તું મને અહીં તો જો..."

એ નવયુવક વધુ નજીક સરક્યો. એટલો નજીક કે એના હૃદયના ધબકારા વધી ગયા. એણે જોયું કે એ નવયુવક તેની સાથે બોલ્યા વિના જ પાસેથી પસાર થઈ ગયો—અપરિચિતોની જેમ જ. તેના પગમાં ઝડપ હતી. સડક તેનાં પગલાંના તાલ પર બોલતી હતી. એણે કદાચ તે પાછો ફરે એ આશાએ તે તરફ જોયું પરંતુ તે પાછો ના ફર્યો. તેથી તેની પાછળ જવાની એને ઇચ્છા થઈ. પરંતુ તરત પીઠ પર લદાયલા ઘડિયાળનો ખ્યાલ આવ્યો અને અનાયાસે હાથ તેના પર ગોઠવાઈ ગયો. તે આંખો ઢાળીને, ખબર નહિ શું વિચારતો વિચારતો, લથડતો લથડતો પાછો સીડી તરફ વળ્યો, ચાલવા માંડ્યું. એના ફાટેલા થેલામાંથી ત્રણ સૂકાં ચાંદડાં ડોકિયું કરતાં હતાં......

બીજી રાત હજુ માથા પર લદાયલી હતી. ▭

# ઉત્તેજનાની ક્ષણોમાં

□ ડૉ. સુરેશ હ. જોષી

શું મેળવ્યું, શું ખોયું તેનું સરવૈયું કાઢવાનો હજી સમય આવ્યો નથી. પણ આત્મશોધનની પ્રવૃત્તિ તો પ્રત્યેક ક્ષણે ચાલતી રહેવી જોઇએ. ઉત્કટ અભિનિવેશની ક્ષણોમાં આપણામાંના કેટલાક આવી પ્રવૃત્તિને બૌદ્ધિકોની કાયરતા ગણીને એની હાંસી ઉડાવવા તત્પર થઈ જાય છે ત્યારે હિટલરના જમાનામાં ગોરિંગે જે કહેલું તે મને યાદ આવે છે, કોઈ જ્યારે બુદ્ધિ ચલાવવાની વાત કરે છે ત્યારે હું એની સામે રિવૉલ્વર ધરી દઉં છું.' સારું કામ આપણે ભય ફેલાવીને ન કરી શકીએ. બૌદ્ધિકો પોતે જ આવી ક્ષણે ટોળા સાથે ભળી જઈને પોતાને જ ગાળ દેવાનું શૂરાતન બનાવે છે. ખરું જોતાં ટોળાથી બચી જવાની આ આત્મ-પ્રતારણા જ છે. આવા સમયમાં કૃતક રોમેન્ટિક ઉદ્રેકોને કારણે સ્વસ્થ સમજનું સ્થાન લાગણીની ઉત્તેજના લઈ લે છે. પોતાના ઘરની સહીસલામત આરામ ખુરશીમાં બેઠાં બેઠાં આપણે જાણે યુદ્ધમોરચે હોઈએ એવી અદાથી ઘૂરકતા થઈ જઇએ છીએ. આથી વિદ્યાસ્થાનો જ જાણે દ્રોહનાં, દગાનાં સ્થાનો હોય એવી હવા ફેલાય છે. આ પરિસ્થિતિની કરુણતા એ છે કે જેને સાચા અર્થમાં ક્રાંતિ કહી શકાય તે તો વિદ્યાપીઠના વર્ગમાં જ જન્મતી હોય છે.

પ્રામાણિકપણે આપણે વિચારીશું તો જણાશે કે આ દિવસોમાં જે જુવાળ આવ્યો તેની સાથે ઘણું મલિન તત્ત્વ પણ ઉપર આવ્યું. કેટલા કે તરત જ સમાધાન કરી લેતાં કહ્યું: આવી પરિસ્થિતિમાં તો એમ જ હોય ને.!' આપણે એ પણ જોયું કે સામાજિકો અસામાજિકો બની ગયા. જે ભ્રષ્ટાચારની સામે આપણે વિદ્રોહ જગાવ્યો તે ભ્રષ્ટાચારના આપણે જ ભોગ બન્યા. સારાં ઘરની ગૃહિણીઓ અને કિશોરોને લૂંટાયેલી દુકાનમાંથી વસ્તુઓ ઘરમાં લઈ જતાં આપણે જોયાં. કહેવાતા શિક્ષિતો અને સંસ્કારીજનો પણ આમાંથી ન બચ્યા.

ઇન્દિરા-શાસનના વિરોધનું એક કારણ એ છે કે, એમાં ગાંધીપ્રબોધ્યા સાધનશુદ્ધિના વિવેકને નેવે મૂકવામાં આવ્યો. તો પછી આપણને પણ સાધનશુદ્ધિને નેવે મૂકવાનો શો અધિકાર! અહિંસક પ્રતિકારનું સ્થાન અરાજકતા અને હિંસાએ લીધું. લશ્કર અને પોલિસ તો કાંઈ અહિંસાની પ્રતિમૂર્તિ નથી. હિંસાથી રેડાયેલા લોહીથી ભીની સૂતરની આંટીઓ ફરીથી ગાંધીના ગળામાં આપણે પહેરાવી. આપણે પ્રતિકાર કોનો કરતા હતા તે ઘડીભર ભુલાઈ ગયું. આપણને પ્રતિકારના ચીલાચાલુ વિધિઓમાં જ ભારે મઝા પડી. કેટલેક સ્થાને તો આ દિવસો દરમ્યાન ઉત્સવનું વાતાવરણ દેખાયું. નાની નાની હાટડી માંડીને પેટગુજારો કરનારાને સૌથી વધુ ખમવું પડ્યું. જે ખરા શોષણખોર છે, સમાજવાદના ખરા અવરોધકો છે તેમને તો ઊની આંચ પણ ન આવી. પોલિસરક્ષણ પામનારાઓ રક્ષણથી રક્ષિત બનીને બેસી રહ્યા. પ્રજા બેકાબૂ છે, હિંસક છે, ઉત્પાદનને ભયમાં મૂકનારી છે એવા આક્ષેપો થતા રહ્યા. આપણે વિશદ રીતે જોયું કે ચારિત્ર્યશુદ્ધિની ઉજ્જવળતાથી ઝળહળતી કોઈ વ્યક્તિ આજે નેતા તરીકે બહાર આવી નહીં. કોઈને આ તક ઝડપીને અંગત વેર વાળવાનો આનંદ લેવાનો હતો, તો કોઈને આ દિવસોમાં નેતા બનવાનો મોકો ઝડપી લેવો હતો. ઘણા બધા તકવાદીઓ હતા. હિંસાની હુતાશણીએ તાપવા બેસનારા પણ નીકળ્યા.

બૌદ્ધિકોએ ઘણીવાર દગો દીધો છે તે હું જાણું છું. બૌદ્ધિકોએ પોતાની બુદ્ધિની કુશાગ્રતાનો ઉપયોગ પોતાની કુત્સિત કાયરતાને ઢાંકવા માટે કર્યો છે તે પણ હું જાણું છું. પણ આપણને અત્યારે જે બુદ્ધિનું કામ હતું તે એક ગાંધીની—લોહિયાની કે રસેલની બુદ્ધિ પણ શું નિંદાને પાત્ર ગણાશે? આવી બુદ્ધિમાં અશ્રદ્ધા પ્રેરનારાં તત્ત્વોને ઓળખી લેવાં જોઈએ. આવી પરિસ્થિતિમાં અળખામણા થવાનું કોઈને પરવડે નહીં. એને માટે જે આત્મપ્રતીતિ તથા નૈતિક હિંમત જોઈએ તે આપણામાંના ઘણામાં નથી. જે શિક્ષકો અનેક ગેરરીતિઓ પરીક્ષામાં આચરતા હોય, શીખવવામાં દિલચોરી કરતા હોય, ગાઈડો લખીને રળતા હોય તેમને

અધ્યાપનનો જ ઉત્સાહ ન હોય, બુદ્ધિશ્રમ કર્યા વિના જ જેમને અર્થ-પ્રાપ્તિ કરવી હોય, તેઓ પણ આ પ્રસંગે ઘણા વાચાળ બન્યા. એમણે પણ ભ્રષ્ટાચારને કયે મોઢે ગાળો દીધી ?

પૈસા વેરીને પાસ થનારા, ગેરરીતિ આચરીને પ્રવેશો મેળવનારા, વિદ્યાર્થી આલમમાં આતંકનું વાતાવરણ ઊભું કરનારા પણ રાતોરાત નેતા બની ગયા. એમને કયા મોઢે આદર્શની વાતો ઉચ્ચારવાનો અધિકાર મળી ગયો ? એવો તે શો જાદુ થયો કે જેના મોઢામાંથી અપશબ્દો સરતા હતા તે આજે આદર્શોની વાત ગજાવવા લાગ્યા ?

સુખની અને ગૌરવની વાત એ છે કે, બધા વિદ્યાર્થીઓ એવા ન હોતા. જે વિદ્યાસ્થાનમાં પણ ભ્રષ્ટાચાર, અપ્રમાણિકતા, નિષ્ઠાનો અભાવ જોઈને વાજ આવી ગયા હતા, જે વિદ્યાર્થીઓ પાટનગરમાં રહીને હમેશાં ચાલ્યા કરતી સોદાબાજી અને પ્રપંચલીલા જોઈને ત્રાસી ગયા હતા તેમણે કહેવાતા રાજપુરુષો અને એમની મુત્સદ્દીગીરીને સારી પેઠે ઓળખી લીધી હતી. ગૌરવની ઘટના એ કે વિદ્યાર્થીઓનો આ વર્ગ (અને આ જ વર્ગ સૌથી અસરકારક રીતે ક્રિયાશીલ રહ્યો છે તે આપણે જોયું) કોઈ પણ રાજકીય પક્ષની શેહમાં દબાયો નહીં. એમણે કોઈ રાજકીય. પક્ષના ઝંડા નીચે કામ કરવાનું સ્વીકાર્યું નહીં. અત્યારે જે નેતાગીરી હતી તે કેટલી નકામી હતી તે એમને સમજાઈ ગયું હતું. આપણે સાંભળ્યું કે એમને પણ ખરીદવાના પ્રયત્નો થયા. જેઓ સો ટકા સાચા હતા તે ખરીદાયા નહીં. અણીશુદ્ધ રહ્યા. હજી આજે ય આવી જુવાન પેઢી બચી છે એ ભવિષ્યને માટે એક મોટી આશાસ્પદ ઘટના છે.

જર્મનોએ ફ્રાન્સનો કબજો લીધેલો ત્યારે વિદ્યાર્થીઓના સમૂહને ઉદ્દેશીને આલ્બેર કેમ્યુએ જે કહેલું તે અત્યારે યાદ કરવા જેવું છે, 'છેલ્લે, અહીં ઉપસ્થિત થયેલા વિદ્યાર્થીઓને હું સીધું સંબોધન કરીશ. તમને છાશવારે ઉપદેશ આપનારાઓમાંનો તો હું નથી. આપણામાંના ઘણાને

મન સદ્ગુણી એટલે રક્તહીનતા છે તે હું જાણું છું. એવી પાંડુરોગી વૃત્તિ સાથે મારે સંબંધ નથી. જો મને કશો અધિકાર મળે તો ઊલટાનો હું તો એની વિરુદ્ધની વાતનો જ ઉપદેશ કરું. જે વિદ્યાર્થીઓ ભવિષ્યમાં ફ્રેન્ચ બુદ્ધિમતાનું પ્રતિનિધિત્વ કરવાના છે તેઓ એક–બે મુદ્દાઓ પરત્વે કોઈ કાળે કોઈ જોડે કશું સમાધાન ન કરે એવું હું ઇચ્છું છું. જો કોઈ એમને એમ કહે કે બુદ્ધિ નકામી ચીજ છે કે સફળ થવા માટે જૂઠાણું પણ ચલાવી લેવાય તો એવું કહેનારાઓ જોડે કોઈપણ પ્રકારે સમાધાન કરવું નહીં. હિંસા, છળકપટ કે બુદ્ધિજડતાને કદી શરણે જશો નહીં.'

આજે ઉત્તેજનાની ક્ષણોમાં, કેમ્યુની આ વાત યાદ રાખવા જેવી છે. આખરે તો આપણે માનવ અને માનવ વચ્ચેના સંબંધની કડી જોડવાની છે. સૌખ્ય અને સખ્યની સ્થાપના કરવાની છે. આપણા પ્રજા-જીવનની કસોટીના આ તબક્કામાં હિંસા, વેર, ઝનૂનનું જે ઝેર પ્રસરે તેની તકેદારી રાખવાની છે.

વિદ્યાર્થીઓએ શરૂ કરેલી આ ક્રાંતિ હવે વિદ્યાસ્થાનમાં જે દૂષણો પ્રવર્તી રહ્યાં છે, તે દૂર કરવા માટે પણ ક્રિયાશીલ બને તે આ ચળવળના સફળ નેતાઓએ જોવું જોઈશે. હજી માર્ગ લાંબો છે, ટૂંકી દૃષ્ટિ ને પરિમિત આદર્શનો આપણે ભોગ ન બનીએ. □

**લોકશાહી એટલે ?**

સઘળી ચીજોમાં, 'લોકશાહી' એટલે તમારા ઉપરીને 'ના' કહેવાની શક્તિ. પણ ઉપરીની મહેરબાની વગર પણ પોતે સાંજનું ખાણું મેળવવા સક્તિમાન થઈ શકશે–એવી ખાતરી ન હોય ત્યાં સુધી કોઈ પણ માણસ પોતાના ઉપરીને 'ના' કહી શકતો નથી.

– **આલ્ડસ હક્સલી**

(થીમ્સ એન્ડ વેરીએશનમાંથી) – અનુ. વિજય શાસ્ત્રી

## શિષ્ટ, ઈનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| મસ્તીની પળોમાં (મુક્તસંગ્રહ) | રતિલાલ 'અનિલ' | ૩–૦૦ |
| નાઈટમૅર (નવલકથા) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસમુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું (નવલકથા) | વિજય શાસ્ત્રી | ૩–૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી (નવલકથા) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| મેઘશ્યામ | હરિસિંહ દોડિયા | ૪–૦૦ |
| સરજત (વાર્તાસંગ્રહ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| નગરનંદિની | વજુભાઈ ટાંક | ૩–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ (ભાગ ૧–૨) | જ્યોત્સ્ના શુક્લ | ૪–૦૦ |
| કવિમેળો (સોળ કવિઓની કવિતાનો સંગ્રહ) | | ૦૦–૭૫ |
| ધુધવાટ (વાર્તાસંગ્રહ) | નગીન મોદી | ૫–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| સાંસારિકા | સરોજ પાઠક | ૬–૦૦ |
| મારો અસબાબ, મારો રાગ | સરોજ પાઠક | ૪–૦૦ |
| મીણની પૂતળી | નવીનચન્દ્ર પંડ્યા | ૬–૦૦ |
| સ્વર્ગ અને નરક (વાર્તાસંગ્રહ) | હરીશ નાયક | ૪–૦૦ |
| ડાઈવૉર્સ (નવલકથા) | કાન્તા વ્યાસ | ૮–૦૦ |
| અભિનિવેશ (વાર્તાસંગ્રહ) | જ્યોતિષ જાની | ૭–૦૦ |
| ચાર દીવાલો, એક હેંગર | જ્યોતિષ જાની | ૪–૦૦ |
| મહેક મળી ગઈ | ભગવતીકુમાર હ. શર્મા | ૩–૦૦ |
| અભિષેક (વાર્તાસંગ્રહ) | મધુસૂદન પાઠક | ૩–૫૦ |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સુરત–૧**

# કંકાવટી

મે ૧૯૭૪

સાહિત્ય-સર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક


વર્ષ ૧૫ મું : અંક ૧૮૩ : મૂલ્ય એક રૂપિયો

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮. વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. વિદ્યાર્થીઓ માટે વાર્ષિક લવાજમ રૂ. ૯. વિદ્યાર્થીઓએ આચાર્યની સહી સાથે લખવું. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ' ૩ આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨ સરનામે જ કરવો.

તંત્રી • મુદ્રક • પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત-૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત-૧


---



---

# પાંચ અંકનું નાટક □ સુરેશ હ. જોષી

રાતનું પાંચ અંકનું નાટક પૂરું થવા આવ્યું છે
ત્યારે
છેલ્લા અંકના છેલ્લા દૃશ્યમાં
મારો જ મૂગો ચહેરો
થાક્યો પાક્યો
દૃષ્ટિ અન્ધકારને અન્ધકાર સાથે રેણ
કરીને જોડતી
જીભ શાપ ઉચ્ચારવા અર્ધી બહાર નીકળેલી.
હું અચરજ પામીને જોઈ રહું છું.
હા, કેવળ જોઈ રહું છું.
'હું અહીં ક્યાંથી?'
'આ હું જ છું?'
આવા ગૂઢ આધ્યાત્મિક પ્રશ્નો હું પૂછતો નથી.
છતાં અચરજ તો થાય જ છે.
હું એક અદનો આદમી
નાના ઘરની નાની બારી પાસે બેસીને
જાનું આકાશ જોનારો
પુણ્યશાળી તો નહીં
પાપી પણ નહીં,
પાપ પણ મને તુચ્છ ગણે
મારી સાથે આંખ મેળવ્યા વિના જ
ચાલી જાય;
દાદાનાં, જૂનાં, સંકેલીને પેટીમાં મૂકેલાં,
વસ્ત્રોમાં સચવાયેલો તેટલો જ ધર્મ
મારો વારસો
દીવાલ પર ભગવાનની છબિ
એની પાછળ માળો બાંધનાર ચકલી
એમને જેટલા જાણે તેટલા જ હું ઓળખું.

પ્રેમના અઢી અક્ષર જોડવા જેટલી
મેં નથી જોઈ કોઈ નારી
દુઃખ એટલે એકાદ નાનું વાદળ
જે કદિક મારી બારીને ઢાંકે
સુખ એટલે બારીમાંથી પ્રવેશી શકે
તેટલા ચાંદાસૂરજ
રહસ્ય એટલે થોડા નહીં ઓળખાયેલા
પડછાયા
સત્ય એટલે ખોવાઈ ગયેલી ચાવીવાળું
બંધ તાળું
બાકી તો થોડું આળસ, થોડો કંટાળો
બસ, આથી વિશેષ ખાસ કશું નહીં
ને છતાં
હું આ નાટકનું પાત્ર ?
ના, નાયક તો નહીં જ હોઉં
નાયક કાંઈ છેલ્લા અંકમાં આવે ?
પણ પણ
બીજાં પાત્રો ક્યાં છે ?
( કે પછી આ એકપાત્રી નાટક હશે ? )
હું અવળી ગતિ કરીને
પાંચમા અંકમાંથી પહેલા અંકમાં જાઉં ?
પહેલા અંકમાં હશે કોઈ નાયિકા
પ્રેમ કરવાની એની [illegible] થઈ હશે
કેવી હશે એની આંખ ?
પૃથ્વી પરનાં તૃણને આકાશના તારા સાથે
જોડનારી ?
કે પછી પોતાની જ સંતાડેલી ભીરુ
ગભરુ લાગણીની છાયાથી કાળી કાળી ?
સિંહઘન અરણ્યમાં એ એકલી સિંહણ
એનાં ચરણમાં
નત જાનુ પ્રમથ

કેવડાના વનમાં સરતા નાગના
    જેવા એના શ્વાસ
બસ, બસ, બસ—
(આ કોણ બોલ્યું, ખલનાયક?)
"ખરેખર તારે જોવી છે નાયિકા?
પાંચમા અંકમાં એ હવે થઈ છે આડત્રીસની
એની કાયા એટલે તહીંતહીં વેરાયેલી
વરવી પુષ્ટતાની ટેકરીઓ
હોઠ પર રૂંવાટી, એને ઢાંકવા મથે પાવડરથી.
આંગળીનાં ટેરવાં ચપટાં
એના પર ટાઈપરાઈટરના અક્ષરોનો દાબ
એની પર્સમાં હજી પડ્યો છે
પાંચ વર્ષ પર લખાયેલો છેલ્લો પ્રેમપત્ર
એના બે હાથ છલકાઈ જાય છે ફાઈલોથી
પચાસ વર્ષના હેડક્લાર્કની બંધી ટેવાયેલી
આંખો
કદિક ટહેલવા નીકળે છે એની કાયા પર
દોડીને બસ પકડતી વખતે એના ઘુંટણના સાંધા
કળે છે
કોઈવાર જાય છે પિકનિક પર
કશુંક બનશે એવી આશાએ
દર વખતે કશુંક બનતાં બનતાં
રહી જાય છે
સંસ્કાર, સંકોચ, ભય
બધું ગણવા બેસે છે ને અર્ધેથી છોડી દે છે,
પણ હજી પાંચમો અંક પૂરો થયો નથી.
આશા છે, આશા છે, આશા...છે!
અને સંભળાય છે ખલનાયકનું બંધુ હાસ્ય
કોણ હશે એ?
જાણું છું કે દુનિયામાં ખલનાયક જુદા વસતા નથી.
એ હોય છે તો આપણા જેવા જ

કદાચ આપણાથી વધુ સોહામણા
આંખમાં કરડાકી નહીં, સ્નિગ્ધતા
વાણીમાં ચીકણી મધુરતા
બિઝનેસ એક્ઝિક્યુટિવની અદાથી ફરનારા
અથવા મૃદુભાષી સમાજસેવક
અથવા—
અથવા, આગળ શા માટે જાઉં
અથવા હું કે તમે.

ને નાયક?
શાલપ્રાંશુ, વ્યૂઢોરસ્ક, આજાનુબાહુ,...
આટલેથી જ અટકું.
કદાચ નાયકની હથેળીએ પરસેવો વળતો હશે
પિસતાળીસ પછીની મેદવૃદ્ધિથી
એ અકળાતો હશે.
સિગારેટની અનેક બ્રાન્ડ બદલીને હવે,
પાઈપનો યોગ્ય ખૂણો ગોઠવતો હશે.
વાંચતો હશે માત્ર રેલવેનું ટાઈમટેબલ
અને ટેલિફોનની ડિરેક્ટરી
રાતના દસે ઘરે પહોંચતી વેળાએ
જાગી ઊઠતા અન્તરાત્મા સાથે ઝગડતો હશે
એકાદ વાર છાનો છાનો આપઘાતના સાહસનો
વિચાર કરી જોયો હશે—
પછી એ વિચારને વ્હીસ્કીમાં ઓગાળીને
ગટગટાવી ગયો હશે.
કદાચ છેક ત્રીજા અંકમાં એ નાયિકાને
મળ્યો હશે
અને તે પણ ખલનાયકની યોજનાથી
હવે પાંચમો અંક પૂરો થાય તે પહેલાં
ખલનાયકને હંફાવવાની એને આશા છે,
આશા છે, આશા...છે.
હવે કોણ રહ્યું?

એમ તો રહ્યાં ઘણાંય પાત્રો
અલપઝલપ આવીને જનારાં
જેને કારણે તમારે કોઇ લાગણી
        ખરચવી ન પડે
જેનાં પાત્રાલેખનની વિદ્યાર્થીઓ પણ
        ચિન્તા ન કરે,
અલ્પમાત્ર સમયના એ હક્કદાર
એ સમય દરમિયાન ખલનાયક નવું કાવતરું ઘડે,
નાયિકા થોડા નિઃશ્વાસ નાખીને આડે પડખે થાય;
નાયક ટાઈનો નોટ સરખો કરી લે.
પણ પાંચમા અંકમાં છેક છેવટ આવીને
        હું શું કરીશ ?
હવે તો પહેલા અંકમાં ફૂલદાનીમાં જોઠવેલાં
પ્લાસ્ટિકનાં ફૂલ પણ કરમાયાં છે,
ખૂણામાં મૂકેલો ટેલિફોન હવે રણકતો નથી,
બધે નરી શાન્તિ જ શાન્તિ છે
પ્રેક્ષકો નિઃસ્તબ્ધ છે
કદાચ નાટકકારે મને કશાંકનું પ્રતીક બનાવ્યો
હશે.
શેનું પ્રતીક ? ભયનું ? મરણનું ?
મને વહેમ જાય છે
કદાચ છેલ્લા અંકના છેલ્લાં દૃશ્યમાં
મારા સિવાય બીજું કોઈ પાત્ર નહીં હોય.
આ નાટક કરુણાન્ત હશે ?
કરુણ અને હું ? અમારે શો સમ્બન્ધ ?
દુઃખ શેનાથી થાય તે જ હું
            ભૂલી ગયો છું.
પિતાજી ગયા તોય આંસુ પાડી શક્યો નથી;
મને આશા હતી કે થોડાંક તો આંસુ હશે
હું હળવો થઈશ
સગાં સન્તોષ પામશે

કહેશે : ના, લાગણી તો ખરી
બાપની છત્રછાયા ગઈ, દુઃખ ન થાય?
એ બિચારાને હવે...
પણ આંસુ વગરની રૂક્ષ આંખો લૂછીને મેં
સન્તોષ માન્યો.
ના, કરુણને ને મારે કોઈ સમ્બન્ધ નથી.
અત્યાર સુધી નાટકકારે કરુણની કશી
ત્રેવડ કરી નહીં
હવે છેલ્લી ઘડીએ શું એ અકસ્માત યોજશે?
પણ ભલા, મારું તો આ જીવવું એ જ
અકસ્માત છે.
ના, હું સુફિયાણી ફિલસૂફી ડહોળતો નથી.
કદાચ, નાટક ભયાન્ત હોઈ શકે.
જાણું છું કે આ સાંભળીને તમે
હસશો
સુખાન્ત નાટક હોય,
કરુણાન્ત નાટક હોય,
પણ ભયાન્ત નાટક?
પણ અન્તનો આધાર જો મારા પર જ હોય
તો મને કશું કહેવાનો અધિકાર નહીં?
મને ભય લાગે છે
શરીરે વિના કારણે પરસેવો વળે છે
ના, મેં કોઈ વિકરાળ પ્રાણી જોયું નથી
મેં નથી જોયો કોઈ હત્યારાને
માણસોને મરતાં જોયાં છે:
ગોળી ખાઈને, કશું ન ખાઈને,
જીવવાનું ભૂલી ગયા તેથી.
પણ એથી હું ભયભીત થયો નથી.
તમારો ભય તો ઊંચી જાતનો હશે,
આધ્યાત્મિક હશે,
તમારે મન કદાચ ભય અને ભગવાન્

એક હશે.
પણ મારો ભય તો મારા જેવો જ
સરળ, નિરુપદ્રવી.
એને તમે તો તુચ્છ જ ગણો.
એના હાથમાં નહીં ખંજર કે નહીં
ભાલો,
એના હાથમાં માત્ર બ્રીફકેઈસ
એ આપણી જેમ જ રસ્તો ઓળંગે
અભે હાથ મૂકે
પણ મને એ ભયભીત કરી મૂકે.
યુદ્ધ મેં જોયાં નથી
કદિક દૂરથી મોટરનું ટાયર ફાટવાનો અવાજ
સાંભળ્યો છે,
કે પછી શીશી ફૂટવાનો અવાજ.
પણ સાચું કહું ?
મારામાં એક સેતાન વસે છે
એ મને અવનવું દેખાડે છે.
બાગમાં જાઉં છું તમારી જ જેમ
ફૂલો જોઉં છું
ને એકાએક વિચાર આવે છે :
આ ફૂલોને સ્થાને ખોપરીઓ ઊગી
નીકળે તો ?
રસ્તા પર નાળજડેલા બૂટ ઠપકારીને
ચાલતા સૈનિકોને જોઉં છું
ને મારી નજરે આસ્ફાલ્ટનો રસ્તો
બની જાય છે કુંવારી કન્યાઓનાં
પ્રશસ્ત ઉન્નત વક્ષ:સ્થળ.
તમારી જેમ જ સભાસરઘસમાં જાઉં,
ને મને હાડપિંજરો હસતાં દેખાય;
કાળો કાગડો જોઉં ને ગભરાઈ જાઉં
હમણાં જ એ ગીતાનો શ્લોક બોલશે કે શું ?

મને કોઈ વૃક્ષ પર વિશ્વાસ નથી,
બધાંજ મીંઢા કાવતરાંખોર લાગે.
જળનો સ્પર્શ મને ખુશામતિયાની
વાણી જેવો લાગે.
રેલવે સ્ટેશન મને જંગલ જેવું
બિહામણું લાગે.
કોઈ મારાતમારા જેવો માનવી
બોલવા હોઠ ખોલે ને હું ગભરાઈ જાઉં
એના મુખની બખોલ પાછળ શુંનું શું જોઈને
છળી મરું.
મ્યુઝિયમમાં મને કોઈ કાચ જેવું ધારદાર
ચુનેરી હસવું સંભળાય
મારાં ઘરનો ચતુષ્કોણ સમય મને
એનાં ખાનાંમાં પૂરી દે,
કચેરીમાં ભરવાનાં ફોર્મમાંના પ્રશ્નો:
જન્મ્યા ક્યારે, મરશો ક્યારે,
શું કમાયા, ખોયું શું?—
મને ક્ષકિરણોની જેમ આરપાર વીંધે
સૌથી વધુ ભય મને પડછાયાનો
એ કદી પીછો છોડે નહીં:
અન્ધકાર અને પવન
એ બે કોઈના મોકલેલા ગુપ્તચર
ચહેરો ભૂંસીને ફરે, બધું જુએ, બધું સાંભળે.
તમારો હાથ હાથમાં નહીં લઉં તો માફ કરજો
પાંચ તો ઠીક, એક આંગળીનેય હું સાહી શકતો
નથી.
હું મારી નજર તમારા પરથી ન ખસેડું તો
માઠું નહીં લગાડશો, જે નજરની બહાર
જાય તેના પર મને વિશ્વાસ નથી.
સાચું કહું છું
હું ભયભીત છું.

તમે જે નથી જોયું તે મેં જોયું છે.
ભયને અનુભવવાની મારામાં એક નવી
ઇન્દ્રિય ખીલી છે.
આ ભયાન્ત નાટકના પાંચમા અંકનું
હું છેલ્લું જ પાત્ર હોઈશ એવી
તમે આશા રાખજો.
મનેય એવી આશા છે, આશા છે,
આશા...છે.



□ હનુમાન ગળી ગયેલા તે તો કવિનો સૂર્ય, આ નહીં...

□ સૂર્યને તેની પાંપણ પાછી આપો તો એ જરી જંપે...

□ ઈશ્વરનો લુહાર સૂર્યને ભઠ્ઠીમાં ધમાવ્યા પછી એને પાણીમાં ઝબોળવાનું ભૂલી ગયો લાગે છે....

□ આ સૂર્ય તેજાબના બાટલામાંથી ગોળ ભડકો થઈ ને છટકી આવ્યો છે કે શું?

□ ચાર જણ આવી ચાર છેડેથી ઉપાડી આ તડકાની ચાદરને લઇ જાઓ...

□ વૃક્ષના હાલતા પડછાયાનું કાળું રબર તડકાને ભૂસવાનો પ્રયત્ન કરે છે....

□ આ ગાડું ભરબપોરે તેનાં પૈંડાંની વાટથી તડકાને કચડવા નીકળ્યું છે.

□ આ પવન વાઘનો ઉચ્છ્વાસ થઈ ને આવે છે...

□ કેટલા દુર્વાસા ભેગા કરો ત્યારે ઉનાળાનો એક સૂર્ય થાય...

□ ઉનાળાની બપોર જેવું બાળપણ, વર્ષાવિહોણા વર્ષાન્ત જેવું મરણ...

□ હાથીની સૂંઢ લંબાય અને સૂર્યને લઈ ને મોઢામાં મૂકી દે....

# હવે યુદ્ધ પૃથ્વીની સામે ☐ બુદ્ધદેવ બસુ

અનુ. ભોળાભાઈ પટેલ

હવે યુદ્ધ પૃથ્વીની સામે, આ પૃથ્વીની.
એક બાજુએ હું, બીજી બાજુએ તારી આંખો સ્તબ્ધ નિબિડ.
વચ્ચે વાંકીચૂંકી વસમી વાટ આ પૃથ્વીની.

અને આ પૃથ્વીના લોક તેમના હાથ લંબાવી
લાલ લીટી દોરવા માગે તારાથી મને હટાવી
જીવતા ઝેરીલા સાપ જેવા તેમના હાથ લંબાવી.

મારી આંખો સામે સ્વર્ગના સ્વપ્નની જેમ ઝૂલે
તારાં બે સ્તન; કલ્પનાની ગ્રંથીની જેમ ખુલે
તારા કેશ મારી છાતી પર, આંધીના પંખીની જેમ ઝૂલે

મારું હૈયું : આપણે બીક કોની?
આપણને તો ખબર છે કોણ છે આ માર્ગના વળાંકે—
તે તો તું— તું અને હું : બીજા કોને

આપણે જોઈ શકીશું? મારી આંખો સામે તારાં બન્ને સ્તન
સ્વર્ગના સ્વપ્ન જેવાં; તારી છાતી પર ઉતપ્ત, ઉત્સુક
મારા હાથનો સ્પર્શ, છલકાઈ ઊઠે તારા બન્ને સ્તન

મારા હાથના સ્પર્શે, જાણે કોઈ આંધળી અદૃશ્ય નદીનો
વેગીલો પ્રવાહ, તેમાં આ સમગ્ર દુષ્ટ પૃથ્વીનાં
ભૂંસાઈ જાય ચિહ્ન, માત્ર આ વિશાળ અંધારી નદીનો

તીવ્ર આવર્ત, જ્યાં આપણે વિજયી છીએ, આપણે એક છીએ, હું
અને તું–કેવી મધુર–કેવી અપૂર્વ આ વાત—
તું–તું અને હું.

(એખન યુદ્ધ પૃથિવીર સંગે)

# આસ્વાદ □ અજિત ઠાકોર

Rain on a Battlefield

It rains on my friends' faces,
On my live friends' faces,
Those who cover their heads with a blanket.
And it rains on my dead friends' faces
Those who are covered by nothing.

—Oyehuda Amichai.

યહૂદી સૈનિક–અધ્યાપક–કવિ યેહૂદા એમીચાઈની કવિતાઓ અભિવ્યક્તિ વિશેની એના કવિની સમગ્રતાને કારણે ધ્યાનાર્હ બની રહે છે. એમની ઘણીખરી કૃતિઓનું રચનાકેન્દ્ર એક વિલક્ષણ પ્રકારની તીર્યક ઉદાસીનતામાં છે. એમની કૃતિઓમાં રહેલા વાચાળતાના અભાવજનિત લાઘવનું મૂળ કદાચ આ ઉદાસીનતામાં છે.

'યુદ્ધભૂમિ પર વરસાદ' કાવ્યનું શીર્ષક વાંચતાં ને પરસ્પર વિરોધી પદાર્થો–યુદ્ધભૂમિ અને વરસાદ–ની સહોપસ્થિતિ સહજપણે બે વસ્તુઓ ચીંધે છે: ૧ યુદ્ધભૂમિ પર વરસાદના વિજયનો સંકેત કરી 'શિવમ્'માં આસ્થા. ૨. યુદ્ધ અને વરસાદની વિસંગત સહોપસ્થિતિજનિત ૨૧ મી સદીના માનવમનની ખિન્નતા.

માનવની લાલસા, પરસ્પર અવિશ્વાસ ને અહંપ્રેરિત દેશભક્તિજન્ય સંકીર્ણતાઓમાંથી યુદ્ધભૂમિ જન્મી છે. યુદ્ધભૂમિ એ આખરે તો મૃત્યુભૂમિ જ છે. આ મૃત્યુભૂમિની પ્રખર વાસ્તવિકતાને ઢાંકવા માટે સુરાંગનાઓનો સ્વયંવર મંડપ કહીને માનવમનને સહજપ્રિય રતિનું સંક્રમણ પણ માનવે એમાં કર્યું છે. તો વળી વિકરાળ મૃત્યુની દૃષ્ટિ જોઈ ધ્રૂજતા માનવને "हतो वा प्राप्स्यसि स्वर्गं जीत्वा वा भोक्ष्यसे महीम् ।" ની પ્રેરક વાણી વડે યુગેયુગે ઉશ્કેરવામાં આવ્યો

છે. સદીઓથી યુદ્ધભૂમિ માનવજાતે પોતપોતાના જૂઠાણાંને સત્યનો સ્વાંગ સજાવી આચરેલા વિનાશ-લીલાની સાક્ષી છે.

આમ એક તરફ માનવસર્જીત સંહારલીલાના પ્રતીક સમી યુદ્ધભૂમિ તો બીજી તરફ અનાદિ સૃજન સ્રોતરૂપ વરસાદ! દરેક પ્રકારના જીવનના ઉદ્દગમબિંદુ રૂપ વરસાદ જ્યાં વરસે ત્યાં નવસર્જનની શરૂઆત થઈ જ સમજો! માનવહૈયા સાથે ય વરસાદને અપરોક્ષ સંબંધ છે. કેટકેટલા અજાણ્યા મનોખંડો વર્ષાના લીના હસ્તસ્પર્શે થરકી ઊઠે છે! મેઘદૂતના નવામ્બુનીલવાદળો માનવના સુકુમાર હૃદયખંડને ઝંકૃત કરી દે છે. વર્ષા અને કઠોરતાની સહોપસ્થિતિ સંભવિત જ નથી જાણે! વરસાદ સંઘર્ષની નહીં, સહવાસની ઝંખના જન્માવે છે, સંવર્ધે છે.

આ બે વચ્ચેનો એક બીજો પણ સૂક્ષ્મ વિરોધ પરખાય છે. માનવ-સર્જીત વિનાશની પારાવાર વિકૃતિઓને સમેટીને ભયાવહ યુદ્ધ ઊભું છે. બીજી તરફ પ્રકૃતિસર્જીત વિનાશ રૌદ્ર હોય છતાંય અવિકૃત છે આમ યુદ્ધભૂમિ અને વરસાદમાં, પરસ્પર વિરોધી હોવા ઉપરાંતનું અંતર સૂચિત છે જ, જે વિરોધને અણિયાળો બનાવે છે.

"તે વરસે છે મારા મિત્રોના ચ્હેરાઓ પર." કાવ્યારંભે કવિએ વરસાદને માટે કરેલો "It(તે)" નો ઉપયોગ વરસાદ સાથેના કવિના પરાયાપણાનું સૂચન કરે છે. પરંતુ પછી કહે છે "(તે વરસે છે) મારા મિત્રોના ચ્હેરાઓ પર." અહીં "મારા" શબ્દપ્રયોગ દ્વારા આત્મીયતા-નિકટતા સૂચવાય છે. અને આમ "મારા મિત્રો" શબ્દપ્રયોગ કવિની સંડોવણીને સૂચિત કરતો અત્યંત સમુચિત શબ્દપ્રયોગ બની રહે છે. આમ પહેલી પંક્તિમાં કાવ્યનાયકની પરાયાપણા ને આત્મીયતા વચ્ચે વળ ખાતી ચેતના શીર્ષકમાંથી સૂચવાતી-ચીંધાતી "શિવમ્"માં આસ્થાની શક્યતાને બળપૂર્વક નકારે છે.

બીજી પંક્તિ : 'મારા જીવંત મિત્રોના ચ્હેરાઓ પર"માંથી બે સ્થિતિપ્રાપ્ત મિત્રોની વાત સ્પષ્ટ થાય છે. ને પરિણામે પ્રથમ

પંક્તિમાં રહેલી ઉદાસીનતા પાછળ સ્થિતિછલોછલ વિષાદનો અનુભવ આપણને થાય છે. "જીવંત મિત્રો"ના ઉલ્લેખથી મૃત મિત્રોનો સંકેત આપણે તરત પામી જઈએ છીએ. પહેલી અને બીજી પંક્તિઓમાં આવતી એક બીજી વસ્તુ પણ આપણું ધ્યાન ખેંચે છે, "ચ્હેરાઓ પર" (શરીર પર નહીં.) ચ્હેરા શબ્દ સાથે જોડાયેલી ચૈતન્યની છબી ઝીલનારી દર્પણવત્–તાનો અહીં કવિને સમુચિત ખપ છે. આગળ શીર્ષકમાંથી એટલું તો સમજાય છે કે યુદ્ધમેદાન અને વરસાદની આધારભૂમિ પર કાવ્ય ઊભું છે. વરસાદ ચૈતન્યને ઝંકૃત કરી મૂકે છે. ચ્હેરા પર વરસતો વરસાદ આપણામાંના કશા–ક ઉન્માદને છંછેડી નાંખે છે. એક ફોરાના મૃદુ આઘાત માત્રથી ભૂતકાળે ચ્હેરા પર આંકેલી અતિપરિચિતતાની બોઝીલ રેખાઓ તડોતડ તૂટવા લાગે છે...

પરંતુ ત્રીજી પંક્તિ : "તેઓ, જેમણે પોતાનાં મસ્તકો ઢાંકયાં છે ધાબળા માત્રથી"માં તો ઊલટી જ વાત આવે છે. આપણા મનમાં તો કેવા કેવા સંદર્ભો જાગૃત થઈ ઊઠયા! વરસાદ આવે ને ચૈતન્ય ઝંકૃત થઈ શકે ઊઠે...એક ફોરાના મૃદુ આઘાત માત્રથી ભૂતકાળે આંકેલી અતિપરિચિતતાની બોઝીલ રેખાઓ તડાતડ તૂટવા લાગે છે! ને આ તો સાવ ઊલટું જ! ફોરાથી માણસે બચવું છે. કારણ? તો કે' યુદ્ધભૂમિ પર કૌતુક લાગતું હોય તો ય સૂકા થોર પર બેઠેલી ચંચળ દેવચકલીને ટગર ટગર જોયા કરાય! ને વળી આ તો મીલીટરી ડિસીપ્લીન! ફોરાં ઝીલતાં હોઈએ ને દુસ્મનની ગોળી સનન્ કરતીક'ને છૂટી તો! વરસાદને ય કોણ જાણે શું છે? અહીં તે વરસવાનું હોય? એને કોણ ના પાડે છે ખેતરોમાં વરસવાની! નિરર્થકતા સ્પષ્ટ જ છે ને!

એક વિકૃતિ તે વરસાદનાં ફોરાંથી ચૈતન્યની છબી ઝીલનારા ચ્હેરાને બચાવવાની ને બીજી એક ધાબળામાં ઘણા સૈનિકોએ પોતાનાં મસ્તકો ઢાંકયાં છે તે. એક ધાબળો અને ઘણાં મસ્તકો! વળી આ

મસ્તકો પ્રેમથી પરસ્પર નજીક ઝૂકી આવ્યાં નથી. એમને તો બચવું છે વરસાદ—દુશ્મનથી આ બધા ભયભીત ચ્હેરાઓની નિકટતા તે ત્રીજી વિકૃતિ, આમ ધાબળાની આડશે ફોરાંથી બચવા મથતા ચ્હેરાઓ દ્વારા કવિ એક કરુણ પારસ્થિતિનું સૂચન કરે છે. કવિ એકેએક વિગતોનો ઉપયોગ કરતા જણાય છે. કવિ અહીં 'ધાબળો' શબ્દ પણ એના આગવા સંદર્ભસહિત યોજતા લાગે છે. સૈનિકોને ટાઢ, તાપ, વરસાદથી રક્ષણ મેળવવા ધાબળા અપાય છે, એ સ્થૂળ હકીકતને અકબંધ રાખી "ધાબળા" શબ્દમાં રહેલા એક નવા સંદર્ભનો સંકેત કવિ કરે છે. ધાબળાનું ઊન ઘેટા પર હોય ને તે ઠંડી, ગરમી, વરસાદ કે દુશ્મનથી જ રક્ષણ આપે તેમાં કેટલો મોટો તફાવત! એક પ્રકારની જીવંતતાનો અભાવ અહીં સૂચવાયો છે.

વળી ધાબળો તો માત્ર ચ્હેરા પર વરસાદનાં ફોરાં પડતાં અટકાવી શકે, પણ યુદ્ધભૂમિમાં થયેલા લોહીયાળ કાદવ, શસ્ત્રો ને માણસોના અવશેષોથી કે ઝઝૂમતા ભયના ઓથારથી ધાબળો ન જ બચાવી શકે, આધારના આ પાતળા આવેષ્ટન દ્વારા કવિ ખૂબીથી નિરાધારતાની આખેઆખી ભયાનક દુનિયાનું અસ્તિત્વ સૂચવી દે છે.

ચોથી–પાંચમી પંક્તિમાં કવિ કહે છે, "અને તે વરસે છે મારા મૃત મિત્રોના ચ્હેરાઓ પર, જેઓ ઢંકાયેલા છે કશા ય નહીંથી"- "અને તે વરસે છે..." માં કથયીતવ્યનું નિર્લિપ્તભાવે થયેલું કથન આપણા ધ્યાનમાં આવે છે પણ "જેઓ ઢંકાયેલા છે કશા ય નહીંથી" માં નિર્લિપ્તતા નથી પણ વળ ખાતી ખિન્નતા છે. "કશાય નહીં"થી ઢંકાયેલા મૃત મિત્રોના ચ્હેરાઓ પર વરસાદ વરસે છે. ચૈતન્ય સંચારિણી પર્જન્ય વરસે છે માનવચ્હેરાઓ પર પણ તે અહીં ચૈતન્ય રેલાવી નહીં શકે, કારણ તે ચ્હેરાઓ મૃત છે. ચૈતન્ય અનુભવવા શક્તિમાન ચ્હેરાઓ યુદ્ધના ઓથાર નીચે દબાઈને ધાબળા હેઠળ આશ્રય લે છે. તો બીજી તરફ મૃત ચ્હેરાઓ ફોરાં ઝીલતા પડયાં છે

રણભૂમિ પર. આમ માનવની વિનાશક યુદ્ધવૃત્તિના ભોગ બનેલા–મૃત અને જીવંત–તમામ ચહેરાઓ તદ્દન ભિન્ન કારણોસર વરસાદની ચૈતન્યધારાઓ અનુભવી શકતા નથી. પરિસ્થિતિની કરુણતા અહીં છે! માનવસર્જીત ચૈતન્યહ્રાસ અને કુદરતસર્જીત અનરાધાર ચૈતન્યપ્રવાહ સાવ નિર્લિપ્તભાવે સામસામે ઊભા છે—ખામોશ!

આમ સમગ્ર કાવ્ય સસ્તા મંગલવાદી દૃષ્ટિકોણનું દૃષ્ટાંત ન બની રહેતાં એક ન ટાળી શકાય તેવી ઉદાસીનતાનું અભિવ્યક્તિ-સ્વરૂપ પામે છે. કાવ્યનું કદ લઘુ છે ને કાવ્ય ઉદ્દગાર રૂપે મૂકાયું છે. એક એક શબ્દ ને વાકયનો વળાંક કવિચિત્તની નિર્વિષિણ્ણતામાંથી સર્જાયા છે ને તે કાવ્યમાં પણ નિર્વિષિણ્ણતાનું વાતાવરણ સર્જે છે. જો કે ઉદાસીનું ઈષત્ આરોહ અવરોહથી યુક્ત મેદાન ઘસાઈ ગયેલી ટેકરીઓને ચીંધે છે એ નક્કી. સ્પષ્ટ છે કે કાવ્યની આસ્વાદભૂમિ કવિ યુદ્ધભૂમિનું જીવંત ચિત્ર આલેખે છે તેમાં નથી પણ ઉદાસ ચેહૂદાની કાવ્યની પડખે રહીને પસાર થવાની ઘટનામાંથી કાવ્યની આસ્વાદભૂમિ રચાય છે. □

ગઝલ □ રતિલાલ 'અનિલ'

સમયના લૂ મને એવું કહે છે:
હતું જ્યાં નીર ત્યાં પાણી વહે છે.

રણે દેખાય છે વાયુના ચીલા,
હથેળીમાં ય આ રેખા રહે છે.

ઝૂલે દીવાના પડછાયા પવનથી,
દીવાલો તો હતી એવી રહે છે.

હશે અંધારની કંઈ ખોજ કરવી,
અમસ્તું કોણ પાતાળે વહે છે!

# ઢળતી બપોરે.... □ અનિલ ઠાકોર

ગામ અને ઘર સાથે સાતતાળીની રમત ચાલે છે મારે...ક્યારેક તાળી આપી નભરમો જ નાસી છૂટે છે... આજે તો પાદર પર જ સામે ભાંભરતી કેડી મળી ગઈ... ને પછી અમે પહોંચ્યા શેઢા ઠેકતાકને ખેતરમાં.. મેં કહ્યું કે હું આવું છું જરાક વારમાં....ને પછી તો બેઠો સમડીના ઝાડ તળે...! અહીંથી ગામ ગમીનો રસ્તો કેવો મોહક લાગે છે! એની પાતળી કેડય ઓળંગો કે આવી લાગે ગામ...ગામમાં પેલાં બે-ચાર તાડ વૃક્ષો એડી પર ઊભાં ઊભાં પાંપણો પટપટાવતાં ઠાંગુજી ઘરો સાથે ગુસપુસ કરતાં દેખાય છે (મારા વિશે તો વાત નહીં ચાલતી હોય?) આ તરફ એકાદ ઢેફા પર બેઠાં બેઠા કાગભઈ ગંભીર વિચાર કરે છે...ને ઝાડવાં ન સમજાય એવું ગણુગણ્યા કરે છે...આકાશની સફેદી પીગળી પીગળી ધોધમાર વરસે છે જાણે...મેલી મેલી વાડો ચોતરફ છલકાતા મૃગજળમાં પગ ઝબોળે છે-પલાળે છે હોલો ઘૂંટે છે ઘૂ....ઘૂ..ઘૂ....ના રવમાં બપોર. પવન વીલું મોં લઈ કોઈ ઝાંખરાની ઓથે લપાયો હશે....દૂ....ર ટેકરી નમણી વિરહીણીની જેમ ઢાળ પરથી ખળખળ વહેતા મૃગજળનું ખેંચાણ અનુભવતી ઊભી છે....

એક ઝાડને બીજા ઝાડ સાથે સાંધતું પક્ષી ઊડે છે... ઘંટડી રણક્યા કરે છે ઢળતી બપોરે...... □

# પાણી પાણી જીવીએ □ મણિલાલ હ. પટેલ

મારાથી વિખૂટો પડી ગયો છું હું. ખીણભરેલું મારું ધુમ્મસ મને આપી દે....ઉજાસના ઘોડેસ્વારો ભલે ચાલ્યા જાય બર્ફીલાં શિખરો ઉપર, મને આપી દે મારા પડછાયાના અવાજોના ભૂખરા ભૂખરા પડઘાઓ. લાલટેન જેવા હાંફતા સૂર્યનો કોઈ અર્થ મારાં ટેરવાંની ગુફાઓમાં ફ્રિજ થઈ ગયેલા સમુદ્રને ગતિ નહીં આપી શકે. તારી ભલમનસાઈનો પડછાયો ય મને ના ખપે. લાગણીના ઉછીઉધારાનું આકાશ...આકાશમાં ઠરી ગયેલા કરુણાના સૂરજના હાંફતાં અશ્વોનાં શ્વેત ફીણ ચંદ્ર બની નહીં શકે જીવનની ભૂગોળમાં સૂર્ય–ચંદ્ર–ગ્રહણ જેવા બનાવો પીળા ઘાસના શ્વેતલ ઝાકળ જેમ અદૃશ્ય થતા રહે....ને ઝાકળની કેટલીય ગોળ પૃથ્વીઓ સવારે જન્મ્યા કરે. પ્યાસા હોઠને તારી દૃષ્ટિનું રણ હવે દોડાવી નહીં શકે–ને ઝાંઝવાંની સૂકી ભીનાશનાં દર્પણો મને છળાવી નહીં શકે–ખરેખર છળાવી નહીં શકે તો હું શું કરીશ? મારી સભાનતા એ જ મારું દુઃખ હોય એમ પણ બને. તો આ સાફ વાત છે કે સુખનું લીલું પાંદડું ય મને ના જોઈએ. મને આપી દે મારી પીડાના સાગર–પ્રવાહ! એમેઝોનનાં જંગલી એકાંત ઊગવા દે મારી આસપાસ. તારા અવાજની ભેખડોને તાણી જાય સમયના જુદા ઘોડાપૂર! કંઠનાં લીલાં પંખી ડૂબી જાય નિહારિકાઓમાં! પ્રેમનાં શાહમૃગોને મૃત્યુપળે મસ્તક ડૂબાવવા રેતી ના મળે એ જ અભ્યર્થના!

શાશ્વત વેદનાની લવણભરપૂરતા મારા જખમોને ઓઢારી દે, ડબૂરી દે મને ગુલમ્હોર જેવી ખિન્નતાના ઉનાળુ તળાવને તળિયે. કાળી જમીનની તિરાડોમાં ઊગેલાં બાવળનાં વનનું બીજું નામ આપણું જીવન છે. હથેળીઓમાં આવળનાં શિયાળું

ફૂલ ખિલ્યાનું અભિમાન એ જ સુખનો ભ્રમ છે...ને તેથી આપી દે મને ઊંટોની પગછાપ વિનાનું એક અણુવિંધ્યું રણ...રણ એ જ એક સ્વજન છે! કબૂલ છે તારી રેતી જેવી હાજરી ને કબૂલ છે તારા કેશ જેવી આંધી!–પણ એમ હું વશ નહીં થાઉં, લાવ ખારાં ખારાં અશ્રુઓની ઉષ્ણતા અને બાળી નાખ મારી ત્વચાની સ્પર્શસભાનતા! જેથી સળવળે નહીં કામનાના પીળા પીળા એરુ! આપી દે લપસણા સળવળાટ મને પાછા....ઢબૂરી દઉં શિયાળાની હિમરાતને ટેરવાંની રાક્ષસી ગુફાઓમાં ને વાસી દઉં ભૂલી ગયાની કાળમીંઢ શિલાઓ. ભીનીછમ માટીની વાતો કર્યા વિના છૂટી જઈએ આપણાથી જ. ને ચાલ વાદળોની વાત કરતાં કરતાં પાણી પાણી જીવીએ!

## પળ પછી □ મણિલાલ હ. પટેલ

સાવ સૂકી ડાળ પર તું ફળ પછી
શું હશે પડશે ખબર મૃગજળ પછી!

વાવની ભીની ઉદાસી પી ગયો
યાદ તું આવી ગયાની પળ પછી.

શૂન્યતાનાં વૃક્ષ પાછાં મ્હોરશે
ક્યાંક પડછાયા હશે–ના છળ પછી.

રેત મુઠ્ઠીભર અને બે ઝાંઝવાં:
વાત કરશું લ્હેરની તું મળ પછી.

શબ્દ સામે આયનાઓ અંધ છે
સાંજ જેવા અર્થમાં તું ઢળ પછી.

# આળોતિયાં

**મૂળ લેખક : યુકિઓ મિશિમા**

**અનુવાદક : પ્રમોદકુમાર પટેલ**

તે હંમેશાં જ કાર્યરત–રહેતો તોશિકોના પતિની આ વાત છે. આજે રાત્રે પણ તોશિકોને ઘરે રવાના કરી દેવા તેણે ટેકસી બોલાવી અને પોતાને ઘણી અગત્યની એપોઈન્ટમેન્ટ છે એવું તેવું સમજાવી તે ભાગી નીકળ્યો. પણ તેના જેવા ફૂટડા અભિનેતાને પરણી બેસનાર સ્ત્રીએ આથી વિશેષ અપેક્ષા પણ શી કરવાની હોય? જો કે તોશિકો એટલી મૂર્ખ તો ખરી જ કે પોતાનો પતિ પોતાની સાથે સાંજે વીતાવશે એવી ભોળી માન્યતામાં રાચ્યા કરતી અને છતાંય, આજે આ રાત્રે, પોતાના પાશ્ચાત્ય ઢબની સજાવટવાળા બંગલામાં તોશિકોને ગમશે નહિ, અને, અને પેલી ફરસબંધી પરના લોહીના ડાઘા તો હજી ભૂંસાયા નથી એટલે તે ઘરે પહોંચતાં જ ભયભીત બની જવાની એવો પણ તેને ખ્યાલ આવી ગયો હતો.

તોશિકો બિલકુલ નાની હતી ત્યારથી જ ઘણી સંવેદનપટુ હતી. કહો કે એવો એનો સ્વભાવ બંધાઈ ગયો હતો. રાતદિવસ ચિંતામાં વીતાવતી રહેતી એટલી તેની દુબળી કાયા કયારેય પોષાઈ જ નહિ અને હવે તે તરુણ વયની થઈ ત્યારે પણ તેની કાયા ખીલી શકી નહિ. સાવ ફિક્કીકૃશ કાયા જાણે કોઈ પારદર્શી ચિત્રની છાયા માત્ર! જેઓ પ્રસંગોપાત્ત તેમને ત્યાં મુલાકાતે આવી ચઢતા તેમને પણ તોશિકોના આત્માની કુમાશ સ્પર્શી જતી.

તે દિવસે સાંજ ઢળે તે પહેલાં તોશિકો પોતાના પતિને મળવા નાઈટ ક્લબમાં આવી ત્યારે એ મહાશયને પોતાના ઘરમાં બની ગયેલા પેલા ‘પ્રસંગ’ની રસભરી કથા કહેતો સાંભળીને તેમજ એ રીતે સૌનું મનોરંજન કરતો જોઈને તે એકદમ સડાક થઈ ગઈ. ત્યાં દૂર

ખૂણામાં અમેરિકન ઢબના સૂટમાં સજ્જ, સિગરેટના ધૂમાડો કાઢતો પોતાનો પતિ જ આજે તેને સાવ અજાણ પુરુષ લાગ્યો હતો.

"બહુ રંગીન કથા છે" બેંડવાજાંના કોલાહલને ય ઢાંકી દેવા ચાહતો હોય તેમ ઊંચા સાદે ઉત્સાહપૂર્વક તે બોલ્યે જતો હતો, "એ દિવસે અમારા બાળકની માવજત માટે એમ્પ્લોયમેન્ટ એજન્સી-માંથી એ નવી આયા આવી તે ક્ષણે જ મારી નજર એના ઉપર પર પડી. તેણે પોતાના કિમોનોમાં કશુંક ઓશીકું જેવું મૂક્યું ન હોય એવું તે ઉપસેલું લાગતું હતું. અને, એમાં કશું આશ્ચર્ય કરવા જેવું નથી એમ મને તરત જ લાગ્યું. કેમકે, અમારા સૌના કરતાં તે એકલી જ વધુ ખાણું ખાઈ જતી. અમારું ભાતનું તપેલું તે જ સફાચટ કરી દેતી..." તેણે આંગળીઓ ઠોકી અવાજ કર્યો, "એ આયાએ અમને એમ સમજાવ્યું કે પેટના ફુલાવાનો તેને રોગ લાગ્યો છે. તેથી તેનું પેટ વધ્યું છે અને ભૂખ પણ વધી છે. ઠીક એ તો. પરંતુ, પરમ દિવશે એવું બન્યું કે અમે અમારા નર્સરીખંડમાંથી વેદના અને કણસાટનો અવાજ આવતો સાંભળ્યો અને અમે તે ખંડમાં દોડી ગયાં. જોયું તો પેલી આયા ફરસબંધી પર ચત્તી સૂતી હતી. બે હાથે પેટને દબાવ્યા કરતી હતી અને કર્કશ પણ અસ્પષ્ટ સાદમાં ગબગણતી હતી. બાજુમાં કોટ પર અમારો બાબો સૂતો હતો તે કશાક ભયથી ત્રસ્ત હોય તેમ રડારોળ કરી રહ્યો. બહુ જોવા જેવો ખેલ થયો, સાચું કહું !"

"ત્યારે કોથળામાંથી બિલાડું નીકળ્યું એમ જ ને ?" તોશિકોના પતિને તેના જેવા જ બીજા એક અભિનેતાએ કહી નાંખ્યું.

"હા, એમ જ તો. મને મારા જીવનમાં એથી ઘણો મોટો ...ઘાત લાગ્યો. પેટના રોગની બધી વાત હું તે ઘડી ગળી ગયો, ...રા જેટલો ય સમય ગુમાવ્યા વિના હું કામે લાગી ગયો. મેં ફરસ-...રની અમારી કિંમતી જાજમ તરત જ ઉપાડી લીધી અને એક

સામાન્ય ચટાઈ તેને પાથરી આપી. આ બધી ક્ષણે તે જોરથી કણસતી રહી. મેટર્નિટી ક્લિનીકમાંથી દાક્તર આવી પહોંચ્યો પણ એ પહેલાં તો બાળકનો જન્મ થઈ ચૂક્યો હતો અને અમારા દિવાન-ખંડની ફરસ લોહીના રેલાથી ખરડાઈ ચૂકી હતી.

"એ તો એમ જ બને." બીજા એક મિત્રે ટાપશી પૂરી અને તરત જ આખી મંડળી ખડખડાટ હાસ્યમાં ડૂબી ગઈ.

પોતાના બંગલામાં આ પ્રસંગ નજરોનજર નિહાળવાનો તેમને પ્રસંગ પડ્યો હતો પણ એ હૃદયભેદક કારમો પ્રસંગ તે જાણે સાવ રમૂજનો વિષય હોય એ રીતે એ બનાવને પોતાનો પતિ વર્ણવી રહ્યો છે એ ખ્યાલથી તોશિકો એકદમ સ્તબ્ધ બની ગઈ. ક્ષણેક તે આંખો સમક્ષ પેલા નવજાત બાળકની આકૃતિ તરવરી રહી. પેલી વિવિધરંગી ફરસ પર બિલકુલ નવજાત બાળક સૂતું છે અને લોહીના ડાઘાઓવાળા છાપાંના કાગળમાં તેનો નાનકડો દેહ વીંટળાયેલો છે.

તોશિકોને એમ લાગ્યું કે આ પ્રસંગે દાક્તર કિન્નાખોરીથી વર્તી રહ્યા છે. આયાએ જે કઢંગી દુર્દશામાં 'દુષ્ટ' બાળકને જન્મ આપ્યો તેનું હળાહળ અપમાન કરવાનો જ આશય હોય તેમ, પોતાના મદદનીશને તેણે એવી સૂચના આપી કે બાળકને સારાં બાળોતિયાંમાં નહિ પણ છાપાંના કાગળમાં જ લપેટી મૂકવાનું છે. નવજાત બાળક પ્રત્યેના અમાનુષી વર્તનથી તોશિકોને ઊંડો આઘાત લાગ્યો હતો. આ પ્રસંગથી તેના ચિત્તમાં જે ઘૃણાનો ભાવ જાગ્યો હતો તેને જાણે કે પ્રયત્નપૂર્વક હડસેલી દઈ તે ઊઠી. પોતાના કબાટમાંથી નવો જ ફ્લેનલ કાપડનો ટૂકડો તે લઈ આવી અને પેલા નવજાત બાળકને તેમાં ઢબૂરી દીધું અને અત્યંત હેતથી તેને પાસેની આર્મચેરમાં મૂક્યું.

પોતાનો પતિ સાંજે ઘરથી બહાર નીકળ્યો તે પછી જ આ બન્યું. તોશિકોએ તેને આ વિષે કશું ય કહ્યું નહિ. પોતાનો પતિ તેને અત્યંત ઊર્મિલ અને ઘેલી માની લેશે એવો તેને ભય હતો, પણ એ

આખો ય પ્રસંગ તેના ચિત્તમાં ખૂબ ઊંડો અંકાઈ ગયો હતો. આજે રાત્રે તે મૌન બની આખો પ્રસંગ તાજો કરી રહી. સામે જાઝ ઓરકેસ્ટ્રા જોર જોરથી કર્કશ સંગીત રેલાવતો હતો. પોતાનો પતિ મીઠી મજાકો કરી કરી મિત્રમંડળને રીઝવતો હતો. તોશિકોને લાગ્યું કે પેલી ફરસબંધી પર લોહીના ડાઘવાળાં છાપાંથી લપેટાયેલા નવજાત બાળકની એ કાયા, એ આખું દશ્ય ખાટકીની દુકાન જેવું નહોતું લાગતું ? એ સર્વ ચિત્ર તેની નજરમાંથી તે કયારે ય ફેંકી દઈ શકવાની નથી. તેની પોતાની જિંદગી પૂરતા આનંદપ્રમોદમાં વીતી હતી પણ હવે આ અવૈધ બાળકની હીનદશાંનો ખ્યાલ તેના અંતરને શૂળની જેમ વીંધી રહ્યો.

એ બાળકના હીનજન્મની હું જ એકમાત્ર સાક્ષી છું એવો ખ્યાલ તેને સતત સતાવી રહ્યો. પેલી ફરસ પર લોહીથી ખરડાયેલા છાપાંમાં વીંટળાયેલાં બાળકને એની જનેતા તો કયારેય જોવા પામી જ નહિ અને એ બાળકને પણ પોતાના આ હીન જન્મનો ખ્યાલ કયાંથી આવવાનો ? માત્ર મારે એકલીએ જ એ બિહામણા દશ્યનાં સ્મરણે જાળવવાં પડશે. પણ જ્યારે એ બાળક મોટો થશે અને પોતાન જન્મની સાચી કથા જાણવા માગશે તો—અને મારા જેવી વ્યક્તિ જો મોંઢું મૌન જાળવી રહેશે તો ?—તો તો એને સાચી વાત કહેનાર કોઈ જ નહિ હોય ને ! અરે, પણ, આ જાતના ગુનાહિત વિચારો મને શા માટે સતાવી રહ્યા છે ? કેટલી વિચિત્ર વાત ! અને, ખરું કહું તો, મેં જ તો એ બાળકને ફરસ પરથી ઉપાડી લીધો હતો અને ફલેનલના કાપડમાં વીંટી આર્મચેરમાં ઢબૂરી દીધો હતો !



તોશિકો અને તેનો પતિ બંને જણાં નાઈટ કલબમાંથી બહાર આવ્યાં અને પતિએ બોલાવી મંગાવેલી ટેકસીમાં તોશિકો બેસી ગઈ. " આ મહિલાને ઉશિગો લત્તામાં પહોંચાડી દેજે." પતિએ ડ્રાઈવરને સૂચના આપી અને બહારથી ટેકસીનું બારણું બંધ કરી દીધું. તોશિકો

કાચમાંથી પતિના ચહેરા પરનું સ્મિત જોઈ રહી. તેનાં સફેદ મજબૂત દાંતો દેખાતા હતા તે પર તેની નજર તાકી રહી. પછી તે બેઠકને અઢેલીને બેઠી. પોતાનું દાંપત્ય કેટલીક રીતે અતિ સુંવાળું અને પીડારહિત વીતતું હતું એવો એક ખ્યાલ તેના ચિત્તમાં ફરકી ગયો અને તે અસ્વસ્થ બની ગઈ. પોતાના ચિત્તમાં સંચરતા વિચારને શબ્દોમાં વ્યક્ત કરવાનું તેને માટે મુશ્કેલ બન્યું હોત. માત્ર ટેક્સીના પાછળના કાચમાંથી તેણે પોતાના પતિને છેલ્લી વાર જોવા ડોક ફેરવી. તેણે જોયું કે શેરીની કોરે ચાલતો તે તેમની 'નેશ' કાર તરફ જોઈ રહ્યો હતો. પછીની ક્ષણે તો તેની જરાક ચળકતા કઠોર રંગના કોટવાળી દેહાકૃતિ બીજા રાહદારીઓની સંચરતી છાયાઓમાં ભળી ગઈ.

ટેક્સી પૂરપાટ દોડી ગઈ, અનેક 'બાર'વાળી શેરી વટાવતી પેલા થિયેટર આગળના પેવમેન્ટ પર જ્યાં પ્રેક્ષકગણ પરસ્પરને ભીંસતો બહાર આવી રહ્યો હતો તેની વચ્ચેથી તે રસ્તો કરતી ચાલી ગઈ. અત્યારે જ ખેલ પૂરો થયો હતો અને ઝળહળતા દીવાઓ બૂઝાવાઈ રહ્યા હતા. એટલે અંધારપટ છવાતો જતો હતો. થિયેટરના આગળના આલિશાન ખંડમાં શોભા અર્થે ગોઠવાયેલાં ચેરી વૃક્ષોનાં ફૂલો તે સાચાં ફૂલ નહિ પણ માત્ર સફેદ કાગળની બનાવટ જ હોય એવા તેના ગમગીન આકારો એ ક્ષણના આછા અંધકારભર્યા વાતાવરણમાં વરતાતા હતા.

તોશિકોના ચિત્તમાં પેલો વિચાર ચાલતો જ રહ્યો: પેલું બાળક પોતાના જન્મનું સાચું રહસ્ય ક્યારેય નહિ જાણે અને એવા અજ્ઞાનમાં ને અજ્ઞાનમાં જ તે મોટું થઈ જશે. પણ, આદરપાત્ર નાગરિક તો તે હવે બની જ ન શકે ને–એ વિચારે તોશિકો શૂન્યવત્ બની જતી હતી. તેને લાગતું હતું કે પેલાં ગંદા લોહીથી ખરડાયેલાં છાપાં જે તેના દેહની ફરતે બાળોતિયાંની જેમ વીંટવામાં આવ્યાં હતાં તે જ તેના સમગ્ર અસ્તિત્વનું પ્રતીક બની રહેશે, પણ મારે

તેને વિષે આટલી બધી ચિંતા શું કામ કરવી જોઈએ? શું એવું કંઈ છે કે હું આ કારણે મારા પોતાના જ બાળકના ભાવિ વિષે ચિંતાતુર બની ગઈ છું? માનો કે, આજથી વીસ વર્ષ પછી, અમારો બાળક મોટો થઈ એક સુશિક્ષિત સંસ્કારી નાગરિક બનીને ઘૂમતો હશે ત્યારે, વિધિની જ એવી કોઈ વક્રતાને કારણે, પેલા વીસ વર્ષના છોકરાને સામે મળી જાય તો? અને, માનો કે, પેલો છોકરો જેની સામે વિધિનો પ્રપંચ ખેલાયો છે તે જ કોઈ પાશવી આવેગમાં અમારા એ પુત્રને ચાકુ ભોંકી દે તો?

વસંતની હૂંફાળી રાત હતી તે છતાંય ભાવિ વિષેની શંકા કુશંકાઓથી તોશિકો ધ્રૂજી ઊઠી અને તે એકદમ વ્યથિત થઈ ઊઠી. ટેક્સીની પાછળની બેઠકમાં પડી પડી તે કંપતી રહી.

નહિ, નહિ, વખત આવ્યે હું જ મારા પુત્રના સ્થાને ખડી થઈ જઈશ, તે મનોમન બબડી રહી. આજથી વીસ વર્ષ—એટલે, હું તેતાળીશની હોઈશ અને ત્યારે હું એ યુવાન સામે જઈ ઊભી રહીશ. અને, એના બાજોતિયાંની જગ્યાએ વીંટાળેલાં લોહીથી ખરડાગેલાં છાપાં...અને મેં જ એને ફ્લેનલ કપડામાં કેવી રીતે ઢબૂરીને સૂવડાવ્યો હતો...અને એ બધું જ તેને હું ચોખ્ખેચોખ્ખું કહી સંભળાવીશ.

સડકની કોરે બાગ દેખાયો અને તે પછી શાહી મહેલના કોટકાંગરા આસપાસની ઊંડી ખાડી. વિશાળ અંધારછાયા માર્ગ પરથી ટેક્સી દોડતી જ રહી. દૂરદૂર ઑફિસની ઈમારતોના મજલાઓમાંથી ફૂટી નીકળતી પ્રકાશની સેર તરફ તોશિકોની નજર ટીકી રહી.

વીસ વર્ષ પછી...આજથી વીસ વર્ષ પછી પેલો દુષ્ટ છોકરો ભયંકર અવદશામાં સબડતો હશે. સાવ એકલો હતાશ, કંગાલ...ભયંકર કારમી જિંદગીમાં તે સડતો હશે. ઊહૂ...કેદી ઉંદર જેવો. 'પણ, જેનો જન્મ જ કલંકિત હોય તેને વળી ભવિષ્ય ક્યાંથી? માતાને ફિટકાર-

વાણી સંભળાવવા ઈચ્છતો, બાપ માટે શાપ ઉચ્ચારતો, તે ક્યાંક રખડેલ બની શેરી શેરીએ ભટકતો ફરશે, બીજું શું?

આવા ખિન્ન વિચારો કરવાથી નિઃશંક તોશિકોના અંતરને કશુંક સુખ થતું હતું અને આ વિષે વિચારો કરી પ્રયત્નપૂર્વક તે આત્મપીડન કરી રહી હતી. હેંઝોમો આગળ ટેકસી આવી પહોંચી અને તરત જ પેલી બ્રિટીશ એલચી કચેરીના પ્રાંગણને પણ વટાવી ગઈ. આ સ્થાનેથી તોશિકોએ જોયું તો અહીં પેલાં જાણીતાં ચેરી વૃક્ષોની હારની હાર પોતાની સર્વ ધવલશુચિતા ધારણ કરી ઊભી હતી. એક ક્ષણમાં જ તેણે નક્કી કર્યું કે લાવને આ અંધારી રાતે એકલી જ વિહરવા નીકળી પડું અને ચેરી વૃક્ષોના પુષ્પપુંજને જોઈ લઉં. સદાયની ભીરુ અને સંકોચશીલ એવી આ યુવતી માટે આ પ્રકારનો ખ્યાલ જ વિચિત્ર હતો, પણ અત્યારે તેનું મન પણ કેવા ચિત્રવિચિત્ર તર્કો કરી રહ્યું હતું! તેને ઘરે પાછા ફરતાં જાણે કોઈ ભય સતાવી રહ્યો હતો. આજની આ રાત્રે તરેહતરેહના વિચારો ભૂતાવળની જેમ તેના મનમાં ઊગી નીકળતા હતા.

એક વિશાળ ગલીમાંથી તે પસાર થઈ—અંધકારના વાતાવરણમાં ક્ષીણ આછી છાયા શી! અને, સામાન્ય રીતે તો, જ્યારે જ્યારે તોશિકોને ભરચક ગિરદીમાં નીકળવાનું થતું ત્યારે તે તેના સાથીસંગીને કશાક અજ્ઞાત ભયથી જ વળગીને ચાલતી, પણ આજે રાત્રે ટેકસીઓના ઝૂંડ વચ્ચેથી તે એકલી જ નીકળી પડી, અને પળવારમાં તો શાહી મહેલના કોટકાંગરાની પાસે આવેલી ખાડી નજીકના લાંબા સાંકડા બાગમાં પહોંચી ગઈ. બાગનું નામ હતું કિડોરીગફૂચી; કિડોરીગફૂચી એટલે સહસ્ર પંખીઓનો આદિમ અંધ આવેગપૂર્ણ સ્પંદ.

આજની આ રાત્રે આખો બાગ જ ચેરી વૃક્ષોનાં લચી પડેલાં પુષ્પોનો જાણે કે મહાપુંજ લાગતો હતો. શાંત નીરવ વાદળિયા આકાશ નીચે આખો એ પુષ્પપુંજ શ્વેત ઘન આકાર જેવો સોહી

રહ્યો હતો. વૃક્ષો વચ્ચેનાં દોરડાંઓ પર લટકાવવામાં આવેલાં કાગળનાં ફાનસો બુઝાવી દેવામાં આવ્યાં હતાં અને તેને બદલે એ પુષ્પપુંજોની ઘટા નીચે લાલ પીળા લીલા એમ વિવિધ રંગના વીજળીના દીવાઓ મૂકવામાં આવ્યા હતા. રાત્રિના દશ વાગી ચૂકયા હતા. ચેરીનાં પુષ્પોની શોભા માણવા આવેલા મોટા ભાગના સહેલાણીઓ તો ઘરે જવા નીકળી ચૂકયા હતા. કોક રડ્યુંખડ્યું માનવી બાગમાં આમતેમ ટહેલતું ફરતું ફતું, અને અભાનપણે જ રસ્તે પડેલી ખાલી શીશીઓને લાત મારી હડસેલી મૂકતું કે પગની અડફટમાં આવતાં છાપાંના કાગળો કચડી નાખી આગળ વધતું...

છાપાંના ડુચાઓ ! છાપાંના ડુચાઓના ખ્યાલે તોશિકોનું મન એકદમ પેલી જૂની ઘટનાઓ પર જઈ બેઠું. લોહીથી ખરડાયેલાં છાપાંઓ...! કોઈ માણસને પેલા દયાજનક જન્મની કથા સાંભળવા મળે તો...? જો તેને એ વાતની ખબર પડી જાય કે લોહીથી ખરડાયેલાં છાપાંઓ વચ્ચે વીંટળાયેલો તે ત્યાં એકવાર સૂતો હતો...! તો તેનું આખું જીવન બરબાદ જ થઈ જાય ને ! અને મારા જેવી કોઈ સાવ અજાણી સ્ત્રી એવા કોઈ માણસનું—અરે એના સમગ્ર અસ્તિત્વનું—છૂપું રહસ્ય જાળવતી જીવ્યા કરશે...! ઓહ, આ વિચાર પણ કેટલો ભયંકર, કેટલો અસહ્ય...!

આવા વિચારોમાં મૂઢ થઈ ગયેલી તોશિકોએ બાગની અંદરની પગથી પર ચાલ્યા જ કર્યું. અહીં હવે ક્યાંક ક્યાંક ચૂપચાપ બેઠેલાં યુગલો સિવાય બીજું કોઈ દેખાતું નહોતું. એટલે તેના તરફ કોઈની નજર પણ પડે એમ નહોતું. એવામાં કોટને અડીને વહેતી ખાડી પાસેની બેંચ પર કોક બે જણાંને બેઠેલાં જોયાં. તોશિકોને લાગ્યું કે તેઓ કંઈ ચેરી વૃક્ષોનો પુષ્પપુંજ નહોતાં જોતાં પણ ખાડીમાંના પાણીપ્રવાહ પર મૂક દૃષ્ટિથી તાકી રહ્યાં હતાં. અહીં આસપાસમાં અંધારું ગાઢ હતું. એટલે ઘેરી છાયાઓ સિવાય કશું વરતાતું નહોતું.

ખાડીની સામે શાહી મહેલને ઘેરી ગમગીન ઉપવન તોશિકાની નજરને રૂંધી રહ્યું. રાત્રિના આકાશપટ પર વૃક્ષોનાં ઝૂંડ જાણે કાળી ડિબાંગ શિલાઓની છાયા જેવાં લાગતાં હતાં. તોશિકો આસપાસ સર્વત્ર ઝળુંબી રહેલાં ચેરી પુષ્પોના પુંજો નીચેથી ધીમે પગલે ચાલતી રહી

ત્યાં દૂર ખૂણામાં પત્થરની બેંચ પર તેણે ઝાંખી ઝાંખી કશીક આકૃતિ જોઈ. એક ક્ષણ એમ લાગ્યું કે ચેરી પુષ્પોનો ઢગ પડયો હશે, પણ એમ નહોતું. બીજો વિચાર એ આવ્યો કે કોક સહેલાણીનું વસ્ત્ર ભૂલથી અહીં રહી ગયું હશે પણ એ ય સાચું ન નીકળ્યું. છેક નિકટ આવીને તેણે જોયું ત્યારે ખબર પડી કે બેંચ પર તો કોઈ માનવી સૂતું છે. તોશિકોએ આવાં જાહેર સ્થાનોમાં શરાબ ઢીચી ઊંઘી જનારા અનેક દુ:ખીઓ જોયા હતા. એટલે આ પણ એવો કોઈ શરાબી જ હશે એવું વિસ્મય તેને થતું. પણ, ના, ના, આ કોઈ શરાબી નથી લાગતો. એણે તો વ્યવસ્થિત રીતે છાપાંના કાગળથી પોતાની આખી કાયા ઢાંકી દીધી હતી. અને, ખરેખર તો, કાગળોની સફેદાઈને કારણે જ તોશિકોનું એ તરફ ધ્યાન ખેંચાયું હતું. બેંચ નજીક ઊભી ઊભી કેટલીક ક્ષણો તે પેલા સૂતેલા માનવી તરફ તાકી રહી.

ભૂખરા રંગની જર્સી પહેરેલા એ માનવીએ પોતાના દેહ નીચે છાપાંઓ પાથરીને પથારી જેવું કર્યું હતું અને છાપાંના કાગળોથી જ પોતાનું શરીર ઢાંકી દીધું હતું. હવે વસંત બેસી ગઈ હતી. એટલે આ જગ્યા તેને માટે રાતભરનું આશ્રયસ્થાન બની ગઈ હોય એ સ્વાભાવિક છે. તોશિકો એ માણસના હોળ્યા વિનાના ગૂંચળાં જેવા ગંદા વાળ તરફ ટીકી રહી. પેલા માનવીને છાપાંઓમાં વીંટળાયેલો જોયો કે તરત જ પોતાને ત્યાં ફરસ પર ગંદાં બાળોતિયાંમાં વીંટાયેલા બાળકની સ્મૃતિ તાજી થઈ ઊઠી. તેની તીક્ષ્ણ દૃષ્ટિ આછા અંધારામાં યે જોઈ શકી કે લાંબા શ્વાસોચ્છ્વાસની સાથોસાથ ખભા આગળ જર્સીનો ભાગ ઊંચોનીચો થઈ હાલ્યા કરતો હતો....

એકાએક તોશિકોને થયું કે તેના અંતરના ઊંડાણમાં ભરાઈ બેઠેલો ભય અને તેની સામે સાવધાનીની રક્ષણવૃત્તિ અહીં મૂર્ત પ્રત્યક્ષ આકાર ધરીને છતાં થઈ ગયાં છે. અંધકારના પારદર્શક પટમાંથી યે પેલા માનવીનું નિસ્તેજ લમણું દેખાતું હતું. એ પરથી લાગતું કે કોઈ તરુણ પુરુષનું એ લમણું છે. જો કે લાંબા સમયની કંગાલિયત અને દુઃખને કારણે કપાળમાં કરચલીઓ અંકાઈ ગયેલી છે. તેનો ખાખી રંગનો પેન્ટ થોડો ઊંચે ચઢાવી દીધો હોય એમ લાગતું હતું. પગમાં મોજાં નહોતાં, માત્ર તૂટયાફૂટયા જોડા તેણે પ્હેર્યા હતા. તોશિકોને તેનો ચહેરો બરોબર દેખાયો નહિ પણ એક ક્ષણ તો એ ચહેરો જોઈ લેવાની એક બળવાન, વૃત્તિ સવાર થઈ ગઈ.

તોશિકો બેંચને છેડે જઈ ઊભી અને વાંકી વળી. પેલા માનવીનો ચહેરો તેના હાથોથી અરધોપરધો ઢંકાઈ ગયો હતો. પણ તેને એટલી તો ખાતરી થઈ જ કે એ કોઈ ગજબનો તરુણ માનવી હતો. તેણે તેની આંખોની કાળી ભ્રમરો અને ઘાટીલા નાક તરફ જોયું. તેના સહેજ ખુલ્લા રહી ગયેલા મ્હોં પર યૌવનની ચમક વરતાતી હતી.

તોશિકોને જરી એમ લાગ્યું કે તે તેની અતિ નિકટ પહોંચી ગઈ હતી. રાત્રિની ચૂપકીભરી એ ક્ષણોમાં છાપાંઓનો થોડો સળવળાટ થયો અને પેલા માણસે એકાએક આંખો ઉઘાડી. તરુણ સ્ત્રી પોતાની બિલકુલ નિકટ આવી ઊભી છે એ જોઈ તે એકદમ બેઠો થઈ ગયો અને આંખો અંધારમાં પણ ચમકી ઊઠી. બીજી જ ક્ષણે તેનો મજબૂત હાથ લંબાયો અને તેણે તોશિકોના નાજુક કાંડાને ઝાલી લીધું.

ત્યારે તોશિકોને જરા ય ભય જેવું કંઈ લાગ્યું નહિ. તેનાથી વેગળા જવાને તેણે પ્રયાસ પણ કર્યો નહિ. તેના ચિત્તમાં પેલો વિચાર ઝબકી ઊઠયો. ઓહ...પેલાં વીસ વર્ષો ખરેખર વીતી ગયાં કે શું ? સામે શાહી મહેલના ઉપવનમાં ઘેરાં અંધારાં ઊતરી પડ્યાં હતાં અને સર્વત્ર એકદમ ચૂપકીદિ છવાઈ ગઈ હતી! ૯

## ગઝલ □ હેલ્પર ક્રિસ્ટી

કરો શબ્દનાં કોડિયાં કાનમાં પણ,
તિમિરને કશું સંભળાતું નથી રે...
આ અંધેરી નગરી ને ગંડુ છે રાજા,
કે અજવાળું અહિંયાં પળાતું નથી રે...
સતત કોઈ પાછળ ને પાછળ ફરે છે,
અને કંઈ પછીતે કળાતું નથી રે...
ખબડતા ઊઠયા કૈંક પરપોટા રાતે,
હવે કોઈ મોઢું કળાતું નથી રે...
સમય ચાલતો જોઉં છું, સાંભળું છું;
અને શ્વાસથી નીકળાતું નથી રે...
પળેપળની ઈંટે ચણાતી દીવાલો,
થશું કેદ, જાણું; છળાતું નથી રે...
તને શ્હેર સમ્બન્ધના શું કહું હું ?
હવે તો હળાતું ભળાતું નથી રે ..

## ડૉકટરોને— □ વિપિન પરીખ

હૃદયનું એ લોકો 'ટ્રાન્સપ્લાન્ટ' કરી શકે છે,
એ લોકો કીડનીનું 'ટ્રાન્સપ્લાન્ટ' કરી શકે છે,
અરે એ લોકો નવી આંખો પણ મૂકી શકે છે—
તેઓ મને જો શિશુની આંખ આપતા હોય તો ?

## સવાર પડવી..... □ યોગેશ પટેલ

ધુમ્મસના પડદા પાછળ
ધુમ્મસની પછીત આગળ
ધુમ્મસના ઢગલા નીચે
ધુમ્મસનો ભાર ઉઠાવીને
ધુમ્મસમાં આકાર ભૂંસીને
એદીની જેમ પડી છે નગરી...
ચીમનીઓ
નગરીએ ઊંચા ઊઠાવેલા હાથે
ધુમાડો કાઢે છે
ધુમાડો ધુમ્મસમાં ભળી જાય છે...
યાદ રાખો,
સૂરજ
રાતોપીળો થઈ ને
ધસી આવશે
ધુમ્મસમાં હજારો ખીલા કિરણોના ઠોકી દેશે
ધુમ્મસ ચીરાઈ જશે
રહેંસાઈ જશે
વિખરાઈ જશે
—નગરી ઉઘાડી પડી જશે.

□ ગતાંકમાં શરતચૂકથી આ કાવ્ય અપૂર્ણ છપાતાં એનો પૂરો પાઠ ફરી પ્રગટ કર્યો છે.

## ઇમ્મ ત્યારે... □ કિસન સોસા

મારા સરોવરમાં ઝૂકીને બાઈ, તારે ભરવી પડીને તારી ગાગર!
ઇમ્મ ત્યારે, હારી ગઈ ને તું ય આખર!

તે હોય, કાંઈ—
નથ્થ ઈનો હરખ્ખ કે શોક, તું ભર્ય નો ભર્ય બધું સરખું,
તારે ભર્યે નૈં કાંઠા તોડીને મારા કાંઠા તોડીને હું ય છલકું,
(કઉં છું (હાક્…છી…) આ તો અમથું)
ગામમાં આવી મૈં તો માંડ્યું'તું ઘર, તોય તારે તો મંન હતો પાદર!
ઇમ્મ ત્યારે, હારી ગઈ ને તું ય આખર!

ઊભી રે' બાઈ!
સામે કાંઠે એક બેઠું કમળ ઈનું કાળજું કળપાવવા તે ભર્યું?
(તો) બૂડબૂડે કેમ મારા કાંઠાના ઝાડવેથી ડુસકાતું પાન-પાન ખર્યું?
(કોની હાયે (હાક્…છી…) તો ઈને હર્યું?
બીજી દા આમ તને હરવીને બાઈ, કાંઈ સોળું નથી હોં મારું સરવર!
ઇમ્મ ત્યારે, હારી ગઈ ને તું ય આખર!

## કેદીની સવાર

હવેની સવાર કેદીની સવાર જેવી ઊગે છે. શરીર સમયસર પથારીમાંથી બેઠું થઈ જાય છે. પ્રાતઃવિધિ ગણતરીની મિનિટોમાં પૂરી થઈ જાય છે...શરીર માફી પામતા સારા કેદી જેવું કહ્યાગરું થઈ ગયું છે. એની હાજતો યંત્ર જેટલી નિયમિત રહે છે. સવારના કાંજીપાન પછી કેદીઓને ટુકડીબંધ કામે લઈ જવામાં આવે છે. આપણે છુટક છુટક કામે જઈએ છીએ...કેદીની આંખ કોઈ સ્વપ્ન જોઈને ઊઘડતી નથી. અદશ્ય હાથો સમયની ચાવી આંખના તાળામાં ફેરવે છે ને એ ઊઘડી જાય છે...મારે કારપેટની પથારીનો વીંટો વાળવાનો નથી, હારબંધ જવાનું નથી, પણ સ્વનિયંત્રિત યંત્રની જેમ સમયસર બધું પતાવી બસસ્ટેન્ડે પહોંચી જવાનું છે.

હવેની સવાર કેદીની સવાર જેવી જ ઊગે છે. રોટલાનો વધારાનો કટકો, તેલનાં થોડાં વધારે ટીપાં, ગોળની એકાદ વધુ ગાંગડી–એ માટે પ્રપંચ કરવાનો નથી, સારા કેદી તરીકે મારે વધારે વ્યાપક પ્રપંચ કરવાનો છે, તેથી જ તો કેદીના શરીર–મનને તટસ્થવૃત્તિથી મળતો અથાક અને સ્થિરતા મારા શરીર–મનને નથી મળતાં એટલે એ વધારે થાકે છે

મારા શહેર ફરતેની જેલની ઊંચી દીવાલ જેવી કોટની દીવાલ શહેરી જેલના કાયદામાં કદાચ સુધારો થયો હશે તેથી, ટૂંકી કરવામાં આવી છે...મારી બારીના સળિયા વચ્ચેના પોલાણમાંથી કેદીની જેમ ઊઠતાં વેંત હું ઊંચી દીવાલ જોઈ શકતો નથી–મારી જેલનો વિસ્તાર અને મારું કેદીજીવન દીવાલની પેલી બાજુ પણ છે....

જેલનાં વૃક્ષોની લીલીછમ સૂરમાસળી મારી આંખમાં ફરતી નથી એટલે આંખની રેતાળ રુક્ષતા અકબંધ રહે છે...મારી આસપાસની જમીન જેલની જમીન જેવી સ્વચ્છ–ચોખ્ખી નથી એટલે એ રુક્ષ જ રહે છે. કાંજી પીવા હું કતારમાં બેસતો નથી; કોટડી–કેદીની જેમ કોટડી-ઘરમાં રહું છું અને ત્યાં મને ચા મળી જાય છે અને મારી નજર ચાના માપ પર રહેતી નથી. મારી રીતભાત સારા કેદી જેવી છે...

હારબંધ કામે જતાં કેદીઓ નીરવતામાં પોતાનો તાલબદ્ધ પગરવ સાંભળી શકે છે, ભૂરા આકાશમાં ઊડી જતાં પક્ષીનો જમીન પર દોડી જતો પડછાયો જુએ છે, માર્ગના લીમડા પર બેઠેલા હોલાનું પ્રભુ, તું! પ્રભુ, તું! રટણ શ્રવણ કરી શકે છે, પણ હું વાહનોના ઘરઘરાટ સિવાય કશું સાંભળતો નથી અને પેટ્રોલના ધુમાડા સિવાય કશું સૂંઘતો નથી...મારામાં કેદી જેવી તટસ્થતા જ નથી...

ઓછા સમયની સજા પામેલા કેદીને સવારે જેલની ભીંતની બહાર કામે લઈ જવામાં આવે છે, મારી કેદ બહુ લાંબી છે, છતાં મારી કોટડીમાં આપોઆપ જ પાછો ફરતો હોવાથી મને કોટબહાર કામે જવાની છૂટ છે...

અને સારો કેદી હોવાથી મારું કામ અને જરૂરિયાતો મારે જ મેળવી લેવાનાં છે, એટલે તો હું ઉદ્યોગી છું. ગુણાંક માટે હું મારું તાંસળું ઘસીઘસીને ચકચકતું કરતો નથી, દરરોજ ચહેરો અજવાળું છું, પણ કોણ જાણે એમાં એવી કઈ ધાતુ ભેળવાઈ ગઈ છે કે એ પેલા તાંસળા જેવો ચકચકતો થતો જ નથી, ઊલટો ઝાંખો પડતો જાય છે....

ફાંસીખોલીના કેદીની દયાની અરજીનો નિકાલ થતો જ નથી અને એ દિવસો, મહિનાઓ અને વર્ષો સુધી પ્રત્યેક સવારે ઊંચી

ભીંત પાછળના સૂર્યે આ તરફ ઉછાળી ફેંકેલો પ્રકાશ બારીના સળિયા વચ્ચેથી જુએ એમ રવિવારની સવારે હું બહાર નજર નાખું છું... ખોલીમાં કોઈ પાદરી, કોઈ પુરોહિત મને ઉપદેશ આપવા આવવાનો નથી, મારી કેદ મને મારા આત્માના ઉદ્ધારની યે તક આપતી નથી...ઘઉંની બે મોટી મોટી રોટલી અને બટાટાના અઠવાડિક મિષ્ટાન્નનો કોઈ વિશેષ ભાવ, કોઈ ઉત્કંઠા મારા ચિત્તમાં નથી... કોણ જાણે હું કયા નિરસ અને બરડને બબ્બે દાઢમાં ચગળ્યા કરું છું, સ્વાદહીન કશાકને ચૂસ્યા કરું છું...

મારી ધૂળિયા પાંખને મારી ચાંચ અવકાશની ક્ષણે સમારી સમારીને સરખી કર્યા કરું એવું પક્ષી હું નથી, ભયથી ફફડી ઊડીને અણધાર્યા ઊડી જવાની તત્પર સજાગતા યે મેં ખોઈ દીધી છે. હું, જે ફફડતી નથી એવી પાંખ છું, અને જુએ છે છતાં નથી જોતી એવી આંખ છું...

ઉનાળુ સવાર નાનપણથી જ જુગાર રમતા ને વાતવાતમાં ચપ્પુ ઉછાળતા પેલા છોકરા જેવી જ ઉગ્ર અને ભાવહીન છે...એ ઉનાળુ સવારના પીળા તડકામાં પેલો શેરીદીવો પિશાચના એક આંખ જેવો ઝંખવાતો સળગે છે. વોર્ડની ઈલેક્ટ્રિક કંટ્રોલ કેબિનમાં કોઈ જવાનું ભૂલી ગયું છે એટલે એ આ નાગા તડકામાં વિચિત્ર કરુણાજનક પ્રકાશે છે...આવ-જા કરનારાઓની ઝાંખી આંખો એને જોતી યે નથી ....આ કેદીની ઉનાળુ રવિવારની સવારે બારીના સળિયા વચ્ચે ચહેરો ગોઠવી ઊભેલો હું, પેલા દીવાની જેમ પોતાના અસ્તિત્વના વર્તમાન પર પીળું હસતો નિર્લજ્જપણે ઊભો છું...મને ઓલવી નાખવાની જવાબદારી સોંપાઈ છે તે ચાંપ દબાવવાનું ભૂલી ગયો લાગે છે... □

## ગતિ કરતો અંધકાર

**વૃક્ષના** ડોલતા, વાઈપર જેમ આમ તેમ જતા પડછાયાને ભૂંસી નાખવા વૃક્ષને જ છેદી નાખવું પડે છે, પણ હું એવું વૃક્ષ છું

કે મને પોતાને છેદી શકતું નથી અને મારી આંખ ઘડિયાળના લોલક જેવા પડછાયાના ઘસરકા સહ્યા કરે છે...

પેલી રજકણ જેવી કાળી કીડી નિરાંતે ફર્યા કરે છે...સૂર્યપ્રકાશ નરી આંખે દેખાય એવો એનો પડછાયો પાડવામાં નિષ્ફળ ગયો છે... માત્ર કીડી સ્થિર કે ચંચળ થાય છે, એનો પડછાયો સ્થિર કે ચંચળ થતો નથી...એટલે એ શાંત અને ચંચળ પણ થઈ શકતી હશે...પણ હું એટલો મોટો થઈ ગયો છું કે મને મારો પડછાયો જ દોડાવે છે તેમ ઊભો યે રાખે છે દોડતા પડછાયાથી ત્રાસું છું અને જડાઈ ગયેલા પડછાયાથી ભયભીત થઈને ચાલવા માંડું છું...

પેલી ઊંધી પડેલી કાંસાની વાટકી સકંપપણે, દુનિયા આખીથી સંતાડીને પોતાનો અંધકાર જોયા કરે એમ જ મારે અંતર્મુખ થવાનું છે...પડછાયો ત્યાં આકારવિહોણો અંધકાર થઈ જાય છે... મારી નિરાકાર ઉપાસના અંધકારની ઉપાસના હશે...

કૂવાના મોઢે લીસો ચકચકતો સફેદ આરસપહાણ જડી દીધો હોય, અંદર અંધ પાણી, પોલાણ અને અકળાતો કેદી અંધકાર પોતાને અનુભવ્યા કરે એમ હું મારો પડછાયો દૂર કરીને ક્યારેક ક્યારેક મને અનુભવ્યા કરું છું...

ગુફાના મોઢે વજનદાર શિલા ઢાંકી દઈને હું ગુફામાં પડી રહું છું—શિલા ઢાંકી હતી કોઈ હિંસક વનપશુથી પોતાને અક્ષુણ્ણ રાખવા માટે, પણ ગુફાના એકાંતમાં, પડછાયાવિહોણા ઉભાઉ અંધકારમાં હું મારા જ ભક્ષ માટે જડબાં ખોલતું વનપશુ મને અનુભવું છું. અંધકારની દાઢમાં તીણા દાંત ઊગે છે, પણ તે શ્વેત નથી, એના પર કાળા લોહીનો પુટ ચઢેલો છે...શિરાઓની અંધ ટનલોમાં બહાવરું બહાવરું, રઘવાયું રઘવાયું ફરતું લોહી પોતાનો રંગ ખોઈ ચૂક્યું છે...અંધકારમાં ગતિ કરનારું બધું જ કાળું હોય છે...

વાંસના કટકાની બે ગાંઠ વચ્ચેના પોલાણમાં બદ્ધ અંધકાર તે અંતર્મુખ બનેલો છે...અને હું અંધકારમય, અંતર્મુખ બની શકતો નથી. વાંસના એક છેડની ગાંઠ કાઢી નાખું છું અને સૂર્ય સામે ધરી સૂર્યને પ્રવેશવા આહ્વાન કરું છું, પણ સૂર્ય એમાં પ્રવેશતાં જ પડછાયો થઈ જાય છે...ગોળ ગોળ સૂર્ય માટે વાંસની ગોળ ગોળ દીવાલ આકારહીન પડછાયાની ભૂમિ બની રહે છે...એ પડછાયો વાંસના કટકાની બીજા છેડની ગાંઠનું બંધ બારણું ખોલવા-તોડવાનો પ્રયત્ન કરતો નથી.

મારી ઇચ્છાના પડછાયા સફેદ કાગળ પર કાળા અક્ષરો રૂપે મેં પાડ્યા...એ કાળા કેદીઓ હારબંધ શિસ્તબદ્ધ કશી હિલચાલ વિના સ્તબ્ધ ઊભા છે...એમાંનો કોઈ અક્ષર પોતાનો કળામય મરોડ જોવા જેટલો યે રસિક કે કૌતુકપ્રિય રહ્યો નથી. દર્દથી કણસતા ઢોરનું અંગદુઃખ દૂર કરવા તેને ત્યાં દાધેલા અંગડામ જેવા શબ્દો મારી આંખને પીડે છે અને તડકાનો ઝાળ લઈને કાગળને આગ ચાંપી દઉં છું અને કાજળના અંધકારમાં ઈચ્છાના તમામ પડછાયા 'આછા થઈ જાય છે...ધારીધારીને જોઉં છું તો એ પડછાયા કાજળના અંધકારમાં યે મીંઢું ચમકતું હસે છે અને હું ફૂંક મારીને મારી ઇચ્છાના તમામ પડછાયાને વિખેરી નાખું છું અને કાજળનો માપસરનો અંધકાર પણ વિખેરાઈ ગયાનો ભ્રમ સેવું છું...

ઠળિયાની જેમ હું મને બહારથી બદ્ધ કરી દઉં છું, મારા સખત કોચલામાં પુરાયેલા મને બીજરૂપે જોવા મથું છું અને મને અંધકાર દેખાય છે મારું બીજ એ અંધકાર છે, હું કોચલું ફોડી નાખું છું અને અંધકાર પડછાયો થઈને બહાર નીકળી પડે છે...

તમામ બંધ પોલાણો અંધકારને સેવ્યા કરે છે, અને બહાર આવીને તે પડછાયા થઈ જાય છે અંધકાર પડછાયા રૂપે જ ગતિ કરી શકે છે...

વૃક્ષની શિરાઓમાં રહેલો રસ, નાળિયેરના કોચલામાં રહેલો મિષ્ટ ગર્ભ, ઇંડામાં રહેલું જીવન, ઠળિયામાં રહેલું બીજ, બંધ કૂવામાં રહેલું નીતર્યું જળ, બંધ છીપમાં રહેલું સ્વાતિબિન્દુ, ઊઘડતા પુષ્પમાંથી પ્રગટતો પરાગ તે હું નથી, પડછાયાવિહોણો પરાગ તે હું નહીં...સઘન પથ્થરની વચ્ચે રહેલો સખ્ત અંધઅણુ યે હું નથી, હું તો સઘન છતાં પોલા અંધકારનો પોલો અણુ તે પડછાયો છું...

પડછાયો નહીં પાડતા શરીરને માણસો ભૂત શા માટે કહેતા હશે? દેવ શા માટે કહેતા હશે? અદ્ધર ચાલનારા માટે જમીન પડછાયો પાડવાની આડી ભીંત નથી બનતી...પણ મારે તો એ આડી ભીંત જ બની ગઈ છે...

મસાણના ભભૂકી ફાટેલા લાકડાંની લાલ લાલ અગ્નિજવાળા ધુમાડાનો પડછાયો પ્રગટાવે છે અને પોતામાં આડી ભીંતના પડછાવાને આડો સમાવી લે છે, પણ એ પડછાવાને મોક્ષ છે કે કેમ, તે હું જાણતો નથી... □

## સાભાર સ્વીકાર

□ **Negatives of Eternity : By Radheshyam Sharma. Publisher : B. Thakker, Roopali Prakashan, 80, Girdhar-nagar, Ahmedabad-4.......................... Price : Rs. 5/—**

રાધેશ્યામ શર્માકૃત અંગ્રેજી કાવ્યોનો સંગ્રહ.

□ **भारत-दर्शन :** ( સૉનેટસંગ્રહ ) ઉશનસ્ (અનુ. બચુભાઈ આચાર્ય) પ્રકાશક: ઉશનસ્, લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ, કિંમત: રૂ. ૩–૫૦ પૈ

(કવિ ઉશનસ્‌નાં ભારતદર્શન-સૉનેટોનો હિન્દી અનુવાદ)

## એક ખુલાસો

'કંઠાવટી,' એપ્રિલ, ૧૯૭૪ના અંકમાં પ્રગટ થયેલાં રૉબર્ટ વૉરેનનાં કાવ્યોના અનુવાદમાં બે કાવ્યોનાં શીર્ષકોમાં થયેલી ભૂલ તરફ ધ્યાન ખેંચનારા મિત્રોનો આભાર. એ ભૂલની જવાબદારી મારી પોતાની જ છે. —અનુ.

# શિષ્ટ, ઈનામી અને ગણનાપાત્ર પુસ્તકો

| | | |
|---|---|---|
| મસ્તીની પળોમાં (મુક્તકસંગ્રહ) | રતિલાલ 'અનિલ' | ૩–૦૦ |
| નાઈટમૅર (નવલકથા) | સરોજ પાઠક | ૬–૫૦ |
| ચાખડિયે ચઢી ચાલ્યા હસમુખલાલ | જ્યોતિષ જાની | ૫–૦૦ |
| હું અને હું (નવલકથા) | વિજય શાસ્ત્રી | ૩–૦૦ |
| મિસિસ શાહની એક બપોર | વિજય શાસ્ત્રી | ૪–૨૫ |
| ધૂમ્રપૂતળી (નવલકથા) | હરિસિંહ દોડિયા | ૭–૦૦ |
| મેઘશ્યામ | હરિસિંહ દોડિયા | ૪–૦૦ |
| સરજત (વાર્તાસંગ્રહ) | વજુભાઈ ટાંક | ૫–૦૦ |
| નગરનંદિની | વજુભાઈ ટાંક | ૩–૦૦ |
| ભિન્ન હૃદય | અભેસિંહ પરમાર | ૫–૦૦ |
| યુદ્ધ એ જ કલ્યાણ | હરીશ નાયક | ૨–૫૦ |
| ધૂપસુગંધ (ભાગ ૧–૨) | જ્યોત્સ્ના શુક્લ | ૪–૦૦ |
| કવિમેળો (સોળ કવિઓની કવિતાનો સંગ્રહ) | | ૦૦–૭૫ |
| ઘુઘવાટ (વાર્તાસંગ્રહ) | નગીન મોદી | ૫–૦૦ |
| તથાસ્તુ | સરોજ પાઠક | ૭–૫૦ |
| સાંસારિકા | સરોજ પાઠક | ૬–૦૦ |
| મારો અસબાબ, મારો રાગ | સરોજ પાઠક | ૪–૦૦ |
| મીણની પૂતળી | નવીનચંદ્ર પંડ્યા | ૬–૦૦ |
| સ્વર્ગ અને નરક (વાર્તાસંગ્રહ) | હરીશ નાયક | ૪–૦૦ |
| ડાઈવૉર્સ (નવલકથા) | કાન્તા વ્યાસ | ૮–૦૦ |
| અભિનિવેશ (વાર્તાસંગ્રહ) | જ્યોતિષ જાની | ૯–૦૦ |
| ચાર દીવાલો, એક ડુંગર | જ્યોતિષ જાની | ૪–૦૦ |
| મહેક મળી ગઈ | ભગવતીકુમાર હ. શર્મા | ૩–૦૦ |
| અભિષેક (વાર્તાસંગ્રહ) | મધુસૂદન પાઠક | ૩–૫૦ |

**સુવાસિત સાહિત્ય પ્રકાશન ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સુરત–૧**

# કંકાવટી

જૂન
૧૯૭૪

## એક

એક ઉંબરે ઢળી ગયો,
એક ભીંતને તરી ગયો.
એકનો અવાજ સાંભળી,
એક બીકથી મરી ગયો.
એકની કમળ–હથેળી પર,
એક કેવડો લળી ગયો.
એકથી ન થૈ શક્યું કશું,
એક ભીંત ખોતરી ગયો.
એકને રસ્તો મળ્યો નહીં,
એક ટેકરી ચઢી ગયો.
એકના સગડ નથી કશા,
આયનામાં ઊતરી ગયો.

· અજિત ઠાકોર ·

# કંકાવટી

જૂન
૧૯૭૪

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ મું : અંક ૧૮૪ : મૂલ્ય એક રૂપિયો

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩ આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, સરનામે જ કરવો.

o

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.

o

તંત્રી · મુદ્રક · પ્રકાશક
**ડાહ્યાભાઈ જીવણજી નાયક**
મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨
પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

# સ્વજનને પત્ર

(નીલિમા–સમીરા માટે)

હાંફળાફાંફળા મુસાફરો
ગાડીમાં ગરકાવ થઈ જાય
તે પહેલાં
ગાડી

કથ્થાઈ બારીઓ પર બદામી કોણીઓ ટેકવી
ઊભેલી દરેક વ્યક્તિના પેટમાંથી પસાર થઈ જાય છે.
ખાલી પાટા, બોગદું, પુલ
વેઈટીંગ રૂમના બારણાનો ફરી ધ્રૂજતો આગળિયો.

મારા શરીરની આજુબાજુ તરતી
બે મનુષ્યોનાં શરીરની ગંધ
ક્ષણવારમાં ઊડી ગઈ.
એની સાથે મારા શરીરની ગંધેય ઊડી.
(હંમેશાં જનાર વ્યક્તિ જ જતી હોય છે
એવું નથી,
દરેક વિદાય વખતે વળાવનાર વ્યક્તિનો
કોઈક અંશ
ગાડી સાથે અચૂક ચાલી નીકળે છે.)

પાછો ફર્યો ત્યારે
કોરા પરબીડિયા જેવું ઘર
મને વીંટળાઈ વળ્યું.
૧૯૭૩

## ચહેરો

ઘણીવાર શબ્દો હાથમાં ઝાલેલ ફટાકડાની જેમ
ફૂટી પડે છે,
ફૂંક માર્યા ઓલવાતા નથી.
છાપાની કીડિયારી ધાર પર
યુદ્ધહરોળમાં ગોઠવાયેલા સૈનિકોની જેમ
શબ્દો ફૂટે છે,
નસીબને મુઠ્ઠીમાં લઈ નાસતા માણસનો ચહેરો
એમાં દેખાતો નથી.
મારી પાસે કચડાયેલી જીભથી ખરડાયેલો
એક શબ્દ છે.
એના આધારે હું કોઈ બચી ગયેલા ચહેરાની
શોધમાં નીકળું છું
વિશ્વરૂપી છાપાના ખૂણેખૂણે ભટકી વળું છું
પણ ચહેરો જડતો નથી.
તરફડતા શબ્દને હું પાછો ગળી જાઉં છું.
થાકેલા પંખી જેવો શબ્દ
પેટમાં પડેલ તાજા અન્નના પર્વત પર
શ્રમિત થઈને બેસે છે,
છાપું એના પર છત્ર થઈને છવાઈ જાય છે.
અન્નના નીચે ઊતરવાની ક્ષણે
છાપામાં ગોળીબારથી લથડતું શરીર ઢળે છે.

અન્ન બેસે
અવકાશમાં બેસે યાત્રી.
અન્નનો અગ્નિ જઠરાગ્નિ ઠારે
મોઝામ્બિકમાં ભૂખ્યા બાળકને સૈનિક ફૂંકી દે.
અન્ન આંતરડામાં સંતાકૂકડી રમે
અણુબોમ્બના અખતરા, પેસિફિકમાં બુદ્બુદો.
અન્ન રક્તને દરવાજે
બોલવાય મુક્તિના જંગ, શરુ થાય અત્યાચાર:
ક્રોધિત પતિ, પત્નીની યોનિ પર કરે
વીજળીના તારના આઘાત,
ક્યાંક કાઠિયાવાડમાં કેરોસીન છાંટી
નવવધૂ કરે આપઘાત,
હબશીની કાંધના જોડા પહેરી
ગોરો બેસે બગીમાં,
ક્યાંક સરમુખત્યારી, ઘણે ભ્રષ્ટાચાર
ક્યાંક ટેલિવિઝન પર
યુદ્ધ–શાન્તિ પર સેમિનાર.
અન્ન હવે અંગાંગમાં
હવે અન્ન ને દેહનું અદ્વૈત.
ગાભરો શબ્દ ઘર ભણી મૂકે દોટ,
તન્દ્રાની ભેખડ પર હાંફતો તાકી રહે :
બાળપણ નામનું બોનસાઇ, વંટોળ જેવી સ્મૃતિઓ,
અન્ધકારના આકારનું ઘર
ઝૂલે.

વ્યાકુળ,
હું ખેંચી કાઢું છાપું પેટના મૂળમાંથી,
શબ્દના અ-ક્ષરપ્રાણને ઢંઢોળું :
ચાલ, ચેતવીએ રહી સહી જામગરી
ચાલ,
આંધળા અખબારને સળગાવી
પેટવીએ ઝાળઝાળ ચહેરો,
ચાલ.
૧૦–૫–'૭૪

## સંસ્કારનગરી

તાડનાં પાંદડાં ચીરી
પૂનમનો ચન્દ્ર
મ્યૂઝિયમની નકશીદાર અગાશી પર
આવીને ઊભો રહે છે.
પદભ્રષ્ટ રાજવી જેવા
એના ફિક્કા ચહેરાને નિરખવા
કોઈને નવરાશ નથી.
મ્યૂઝિયમના ભંડકિયામાં પૂરેલ
વ્હેલના હાડપિંજરની જેમ
એના તરફ કુતૂહલભરી દૃષ્ટિ નાખવા
પણ કોઇ તૈયાર નથી.
ઘેટા જેવી નગરી

અજવાળું સૂંઘતી અંધારા ભણી હંકાર્યે જાય છે.
ચન્દ્ર હાંફળો ફાંફળો
મ્યૂઝિયમની ટોચ પર ચડી બેસે છે.
શિખર પર થાળીની જેમ ડગડગતા
એના હાસ્યાસ્પદ ચહેરાને જોઈ
કોઈ હસતું નથી.
ગંભીર મુખમુદ્રાવાળાં સજ્જનો અને સન્નારીઓ
બંધ બારણે
મ્યૂઝિયમના મમીના પાટા છોડી
આરોગવા બેસે છે
ત્યારે ભૂંડ જેવો ભૂખ્યો ચન્દ્ર
રસ્તા પર એની જીભ ઘસતો,
નસકોરાં ફુલાવતો
આમ તેમ ભટકયા કરે છે.

૧૧–૧–'૭૪ (પ્રગટ થનાર સંગ્રહમાંથી)

## દાન * પોલ રેશ

એક સુબ્વર સવારથી જ ઝાડની પાસે આંટા માર્યા કરતું હતું. થોડીવાર પછી એક ખેડૂતે એને ત્યાંથી ખસેડીને વાડામાં મૂકી દીધું. એ સુબ્વર વૃક્ષની સ્વતંત્રતા સહન કરી શકયું નહીં. એ ગુસ્સામાં વૃક્ષને કહેવા લાગ્યું : આ તો ગજબનો પક્ષપાત છે ! હું માણસોને કંઈને કંઈ આપું જ છું. ચામડું, ચરબી, માંસ, વાળના બ્રશ–તું તો નકામાં લાકડાંનો ભારો છે, તો પણ તને ખાતર અને પાણી અપાય છે. મધમાખીઓ તારી રખેવાળી કરે છે !'

વૃક્ષે કહ્યું : 'મારા મિત્ર, હું જે કંઈ આપું છું તે જીવંત રહીને જ આપું છું !'

## ગઝલ ◎ હેમ્રપર ક્રિસ્ટી

સદીઓથી સૂરજ વગરનું હતું,
સ્મરણુ કોઈ પ્રાચીન નગરનું હતું.

અવાજોના આધારે ચાલ્યા કર્યું,
હતું તે તો પગલાંથી પરનું હતું.

દિવસને તો એણે વીંટાળી લીધો,
અરે, સ્વપ્ન તે રાતભરનું હતું.

અકારણુની પાછળ પણુ કારણુ હતું,
પવનનું હતું ને પ્રહરનું હતું.

અને અડધે રસ્તેથી પાછો ફર્યો,
કે ત્યાં મૌન લાંબી સફરનું હતું.

હતું, હા હતું, હા હતું, હા, હતું;
ભલેને એ પગલાંથી પરનું હતું.

## કૃત્ય ○ રતિલાલ 'અનિલ'

ન પગનું હતું કે ન 'પર'નું હતું,
જગત એવું મારી સફરનું હતું.
કે સરનામું કોઈક ઘરનું હતું,
અને ઘર વળી કો અવરનું હતું!

# એવા માણસો છે જ ક્યાં ?

—જે. બી. પ્રિસ્ટલી * અનુ વિજય શાસ્ત્રી—

આધુનિક સમાજમાં મૌલિકતા અને સર્જકતા ધરાવનારા માનવીઓ પ્રત્યે અણગમાની લાગણી વધતી જાય છે. લબાડ માણસો તેમને સમજી શકતા નથી અને બદમાશો સુદ્ધાં તેમનાથી ડરે છે. આવા (મૌલિક) માનવીઓ માટે કાયદા–કાનૂનોના કોઈ શકંજાઓ કારગત નીવડતા નથી એવો અનુભવ થતો હોવાથી; જાતજાતની સમિતિઓમાં બની ઠનીને બિરાજી ગયેલા લોકો તેમને સન્માને છે–પણ તે ય ભયપૂર્વક.

રાજકીય ક્ષેત્રે નવાં ઉત્સાહ–શક્તિ પેદા કરવાનું કામ આવા જૂજ મૌલિક સર્જનાત્મક શક્તિવાળા માનવીઓ જ કરી શકે તેમ છે–પણ પ્રશ્ન એ છે કે એવા માણસો છે ક્યાં ? જાતજાતની નકારાત્મક છાવણીઓમાંથી કોઈ એકાદની પસંદગી કરવાનું આપણે માથે આવે છે (એ પરિસ્થિતિ તો) જ્યારે આખું યંત્ર જ પડી ભાંગ્યું હોય ત્યારે, પગની બ્રેક લગાવવી કે હાથની એની ચર્ચામાં ઊતરેલા મોટરગાડીના સંયુક્ત માલિકોને મળતી આવે તેવી છે !

જુઓ તો ખરા, કેવા જાડી ચામડીના, તેજવિહોણા, વિચારો વગરના અને સત્તાલોલુપ માણસો આપણા સમાજને માથે ચડી બેઠા છે ? તેઓ એક પછી એક ફળ ચૂસતા જાય છે, તેના મધુર રસની લિજ્જત માણતા જાય છે. કેટલીક વાર તો, તમને આશ્ચર્ય થશે કે, આ 'યંત્રો'ની જો આપણે ખુશામદ કરીએ તો સઘળી મહત્ત્વની નિમણૂકો આ યંત્રો કરી આપે છે ! અને નજીકનાં સગાં સંબંધીઓને બઢતીઓ પણ આપે છે !

રાત્રિના પાછલા પ્રહર અને ભળભાંખળાની વચ્ચે હું ક્યારેક જાગી જાઉં છું ત્યારે જૂનાં વ્રણો ફરીથી દુઝવા લાગે છે. કરોડો

માણસો જેમાં માત્ર આંકડાથી જ ઓળખાતાં હોય, જેમનું માત્ર રજિસ્ટ્રેશન જ થયેલું હોય, જેમના ચહેરે પ્રતિભાનો લેશમાત્ર અણસાર વરતાતો ન હોય, જેમનું માનસ મૌલિકતાથી અંકિત ન હોય, જેમની પાસે સભર વ્યક્તિત્વ ન હોય એવા કરોડો માણસોથી આખી પૃથ્વી ખદબદી રહી હોવાનું ભાવિ જગતનું દૃશ્ય, આકાર બનીને મારી સમક્ષ ઉપસ્થિત થાય છે—

—અને ત્યારે આપણા યુગના માત્ર બે જ 'આદર્શો' (!) સચવાઈ રહેલા હોવાનું હું કલ્પું છું: એક તો સંસ્થાઓ રચવી અને બીજો જથ્થાબંધ ઉત્પાદન કરવું.

['THOUGHTS IN WILDERNESS'માંથી]

## મૃત્યુગીત * રતિલાલ સથવારા

મને ટહૌકો ન્હૈ ગયો આજ, ટહૌકો મને ગમ્યો,
મારો પંથ મોકળો આજ, ટહૌકો મને ગમ્યો.

મારા વાંસે ચલિયાં સૂમ, ટહૌકો તને નડ્યો,
મારી ડેલી, શેરી ગુમ, ટહૌકો તને નડ્યો.

આ ટહૌકો મારું ફૂલ, ટહૌકો મને ગમ્યો,
આ ટહૌકે ભાંગ્યું શૂળ, ટહૌકો મને ગમ્યો.

આ ટહૌકો શેરી–કાગ, ટહૌકો તને નડ્યો,
આ ટહૌકે સૂનો બાગ, ટહૌકો તને નડ્યો.

મેં ટહૌકો પીધો આજ, ટહૌકો મને ગમ્યો,
મેં છોડ્યા અહીંના સાજ, ટહૌકો મને ગમ્યો.

# તે જાણે છે?

—કનુ સુણાવકર—

મારા પડછાયા સાથે સાથે ચાલતાં ચાલતાં હું વાંકોચૂંકે મારગ કાપતો હતો. હજી કશો નિર્ણય થઈ શક્યો નહોતો. એમ નહીં થાય તો શું થશે?–ની પરિસ્થિતમાં બરાબરનો ઘેરાતો–ફસાતો જતો ઘેર આવ્યો. ખીસામાંથી ચાવી શોધી કાઢી. તાળામાં ઘૂસાડી. ન લાગી ત્યારે જ ખયાલ આવ્યો કે એ ચાવી તો તેના ઘરની છે, મારી ચાવી તો એની પાસે રહી ગઈ હશે? હશે.

તાળું પાછાડ્યું–તોડ્યું. બારણાં ઉઘાડ્યાં. અંદર પેઠા પછી જાળીમાંથી હાથ બહાર કાઢી જાળી બારણું બહારથી બંધ કર્યું. હું અંદર ને જાળી બહારથી બંધ. કોઇ ભલે માને કે હું ઘરમાં નથી. છેક ઊંડેના અંદરના ઓરડામાં આવીને હિંચકે બેઠો. કિચૂડાટથી ઘર આખું ભરાઈ ગયું. મારા હોવાના કિચૂડાટથી હું ગભરાયો. પરસેવો લૂછ્યો. પાંપણો પટપટાવી. હિંચકેથી ઊઠીને આરામખુરશીમાં પડ્યો–અદ્ધર પદ્ધર શ્વાસે હાંફતો. ધીરે ધીરે અરવતા છવાતી ગઈ.

બહાર સાયકલની પરિચિત ઘંટડી રણકી. ટપાલી હતો. મારા નામનો પોકાર થયો..."ભાઈ! તમારું રજિસ્ટર છે..." હું ઘરમાં છું–કે–નહીંનો જવાબ મળે તે પહેલાં તો એ 'હું ઘરમાં નથી' સમજીને સાયકલ ખખડાવતો ક્યાંય વહી ગયો. મેં મનોમન ગોઠવ્યું. કદાચ એ, ત્યાં તેને ઘર જશે. હું ત્યાં નહીં હોઉં એટલે 'માલિક મળ્યા નહીં'નો શેરો રજિસ્ટર પર નોંધીને ટપાલ પાછી લઈ જવાનો એવડૂંફ.

હું અંદરથી તળેઉપર થઈ રહ્યો. હિંચકે પછડાયો. ઘોર કિચૂડાટથી ઘર ગાજી ઊઠ્યું. અસહ્ય ન સહેવાતાં પૂરા કદના આરસામાં માથું

તું બચી નથી ગયો....તને હું મારી નાખવાનો છું.

ચટક્યું. મારો ડારનારો દેખાવ જોઈ હું ભયભીત થયો.

જાળીમાંથી હાથ બહાર કાઢ્યો. બહારથી બંધ જાળી ઉઘાડી. તાળું તો તોડી નાખેલું એટલે બંધ કરવાનું તો હતું નહીં. છતાં બંધ ઘરનો આભાસ ઊભો કરવાને ઇરાદે તૂટેલું તાળું ખાલી બારણે લટકાવીને ઊપડ્યો.

તેને ઘેર આવી અટક્યો. તે મારું કવર રજિસ્ટર હાથમાં લઈને અંદર જવા જતો જ હતો ને મેં એને પકડ્યો–પડકાર્યો. ચમક્યો. મેં એને હચમચાવ્યો. એ ગભરાયો. મેં ડોળા ઘુરકાવ્યા. એણે બેબાકળો થઈ આંખો બંધ કરી દીધી. મેં એના હાથમાંનું રજિસ્ટર કવર ઝૂંટવી લીધું અને પેન્ટના ખીસામાં ઊંડે–ઊંડે ખોસી દીધું. તેને એક ધક્કો લગાવ્યો "ચા...લ ઉપર."

એ દાદર ચડ્યો આગળ આગળ. હું પાછળ પાછળ પહોંચ્યો. એ ખાટલા પર બેઠો ને હું ખુરશી પર.

હું બોલ્યો–'હવે બોલ!'

'જો હવે મારે કંઈ બોલવું નથી.'

'કેમ? હવે ચૂપ રહે નહીં ચાલે. સમજ્યો?'

'હું કશું સમજતો નથી.'

'એમ?'

'હું બોલું કે મૌન પાળું, કશો અર્થ નથી. તું જે કરવાનો છે તે જ કરવાનો જ છે. મને એટલી ખબર પડી ગઈ છે.'

'તને ખબર પડી કેવી રીતે? રજિસ્ટર કવરમાં શું છે, તે તું જાણે છે?'

'ના, પણ તેં જે ઝડપથી ઝૂંટવી લીધું તે પરથી અનુમાન કરું છું કે–'

'કે–?'

'તું શું કરવાનો છે!'

'હું શું કરવાનો છું?'

'કેમ? તને ખબર નથી?'

'ના.'

એ વિચિત્ર હસ્યો. હું લગભગ બરાડ્યો–'જો ઓ ઓ...આ...મ હસ નહીં.'

'હસું નહીં તો શું કરું?' તે હસ્યો.

'જવાબ આપ.'

'તું પૂછે તેનો જ જવાબ આપું. પૂછ.'

'તે પેલી વાત જાણે છે?'

'કઈ વાત?' એ હસ્યો–ખડખડાટ.

'પે...લી વાત.'

'હા.'

'હા?'

'હા.' તે ભયપ્રદ હસ્યો. ને હું કશુંક કડવું કાંટાળું ઝાંખરું ગળે ઉતારી ગયો જાણે.

'તે એ પણ જાણે છે કે તું મગતરું પણ મારી શકવાનો નથી. તે એ પણ જાણે છે...તે એ પણ જાણે છે...તે એ પણ જાણે છે...તે એ પણ...'

—ને મારી દૂંટીમાંથી ઉકળતો લાવારસ છેક મગજની નસો સુધી પહોંચી ગયો. મેં એના નાક પર મુક્કો લગાવ્યો. પછી ઊભો કરી–કરીને ધક્કા–ઉપર–ધક્કા માર્યા. એણે ચીસો–ઉપર–ચીસો પાડી. મેં આખરે એનું ગળું દબાવી દીધું.

પછી સીધો જ તેને ઘેર પહોંચ્યો. તે હસતો હસતો જાણે મારી રાહ જ જોતો હોય એમ–ઊભો હતો.

'તમે પછી સીધા અહીં જ આવશો–હું જાણતો જ હતો.'

'હું શું કરીને આવ્યો છું, તે તું જાણે છે?' 'હા, તમે તેનું ગળું દબાવીને તેને મારી નાખ્યો અને...તમે સારું કર્યું. એ તમને

મારી નાખે તે પહેલાં તમે એને મારી નાખ્યો. સારું કર્યું.' વિચિત્ર હસતાં તેણે કહ્યાં કર્યું.

'હા, હવે તો મને પણ એમ જ લાગે છે કે મેં એને મારી નાખ્યો તે સારું કર્યું. સારું થયું. નહીં તો એ મને મારી જ નાખતે હા...શ ! હું બચી ગયો આબાદ.'

'તું બચી નથી ગયો...તને હું મારી નાખવાનો છું.'

'તું ? તું ? તું મને મારી નાખીશ ?'

'હા.' મને પેલી વાતની ખબર છે–બરાબર ખબર છે. હું તને ન મારું તો તું મને મારી જ નાખે એટલે...' કહી તે મારી ઉપર ધસી આવ્યો.

## સાંજ પડે ને * કિસન સોસા

કેસરવરણી જ્વાળે બળતો,
સાંજ પડે ને સૂરજ મળતો.

સૂરજ, સૂરજ ક્યાંય રહે છે ?
કેમ સવારે નથ્થ નીકળતો ?

ગુલમહોરના ગોકુળ ગામે,
પિચ્છ વિખેરી મોર રઝળતો.

મોર તને છે મારા સમ હો,
ટેહુ–એ ના નામ કકળતો.

અંધ નયનનાં સૂના ઘરમાં,
કોનો ચ્હેરો ટોળે વળતો ?

ચાંદની રાતો ચાદરમાંથી,
ઓશિકેથી ચન્દ્ર નીકળતો.

ક્યાંથી પગમાં આવ્યો રેલો ?
પડખે બેઠો માણસ ગળતો.

રાધા રાધા, મીરાં મીરાં
મ્હાડ ફરી સ્વ પાછો વળતો.

ચંદર ધરતીઅરમાં બેઠો,
રસ્તા વચ્ચે સૂરજ બળતો.

સૂરજ, સૂરજ ક્યાંય રહે છે ?
કેમ સવારે નથ્થ નીકળતો ?

ન ફૂલોની, ઝાકળની રાણી હતી;
હતી, ધૂળ–વાદળની રાણી હતી.

કદી લાગતું નીલ આકાશની,
કદી લાગતું તળની રાણી હતી.

કદી બંધ એક આંખ, હોઠે હસે;
ને જુઓ તો કાગળની રાણી હતી.

યુગોના ભૃતુ પર લગાડી ભભૂત,
હતી પીંગળા, પળની રાણી હતી.

દીવો જલતો મૂકી બૂઝાઈ ગઈ,
ભલી ભોળી એ છળની રાણી હતી.

નગરમાં કદી ન્હોતી મળતી તને,
એ જિંદગી મરુથળની રાણી હતી.

## ગઝલ



હેદ્દપર કિસ્ટી

## ગઝલ



કિસન સોસા

એ સોનેરી વાદળની રાણી હતી,
કે કાપેલી, કાગળની રાણી હતી ?

દિવસ પર તો એની જ સત્તા હતી,
અને આમ તો પળની રાણી હતી.

સમુદ્રી રહસ્યોમાં ઊતરી પડી,
તે પાતાળના જળની રાણી હતી.

સમયનો આ નિર્ભ્રાન્ત સૂરજ કહે :
એ લખલૂંટ ઝાકળની રાણી હતી !

ગઈ,
હતી.

# એક કાવ્ય ○ નીતિન મહેતા

—તો શું થાય ?
છીંકાછીંક કરું તો મુંબઈ
ખરી પડે
ગુજરાતમાં ક્રાંતિ થાય
અને હું સામાજિક ક્રાંતિનો
કવિ ગણાઉં હે, છીંકદેવી !
અરે છીંકદેવી એમ જો
થાય તો તારા ખોળે માથું મૂકી
બસ છીંકાછીક કર્યા જ કરું
મારી એક છીંકથી અપ્સરાઓની
જાંઘોમાં કાંટાળાં જંગલ ઊગી જાય
મારા ફક્ત એક બગાસામાં
મારાં ફક્ત તેંત્રીસ રૂપોનું હું દર્શન
કરવા જાઉં ત્યાં તો દયાળુ ઈશ્વર
મને લાત મારવા પગ ઉઠાવવા જાય
અને એનો પગ કાંટામાં
ભરાઈ જાય
કાંટાઓ હરણ થઈ ભાગે
ઈશ્વરના પગમાંથી ટપકતા લોહીમાં
હું એક હોડી સરકતી જોઉં
ફરી મને છીંક આવે
ત્યાં તો નાકમાંથી હલેસાંસોત
મનુ નીકળી આવે
હું તેને રૂમાલમાં ગડી વાળી
મૂકી દઉં ત્યાં તો ફરી હાક્ છીં...ઈ ઈ ઈ...

# મફતલાલોનું સંમેલન ○ ચંદ્રવદન મહેતા

મનુષ્યોમાં હું
ભગવાન
સ્વરૂપ છું
એટલે
હું પ્રમુખ છું.

જાહેર યા દયાધર્મના ટ્રસ્ટ-ફંડોનાં નાણાંમાંથી મોટર યા જીપ ચલાવનાર યા દાણોદુણી ખાનાર ટ્રસ્ટીઓ! છાત્રાલયમાંથી આખો ઘર-ખર્ચ ઉપરાંત પટાવાળા નોકરોની મફત સેવા લેનાર સંચાલક સાહેબો! એવા કંઈક ફંડોના ફાળામાંથી આખો જીવનખર્ચ કાઢનારા ગફતનો માલ મેળવી મઝા માણનારા સાહેબો, બહેનો અને ભાઈઓ।

આ સંમેલનનું મને પ્રમુખપદ આપવામાં આવ્યું છે, એ માટે હું આપનો આભાર માનું છું. તમારામાંના ઘણા ભાષણો કરવા અધીરા થયા છો એ હું જાણું છું. તે પહેલાં મારે બે-ત્રણ વાતો સ્પષ્ટ કરવી છે તે કરી દઉં. મારે મારી લાયકાત વિશે થોડું તો કહેવું જોઈએ. તમે મને જે હાર પહેરાવ્યો છે, તે ઉધાર નથી લાવ્યા, પરન્તુ આજે સવારે પડોશમાં લગ્ન હતાં, ત્યાં વરરાજાએ જે હાર પહેર્યો હતો તે એમણે જરા વિશ્રાંતિ માટે કાઢી બાજુ પર મૂક્યો, તે ઉઠાવી લાવ્યા છો એ હું જાણું છું. અને એ માટે હું તમને ધન્યવાદ આપું છું. સભા પૂરી થતાં તમે જે હાર પહેરાવવાના છો તે સ્ટેશન ઉપર સજોડે જે ટ્રેન આવી એના ડબ્બાની બારી શણગારી, એમાંથી બે ટુકડા કાપીને એક બનાવવામાં આવ્યો છે એ પણ હું જાણું છું. એ માટે હું મોટું ગૌરવ લઉં છું. એથી મારી લાયકાત વધી છે. હવે મારે જે કહેવાનું છે તે વિશે જણાવવાનું કે મેં બે-ત્રણ વિદ્વાનોને મારું આજનું ભાષણ લખી આપવા કહ્યું હતું,

તેમાંના એક જણે પણ મારે બોલવાનું ભાષણ લખી મોકલ્યું નથી., એની નોંધ લઈ, અને જો સભા દરમ્યાન એ ભાષણ આવશે તો હું વાંચીશ, એટલું કહી, હવે આપણા જુદા જુદા પ્રતિનિધિઓનાં ભાષણો સાંભળીએ.

હા, જરા થોભો. મંત્રી મહાશય મને જણાવે છે કે પહેલાં પ્રતિનિધિ રેલ્વેમાં મફત મુસાફરી કરવામાં હોશિયાર છે, પણ એ જાહેરમાં બોલવા માગતા નથી. એમણે પોતાનું ભાષણ લખી મોકલ્યું છે તે હું વાંચીશ. એ પોતાનું નામ પણ દેખીતાં કારણોસર જાહેર કરવા માગતા નથી. હું એમને પણ ધન્યવાદ આપું છું, અને એમની રજાથી હું હવે એમનું ભાષણ વાંચીશ.

મે. પ્રમુખ સાહેબ! પરથમ પદે મારે એ કહેવાનું કે મારી સાંઠ વર્ષની જિંદગીમાં મેં રેલ્વેની ટિકિટ લીધી નથી. ટિકિટબારી કંઈ આવે છે એની જ મને જાણ નથી. સ્ટેશન ઉપર ટિકિટ તપાસનારાઓને પણ ચા પીવાની ટેવ હોય છે. પાણી પીવાની કુદરતી હાજતો તો હોય છે જ. યા એ પોતાના સાથી સાથે બદલી થયાની, યા પગાર થયાની, યા પગાર વધારાની વાતો કરવા જાય, ટૂંકમાં એ આઘોપાછો થવાનો જ છે, એ ટાણે હું એમની નજર ચુકાવી પ્લાટફારમ ઉપર દાખલ થઇ જાઉં છું. હવે ટ્રેન ચાલે ત્યારે ટિકિટ–ચેકર જે ડબ્બામાં સાદા કપડામાં બિલ્લો લટકાવી આવી ચઢે અને ભેટો થઈ જવાનો મોકો આવે એ પહેલાં મને જાણ થતાં જ હું બાથરૂમમાં સંતાઈ જાઉં છું. ટ્રેન ઊભી રહે એટલે હું સીધો ચાના સ્ટોલ પર ધસી જાઉં, ત્યાં ચાના બે–ત્રણ કોપનો ઓર્ડર આપી દઉં છું, અને રેલ્વેના અફસર જેવા કોઈ સાહેબ ત્યાં આવી ચઢે તો તરત 'પીઓ પીઓ સાહેબ!' કહીને એમના હાથમાં એક કપ સોંપી દઉં છું. 'આપણે તો રોજની ઓળખાણ' કહી એ કંઈ વિચારતો રહે તે પહેલાં મારો કપ ગટગટાવી જાઉં, યા કપ હાથમાં રાખી

ધીમે ધીમે સરકતો છેલ્લા ડબ્બા સુધી ખસી જઈ; ગાડી ઊપડતાં એમાં ચઢી જાઉં છું. કપ હાથમાં રહી જાય તો રહી જાય. પૈસા કોણે આપ્યા એની હું ચિંતા કરતો નથી. મારા પ્રવાસ દરમ્યાન સરેરાશ દર સાલ બે ડઝન ચાનાં કોપ-રકાબી મારે ત્યાં એકઠાં થઈ જાય છે, અને પછી એ સાફ કરી વેચવાં પડે છે. ભાંગ્યા-ફૂટયાં તે જુદાં. બહાર જવા માટે સ્ટેશને મૂળ દરવાજા સિવાય બહાર નીકળવાના બે-ત્રણ છૂટક દરવાજા બધે હોય છે જ, એનો હંમેશાં ઉપયોગ કરું છું.

વક્તાએ જાતે ભાષણ ન કર્યું, એટલે તમે તાળીઓ ન પાડી એ ઠીક ન કર્યું. હવે બીજા વક્તાને હું સૂચના કરું છું કે એમણે શું કહ્યું. એઓ, મંત્રી વર્ગ કહે છે કે, તોતડા છે, એટલે એમનું ભાષણ પણ મારે જ વાંચવું રહ્યું.

મહેરબાન શાયેબ ! (એમના ભાષણમાં 'સ'ને બદલે 'શ' લખ્યો છે.) હું મફતનું ખાવામાં અને મફતનું લેવામાં જ માનું છું. પૈસાનું ચલણ તો આજે થયું. આપણા વડવાઓ પાસે નાણું કે સિક્કા જ ક્યાં હતા ? ચણામમરા ભજિયાંવાળાની દુકાને કોઈ ચણામમરા ભજિયાં લેવા જાય છે તો હું એની પાછળ હાજર થઈ, જાણે મોટો સોદો કરવાનો હોઉં તેમ ચાખી જોવા બેચાર ફાકા મારી લઉં, પછી ભાવ પૂછું અને એનો માલ જોઈએ તેટલો સારો નથી એમ કહી બીજી દુકાને જાઉં. આજે ચણા તો કાલે શિંગ, એમ મિઠાઈ સુધી હું રોજ જુદા જુદા લત્તામાં હાથ મારી આવું છું. એ મને ફાવે છે. પણ શાકભાજીવાળાને ત્યાં મારે જરા બીજો નુસ્ખો અજમાવવો પડે છે. ઊંચી દુકાન હોય તો ભાવતાલ માટે હાથ એવા હલાવું કે, બેચાર રીંગણાં કે ભીંડાં યા પરવળ યા બટાટા નીચે પડી જ જાય. અરધા પાછા મૂકી આપું અને અરધા મારી ઝોળીમાં જાય, કદીક તો ઝોળી જ એ રીતે ઝાલું. કોઈ મને વિદેશમાં

શોપલિફ્ટીંગના રોગની વાત કરતું હતું. આપણા દેશમાં શોપલિફ્ટીંગની જરૂર જ નથી. એ રોગ પણ નથી. મફત ખાવું એ સિદ્ધાંત છે. સાચું બોલવું એ પણ એક સિદ્ધાંત છે તેમ જૂઠું બોલવું, મફતનું ખાવું એ પણ સિદ્ધાંત જ છે. મારે ત્યાં આમ વિવિધ પ્રકારનાં શાક થાય છે, યા શાકનો શંભુમેળો પણ થઈ જાય છે. ભીંડાં અને વેંગણ સાથે નહીં જાય, પણ બટાટા અને રીંગણા અને પાપડીની મોસમમાં તો દશવીશ પાપડી ભોંય પથારવી એ તો મારે રમત વાત. આમ હું આ દિશામાં હવે પુસ્તક લખવાનો વિચાર કરું છું. મને આશા છે કે આપના પ્રમુખ સાહેબ મારા એ પુસ્તકની પ્રસ્તાવના જરૂર લખશે જ. હવે હું બેસી જવાની રજા લઉં છું.

ચાલો હવે ત્રીજા પ્રતિનિધિ—આ એમનું ભાષણ! મારે જ વાંચવું પડશે. કારણ એ હાજર જ નથી.

ભાઈઓ, હું બીજી જ જાતનો મફતલાલ છું. શહેરમાં ૩૬૫ દિવસમાં લગભગ બસો અઢીસો ત્રણસો દિવસ લગનસરા લગ્નો ચાલે છે. હું જ્યાં લગ્ન હોય ત્યાં એક ખાસ રેશમી કોટ પહેરી હાજર થઈ જાઉં છું. ક્યાંકથી પોસ્ટમાંથી યા કોઈને ત્યાંથી, ભોજન-સમારંભનું કાર્ડ તફડાવી લાઉં અને પોણા વર્ષ સુધી એક ટંકનું અકરાંતિયા મફત લગનનું જ જમું છું. હજી સુધી આ ભાગ્યશાળી શહેરમાં મને કોઈએ ના પાડી નથી. કંઇક કોઈને શંકા આવે તો, નામ પૂછવા આવે તો, હું મગનલાલ, કેમ આપણા છગનભાઈના બનેવી કે એવું—જેવો ન્યાત, જેવો મહોલ્લો, તે પણ લલકારી દઉં છું. કોઈ જમતાં ઉઠાડતો નથી, અને ઘણી વાર વર કન્યા પાસે આશીર્વાદ આપવા જતાં, જાણે ચાંલ્લો કરવા જતો હોઉં તેમ દેખાવ કરીને જાઉં છું. કથાપ્રસંગે તો હું દશની નોટ જ કાઢું છું. એકાદ જણ પાસે બે પાંચ પાંચની નોટ માંગું, તે ન મળતાં પાત્રમાં દશની મૂકી, એક નોટ પાછી લેતો હોઉં એવો દેખાવ કરું,

સરવાળે મારા હાથમાં ત્રણ પાંચની નોટો આવી જાય છે. આ સંમેલન મારી આ કુશળતા ધ્યાનમાં લઈ ભવિષ્યમાં મને પ્રમુખ બનાવે, યા મને કોઈ સારો એવોર્ડ આપે એવી મારી વિનંતિ છે.

ચાલો ત્યારે, હવે એક જણ રહી ગયા. કોણ તમે, શું તમારો નિબંધ પણ મારે જ વાંચવો? લાવો મંત્રી સાહેબ, જલદી કરો. ભાઈઓ! હું મારું ભાષણ ટૂંકમાં જ પતાવીશ. મારે ત્યાં ત્રણ ઓરડા ભરીને પુસ્તકો છે. લાયબ્રેરી કહી શકાય. વાંચવા આવનારાઓ માટે નજીવી ફી છે. ઘેર લઈ જાય એમને માટે ડિપોઝીટ, ફાજલ અનામત રકમ પણ લઉં છું. સામાન્ય નિયમ પ્રમાણે દોઢી કિંમત. અને પુસ્તકો બધાં જ હું કોઈને ત્યાંથી મફત યા વાંચવા લઈ જવાને બહાને લઈ આવું છું. એક મોટા માણસે કહ્યું હતું કે જે કોઈ પુસ્તકો વાંચવા લઈ જાય છે તે ફરી પાછા આપતાં જ નથી. પુસ્તકો માટે મને ઘણો પ્રેમ છે, એની કિંમત માટે મને નફરત છે. એક વાર મફત મેળવ્યા પછી એ પુસ્તક ઉપર પાંચથી દશ ગણું નાણું હું ઊભું કરી દઉં છું. એમાંથી મારો રોટલો સુખેથી નીકળે છે. રોટલો એટલે સાચી સ્વચ્છ તાજી બાજરીનો. શિયાળામાં, ઉનાળામાં માળવાનો જ ઘઉં. મારી પાસે બધાં જ મફત પુસ્તકો છે. એમાંનાં ઘણાં આપના જ હશે. પ્રમુખ સાહેબના તો બધાં જ છે, પણ મેં પુસ્તકો પાછળ એક કાણો કે રાતો કે ઘસાયેલો યા ખોટો પૈસો પણ ખર્ચ્યો નથી, ખરચવાનો નથી. તમારામાંથી મારે ઘેર તમારે તમારાં પુસ્તકો જોવા આવવું હોય તો ઘરપ્રવેશની ફી રૂ. પાંચ હતી તે હવે દશ થશે. કારણ, હવે તમે મારે ત્યાંથી પુસ્તકો નહીં તફડાવો એની મને ખાત્રી નથી. જયહિન્દ, જયહિન્દ.

મફતલાલોના પ્રમુખ પાસે મફતલાલોએ મફત ભાષણ વંચાવ્યાં એ ઠીક ન કર્યું. બસ હવે આપણો સમય પૂરો થાય છે. મારે પ્રમુખ તરીકે બે જ બોલ કહેવાના છે. હું મફત વસ્તુઓ કપડાં,

ઘરેણાં, પુસ્તકો, ભોજન મેળવવામાં માનું છું એથી દેશનું ભલું થાય છે. ભારત દેશ ટકી ગયો છે તે જ કારણથી. ભગવાન બધું જ મફત મેળવે છે. લોક કહે છે કે ભગવાન લોકનું ભલું કરતો હશે, પણ એની કોઈ નોંધ નથી. જેમ જેમ એનો પ્રસાદ વધે, એનો શણગાર વધે, એની પાસે મૂકવાની ભેટની રકમ વધે, તેમ તેમ એની મહત્તા, મોટાઈ વધતી રહે છે. એના જેવડી બીજી કોઈ વ્યક્તિ મફતનું લેનારી છે નહીં, મનુષ્યોમાં હું ભગવાન સ્વરૂપ છું એટલે હું પ્રમુખ છું. એટલે તમારે બધાએ મને આજે નહીં, આજનો હાર મફત મેળવ્યો છે એટલું નહીં, પણ હવે પછી બધું મફત જ આપવું જોઈએ. આપને સુગમ પડે અને સમજણ પડે એટલે હું એની યાદી જ રજુ કરું છું.

સાંભળો ભાઈઓ, હું મફતલાલોનો પ્રમુખ છું. મારા ટેલિફોનનું બિલ મારે આપવાનું ન હોય. મારી મોટરકારોનો ખર્ચ મારે ભરવાનો ન હોય. દાણાવાળા, તેલવાળા, શાકભાજીવાળા અને રાંધવાના મસાલા જોઈએ તેના કોઈ પણ બિલો મારે ચૂકવવાનાં ન હોય. મને બહુ ઓછાં જ કપડાં જોઈએ છે. વર્ષની ચાર ખાદીની ટોપી અને બાર કૂરતાં, એનાં કપડાંના અને દરજીનાં બિલ મારે ચૂકવવાનાં ન હોય, મારો પ્રવાસખર્ચ રેલ્વે, એર—એની ટિકિટો મારે ખરીદવાની ન હોય. પ્રવાસ દરમ્યાન ભોજનની વ્યવસ્થા મારે માથે ન હોય.

છેવટે, તમે ભૂલેચૂકે, ભાગવત કે રામાયણની કથા યા સત્યનારાયણથી કથા બેસાડો એના પ્રમુખ તરીકે મને બિરાજમાન કરો તો શાસ્ત્રી પંડિત મહારાજ આગળ મૂકવાની દક્ષિણા મારે મૂકવાની ન હોય. આજની સભાનું કામકાજ હવે પૂરું થાય છે. જયહિન્દ ! જયહિન્દ !

◦ ઇસ્વીસન છે એટલે મારી ને ઇસુ વચ્ચેનું અંતર દરરોજ વધતું જ જાય છે...

# ચાર ક્ષણિકા ○ કિસન સોસા

૧

કાદવને પટ પ્રલંબ કમળ શોધવાનો શાપ.
સૈકાના કાટમાળમાં પળ શોધવાનો શાપ.
આ સ્નેહ શું હશે અને સમ્બન્ધ શું હશે?
પરપોટે પુરાયેલ વમળ શોધવાનો શાપ.
નદીઓ વહે છે પીઠમાં, દરિયાઓ કોણીએ,
જિહ્‌વાને ટેરવે તપે જળ શોધવાનો શાપ.
ભરચક ક્ષણો-ક્ષણો થકી આખ્ખોય કાળ-પટ;
ને રિક્ત હાથ, હાથને પળ શોધવાનો શાપ.

૨

સળગીશ ત્યાં સુધી જ કે તું ઝળહળી જઈશ,
પાણીની વસ્તીમાં પછી પાછો વળી જઈશ.
મારી ઉદાસીઓનો ગલત અર્થ ના ઘટાવ,
હું સાંજનો જ સૂર્ય છું, હમણાં ઢળી જઈશ.
તારા બધા ય સૂર્ય હશે આથમી ગયા,
સપનાંઓમાં ઉજાસ થશે ને મળી જઈશ.
કેવળ પ્રવેશદ્વાર લગ સાથે રહીશ હું,
તું સ્વર્ગમાં જજે, હું તો પાછો વળી જઈશ.

૩

ચારે તરફ ગંઠાયેલું અંધારું, શું થશે ?
ફાનસાનો પ્રશ્ન છે કે, હવે તારું શું થશે.?

ચારે ય ભીંત આભમાં ઊભી ઊડી રહી,
ઊડતા આ ઘરને કેમ કરી વારું, શું થશે ?

હાથો મહીં સુકાયેલા દરિયાના ચીલાઓ,
છે-થી વધુ તો બોલ, નિમક, ખારું શું થશે ?

મારી જ સામે શીદ તકાયેલાં તીર-તીર,
પ્રત્યેક પ્રશ્ને તીર છે કે, તારું શું થશે ?

૪

દરિયાઓ તારી પ્યાલીમાં આવી ઠરી જશે,
પ્રતિબિમ્બ ટળવળે છે ને, એ પણ મરી જશે.

થોડીક છે લીલોતરી હરણાંની પીઠ પર,
આજે નહીં તો કાલ એ મૃગજળ ચરી જશે.

ઉલ્કાઓથી ભર્યું ભર્યું રઝળે છે ચિત્તમાં,
આકાશ લાલ-પીળું થૈ શ્યામલ ઢળી જશે.

પ્રતિબિમ્બથી ભર્યાં ભર્યાં લહેરે તરંગતા,
દરિયાઓ જીવતા હશે, કાંઠા મરી જશે.

# સ્ત્રી ડ્રાઈવર

—ગેર્ટુડ ફુસેનેગર
અનુવાદક : પવનકુમાર જૈન

ફેડયા હંમેશાં જે કહેતો રહે છે, તે જરાય સાચું નથી, કે જેવી હું વ્હીલ પાછળ ગોઠવાઉં છું તે જ ક્ષણે શયતાન મારામાં પ્રવેશે છે. કબૂલ છે કે હું ફાસ્ટ ડ્રાઇવ કરું છું, ફાસ્ટ પણ સારી રીતે. જો કોઇ ફાસ્ટ ડ્રાઇવ કરે, તો સારી રીતે ડ્રાઇવ થઇ શકે ?

વરસાદ પછી ચોખ્ખી બનેલી સાંજ. પશ્ચિમમાં અતિ દૂર, ફિક્કો પીળો ઉજાસ, વળાઇને ચોખ્ખું બનેલું અને નીલમ જેવું ઠંડું દેખાતું આકાશ. ઢાળ પાછળ હવે શહેર દૂર છૂટી જાય છે. વળાંકે વળાંકે રસ્તો કેવો બાંકાઇપૂર્વક ઉપર ને ઉપર જતો જાય છે! નીચે પ્રકાશની ટીપકીઓ વચ્ચે ફેડયાનું અને મારું ઘર ટમટમે છે. એ ઘરે બેઠો બેઠો વાંચે છે, વાંચે છે ને વિચારે છે. એક શબ્દ પણ બોલતો નથી. ઘડિયાળ ટકટક કરતું રહે છે, એની આંગળીઓ વર્તુળાકારે સરકે છે. વખતોવખત ફેડયા એની સિગરેટ પરની રાખ ખંખેરે છે અને એશ-ટ્રેમાં રાખનો પહાડ ઊભો થયો હશે.

ત્યાં— પાછલા અરીસામાં, પેલું શું છે ? એક વિશાળ, ચપટા જેવો લાગતો કાંસા જેવો બદામી દડો—અરે, એ તો ચાંદો ! પૂર્વમાં ઊગે છે, એક નિષ્પ્રાણ, ઝળહળતો પ્રકાશ, સપ્ટેમ્બરનો ચાંદો. લોકો એને શિકારીનો ચાંદો કહે છે, કારણ કે હું ધારું છું ત્યાં સુધી સપ્ટેમ્બર શિકારીઓનો મહિનો છે. 'મારો ! રખેને છટકે !' ઝાડીઓ અને ખેતરોમાં બંદૂકો ધણધણે છે અને ભયથી ધ્રૂજતું હરણ વનમાં છુપાય છે.

ભલા તારલિયા, હવે તારી શી જરૂર છે ? તારો પ્રકાશ કોઈ વસાતમાં નથી, જરા ય નહીં, કારણ કે હવે અમારી રાત્રીઓ બીજાં

અને વધુ પ્રખર અજવાળાંથી આબાદ છે. હવે તું પહેલાં ક્યારેક હતો એટલો સુંદર નથી રહ્યો, હવે અમારી પહોંચ બહાર નથી રહ્યો, પ્રેમીઓનો વહાલો ચાંદો, નિસાસા નાખતા કવિઓનો મિત્ર. રોકેટે તારા ઉપર પ્રહાર કર્યો, તારી બરફ જેવી ચામડી પર એક ઘા પાડ્યો, તારી વિવરોનાં ચાઠાંવાળી ચામડી પર. ગઈ કાલે જ મારે ફેડ્યા સાથે એની ચર્ચા થઇ હતી, અને ફેડ્યાએ કહ્યું હતું: એ બધાનો શું અર્થ છે? હું માણસોને સમજી નથી શકતો. જવાબમાં મેં કહ્યું હતું: ફેડ્યા, તું મને સુદ્ધાં સમજી શકે છે? એણે પોતાની આંખો ઝીણી કરીને ઘણી વાર સુધી મારી સામે જોયું હતું અને પછી કહ્યું હતું: હું તને હંમેશાં નથી સમજી શકતો, બાર્બારા.

હંમેશાં નહીં? તું મને ક્યારેય નથી સમજ્યો, ફેડ્યા; ત્યારે તો જરાય નહીં જ્યારે સાંજે કોઈ પણ આરણકારણ વિના ડ્રાઇવ કરવા નીકળી પડું છું. જેમ કે હું હમણાં ડ્રાઇવ કરી રહી છું, અમસ્તી જ ગાડી ફેરવવા ખાતર, તારી સાથે એ ઓરડામાં બેસવાનું ટાળવા ખાતર જ્યાં ઘડિયાળ ટકટક કર્યા કરે છે, એશ-ટ્રે રાખથી ભરાતી રહે છે, જ્યાં તારું મૌન, દીવાલોને અપાયેલું મૂક આહ્વાન છે કે તેઓ નજીક નજીક સરકી આવે, એટલી વધારે નજીક ને નજીક, કે છેવટે મને એવું લાગવા માંડે કે એ મને ગુંગળાવી મારશે.

એટલે મારે ડ્રાઇવ કરવા 'નીકળવું જ પડે' છે, ફેડ્યા. જો તને એમની ઉપર, આ લાચારી જાહેર કરતાં જૂઠાણાંઓ પર, વિશ્વાસ ન બેસતો હોય, તો મારી પાસે બહાનાંઓનો તોટો નથી. મારી બહેન રુથ માંદી છે અને એને મળવા જાઉં છું, એમ કહીને હું આજે ફરી તારી પાસે ખોટું બોલી. એ માંદી તો છે જ; તે છતાં, હું કંઈ એને મળવાની નથી અને તને એ ખબર છે, તને ખબર છે કે મને રુથ સાથે જરાય નથી ફાવતું, ખરેખર તો મને કોઈની ય સાથે નથી ફાવતું, તારી સાથે પણ...નહીં.

અરે, ગીચ વિસ્તાર! માથાં! રસ્તો અહીં સાંકડો થઈ જાય છે, કમબખ્ત! સાયકલસવારો, પગે ચાલતા લોકો, બાળકો અને કૂતરાંથી ખીચોખીચ, આવા સાંકડા રસ્તાઓની મને એવી તો સૂગ છે કે બસ. અંધારિયું અને ભારે એવું કોઈ વાહન નાકા પર વળી રહ્યું છે, ગાડીના ઘોડા, સુક્કા ઘાસનું એક ગાડું–આવા રસ્તા પર એની મનાઈ ફરમાવવી જોઈએ!

વહાલી કાર, જરા સબૂર કર, સુંદર, વહાલી કાર, જરા સબૂર કર. થોડી વારમાં આપણે આમાંથી બહાર આવી જઈશું, થોડી જ વારમાં તું પાછી છૂટી થઈ જશે. આખરે હવે આવ્યો—ખુલ્લો રસ્તો. ઘરો અને લોકો પાછળ છૂટતાં જઈ રહ્યાં છે, રસ્તો આપણા તરફ ફંટાય છે અને પવન, બારીઓ પર પોતાનાં પાંદડાં અથડાવતો મીઠા નિસાસા નાખતો ધ્વનિ. વધારે ઝડપથી! હજીય ઝડપથી! આપણી આગળ સફેદ રેખા દોડયે જાય છે, રસ્તાની બાજુએ ખોડેલા પથ્થરો પરની લાલ નિશાનીઓ... વધુ ને વધુ ઝડપથી એ નિશાનીઓ ઝબકીને પસાર થઈ જાય છે. એક બીજાને છેદતા રસ્તાઓ, વળાંક, સીધી ટેકરી. બધે જ નિશાનીના થાંભલા ચેતવે છે: જોખમ! જોખમ!

જોખમ અનુભવ્યા સિવાય ડ્રાઈવ કરવાનું અહીં કોને ગમે છે?

આપણા તરફ આવતી દરેક વસ્તુ ભૂતના આકારની જેમ સુસવાટા બોલાવતી પસાર થઈ જાય છે. આપણી આગળની દરેક વસ્તુને પકડી પાડવામાં આવે છે, એને વટાવી જવાય છે, એ આપણી–પાછળ–ક્યાંક–માં વિલીન થઈ જાય છે. (કોઈ એવું ન ધારે કે એ મારા કરતાં ઝડપથી ડ્રાઈવ કરી શકે છે. કોઈ રખેને એવું ધારે કે આ તો ખાલી સ્ત્રી ડ્રાઈવર છે!) અત્યારે જો તું મારી પાસે હોત, ફેડ્યા, તો તું મને ધમકાવવા માંડયો હોત: પાગલ છે કે શું–? સો ઉપર!–પણ, તું અહીં નથી, ઘરે તારા ઓરડામાં બેઠોબેઠો તું સ્મૃતિઓનું કે ભવિષ્યને લગતી યોજનાઓનું કોઈ અફલાતૂન જાળું રચતો તારી ચોપડીઓનાં પાનાં

ફેરવી રહ્યો છે. યોજના અને સ્મૃતિ ; બન્નેમાં કોઈ ફેર નથી, આપણા જીવનને, તારી સમજ પ્રમાણેના જીવનને, ફસાવવા માટે રચવામાં આવેલું એક જાળું. પણ મારે એ નથી જોઇતું, આ જાળામાં અટવાયેલું જીવન મને 'અહીં અને હાલ' જોઈએ છે, આ 'અહીં' જે મોજુદ છે, હેડ–લેમ્પનો પ્રકાશ પહોંચે તેટલે દૂર સુધીનો ખુલ્લો રસ્તો, રસ્તા પર પકડ–દાવ, શિકાર અને શિકારી. આજના જેવી રાતનો શિકાર શું હોઇ શકે છે?

એક જમાનો હતો કે શિકારીઓ ઘોડે ચડીને શિકાર કરતા. બંદૂક ફૂટે : રુવાંટી અને તરફડતા માંસનો ગોટો, કાચ બાઝયા હોય તેવી આંખો, દૂધિયા અને આંધળી, પછી ગરમાગરમ જમવાનું પીરસાતું અને એટલેથી જ બધું પૂરું થઈ જતું. હવે આપણે કારની સવારી કરીને શિકાર કરીએ છીએ. હેડલેમ્પોએ છોડેલા સફેદ શંકુ આકારમાં પ્રકાશ પર ચડીને આગળ ધપતા ખવીસ અને પિશાચ આપણા શિકાર છે. કાળીમેશ રાત્રી-માં ધસમસતો પ્રકાશનો એક સફેદ ખંડ અંધકારને ચીરતો વહી જાય છે. દૃશ્યાવલીઓનો ભારવાહક પટ્ટો, ચીતરેલા પડદા જેવાં વનો અને ભેખડો ચક્કર ચક્કર ફરતાં આપણા તરફ આવે છે અને પુલો, દીવાલો અને કઠેડાઓને પેલે પાર–ક્યાંક કોઈ પહાડી ઝરણું ઘૂઘવે છે, ક્યાંક કોઈ અગાધ ખાઈ ગર્જના કરે છે, કોઈ બિહામણા કોતરમાંથી પાણીની ધાર ફૂટે છે, હવામાં એક રંગવિહોણો છંટકાવ થાય છે.

હવામાંના રંગવિહોણા છંટકાવમાં બધી વસ્તુઓ વિલીન થઈ જાય છે.

ફેડ્યાએ મને એક વાર કહ્યું હતું કે : તારી અંદર પ્રેમ નથી, ફક્ત શૂન્ય માટેની એક તૃષણા છે—હા, એ સાચું છે.

હા, એ સાચું છે, સાચું. પણ, આ શૂન્ય શું છે?

શું એને કોઈ ચહેરો નથી? શું આપણો ચહેરો એ એનો ચહેરો નથી? ના. એ આપણા કરતાં ભિન્ન, આપણી પહોંચ બહારનો અને સુંદર છે.

થોડી જ વાર પહેલાં—આમ કૂર્દવ કરતાં કરતાં—આ કઈ રીતે બન્યું, કે પછી મેં એનું સપનું જ જોયું હતું? હા, આ પહાડોમાં કૂર્દવ કરવાનું મને સપનું જ આવ્યું હતું: અને સપનામાં હંમેશાં બને છે તેમ બધું જીવન કરતાં વિશાળ અને કલ્પનાબહારનું હતું: વિરાટ દૃશ્યાવલી, રાક્ષસ જેવી રાત્રી, અને રસ્તો, હંમેશાં ઉપર ને ઉપર જતો, અંતહીન, ચકરાવા લેતો; એકબીજાથી ઉપર ને ઉપર જતા ચક્કર ચડાવે તેવા પુલો. મારી આગળ એક બ્લૂ રંગની કાર. કઈ બનાવટની છે? હું ઓળખતી હોઉં એમાંની કોઈ નથી. કદાચ કોઈ વિદેશી બનાવટની છે. મારા માર્ગમાં કોઈ વિદેશી છે, એ હંમેશાં મારાથી આગળ ને આગળ જ રહે છે. વધારે ને વધારે ઝડપથી જાય છે, એટલો ઝડપથી જાય છે કે હું મારો પગ કેટલોય નીચો દબાવું તો પણ, એને વટાવી શકાય તેમ નથી. શું એ છટકી જશે? ના, હું એને પકડી પાડીશ, પકડીશ જ. બીક લાગે છે કે એ મને હાથતાળી આપી જશે, બીક લાગે છે કારણ કે રસ્તો એટલો તો સાંકડો થતો જાય છે! દરેક વળાંકે ચકરાવો નાનો ને નાનો જ થતો જાય છે અને એ વિદેશી—ક્યાંય કોઈ કાર જ નથી—પોતાની રૂપેરી પાંખો ખોલે છે, એ પોતાના બ્લૂ બુરખા પાછળથી સ્મિત કરે છે......

હવે રસ્તો પારદર્શક હવામાં લુપ્ત થઈ ગયો છે—અતલ કોતર મને ગળી જાય છે.

રસ્તાને કિનારે ટાયરનાં નિશાન. પોતાની સાયકલ પર કામ પરથી મોડા ઘરે જતા એક યુવાને એ જોયું અને એણે ખબર આપ્યા.

બીજે દિવસે છાપાંમાં એક અહેવાલ આવ્યો: રસ્તામાં રોજનું એક મોત થાય છે અને એવું બધું.

અને શિકારીના ચંદ્ર હેઠળ સદાકાળ આવું ને આવું ચાલતું જ રહે છે.

*

# તદ્‌વિષયના અભ્યાસુને ઉપયોગી

## રતિલાલ 'અનિલ'

**તદ્‌વિષયના** અભ્યાસુને ઉપયોગી એવું વાક્ય વાંચું છું ત્યારે એક સોહામણું સુવાસિત પુષ્પ મારી આંખ સામે તરવરે છે. ઉપયોગિતાના રૂઢ અર્થમાં એ ઉપયોગી નથી. હું દેવ નથી અને રૂઢ અર્થમાં 'ભગત' પણ નથી, તેમ મોગલ સરખો વિલાસી કે ધંધે માળી પણ નથી. છતાં પેલું પુષ્પ મને આકર્ષ્યા કરે છે. ઉપયોગી એવું કામ છોડી થોડી મિનિટો સુધી એને જોઈ રહું અને સૌન્દર્યનો સૂક્ષ્મ ભાવ ચિત્તમાં ગ્રહી આહ્‌લાદસભર મનથી ફરી મારું કામ શરૂ કરું—એવું થાય છે.

પુષ્પ મારો વિષય નથી, અને અભ્યાસ? એ શબ્દ દ્વારા જે 'બખડજંતર જેવું તંત્ર, પ્રવેશ ફી, ફી, વર્ગ, શિક્ષક, લેક્ચર, ટ્યુશન, ટ્યુશન ફી, પરીક્ષા, માર્ક, પરિણામ આદિનું લાક્ષાગૃહ સૂચવાય છે તેવા પ્રબંધથી તો હું ક્યારેય પુષ્પનો અભ્યાસ કરી શકું નહીં, તેમ પેલો પ્રશ્ન મેળવી લેતો, 'ભોમિયો' વાંચી લેતો વિદ્યાર્થી જે વેઠઉતારનો ભાવ પ્રગટ કરે છે, એવા ભાવનો સંદર્ભ પેલું પુષ્પ બને તો તો મને આઘાત જ લાગે! જે સંપૂર્ણપણે પુષ્પ છે, એને વિષય બનાવી દો ત્યારે વિષય મહત્ત્વનો અને પુષ્પ ઓછા મહત્ત્વનું બની રહે છે. આપણી ઘણીખરી વિડમ્બનાઓ અને અવમૂલ્યનો પાછળ આ વલણ રહેલું જણાશે.

'તદ્‌વિષયના અભ્યાસુઓને ઉપયોગી—' એવું વાક્ય વાંચું છું ત્યારે મારી આંખ સામે લાંબા પાનાનો તીખી ધારવાળો એક ચપ્પુ તરવરે છે, અને તે સાથે જ એથીયે વધુ તીખી ધારનો વ્યંગ પણ

ફૂટુંફૂટું થઈ રહે છે. વ્યંગ એ મારો અભ્યાસવિષય નથી. હું ચપ્પુનોયે અભ્યાસુ નથી. પણ ચપ્પુની ધાર કરતાંયે પેલા વ્યંગની ધારથી મારા વિવેક પર ઊંડો ચિરાડો પડે જ છે. પેલા વાક્ય સાથે ચપ્પુનો સંદર્ભ જોડાતાં એ મને વ્યંગ માટે આપોઆપ જ કેમ ઉપયોગી થયો ? મેં એવો ઉપયોગ ઇચ્છયો હતો ખરો ? ના, પેલી ચતુરાઇના વાઘા પહેરીને આવેલી પરંતુ વાસ્તવમાં તો ચાલાક એવી શિષ્ટ બનીએ આપેલું લેબલ મેં ચપ્પુ પર ચોઢ્યું, એમાંથી વ્યંગ અને ભાષાની હાસ્યાસ્પદતા પ્રગટ થઈ ગયાં.

સ્થૂળ ચીજવસ્તુ માટેનાં તોલમાપનાં સગવડિયાં સાધનોને ચીલે ચતુર શિષ્ટોએ ચાલાકી કરીને શિષ્ટાભાસી શબ્દપ્રયોગો ચોઢી કાઢ્યા એમાં એમની કામચોરી પણ ખુલ્લી જ પડે છે, કેમ કે શબ્દની ખોજને સ્થાને નર્યો સગવડિયો ઉપયોગ જ વિચારાયો અને લેબલો સર્જાયાં, અને વિવેચન 'તદ્‌વિષયના અભ્યાસુઓ' જ કરે એ સ્થિતિને સ્થાને કોઇ પણ 'ચાલાક શિષ્ટ' એ કામ કરી શકે એવી સસ્તા ધોરણ-ખર્ચની ધંધાદારી તરેહ ઉપજાવાઈ!

'ઉપયોગી' શબ્દે આત્મા અને ચિત્તને સમૃદ્ધ કરતી કેટલીયે અદૃશ્ય છતાં સાક્ષાત્કાર થયા વિના ન રહે એવી સૂક્ષ્મ પ્રાપ્તિઓથી માણસને છેટો રાખ્યો છે. હું પૂજારી, ઉપદેશક કે પાદરી થાઉં તો જ ઈશ્વર અને ધર્મસંસ્થા મને ઉપયોગી નીવડે: એવો ઉપયોગ હોય તો જ, મારે 'તદ્‌વિષયના અભ્યાસુ' થવું!—'ઉપયોગી' શબ્દ પોતે જ કેવો ધારદાર વ્યંગ બની રહે છે?

ઇસુ ખ્રિસ્તનું જીવનચરિત્ર 'તદ્‌વિષયના અભ્યાસુઓને ઉપયોગી' સૂચવાયું હોય તો હું એ કદી વાંચું નહીં. સંપત્તિવાન માટે બૅન્ક ઉપયોગી છે એવી કોઇ મર્યાદા મારા મનમાં ઇસુ વિશે નથી. 'હૉસ્પિટલ–તદ્‌વિષયના અભ્યાસુઓને ઉપયોગી' આવું આપણે કહીએ તો ? 'અભ્યાસુ' અને 'રોગી' ક્યાં એક બની જાય છે તે સમજાઇ જશે.

સ્પષ્ટતા ક્યારે નરી અશ્લીલતા બની રહે છે એ શિષ્ટ મર્મજ્ઞો ન સમજે ત્યારે 'શિષ્ટ મર્મજ્ઞો' એ શબ્દો પોતે જ ધારદાર વ્યંગ બની રહે છે. ચતુરાઈ ક્યારે ચાલાકી બની જાય છે અને સગવડિયા શબ્દો ક્યારે વ્યંગ બની રહે છે એ ન જાણનારને મર્મજ્ઞ તો નહીં જ કહીએ.

શૈલીની શબ્દચાલાકીઓ ધંધાદારી કસબને પ્રગટ કરી, કસબી કળાકારમાં ખપી જવાની કેવી ચાલાકી કરે છે એ જ પ્રગટ કરે છે.

હજુરિયા, લબ્બા, અંતે હુક્કાભરુઓ 'બાપુ' ને 'ઉપયોગી' હતા, પહેલી તારીખ પહેલાં ગજવે ખાલી થયેલા કામદારને વ્યાજખોર ઉપયોગી લાગે છે–પણ એમાં કેવી કરુણતા રહેલી છે?

આ જગતમાં માણસને શેની જરૂર ન હોવી જોઈએ? આ ફૂંડકાયા ઉપયોગિતાવાદની! માણસની ઉચ્ચ ધોરણની સૂક્ષ્મ અપેક્ષાઓની ઉપેક્ષા કરી એમનો છેદ ઉડાડવાનું નિંદ્ય કાર્ય એણે કર્યું છે.

બરફની દુકાનવાળાને કમાણી માટે બરફ ઉપયોગી છે એમ ઈશ્વર પણ તદ્‌વિષયના અભ્યાસુ શાસ્ત્રીઓ માટે ઉપયોગી બની ગયો છે. બરફ અને ઈશ્વર વચ્ચે કશો ભેદ રહે છે?

માણસ ઉપયોગની એટએટલી તરકીબો શીખી ગયો છે કે હવે એને કોઈ ચીજનો ઉપયોગ સૂચવવાની અને ભલામણ સાથે સ્વાર્થ જોડીને તેનું ને પોતાનું પોત ખુલ્લું કરી શિષ્ટ બાનીને ઉપહાસપાત્ર બનાવી તેને અસ્પૃશ્યતાની કોટિએ લઈ જવાનો ઉદ્યમ જરૂરી નથી. ◇

### ઝાલી હશે ◇ અહમદ મકરાણી

લાગણીઓ આપણી ફાલી હશે,
ફૂલ વિનાની છતાં ડાળી હશે,
ઘર મને મળતું નથી યુગો સુધી
ને સમયની આંગળી ઝાલી હશે.

આગાઉ ૭ વર્ષ જે રસ્તે સાથે આવ-જા કરી હતી એ જ રસ્તા પર બંને આજે રુક્ષતાથી જુદ કરી ઝમડતાં ચાલતાં હતાં.

'આપણે કેટલા સુખી થઈ શકતાં હતાં—એની શી મતલબ? આપણે જ્યારે જેટલાં સુખી થઈ શકતાં હતાં એટલાં સુખી હતાં, બસ!'

'તને એ સમજાવાનું જ નહીં! તું કામમાં ગમે એટલો હોશિયાર ભલે હોય, પણ દિલની બાબતમાં 'ઠ' જ છે!'

'તું ઠ છે! આપણે સમજી ગયાં હોત કે આપણા જીવનનાં સૌથી સારાં વર્ષો છે, એનો પૂરો આનંદ માણવો જોઈએ તો, આપણે ખૂબ ખૂબ સુખી થઈ શકયાં હોત. પણ આપણે બધું ગુમાવી દીધું.'

'એ જ પેલું જૂનું ગોખેલું ભાષણ! આખર, આપણે ગુમાવ્યું શું?'

'પોતાનો પ્રેમ! માત્ર પ્રેમ જ નહીં, બધું જ!'

'શી રીતે?'

'તું સારી રીતે જાણે છે કે, કેવી રીતે...લડાઈ—ઝગડો, ચીઢ, ઉદાસીનતા, બોલચાલ, મારપીટ...!'

'મારપીટ? મેં તારા પર કદી હાથ ઉપાડયો નથી.'

'એમ? તે દિવસે હું ઓરાડામાં પુરાઇ ગઈ હતી અને બહાર આવવાની ના કહેતી હતી ત્યારે તેં મને ભીંતસરસી નહોતી કરી દીધી? મારું માથું ફૂટતું રહી ગયું...'

'મેં તને મારી નહોતી. હું તો બારણું તોડતો હતો. મેં જોરથી ધક્કો માર્યો, તું સાવ બારણા પાછળ અડીને ઊભી હતી તે બારણું ખૂલતાંની સાથે ભીંતે ભટકાઈ ગઈ!'

'એથી શું? તું તો બાલની ખાલ ઉતારે છે. હું તો એટલું જ જાણું છું કે આપણે બહુ બહુ સુખી થઇ શકયાં હોત. આપણી જિંદગીનાં બે સોનેરી વર્ષ બરબાદ થઇ ગયાં...સાવ બરબાદ થઇ ગયાં...

'ચૂલામાં પડ તું!'

અડધો રસ્તો પસાર થઇ ચૂકયો, હતો. તેઓ ભૂરા પથ્થરોથી બંધાયેલી નીચી ભીંતો વચ્ચેથી પસાર થતાં હતાં. નાશપતીનાં વૃક્ષોનાં ઝુંડનાં ઝુંડ ઊભાં હતાં. અને એની પાછળ હતો રુક્ષ ઉજ્જડ ડુંગરાળ પ્રદેશ–કયાંક કયાંક એના પર જૈતુનનાં ઠીંગણાં અનાકર્ષક ઝાડ ઊભાં હતાં. વચ્ચે વચ્ચે દૂર દૂર લહેરાતો ભૂરો સમુદ્ર દેખાતો હતો–સ્વચ્છ, ચમકદાર અને શાંત, એની વિસ્તરેલી શાંતિ કંઈક કંટાળો આપતી હતી.

યુવતી ઊભી રહી. સામે વિસ્તરેલા સમુદ્રને જોઈને બોલી ઊઠી, 'ઓહ, આપણે કેટલાં સુખી થઈ શકયાં હોત! આપણે બંને બાવીસ વર્ષનાં, નવવિવાહિત હતાં, આપણી પાસે બધું જ હતું. જાણે છે, કોઈ કોઈ રાતે, જ્યારે તું ઊંઘતો હતો, નસ્કોરાં બોલાવતો હતો, ત્યારે હું રડી પડતી હતી, આપણું થઈ શકતું હતું પણ ન થયું એ સુખને સંભારીને.'

એના શબ્દોમાં એટલી તો કડવાશ હતી કે સિલ્વિયો બેચેન થઈ ગયો. કદાચ એ સાચું કહેતી હતી. પણ તરત જ એણે પોતાની જાત પર કાબૂ મેળવી લીધો, એ બોલ્યો, 'તારા ખ્યાલ પ્રમાણે એ સુખ કેવું હોવું જોઈતું હતું?'

'એકબીજાને સતત ચાહવાં, ક્ષણભર પણ અટકવું નહીં, એકબીજાની આરાધના કરવી, એને બદલે એક થઈ જવું.' પત્નીએ ભાવાવેશમાં ધીમે ધીમે કહ્યું.

'તારું સુખ અસ્પષ્ટ અને કૃત્રિમ છે. ખબર છે, એથી મને કોની યાદ આવે છે?'

'કોની?'

'કરિયાણાની દુકાને વેચાતાં ચિત્રવિચિત્ર પોસ્ટકાર્ડની. એના પર કજરારી આંખોવાળી છોકરીને એક છેલે બથમાં લીધાનું ચિત્ર હોય છે, અને ખૂણે ગુલાબ અને ગેંદનું ફૂલ.'

'હ!'

'ઢ તું છે! કમમાં કમ તારો પ્રેમ તો એવો જ છે. તું જાણે છે કે, સુખ વિશે હું શું વિચારું છું?'

'મારે નથી જાણવું.'

'તારે સાંભળવું પડશે.'

'ના, મારે નથી સાંભળવું.' જીદમાં એણે બંને કાન પર હાથ દઈ દીધા, અને દૂર સાગર તરફ જોવા લાગી.

સિલ્વિયો ગુસ્સે થઈ ગયો. એણે એના બંને હાથ ઝટકીને કાન પરથી હટાવી નાખ્યા અને એને પકડીને નજીક ખેંચી. પછી ઝડપથી લાગ્યો, 'સુખ છે આપણે છીએ એ હોવામાં—ગહેરાઈથી, સચ્ચાઈથી સમજૂતી કર્યા વિના, દુઃખથી ડર્યા વિના. સમજી? આપણે એ બે વર્ષમાં સુખી હતાં, કેમ કે આપણે પરસ્પરને પ્રેમ કરતાં હતાં. અને પ્રેમનો અર્થ એ છે કે, સ્ત્રી અને પુરુષ, ખરેખર જે છે, હોઇ શકે છે. એમને પુસ્તકો પ્રમાણે ચાલવાની જરૂર નથી, કેમ કે, આપણે ઝઘડતાં હતાં, અપશબ્દો કહેતાં હતાં, મારપીટ કરતાં હતાં એટલે સુખી હતાં. સમજી?'

'છોડ મને!'

'અને જ્યારે હું કંઈ કહું ત્યારે કાન ખુલ્લા રાખ, સમજી? હું તારી બેવકૂફીભરી વાતો સાંભળું છું, તો તારે મારી સમજદારીની વાતો સાંભળવી જોઈએ.'

'છોડ મને!'

સિલ્વિયોએ એના હોઠના ખૂણે ચૂમી ભરી, પ્રેમથી કે ગુસ્સાથી એ તો એ પોતે જાણતો નહોતો. પછી છૂટીને, જાણે કંઈ જ બન્યું ન હોય એમ ચાલવા લાગ્યો.

હવે રસ્તાની સામે બંગલાનું બારણું દેખાવા લાગ્યું, નાનકડાં પાંદડાં અને નાનાં ભૂરાં પુષ્પોવાળી લતાઓથી એ અડધું ઢંકાઇ ગયું હતું. એની ઉપર સફેદ સાદા બંગલાનો થોડો ભાગ, ભૂરી બારીઓ દેખાતી હતી. સિલ્વિયો પોતાની પત્ની સાથે બે વર્ષ જે ઓરડામાં

ગાળી ચૂક્યો હતો એની જ એ બારી હતી. ખરેખર, એ જ ઓરડામાં બંનેએ પ્રેમ કર્યો હતો, અને સુખ પામ્યાં હતાં. પત્નીના પુસ્તકિયા વિચારો પ્રમાણે નહીં, પણ એક તીવ્ર અને ઉગ્ર સુખ.

'ચાલ, આપણે પાછાં ફરીએ.' પત્નીએ અધીરાઈથી કહ્યું.

'ના, હું અંદર જવા માગું છું.'

'પણ, શાં માટે?'

'કેમ કે, હું જાણું છું કે, ત્યાં આપણે પરસ્પરને ચાહ્યાં હતાં. હું મારા પ્રેમનું સ્થાન ફરી જોવા માગું છું.'

'એ પ્રેમ હતો?'

સિલ્વિયોએ ખભા ઉલાળ્યા અને ઘંટડીની દોર ખેંચી, બીજે છેડે થતો ઘંટડીનો પરિચિત ટન્–ટન્ અવાજ સંભળાયો, થોડીવાર રાહ જોયા પછી, લતાઓની જાળમાં હિલચાલ થઈ, બારણું ખૂલ્યું અને એક પંદર વર્ષની છોકરી બહાર આવી. એ ઠીંગણી પણ સુદૃઢ શરીરની હતી. એના લાંબી સૂઝેલી આંખોમાં વ્યંગનો ભાવ હતો. એના જાડા હોઠ પર કાલિમા છવાયેલી હતી.

'શું ઇચ્છો છો? શેઠાણી ઘરમાં નથી.'

'એ ઓરડો ભાડે આપે છે?'

'હા.'

'અમે ઓરડો જોવા ઇચ્છીએ છીએ.'

'ઓરડો ખાલી નથી.'

'વાંધો નહીં, ખાલી થાય ત્યારે. પણ અત્યારે અમે જોવા ઇચ્છીએ છીએ.'

'વારુ, આવો.'

એ જ જૂનો, ઢંગધડા વગરનો, ઝાડઝાંખરાંથી ભરેલો બાગ, એ જ જૂનાં પગથિયાં, જેના ટાઇલ્સનાં ફૂલ ફિક્કાં પડી ગયાં હતાં. ઉપર ઝૂકેલા દેવદારની ખરેલી સળીઓ આમતેમ વિખેરાયેલી પડેલી હતી. છોકરી ચૂલે મૂકેલી હાંડી વિશે કંઈક બોલીને ચાલી ગઈ. સિલ્વિયો

અને એની પત્ની સીડી ચઢીને ગયાં, પછી રંગીન કાચવાળા બારણામાંથી થઈ ને ઓરડામાં ગયાં. બે બારીવાળો એ મોટો ઓરડો એક વખતે એમનો હતો. હજી સુધી બધું જેવું ને તેવું જ હતું—લાંબો પહોળો પલંગ, એના પર માટીકલરનો પલંગપોશ, અંગ્રેજી છાપનાં મેજ—ખુરશી, લાલ ટાઈલ્સમઢી ફર્શ, સફેદ સાદી ભીંતો. ઓરડામાં કોઈ દંપતી રહેતું હોય એવું લાગ્યું. સ્ત્રી અને પુરુષનાં કપડાં આમતેમ ટાંગેલાં હતાં અને થોડાં ખુરશી પર પણ પડયાં હતાં. એક મેજ પર તેલ, ક્રીમ, પાવડર વગેરે શૃંગારપ્રસાધનો પડેલાં હતાં. તકિયા નીચે ભૂરાં ખમીશ પાયજામા દબાવેલાં હતાં. સિલ્વિયો દ્રવી ગયો.

'હું જાણું છું, આપણે અહીં સુખી હતાં.' જાણે એ સ્વગત બોલ્યો ન હોય.

સહસા એની પત્નીએ મિજાજ ગુમાવ્યો. 'ચૂપ રહો! આ રહ્યું તમારું સુખ!' કહીને એ ફર્શ પર થૂંકી.

સિલ્વિયો જાણતો હતો કે, મને ગુસ્સે કરવા માટે એ આમ કરે છે. એનાં સ્વપ્ન અને આદર્શ ભલે ગમે તે હોય. દરેક વખતે એ મનોમન જ પ્રતિજ્ઞા કરતો કે, એના આ ફંદામાં હું ફસાઈશ નહીં. સાવ શાંત રહીશ, પણ દરેક વખતે ચૂકી જતો. આ વખતે પણ એવું જ થયું. સમજ્યા વિચાર્યા વિના એનો હાથ પકડીને જોરથી ખેંચી, અને એના સુપુષ્ટ સ્તન બહાર ઝૂકી આવ્યાં. પછી એના સુંદર, વ્યાકૂળ, રોષભર્યા મોઢે ફુંફાડો મારી બોલ્યો, 'તું પોતે પ્રેમ વિશે કશું જ જાણતી નથી. આ ઓરડામાં આપણે પૂરાં બે વર્ષ રહ્યાં અને અહીં આવીને તારું દિલ પીગળ્યું નહીં. ઊલટી થૂંકી!'

લાચારી અને ગુસ્સાથી એણે એવી સરસ રીતે મોઢું મચકોડયું કે સિલ્વિયોને એને ચૂમી લેવાનું મન થયું. પણ એને બદલે એને ધક્કો મારીને એને બિછાના પર ઢાળી દીધી અને પડી કે એના સ્કંધ પર જોરથી મુક્કો માર્યો. પછી એ બારીની બહાર જોવા લાગ્યો.

એને લાગ્યું કે મારો પ્રેમ મર્યો નથી. છેલ્લાં ૭ વર્ષમાં લડાઈ–ઝઘડા દરમ્યાન એ આમ જ કરતો આવ્યો હતો. જે અગાઉ કર્યું છે તે જ હવે પણ કરે છે. એનો શ્વાસ ભરાઈ આવ્યો. સામે સૂર્યપ્રકાશથી ભરેલા બાગની નીરવતા જોઇને એને વિચાર આવ્યો કે, મારા મનની સ્થિતિ એનાથી કેટલી વિપરિત છે! ત્યાં જ એણે પત્નીનો વ્યંગભર્યો સાદ સાંભળ્યો, 'આ પ્રેમ છે, કેમ?'

'પ્રેમ ઉગ્ર જ હોય છે,' એમ જ ઊભાં ઊભાં એણે કહ્યું, 'તું પોતે સૌથી પ્રથમ ચાહે છે કે તે ઉગ્ર હોય!'

'જરા પોતાની આસપાસ જો. અસલી પ્રેમ આ છે.'

'એની મતલબ?' સિલ્વિયો ફર્યો.

'મારી મતલબ હાલ આ ઓરડામાં રહે છે એમના પ્રેમ સાથે છે.'

'તને શી રીતે ખબર પડી?'

'હું અનુભવી શકું છું. અહીંના સમસ્ત વાતાવરણમાં આપણે સાચા અને મહાન પ્રેમનો અનુભવ કરી શકીએ છીએ.'

ત્યાં દાદર આગળનું બારણું ખૂલ્યું, અને પેલી નોકરડી છોકરી અંદર આવી.

'ઓરડો જોઈ લીધો? એ પતિ–પત્ની પરમ દિવસે જવાનાં છે.'

'એ કોણ છે?' સિલ્વિયોએ પૂછ્યું, 'વિદેશી છે? એકબીજાને બહુ ચાહે છે?'

'મતલબ?' છોકરીએ સાશ્ચર્ય પૂછ્યું..

'તેઓ એકબીજાને બહુ જ ચાહે છે?'

'એ તો ભગવાન જાણે.'

'પણ બે માણસ પરસ્પરને ચાહે તો તને ય જાણ તો થાય જ ને!'

છોકરી દ્વિધામાં પડી ગઈ. 'કહી શકતી નથી...બંને ખાસ્સાં ઘરડાં છે, સીધાંસાદાં લાગે છે–સાથે સાથે હરેફરે છે.'

'ઘરડાં? કેટલાં ઘરડાં?'

'ખબર નહીં. બસ, ઘરડાં.'

'સમજી ગયો–' સિલ્વિયોએ કહ્યું, 'અને તું? તારી સગાઈ થઇ ગઈ?'

'હા.'

'તારા એની સાથે તારે સારું ચાલે છે ને?'

'ચાલે પણ છે, નથી યે ચાલતું.'

'મતલબ?'

'એનો મિજાજ જ કંઈ એવો છે.'

'અને તું?'

'એ કહે છે કે, મારો મિજાજ કંઇક એવો જ છે.'

'પણ તમે એકબીજાને પ્રેમ તો કરો છો ને?' એણે પૂછ્યું.

'પ્રેમ નહીં કરીએ તો સાથે શા માટે રહીએ?' છોકરીએ પૂછ્યું.

*

... * અજ્ઞેય

સિસિફસ એક વ્યક્તિ નહીં, પણ અવસ્થિતિ છે, એ ન જાણે કેટલાં રૂપોમાં દેખાશે! જેમ કે વાવડીમાં પાણી ભરવા જઈએ છીએ એક છેદવાળો ઘટ લઇને, પાણી ભરીએ છીએ અને પાછા ફરીએ છીએ પણ ઠેકાણે પહોંચતાં સુધીમાં ઘડો ખાલી થઇ ગયો હોય છે અને ફરી વાવડીએ જવું અનિવાર્ય થઈ જાય છે...

એક દિવસ અર્ચના પછી, હું એ શીતળ જળ અવશ્ય પીવાનો. પણ અત્યારે તો વાવડી સુધી જવાનું છે અને પાછા ફરવાનું છે અને જવાનું છે અને...

એ દિવસ ક્યારે આવશે? જે દિવસે સમજાઈ જશે કે, ઘટ ભરી લઈ જવાનો પ્રયત્ન વ્યર્થ છે; ત્યાં પી શકાય એટલું જ પાણી છે!

## લક્કી નંબર ૬ * એગનર

**આગગાડી** પૂરઝડપે દોડી રહી હતી. હું અખબારમાં અઠવાડિક ભવિષ્ય વાંચતો હતો. મારી રાશિ માટે ભવિષ્ય ભાખવામાં આવ્યું હતું, તે વાંચીને મને હસવું આવ્યું, હું બોલી ઊઠ્યો, 'શી બેવકૂફી છે!' મારી સામે બેઠેલા એક બુઝુર્ગે મને ધારી ધારીને જોયો.

'બધાએ ભવિષ્ય ભાખવા માંડયું છે. હવે કોણ કોનામાં વિશ્વાસ કરે?' મેં કહ્યું.

'આ હસવાની વાત નથી,' બુઝુર્ગે ગંભીરતાથી કહ્યું, 'હું યે પહેલાં ભવિષ્ય વાંચીને તારી જેમ જ હસતો હતો. પણ એવામાં એક ઘટના બની. એ પછી ભવિષ્યવાણી વિશેનો મારો અભિગમ સાવ બદલાઈ ગયો. એ ઘટના આમ બની હતી:

'એક દિવસ હું ઊંઘીને ઊઠ્યો. રાતે મેં એક સ્વપ્નું જોયું હતું. હું સ્વપ્નાની બીજી વિગત તો ભૂલી ગયો, પણ એમાં દેખાયલો "૬"નો આંકડો યાદ રહી ગયો.

તરત ઘડિયાળમાં જોયું તો બરાબર ૭ વાગ્યા હતા! કેલેન્ડરમાં જોયું તો છઠ્ઠી તારીખ હતી. સ્નાન કરીને મિત્રોને મળવા ગયો. જે બસમાં ચઢ્યો તેનો નંબર હતો ૬૬૬, ટિકિટ લીધી તો એનો નંબર હતો ૬૬૬૬૬૬. મને શંકા પડી. હું સ્વપ્નું તો નથી જોતો ને? ના, હું બરાબર જાગૃત હતો. અને એ જાણીને મને હસવું આવ્યું. ને સ્ટોપ પર ઊતરીને જોયું તો મિત્રો મારી રાહ જોતા હતા. એમની સંખ્યા ૭ હતી. હોટલમાં કોફી પીવા ગયો તો બિલ રૂપિયા બરાબર ૭ ચૂકવ્યા!

મને થયું કે આ '૬'નો આંક મારો ભાગ્યાંક છે–એમ ધારીને હું રેસના મેદાનમાં ગયો.

મારો ભાગ્યાંક મને મદદ કરશે એમ ધારીને મેં પર્સમાં જોયું તો એમાં ૬૬ રૂપિયા હતા. કયા ઘોડા પર લગાઈ કરવી એનો વિચાર કરવાની જરૂર રહી નહીં, મેં ૭ નંબરના ઘોડા પર દાવ લગાવ્યો. એ ઘોડો જીતે એમાં શો સંદેહ હોય? તો, સાંભળો. જે ઘોડા પર મેં દાવ લગાવ્યો હતો તે ઘોડો છઠ્ઠા નંબરે આવ્યો.' *

# ઝૂલતા પુલનું શહેર

ઠંડો પવન અને સવારનો ચોખ્ખો તડકો એકરૂપ થઈ ગયા છે. માણસોનાં પગલાંઓનો અવાજ, ધીમી ધીમી વાતો, છાપાંનાં કંગાળ મથાળાં–બધું જ બંધ આંખોમાં ઉપસતું જાય છે. આજે આ આંખો ખોલવી નથી.

સરિયામ રસ્તાઓ ઉપર દૂર સુધી મોટરો ચાલી જાય છે. માણસોનાં ટોળાં ચાલ્યાં જાય છે પણ કોઈ અકસ્માત થતો નથી. કોઈ અવાજ આવતો નથી. આ શહેરને કોઈ છેડો નથી. ચોતરફ સ્વસ્થતાનું એક ભૂરું પડ છવાયેલું છે. જંગલી પક્ષીઓ વિશેનું એક નવું અંગ્રેજી પિક્ચર જોવા માણસો રસથી જાય છે.

અહીં બધી જ ઘડિયાળો નિયમિત છે. કોઈ પોતાની ઘડિયાળને ચાવી દેવાનું ભૂલતા નથી. સમયે સમયે ચાની, સાબુની, પ્રેશર કૂકરની જાહેરાતો આવતી રહે છે, લોકો જ્યાં હસવાનું નક્કી થયું હોય ત્યાં વ્યવસ્થિત રીતે હસે છે. અમુક વખતે સ્મિત કરે છે. કોઇ જો બગાસું ખાય તો તેના તરફ થોડા'ક આશ્ચર્યથી જોઇ રહે છે.

સ્કૂલો, કૉલેજોમાં છોકરાઓ હારબંધ ઊભા રહી એકી શ્વાસે ચોપડીઓનાં બધાં પાનાં બોલી જાય છે. માસ્તરોના ફિક્કા ચહેરા પર અહીં 'યુવાનોનું શું થશે ?' ની પીળી ચિંતા સતત લપેટાયેલી હોય છે.

ઑફિસોમાં રોજની જેમ જ કારકુનો મોડા આવે છે અને અધિકારીઓ બીતાં બીતાં ઠપકો આપે છે. પછી થોડો વખત ઝગડો થઈ ચાના બે કપ આવે છે અને કામકાજ ચાલુ થઈ જાય છે. કોઈ

* હરીશ દાસાણી *

સુંદર ચહેરો આવે કે તરત જ સહુ એકબીજાની સામે જોવા લાગે છે. થોડી ગુસપુસ થાય છે. પંદરેક મિનિટ સુધી આ કેફેમાં ટેબલો પરનાં પેપરવેઈટ, ટાંચણીનાં માથાં, લાલ–ભૂરા સિક્કાઓ, ડોલતા રહે છે.

શહેરના મુખ્ય ચોકમાં દરરોજ સાંજે કેટલાક માણસો ભેગા મળીને સૂરજની, સમયની, ભૂખરા અસ્તિત્વની અને બીજી ઘણી એવી વાતો કરતા રહે છે, પરિણામે બીજા લોકો તેમના તરફ કંઈક અહોભાવથી, જુએ છે. પછી ચર્ચાઓ ચાલે છે અસ્તિત્વવાદ, શૂન્યવાદ, છાયાવાદ, પ્રતીકરચના–અને પછી કોણે કઈ ચોરી કરી એ વિષય પર સહુ એકમત થવા પ્રયાસ કરે છે ને પછી 'સોલ્જરી'માં ગરમાગરમ સમોસાં ખાઈ છૂટા પડે છે.

શહેરને એક ખૂણે બાળકો રમતાં હોય છે. કોઈના પગમાં કાચ ઘૂસી જાય છે. લાલ તાજું કુમળું લોહી વહેવા લાગે છે ત્યારે બધાં બાળકો દોડદોડી કરી મૂકે છે. ગલીની જડએસલાક શાન્તિ ખળભળી જાય છે. પછી બાળકોના મોટાભાઈ, બાપુજી આવે છે ને ફરી પાછી રમત શરૂ થઈ જાય છે. લોકો કહે છે: ઘણો ઝડપી યુગ આવી ગયો છે. ક્રિકેટની રમતમાં એક રન થાય ત્યાં સુધીમાં તો માણસની જિંદગી ફૂટી જાય છે. એટલે આવી નાની નાની બાબતો પર કોઈ ખાસ ધ્યાન દેતું નથી.

અને એટલે શહેરની પહેલાંના સમયનું જંગલ કોઈને યાદ આવતું નથી. શહેરમાં ફરતા કૂદકા મારતા વાનરોને પણ આ શહેરના માણસો ધીમે ધીમે બુદ્ધિનાં ઈન્જેકશન આપવાનું વિચારે છે. ઢાળી, ઠરેલ, વ્યવહારુ, પાકી, કોન્ક્રીટ બુદ્ધિ.

આ શહેરમાં એટલા માટે જ કોઈ ઉથલપાથલ થતી નથી. કોઈ દિવસ આ શહેરના એક પણ માણસે મગજની સ્થિરતા ગુમાવી નથી. શહેરની ચારે દિશાઓ બહારની આંધીઓથી સુરક્ષિત કરી દેવાઈ છે. આંખ, કાન, નાક બધું જ ભૂમિતિના નિશ્ચિત અંશના ખૂણાઓ પર દોરાયેલું છે એવા વ્યવસ્થિત ચહેરાઓ આ શહેરમાં વસે છે.

હલનચલન થાય છે, શ્વાસ-ઉચ્છ્વાસની આવજા થાય છે, પણ જીવન કે મૃત્યુ જેવું અહીં કાંઈ નથી. એ બેની વચ્ચે આ શહેરના લોકોએ એક ઝૂલતો પુલ બાંધ્યો છે, અડીખમ પુલ. અને ઝૂલતા પુલ ઉપર અનેક ચહેરાઓ પાણીમાં પોતાનાં પ્રતિબિંબ જોયા કરે છે. નિયોન લાઇટ્સના આક્રમણથી ડરીને સંધ્યાનાં કિરણો નાસી છૂટે છે. કહેવાય છે, હવે સાગરનાં મોજાં રાજમાર્ગ પર ચાર ચારની લાઇનમાં પરેડ કરવાનાં છે. ❋

## સાભાર સ્વીકાર

ઝરથુષ્ટ્ર દર્શન: લેખક: શ્રી ફીરોઝ કાવસજી દાવર, (સર્વધર્મ સમભાવ ગ્રંથમાળા—૨) પ્રકાશક: સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર; મૂલ્ય: ૫–૫૦.

# શિષ્ટ, ઈનામી અને ગણનાપાત્ર પુસ્તકો

[illegible]

## પંચવર્ષીય સંચયીમુદતી થાપણો (સી.ટી.ડી.) અને આવર્તક થાપણો (રીકરીંગ ડીપોઝીટ્સ) ના

## *નાના બચતકારોના હિતાર્થે*




## સારું વ્યાજ અને અન્ય લાભો ઉપરાંત વીમા જેવા લાભો પણ મેળવો

આ યોજના પ્રમાણે એક વ્યક્તિનું ખાતું ધરાવતા રોકાણકાર અથવા સંયુક્તખાતાની બાબતમાં હયાત રોકાણકાર તારીખ ૧લી જુલાઈ ૧૯૭૨'ના રોજ અથવા ત્યારબાદ મૃત્યુ પામે અને ત્યાં સુધીમાં જો તેઓએ બે વર્ષ સુધીના (પણ મુદત પાકે ત્યાં સુધી નહીં તેવા) માસિક હપ્તાઓ દરેક મહિને ભર્યા હશે તો અમુક શરતોને આધીન રહીને તેમને પૂરી મુદતે લેવાની થતી રકમ આપવામાં આવશે. આ લાભ તા. ૧-૭-'૭૨ અગાઉ ખોલેલાં આવાં ખાતાંઓને માટે પણ આપવામાં આવશે.

**વધુ વિગત માટે** નાની બચત અથવા રાષ્ટ્રીય બચત યોજનાની કચેરીઓ, જીલ્લા કલેક્ટરની કચેરી અથવા પોસ્ટ ઓફીસોનો સંપર્ક સાધો.

# કંકાવટી

જુલાઈ ૧૯૭૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ મું : અંક ૧૮૫ : મૂલ્ય એક રૂપિયો

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ' ૩ આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, સરનામે જ કરવો.

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.

°

તંત્રી · મુદ્રક · પ્રકાશક

ડાહ્યાભાઈ જીવણજી નાયક

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજી રોડ, સૂરત–૧

# કતલખાનું અથવા તમે

રમેશ પારેખ

આ કતલખાનું છે
કતલ થનાર જીવંત શરીર
પોતે ચાલીને અહીં આવે છે
અહીં હાડકાંના ક્રોસ પર ખોપરીનું ચિત્ર
કે ચેતવણીનું ભડકાવી મૂકતું પાટિયું નથી.
કોઈનો પગ અહીં ખંચાતો નથી.

શાંતિ હોય છે અહીં.

આગંતુક શરીર
આ તખતા પર
પ્રથમવાર આવ્યું હોવા છતાં
તાજા અભિનેતા જેવી સ્ટેજફ્રાઈટ એને હોતી નથી.
જે પાત્ર અહીં પોતાને ભજવવાનું છે તે
કદાચ તેની સમજમાં આવી જાય છે.
અથવા પોતે બિલકુલ નિસ્પૃહ બની જાય છે,
આ કતલખાના સાથે પોતાને બિલકુલ અલગાવ હોય તેમ.

આ તરફ
અજાણી દિશાઓમાં ઘાસની ગંધને ફેંફોસતું એનું નાક
સ્હેજસ્હાજ ફૂલે
બીજી તરફ લાંબા મહાવરાની સાહજિકતાથી
યંત્ર ઘમઘમી ઊઠે
એની ડોકને વજન લાગે

ડોક નમે
ત્યારે એની આંખમાં સ્હેજ ધ્યાનભંગ જેવી મુદ્રા....
અથવા
કંઈક આશ્ચર્ય
અથવા
કંઈક....કંઈક....
ખટ્ટાક.... .... ....
અને
શરીરના બે ટુકડા.
*
વાત આટલેથી જ ન પતે.
કપાયેલ શરીરના બે ટુકડાઓ તરફ
હળવે હળવે કોણ જાણે ક્યાંથી
બે મૃત્યુ
પ્રકટપણે આવતાં દેખાય
બેઉ
કપાયેલ શરીરનો એક એક ટુકડો
ઝડપ મારી મોંમાં પકડીને ચગળવા લાગે
ચાવે
વળી તોડે
અને કોશેકોશમાંથી લ્હેજતપૂર્વક
સત્ત્વ ચૂસે.
ચૂસકી પર ચૂસકી ભરતાં રહે બન્ને
જ્યાં સુધી તેમનાં મોંમાં તરફડતું શરીર લાશમાં ફેરવાઈ ન જાય.

આખરે
સંતૃપ્તિપૂર્વક પોતાનાં કાંળાં માં ચાટતાં ચાટતાં
તમારા સાસું ઘૂરકે
આંખોમાં આંખો માંડે
ત્રાટક કરે
અને તરાપ મારતાંક
તમારી આંખોમાં કૂદી પડે.
પછી આંખનો ગર્ભ ખોતરવા માંડે
ઊંડે વધુ ઊંડે ઠેઠ તમારા સોંસરા ઊતરી જાય
અને તમારા એક એક કોશનો કોળિયો કરવા માંડે.
તમને તેની ખબરે ન હોય.

*

પછી તમે કતલખાનાની બહાર નીકળો
ત્યારે બિલકુલ ચમત્કારિક રીતે
પેલું કપાયેલું શરીર
તમારામાં જીવતું બની જાય
અને તમે
લાશ બની જાવ છો.

*

તમારી લાશમાં
એટલે કે તમારી છાતીના ભૂગર્ભમાં
ધડક્ ધડક્ એવો કૈં અવાજ સંભળાતો હોય તો
તો કતલખાનાનું યંત્ર ધમધમી રહ્યું છે, તેમ જાણવું.

# એકદા નૈમિષારણ્યે

ડૉ. સુરેશ હ. જોષી

"એકદા નૈમિષારણ્યમાં એક ઋષિ હજારો વર્ષનું તપ તપતા બેઠા હતા. એમના મુખ પર બ્રહ્મતેજ હતું. આધિવ્યાધિઉપાધિના ત્રિવિધ તાપથી સંતપ્ત આ જગતમાં એ ઋષિ જાણે શીતળતાના દ્વીપ જેવા હતા. એમની આજુબાજુનાં વૃક્ષોનાં પાંદડાં ખરતી વખતે નિઃશ્વાસ નાંખતાં નહોતાં; પુષ્પોને મુખે જાણે અશ્રુત ધ્વનિથી ઋચાગાન થતું હતું." બોલતાં બોલતાં એને લાગ્યું કે એની કલ્પના બહેકવા લાગી હતી. શ્વાસ ખાવા થંભ્યા હોય તેમ અટકીને એણે સામે બેઠેલી નારીના તરફ જોયું. એની આંખની કિનાર સૂઝીને લાલ થઈ ગઈ હતી. આંસુ પાંપણની કિનારે ચમકી રહ્યાં હતાં. એનો દીર્ઘ ઉષ્ણ નિઃશ્વાસ એ સાંભળી શકતો હતો. એ આધેડ વયની નારીનો ચહેરો વેદનાને કારણે કંઈક કદરૂપો લાગતો હતો. એણે ફરી શરૂ કર્યું : "એક વાર એવું બન્યું કે શ્રાવસ્તી નગરીના કોટ્યાધિપતિ શ્રેષ્ઠી પરમાનન્દદાસ સમુદ્ર-યાત્રાએ ગયા તે ગયા, પાછા વળ્યા નહીં. એ વાતને બાર બાર વર્ષોનાં વહાણાં વાયાં હતાં, પણ પરમાનન્દદાસની ભાળ લાગી નહોતી. કેટલાય સૂર્ય તપ્યા પણ શેઠાણી રત્નલક્ષ્મીની આંખનાં આંસુ સૂકાયાં નહીં. દર વર્ષે વર્ષાનાં ઘેરાતાં વાદળ સાથે રત્નલક્ષ્મીનાં હૃદયમાં એથીય ઘેરા વાદળો છવાય, પણ એ પછી શરદનો ચન્દ્ર અજવાળાં વેરે નહીં. તેમાં વળી ભગવાન રૂઠ્યા, પુણ્ય ખૂટ્યાં, પૂર્વજન્મનાં પાપ નડ્યાં ને એવું બન્યું કે શેઠાણી વેદનાથી મૂર્ચ્છિત થઇને પડ્યાં. એમનો એકનો એક દીકરો એક દિવસ અલોપ થઈ ગયો. શોધાશોધ ચાલી, પૈસો પાણીની જેમ વહેવડાવ્યો પણ ક્યાંય પત્તો ખાધો નહીં. હવે કરવું શું? જોષીઓને તેડાવ્યા, કુંડળી માંડી. જોષીઓ ખોટું આશ્વાસન આપીને ધન લઇને વિદાય થયા. ભૂવાઓ આવ્યા, મેલી વિદ્યાઓ જાણનારા આવ્યા. બધા જ શેઠાણીને આશ્વાસન આપે છે, પણ પતિ કે પુત્ર કોઈનાંય મુખનું

દર્શન થતું નથી. દાસ–દાસી અને આશ્રિતોથી ભર્યાં ભર્યાં ઘરમાં કેવળ વેદનાનો હાહાકાર વ્યાપી ગયો છે. શેઠાણીની આંખનું તેજ ઓસરવા લાગ્યું છે. ભગવાનને ચરણે ઢળીને પ્રાર્થના કરે છે :

"ભગવાન, આંખનું તેજ લઈ લો તે પહેલાં એકવાર મારા કનૈયા કુંવરનું દર્શન કરાવો." દિવસ વીતે, રાત વીતે પણ શેઠાણીના મહેલ સૂના સૂના, આંગણું સૂનું સૂનું, હૃદય સૂનું સૂનું.

એવામાં કોઈ સિદ્ધ પુરુષ શ્રાવસ્તી નગરમાં આવી લાગ્યા. નગર-બહાર જીર્ણ શિવાલય પાસે એમણે વાસ કર્યો. શેઠાણી રત્નના થાળ ભરીને એમની પાસે દોડ્યાં. ગદ્‌ગદ્ કણ્ઠે પ્રાર્થના કરી : "મારા દીકરાની ભાળ આપો, એનું મુખ દેખાડો." સિદ્ધપુરુષે આંખો ખોલી નહીં. ધૂળમાં આંગળીથી રેખા દોરી, દિશા ચીંધી. એનો મર્મ કોઇને સમજાયો નહીં, સિદ્ધપુરુષના શિષ્યે કૃપા કરીને એનું રહસ્ય સમજાવ્યું. "ઉત્તર દિશામાં સાત દિવસ અને સાત રાત ચાલશો એટલે નૈમિષારણ્ય આવશે. ત્યાં એક વિશાળ વટવૃક્ષની ઘટા નીચે એક ઋષિ હજાર વર્ષથી તપ તપતા બેઠા છે. ત્યાં જઇને કશું પૂછશો નહીં, એમનો તપોભંગ કરશો નહીં. ધીરજથી રાહ જોજો. તમારું સદ્‌ભાગ્ય હશે તો ઋષિ ભાળ આપશે."

આટલું બોલીને એ એકાએક થંભી ગયો. એ એકાએક ચેત્યો : 'અરે આ હું શું કહી રહ્યો છું ? આ બાઇનો દીકરો પાછો આવશે એવું જૂઠાણું હું શા માટે કહી રહ્યો છું ? દયા લાવીને કોઇને જૂઠું કહી શકાય ? એ તો જૂઠના દરિયામાં ડૂબી ગયો છે તે હું ક્યાં નથી જાણતો ? આ બાઈના પતિએ નાસી જઇને બીજી સ્ત્રી સાથે દક્ષિણના એક શહેરમાં નવો સંસાર માંડ્યો છે તે ય હું ક્યાં નથી જાણતો ? પણ જેને સત્ય નથી ખપતું, અસત્ય જ જેનો આધાર, એવાં લાચાર તેને હું શું આપું ? .

એ નારીએ પૂછ્યું : 'કેમ અટકી ગયા ? પછી શું થયું ? ઝટ ઝટ કહોને !' આ દુરાગ્રહથી એ ધૂંધવાયો ને ફરી એણે આગળ ચલાવ્યું :

"શેઠાણી હરખાયાં પણ બીજી જ પળે વિચારમાં પડ્યાં: 'આટલાં વર્ષો વીત્યાં, હવે કોણ જાણે કેવા હશે એના વેશ? એ જુવાન થયો હશે. રમતમાં ઘુંટણ છોલાયેલાં તેનાં ચિહ્ન સુદ્ધાં રહ્યાં નહીં હોય. હું ઓળખીશ શી રીતે?"

શ્રોતા નારી તરત બોલી ઊઠી: "અરે, મા તે કાંઈ દીકરાને નહીં ઓળખે. મારો દીકરો પાછો ફરે તો હું એક નજરે જ એને ઓળખી કાઢું. એનું માથું સૂંઘું, એને મોઢે હાથ ફેરવું..."

એ નારી બોલતી જ ગઈ, કેમ જાણે એનો દીકરો મોઢામોઢ નહીં ઊભો હોય! એ ફરી પોતાની જાત પર રોષે ભરાયો. આવી વાત મેં માંડી જ શા માટે? હવે આ બધું ઝટ સંકેલી લઉં ને અહીંથી ભાગું. વાત જલદી જલદી પતાવી દેતાં એણે કહ્યું: "શેઠાણી ઘડીભર તો વિમાસણમાં પડ્યાં. પછી તરત એને યાદ આવ્યું. એના દીકરાના એક હાથથી ટચલી આંગળી સહેજ ટૂંકી હતી. આ યાદ આવતાં એ તો ખુશ થઈ ગયાં. પછી તો શ્રાવસ્તી જઈને શેઠાણી ગવાક્ષમાં જ બેઠાં છે, મીટ માંડીને પ્રતીક્ષા કરે છે. પછી પુષ્યા નક્ષત્ર બેઠું ત્યાં એક દિવસ એક જુવાન આંગણામાં આવીને ઊભો. નોકરો તો એને હાંકી કાઢતા હતા. ત્યાં શેઠાણી દોડ્યાં. એ જુવાનનો હાથ હાથમાં લીધો. ટચલી આંગળી જોઈને એ જુવાનને ભેટી પડ્યાં. આટલે વર્ષે દીકરો પાછો આવ્યો. ઉત્સવ ઉત્સવ થઈ રહ્યો.

આટલું બોલતાં એકાએક જાણે પેટમાં ગાંઠ પડી હોય ને શૂળ ઊપડ્યું હોય એવું એને લાગ્યુ. એને શરીરે પરસેવો વળી ગયો. એ એકદમ ઊભો થઈ ગયો. ઘડિયાળમાં જોઈને બોલ્યો: "અરે, દશ વાગી ગયા? ઘરે રાહ જોતાં હશે. તો સાંભળ્યું ને તમે, બધાં સારાં વાનાં થશે, તમારો હેમન્ત પાછો આવશે..." આગળ કશું બોલ્યા વિના એ ઝટ ઝટ દાદર ઊતરી ગયો. પરસેવાથી એનું શરીર ઠંડું થઈ ગયું. એકાએક એની શક્તિ જાણે ઓસરી જતી હોય એવું એને લાગ્યું. પેલો ટૂંકી ટચલી

આંગળીવાળો કોઈ બનાવટી આદમી પણ કેમ નહીં હોય, આટલું ધન મેળવવા માટે કોઈ શું ન કરે? આ માણસજાત તે કેવી? એવી ગાળો દેતો એ ઘરે પહોંચ્યો ને બારણાંમાં જ ફસડાઈ પડ્યો. એની પત્ની દીવો લઈને નીચે આવી. એની આ સ્થિતિ જોઈને ચિન્તાતુર થઈને બોલી ઊઠી: "ક્યાં ગયા હતા? હું તે તમને ક્યાં શોધું? ને આ શું થયું છે તમને? જુઓને, શરીર તો કેવું ઠંડું પડી ગયું છે!" એ ખુરશીમાં માંડ માંડ બેઠો. એણે કહ્યું: "કશું થયું નથી, કશું થયું નથી." પણ એની પત્ની માને તો ને? એ પાછી બોલવા લાગી: "મેં તો કેટલીય વાર કહ્યું છે કે આ ગામમાં તો ઘણી બધી ડાકણ છે. જુઓને, કેવી નજર લાગી છે! તમારી આંખો જ જુઓને. જરા બોલો તો ખરા, ક્યાં ગયા હતા? કોણ ભેટી ગઈ હતી?" એ ફરી જવાબમાં બોલ્યો: "કશું થયું નથી, કશું થયું નથી."

એની પત્નીએ નજર ઉતારી. એણે સંતાડેલી ગુપ્ત વાતનો તાગ કાઢવા શું કરવું તે વિચારતી એ બેઠી. એના મુખ પરની મૂંઝવણ જોઈને એ વધારે અકળાયો. થોડી વાર તો એ આંખો બંધ કરીને બેસી રહ્યો. ઘડીભર એણે ભગવાનને પ્રાર્થના કરી, એણે ઉપજાવી કાઢેલા પેલા નૈમિષારણ્યના ઋષિને પ્રાર્થના કરી: "આ બધું મૃગજળ જેવું મિથ્યા કરી નાખો, સત્યનું વજન આમ માનવોથી સહ્યું જતું નથી. બધું મિથ્યા કરી નાખોને." એની પત્નીનો આધાર લઈને એ પલંગ પર જઈને સૂતો. પત્નીએ બે–ચાર કડવાં ઓસડ પીવડાવ્યાં તે પીધાં. પછી આંખ બીડીને એ સૂતો. તન્દ્રામાંય ફરી ફરી એને પ્રશ્નો સંભળાયા: "મારો દીકરો ક્યારે મળશે? તમને આ થયું છે શું? તમે ક્યાં ગયા હતા? બોલો, બોલો, બોલો..."

એ તન્દ્રામાંય બબડતો રહ્યો: 'કશું થયું નથી, કશું થયું નથી.' મોંસૂઝણું થયું હશે. એની આંખો ખુલ્લી જોઈને એની પત્નીએ પૂછ્યું: "હવે કેમ છે?" એણે ટૂંકો જવાબ વાળ્યો: સારું લાગે છે." એટલે પત્નીએ ફરી જીદ પકડી: "તો હવે બોલો, કોણ ભેટી ગઈ હતી તમને?

તમે તો સાવ ભોળા ભટુક છો, કોણે કામણ કર્યું હતું તમારા પર ?" એ ફરી બોલ્યો : "કશું થયું નથી, કશું, થયું નથી." પણ એની પત્નીની આશંકાભરી દૃષ્ટિ જોઈને એને લાગ્યું કે આ 'કશું નથી'-માંથી જ કશું ઉપજાવવું પડશે તો જ એની પત્નીને સંતોષ થશે, ફરી એ કથાઓનાં વન નૈમિષારણ્યમાં પેઠો ને બોલવા લાગ્યો : "એકદા નૈમિષારણ્યમાં એક ઋષિ રહે. હજારો વર્ષોનું એમનું તપ, ચારે બાજુ એમનો મહિમા ભારે, એમના અજબગજબના ચમત્કારોની અનેક વાતો ચાલે. હવે વાત એમ બની કે ચન્દ્રપુર નગરીમાં એક સુખી દમ્પતી રહે. એ જોડું જોઈને બધાંની આંખ ઠરે. બન્ને જુવાન વયનાં જાણે કામદેવ અને રતિ, પત્ની તો પતિની છાયા જેવી. જ્યાં પતિ ત્યાં પત્ની, ઘડીનો વિરહ નહીં. એ જુગલમૂર્તિ જોઈને આખું નગર સુખ પામે.

ત્યાં નગરમાં એક દિવસ એક યોગીપુરુષ આવ્યા. મોઢા પર તેજ લખલખે. નગર આખું એમને જોવા ઊમટ્યું. યોગીરાજ રાજમાર્ગે થઈને જતા હતા. પતિપત્ની ઝરૂખામાં ઊભાં ઊભાં જોતાં હતાં, પતિ કાંઈક કહેતો હતો ને યોગીરાજને જોવામાં પત્નીએ હોંકારો નહીં પૂર્યો. પતિ રીસાયો. ધડધડ દાદરો ઊતરી, બંધ કમાડ ખોલીને ચાલી ગયો. પત્ની હાંફળી ફાંફળી દોડી પણ લોકોની ભીડમાં એના પતિને ક્યાં ખોળે ? એને તો ઘડીભર ચેન નથી, ચરણ થાકી ગયાં છે, આંખે અંધારાં વળ્યાં છે. મધરાતે એ એકલી પેલા યોગીરાજ બેઠા હતા ત્યાં ગઈ. કહ્યું : "યોગીરાજ, તમે સાચા યોગી હો તો મારા પતિને પાછો લાવી આપો." યોગીરાજે કહ્યું : "બહેન, ધીરજ રાખ, બેસ. જો, હું તને કહું તે સાંભળ. હું તમારા પૂર્વજન્મની વાત જાણું છું, ગયા જન્મમાં તારા પતિ હતા ઋષિ સુભદ્ર અને તું હતી રાજકન્યા રત્નમાલા, સહિયરો સાથે એક દિવસ તું વનવિહાર કરવા ગઈ. ત્યાં બધાંથી છૂટી પડી જઈને તું આ ઋષિ તપ કરતા હતા ત્યાં જઈ પહોંચી. બેબાકળી બનીને તું ચીસ પાડી ઊઠી. ઋષિનો તપોભંગ થયો. એણે તને જોઈ, તેઓ મોહિત થયા. તમારી બંનેની દૃષ્ટોદૃષ્ટ

મળી. થવા કાળ તે થયું. પછી તો ગાજતેવાજતે લગ્ન થયાં, રાજપાટ ભોગવ્યાં. એકવાર તેં પતિને પૂછ્યું : "આવતે જન્મે ય આપણે જ પતિપત્ની, ખરું ને ?" ત્યારે તારા પતિએ કહ્યું : "હા, એમ જ થશે. પણ મારે મારું અધૂરું તપ પૂરું કરવું પડશે. એ પૂરું થતાં જ આપણે ફરીથી મળીશું. તું ધીરજ રાખ, પાંચ વરસ પછી સૂર્ય દક્ષિણનો થાય ત્યારે આ નગરીથી પચાસ જોજન દૂર આવેલા અરણ્યમાં જજે. ત્યાં એક જીર્ણ શિવાલય પાસે એક ઋષિ તપ તપતા હશે. એને જો તું તરત ઓળખી કાઢશે તો એઓ તરત આંખો ખોલી નાખશે ને તને ભેટી પડશે. જો ઓળખવામાં સહેજ વિલમ્બ થશે તો વળી એક જન્મની રાહ જોવી પડશે..." એ આ બોલતો જ હતો ત્યાં કોઈએ બારણું ઠોક્યું, પત્ની સફાળી દોડી. બારણું ખોલ્યું, જુએ છે તો કોઈ સ્ત્રી બેબાકળી ઊભી છે, અંદર આવીને એણે પૂછ્યું : "હેમન્ત અહીં આવ્યો છે ? મારી સહેજ આંખો મળી ગઈ ત્યાં કોઈએ બારણું ઠોક્યું હોય એવું મને લાગ્યું. બારણું ખોલીને જોઉં છું તો થોડે દૂર રસ્તે થઈને કોઈ ચાલી જાય છે, મેં એને તરત ઓળખી લીધો. એ જ ચાલ, એ જ છબિ, હું એની પાછળ દોડી. એ આ તરફ વળ્યો, અહીં આવ્યો છે મારો હેમન્ત ?" એ ઘડીભર જોઈ રહ્યો પછી એણે કહ્યું : "બેસો, હું કહું તે સાંભળો. એકદા નૈમિષારણ્યમાં–"

વસંતસૂર્ય * ઉશનસ્

કાચી વયના
અરે અવાવરુ ખંડે
હતી તું મારે એકલ પંડે
ત્યારે
કોણે અચાનક
એરિયું ફેંકી કરી મશ્કરી આવી ?
મોઈ મને, મૂકી ચમકાવી.

જખ્માં પર તમારું બયાં નીકળે,
વિતેલા સમયનું મકાં નીકળે.

બધી ઝંખના બેસહારા બને,
નગર આપણું લા–મકાં નીકળે.

પ્રતીક્ષા અમારી ધરા થૈ ગઈ,
પછી બેરહમ આસ્માં નીકળે.

ખુદી સાચવી બેખુદીમાં અમે,
ભલે આજ દુશ્મન જહાં નીકળે.

સમય ખૂંચવી લે બધી થાપણો;
કશું નામ સામે જમા નીકળે.

* લામકાં–મકાન વિનાનું

## ગઝલ

o

અહમદ મકરાણી

*

## ક્ષણિકા

o

સરૂપ ધ્રુવ

આંખના ફૂટી ગયા છે આયના
બિમ્બ ધુમ્મસ થૈ હવે બિવડાવતું.

વાવમાં ડૂબી ગઈ છે શૂન્યતા,
આંસુ અમને કોણ આ પિવડાવતું ?

આવરણની ભીંત તોડું રોજ હું,
રોજ વસ્ત્રો કોણ આ સિવડાવતું ?

શક્યતાનું ઊગવું આ મન વિશે,
કાચનું ધુમ્મસ મને બિવડાવતું.

## મેયર * યેહૂદા એમીચાઇ

જેરુસલેમના મેયર થવું
એ દુઃખની વાત છે.
એ ભયાનક છે.
કોઈપણ માણસ આવી નગરીનો મેયર
કેવી રીતે બની શકે ?

તે તેની સાથે શું કરી શકે ?
તે બાંધશે, અને બાંધશે અને બાંધશે.

અને રાત્રે
આસપાસની ટેકરીઓના પથ્થરો
સરકતા નીચે આવશે
પથ્થરિયાં ઘરો તરફ,
માણસોના ગુલામો બનેલા
કૂતરાંઓ તરફ રુદન કરતાં
આવી રહેલાં
વરુઓની માફક.

×

## ગઝલ * અનિલ

છીપલાના કાનમાં બોલ્યા કર્યું,
થોરના પંજામાં બસ જોયા કર્યું.

ત્યાં હરાયા ઢોરની જિહ્વા હતી,
સંસ્કૃતિની વાડ પર કોળ્યા કર્યું.

શંખને સાગર થઈને ઘૂઘવ્યા,
ફીણમાં ઓજસ બધું ખોયા કર્યું.

પથ્થરો તો કૈં જ કૂણા ના થયા,
પ્રાર્થનાઓમાં અમી ઢોળ્યા કર્યું.

દૂરતાનો તાગ મેળવવા અનિલ,
આંખ પર આકાશને તોળ્યા કર્યું.

# એક જૂની હસ્તપ્રત

ફ્રાન્ઝ કાફ્કા * અનુ. વિજય શાસ્ત્રી

એમ જણાય છે કે અમારા દેશમાં નાગરિકોની સારસંભાળ પરત્વે ઘણી બેદરકારી રાખવામાં આવે છે. જો કે અત્યાર સુધી તો અમે તેની ચિન્તા કર્યા વગર અમારાં રોજિંદા કામકાજમાં રચ્યાપચ્યા રહેતા હતા પણ, હમણાં હમણાં જે કંઈ બનાવો બન્યા તે જોઈ અમારી ઊંઘ ઊડી ગઈ છે.

રાજાના મહેલની સામે જ પડતા ચોકમાં, મારી જોડા સીવવાની દુકાન આવેલી છે. હજી તો, વહેલા પરોઢિયે મેં મારી દુકાનનાં પાટિયાંયે ઊઘાડ્યાં ન હતાં ત્યાં જ, ચોકમાં આવી મળતા રસ્તાના નાકે ખડકી દેવાયેલાં સશસ્ત્ર સૈનિકોનાં ટોળાં પર મારી નજર પડી. આ સૈનિકો અમારે ત્યાંના નહોતા પણ ઓતરાદા પ્રદેશની ભટકતી જાતિના હતા એ દીવા જેવી ચોખ્ખી વાત હતી. પણ અહીં રાજધાનીના શહેરમાં તેઓ કેવી આવી પૂગ્યા એ મને ના સમજાયું. ગમે તેમ પણ તેઓ અહીં હતા એ તો સાવ સાચી વાત હતી. રોજ પરોઢિયે તેમનાં ટોળાંમાં વધારો થતો જતો હતો.

ખુલ્લા આભ નીચે તંબૂ તાણીને રહેવાનું તો એમને કોઠે પડી ગયું હતું. કદાચ બાંધેલાં મકાનોમાં રહેવું એમને ન ગમતું હોય તેથી પણ આવી રીતે રહેતા હશે. દહાડો આખો તલવારને ધાર ચઢાવવી, બાણોને અણી કાઢવી અને ઘોડે ચડવાની તાલીમ લેવામાં તેઓ મચ્યા રહેતા, પરિણામે મહામહેનતે ચોખ્ખાચણાક રખાતા ચોકને તેમણે ઘોડાર જેવો ગંદો કરી નાખ્યો હતો. અમે અવારનવાર, અમારી દુકાનમાંથી બહાર આવી એમણે કરેલી ગંદકીને સાફ કરવા કમર વાળતા હતા. પરન્તુ અમારી કમરતોડ સાફસૂફી પર તરત જ ફરી ગંદકી કરીને તેઓ પાણી ફેરવી દેતા તેથી ધીરે ધીરે અમે સાફસૂફી ઓછી કરી નાખી.

વળી બહુ સાફસફી કરવા જઈએ. તો પાણીદાર ઘોડાઓની ખરી નીચે કચડાવાનોય ભય હતો, એમ ન થાય તો વીંઝાતા ચાબુકનો એકાદ સપાટો અમારી ચામડી ચીરી નાંખે એમ તો થાય જ!

આ ભટકતી જાત સાથે વાતચીત તો થઈ જ ના શકે. તેમને અમારી બોલી ના આવડે અને ભલા, એમને પોતાને ય ક્યાં કોઈ બોલી હતી જ વારુ? એટલે જ તો માંહોમાંહ પણ તે સંધાય જંગલી કાગડાઓની રીતથી જ વે'વાર ચલાવતા. જંગલી કાગડાઓ જેવી ચીસોના અવાજ હમેશાં અમારા કાને પડ્યા કરતા. અમારી રહેણી-કરણીને કે અમારી સંસ્થાઓને ન તો તેઓ સમજતા, ન સમજવાની દરકાર સેવતા અને એટલે જ તો અમારા ઇશારાના વાતુંનો અર્થ તારવવાની યે તેમને પડી નહોતી. તમારાં જડબાં ને કાણડાંનાં હાડકાં તૂટી જાય ત્યાં સુધી ઇશારાઓ કર્યા કરો છતાં તેઓ, તમે શું કહેવા માગો છો તે સમજતા નહિ. તેઓ વારંવાર દાંત ભીંસીને બતરડી કરતા, ડોળા તાણતા અને મોંયે ફિણોટા કાઢતા દેખાય છે, પણ એમ કરીને ય તેઓ કશું સૂચવી શકતા નથી. ના, ધમકી યે નહિ. તેઓ તો બસ, માત્ર આદતના જોરે જ એમ કરતા હોય છે. જરૂર પડે તે બધી ચીજો તેઓ, બે–રોકટોક ઉપાડી લે છે, તોય તમે એને 'બળજબરીથી લેતા'. હોવાનું ન કહી શકો! તેઓ કોઈ ચીજને હાથમાં ઉપાડીને જુએ અને તમે માત્ર બાજુ પર ખસી જઈને તે ચીજ લઈ લેવાની તેમને છૂટ આપી દો છો.

મારે ત્યાંથી પણ આ રીતે ઘણી ચીજોની ઉઠાંતરી થઈ ચૂકી છે છતાં, ગલીના નાકે આવેલા કસાઇના બે–હાલ જોઈને, હું તો તે વિશે ફરિયાદ કરવાનું માંડી જ વાળું જ છું. કસાઈ બાપડો જ્યારે પણ નવું માંસ લેવા આવે ત્યારે પેલી ભટકતી પ્રજા તેની કનેથી તે ઝૂંટવી લે ને ઓહિયાં કરી જાય. એટલું જ નહિ પણ, તેમનાં ઘોડાં ટાડરડાંયે મજેથી માંસ ચાવે! કેટલીયે વાર ઘોડો ને ઘોડેસવાર

એકમેકને અડેલીને બેઠા બેઠા માંસને સામસામી બાજુથી ચાવતા હોય છે. આ જોઈને કસાઈ બાપડો તો શિયાંવિયાં જ થઈ જાય છે પણ પોતાના માલની આવી દુર્દશા અટકાવી શકતો નથી. અમે એ(ની હાલત) સમજીએ છીએ અને એનું ગાડું ગબડ્યા કરે તેટલા પૂરતા પૈસા–ટકાની મદદ પણ કરતા રહીએ છીએ. નકર એ ભટકતી જાતને જો માંસ ના મળે તો વળી તે શી ય આપદા ઊભી કરે ! અરે, હરરોજ માંસ મળતું હોવા છતાં ય તેઓ શું કરશે તે ય કોણ જાણી બેઠું છે વારુ ?

ચોથ દિવસ પર, કતલના ત્રાસદાયક કામમાંથી છૂટવા ખાતર કસાઈ એક જીવતો બળદ ક્યાંકથી લઈ આવ્યો. જો કે, તે જાણી બેઠો હોત કે–તો આવું સાહસ એ કદીયે ન કરત. વાત એમ બની કે હું મારી દુકાનના પાછલા ભાગમાં, મારે ત્યાં હતાં એટલાં બધાં જ કાપડનાં કૂચા–ચીંથરાનો ઢગલો કરી, તેના પર માથું ટેકવી, બળદના આરડવાના અવાજને દૂર રાખવાનો યત્ન કરતો, સોડ તાણી ગયો હતો. બળદ આરડતો હતો તેનું કારણ એ હતું કે પેલા રાક્ષસો તેને બચકાં ભરી, લોહી ટપકતા માંસને ગળવા માંડ્યા હતા. ચારે કોરથી બચારા બળદ પર હુમલો થવા માંડ્યો હતો. હું તો આ જોઈને બહાર ડૂંક્યો જ નહિ. ઘણીક વાર પછી મેં બહાર ડોકું કર્યું ત્યારે તેઓમાંના થોક એ...ય ઘરાઈને આમતેમ પડેલા હતા અને બીજા થોક, દારૂના પીપની આસપાસ, નશો કરીને ઢળી પડેલા દારૂડિયાઓની માફક, ઢગલો થઈને પડ્યા હતા.

બરાબર આ જ વખતે, હું ધારું છું કે, મેં રાજાને તેમના મહેલની બારીમાં ઊભેલા જોયા. આમ તો તેઓ, બહારની દુનિયા જોઈ શકાય એવી આ બારીમાં કદી આવતા જ નથી અને મોટાભાગનો સમય અંદરના ભાગમાં આવેલા બગીચાઓમાં જ વીતાવે છે પણ અત્યારે તેઓ ત્યાં ઊભા હતા, કમ સે કમ મને તો ત્યાં (બારીમાં) ઊભેલા દેખાયા હતા અને ત્યાં ઊભા રહી, માથું નમાવી, પોતાના રહેઠાણની

સામે જ જે કંઈ ચાલી રહ્યું હતું તેનાથી વાકેફ થવાનો યત્ન કરતા હતા.

'હવે શું થશે?' અમે બધા જ અમારી જાતને પૂછીએ છીએ? 'હજુ ક્યાં સુધી અમે આ ત્રાસ વેંઢારીશું?' રાજાના મહેલને લીધે આ ભટકતી પ્રજા અહીં આવી તો છે પણ અહીંથી તેમને વિદાય શી રીતે કરવી તેની રાજાને ય ખબર નથી! દરવાજાઓ બંધ છે. અંદર-બહાર દમામભેર કૂચ કર્યા કરતા પહેરેગીરો પણ સળિયાવાળી બારીની પાછળ જઈને ભરાયા છે. આમ અમારા દેશને બચાવવાની જવાબદારી અમારા જેવા કારીગરો ને વેપારીઓ પર આવી પડી છે, પણ અમે એ જવાબદારી ઉપાડવા માટે લાયક નથી કે લાયક હોવાનો દાવો પણ કરતા નથી. આ એક પ્રકારની ગેરસમજ જ છે. એને પરિણામે અમે કદાચ બરબાદ સુદ્ધાં થઈ જઈએ એવો પૂરતો સંભવ છે. *

અં. અનુ. એડવીન મ્યુર–વીલી મ્યુર

* આ વાર્તા, કાફકાની વાર્તાઓના વિવેચક Philip Rahv નોંધે છે તેમ અધૂરી છે–ક્યાં તો પાછલાં પાનાં ગૂમ થવાથી યા લખાયાં જ ન હોવાથી.

## મૃત્યુ અને જીવન * આર્થર મિલર

પહેલાં એ સ્ત્રીએ વિચાર્યું કે, હું એને ત્રણ દિવસમાં મારી નાખીશ. પણ એ બચી ગયો.

ત્યારે સ્ત્રીએ વિચાર્યું કે, એને મારવા માટે ત્રણ સપ્તાહ જોઈશે. પછી વિચાર્યું કે ત્રણ મહિના લાગશે.

ત્રણ વર્ષ વીતી ગયાં પણ એ જીવતો હતો.

છેવટે એમણે લગ્ન કરી નાખ્યાં.

એમનાં લગ્ન થયાંને હવે ત્રીસ વર્ષ થઈ ગયાં છે. લોકો એમને વિશે સારી વાત કરે છે. એમનું કહેવું છે કે શહેરમાં એમના જેવું લગ્નજીવન કોઈનું નથી.

એ જીવતાં છે, પણ એમનાં બાળકો મરી રહ્યાં છે.




પેલા પાકા ઘરમાં લગ્ન આવે છે એવો અણસાર મળતાં જ એની આંખો અજબ જેવા પ્રકાશથી ચમકી ઊઠી...એનો કરચળીયાળો ચહેરો વિસ્તર્યો, કરચળીઓની રેખાની ઊંડાઈ ઓછી થઈ ગઈ...એણે સમોવડી પાડોશણને, બોલતાં પહેલાં હોઠને સહેજ ધ્રુજાવી ધીમેશથી કંઈક કહ્યું તે સાથે કશીક પ્રસન્ન વિહ્વળતા બંનેમાં વ્યાપી ગઈ...તેડવા આવે, પૂછવા આવે તો જવું કે સામે થઈને પૂછી જોવું એવી દ્વિધા એ બંને અનુભવી રહી.

મણમણનાં તપેલાં ઊંચકવાં, માંજવાં–વીછળવાં જેટલા એમના બાહુ બલિષ્ઠ નહોતા અને એ બંને કંઈ કામ વિનાની યે નહોતી, છતાં...એમણે કરમાયેલા ચહેરાના, પરસેવે વાસ મારતા, ભીની ધૂળવાળા ડિલે તડકે ઊભેલા નાગડા છોકરાઓને જોયા અને એમના બાહુઓમાં જાણે કશુંક ચેતન આવી ગયું...એક–બે નાનકાને તડકેથી ખેંચીને છાંયડે લીધા, અને બંનેની આંખમાં કશોક નિશ્ચય ચમકી રહ્યો...

બીજા કોઈને તક મળે કે બીજું કોઈ તક ઝડપે તે પહેલાં એ બંને લગનવાળા ઘરે પહોંચી ગઈ...લગનવાળા ઘરના પુરુષને તો વરદાન મળ્યા સરખી ખુશી થઈ, પણ ઠાવકા ઠરેલા સ્ત્રીમંડળે મીંઢી તટસ્થતા અને ધીંગી ધીરજથી શું લેશો ? ક્યારે આવશો ? મોડી રાત સુધી વ્યવહાર પહોંચે તો ત્યાં સુધી થોભશો કે કેમ, એવી ઘણી ઘણી ઝીણી

ઝીણી બાબતોની ચૂંધી કરીને પૂરી ખાત્રી કરી લીધી અને છેલ્લે ચેતવણી યે ઉચ્ચારી દીધી...

પોતે સૌ પ્રથમ પહોંચી ગઈ એ બદલ અંદર અંદર આનંદ પ્રગટ કર્યા વિના એ રહી શકી નહીં–બીજી બહેનોની પણ જરૂર પડવાની, તેમને પણ લાવવાની અને એમ એ બહેનો પરનો ઉપકાર અનામત રાખીને ભવિષ્યે કોઈ ચીજ ઊછીની લેવાની ત્રેવડ પણ વિચારી લીધી.

અને એ દિવસ આવ્યો. રોજિંદા કામે એ બહાનું કાઢીને ન ગઈ. રોજિંદું કામ હાડતૂટ તો નહોતું પણ ઓછા શિરામણે આમે ય કામ વિના પણ થાક જેવું જ રહેતું હતું...લાલ જુવાર સામે જોવું ય ગમતું નહોતું–અને એની અણગમતી વાસ એના નસ્કોરામાં પેસી ગઈ હતી. કાંકરિયાળા, જાડા ભાંગેલા વાટલા જેવા ચોખા વીણતા એમની આંખો અને આંગળાં કંટાળી ગયાં હતાં...ઊભા તડકે ઊભેલી લાઈનમાં વિતાવેલા સમયનો માનસિક અજંપો હડસેલીને એ પાડોશની બાઈને લઈ લગ્ન-વાળા ઘરે પહોંચી ગઈ.

ઉલ્લાસના કોલાહલમાં, આસપાસ ઊડતા, પસાર થતા રંગબેરંગી કોકા–વાધામાં પોતાના ઝાંખા વેશે એને તો મજૂરણ તરીકે ચૌદેક કલાક કાઢવાના હતા.

ચોખા તોળાવ્યા ત્યારે એ જાણે મોતી જોઈ રહી હોય એવું એને લાગ્યું અને તેલના પુટે ચમકતી પીળી ધમરક દાળ જોઈને તો જાણે ગળા સુધી ડૂસકું આવીને રહી ગયું....દૂધી, વેંગણ બટાટાના ઢગલા યે જાણે બાથમાં ન ભરાય એવડા લાગ્યા...મોટા મોટા ચકચકતાં વાસણો જોઈ પોતાના રસોડાનાં ઠામ–ઠીંકરાં ઘડીક આંખ સામે ભોંઠપભેર તરવરી ઊઠ્યાં...બાવળનાં લાકડાંનાં ચિરિયાનો મસમોટો ઢગલો જોઈને ઘરનાં પંચભેળ કરકાંટિયાં યાદ આવ્યાં અને અહીં વિના ધુમાડે એણે આંખ ચોળી...

પોતાનાં બાળકોને એ સાથે લઈ ગઈ નહોતી પણ એ બધાં આપોઆપ જ સાથે થઈ ગયાં હતાં, અને બધાં કામ વચ્ચે લગ્નવાળા

ઘરની જાજરમાન સ્ત્રીઓની વેધક તીખી નજરથી એમને અછતાં રાખવાનો એ પ્રયત્ન કરતી પણ એ નાગડાં તો ત્યાંથી ખસે જ નહીં...

ચીજો ઊંચકી ઊંચકીને લઈ જતાં, ઘરની સ્ત્રીઓના અને રાંધણિયા મહારાજના ઘાંટે ઘાંટે દોડી દોડીને થાકી તોયે એમનામાંનો અજબ જેવો ઉત્સાહ એમને ગતિમાન રાખતો હતો.

ચૂલ સળગી, એક નહીં ખાસ્સી ત્રણ ચાર મણબંધી લાકડાંના અંગારા ધીખવા લાગ્યા, આંધણો ખદખદવા લાગ્યાં, તોતીંગ પાત્રોમાંથી સોડમ ઊઠવા માંડી તેમ તેમ, પેલાં નાગડાંઓની આંખો ક્યારેક ક્યારેક કશીક વિહ્વળતાથી ચમકી ઊઠતી...લગ્નવાળા ઘરનાં કોકાવાઘાએ મઢેલાં સરખાં ઢીંગલા–ઢીંગલી જેવાં બાળકોને એ ઓશિંગણ આંખે જોઈ રહેતાં પણ વળી પેલી સોડમ એમની તન્મયતામાં ભંગ પાડતી...

બપોરે કારભારીઓને જ દખુ–ભાત જમાડવામાં એમને તો કોણ પૂછવાનું હતું ? એમણે તો પતરાળાં પાડવાં ને ઉઠાવવાનાં હતાં અને એ પતરાળાં ઉઠાવતી વખતે છાંડેલા ભાતને જોઈ ‘ કેમ જીવ ચાલ્યો હશે ’ના ભાવથી નિઃશ્વાસપૂર્વક જોઈ રહેવાનું હતું...પણ એ પતરાળાં ઉપાડીને બેદરકારીથી ફેંકી આવવાને બદલે ટાંપી રહેલા ભિખારાં ઉપાડી જાય એમ કાળજીથી ઘર પાસે મૂકી આવવાનાં હતાં અને એમાં ભિખારાંને કંઈક મદદ થાય છે એવું ઘરનાં જાજરમાન બૈરાંને લાગે નહીં એ પણ જોવાનું હતું.

પેલાં નાગડાં તો ત્યાંથી છેટાં ગયાં જ નહોતાં...એમને માવડીની ત્રેવડ અને રાંધણિયા મહારાજની મહેરથી બપોરે પેટ ભરીને દાળભાત જમવાનાં મળી ગયાં હતાં...અન્નકુટનો ઉછાવો થતો હોય ત્યારે વેરાયેલા કણ પણ ‘પ્રસાદ’ થઈ જાય છે, અને થયા...

તે રાતે દશેક વાગ્યે હજી છૂટાછવાયા જમનારા આવ્યા જ કરતા હતા. પણ અમને અમારું ઢાંકયું મળી જાય તો ઘેર આશાભેર ભૂખ્યા બેઠા છે એમની આંતરડી ઠરે એવા ભાવથી ‘ અમને ઢાંકયું કાઢી આપો ’

એની વિનવણી એ કરતી રહી ત્યારે એમને જાજરમાન બૈરાંના હુકમ પછી ઉદાર કારભારીની નજર નીચે ઢાંકયું મળી ગયું અને એ બંનેએ એ લઈને ઘેર જવાને બદલે પોતાની મોટી છોકરીઓ પાકા ઘરને છેડે, ખૂણે આશાભેર ઊભી રહી હતી તેમને આપી દીધું અને 'નાગડાંઓને તો અમે અહીં અમારી સાથે જ ધરવીશું' એવો અણસાર કરીને અદમ્ય સંતોષથી, ઘાંટા પાડી રહેલી શેઠાણીના સાદે બંને ઝડપથી પાછી ફરી.

...* અજિત ઠાકોર

પણ હું બેચેન પડ્યો છું રાત્રી માતાના ઉદરમાં
થોડોક ભાર અનુભવું છું હૃદય પર—
હું વર્ષાની એકાદ બપોર જેવો બેચેન પડ્યો છું—
આંખોનું નામ તો જાણે ઉદાસી—
મેલા કાગળ જેવો તડકો પડઘાય—
ચકલાંના બપોરી અનિયમિત—કર્કશ—અવાજ જેવું
અરુંપરું ઊગે સંવેદનાનું ઝાડ—
ભીનીભદ માટીમાં ચાલવાનો પણ કંટાળો આવે—
અચાનક—ને ગામ ભણી જતો ભાળું
અજિતને પકડવા સંવેદનાનું ઝાડ છોડીને દોડું—
પાછળ દોડે વરસાદી એકાદ બપોર
મેલા તડકાનું બાચકું લઈને કાંધે...

# ચકલીચિંતન

કાગડાની પેઠે જ બબ્બે પગે કૂદતી ચાલતી છતાં કાગડા કરતાં એની ચાલ વિશેષ ગમે, ગૃહપ્રવેશ કરતી છતાં એ ઘરના ગૃહપ્રવેશનો ગુન્હો ન બનતી એવી એ સુચારુ કોણ ? ચકલી ! એ કુમારી હતી ત્યારે પણ 'ગૃહિણી' જ હતી, કેમ કે એ ઘરમાં જન્મી અને ઘરમાં જ રહેતી આવી છે.

પૃથ્વીનો નહીં પણ મારા ઘરનો પ્રથમ પ્રકાશ જોવાનું અનન્ય ગૌરવ મને ને મારા ઘરને બક્ષનારી સુચારી ગાત્રોવાળી, સુપુષ્ટ નહીં તોયે તંદુરસ્ત અને તન્વંગી, ચંચળ છતાં નિરુપદ્રવી લાગતી, આમતેમ જોતી છતાં જેમતેમ નહીં પણ બરાબર જોતી, જોતી અને ઊડી જતી, ઊડી જતાં જોતી, ને જોતાં જોતાં જોતજોતાંમાં ઊડી જતી અને એટલી જ સહજપણે પાછી ફરતી અને વળી જોતી એ ચકલીનો જન્મ થયો છતાં મ્યુ. કોર્પોરેશનના જન્મનોંધને ચોપડે વસ્તીવધારો નોંધાયો નહોતો એટલે એ એની પોતાની જ જવાબદારી પર જન્મી હોવાનું સ્વીકાર્યા વિના ચાલે એમ નથી.

એ જન્મી એટલે જ એની માતા મારા ઘરમાં ભીંતે ઝૂલતી ટાંગેલી એક છબીના તખ્તા પાછળ રહે છે એની સત્તાવાર જાણ થઈ. કેમ કે, એની મા વારંવાર આવ-જા કરીને ધ્યાન ખેંચતી હતી.

એની માએ એને ખભેખભા મિલાવીને ચાલવાને બદલે ચાંચે-ચાંચ મેળવીને ખાવાનું શિખવ્યું ત્યારે જાણી શકાયું કે, ચકલીઓ માટીના કે ધાતુનાં વાસણો કેમ રાખતી નથી.

કેરીની સીઝનમાં ટોપલામાં ઘાસ સાથે રાખેલી કેરીને બાદ કરી એ માત્ર ઘાસ જ ચાંચમાં લઈ જવા લાગી ત્યારે મને એનો એ વિવેક

રતિલાલ 'અનિલ'

નીરક્ષીર વિવેક કરતાં વધારે ગમ્યો હતો. શ્રેય અને પ્રેયનો પહેલો પાઠ એણે મને શિખવ્યો. 'કેરી-પ્રિય છે પણ ઘાસગ્રહણમાં જ શ્રેય છે' એવો વિવેક કરીને માળામાં એ ઘાસ જ લઈ જતી, કેરી નહીં. એણે મારાં જ્ઞાનચક્ષુ ખોલી નાખ્યાં. દત્તાત્રેયના ગુરૂ થવા જેટલી લાયકાત મને ચકલીમાં દેખાઈ. દત્તાત્રેય કેરીની મોસમમાં ઘાસભરેલા ટોપલામાં ઘેર કેરી રાખતા નહોતા એટલે શ્રેય અને પ્રેયનો પાઠ ભણવાનો લાભ એ ચૂકી ગયાં.

મને 'ગૃહસ્થ' કહેતા હું પહેલાં બહુ સંકોચાતો. પણ મેં છોડેલા ફરસાણના પડીકા પર વીંટાયેલો સૂતરનો કાચો તાર ફેંક્યો તે એ ચાંચમાં પકડીને, ઝૂલતા દોરનો હવામાં લિસોટો પાડીને લઈ ગઈ. પવનને કારણે એ દોરે આડું અવળું નર્તન કર્યું એણે મને ગતિનો લયપાઠ આપ્યો તે તો ખરું જ, પણ કાચા સૂતરના તારે એ મારા દૃષ્ટિદોર સાથે ત્યારથી ગાંઠ બંધાઈ ગઈ અને સાચા અર્થમાં 'ગૃહિણી' એવી ચકલીમાં મને ગાઢ રસ પડ્યો તે પછી મને ગૃહસ્થ કહેતા શરમાવાનું મેં છોડી દીધું છે. પ્રથમ એ કાચું સૂતર લઈ ગઈ અને તે પછી ફરસાણની વેરાયેલી સેવ હું આઘો પાછો થયો તે પછી એણે ચપચપ ખાંધી એ વિવેક પણ ગૃહિણીના ગૌરવભર્યા પદને છાજે એવો જ હતો.

વ્યક્તિવાદ અને સમૂહવાદ–બંનેને દીપાવતી ચકલીએ એના વર્તન પરથી મને શીખવ્યું છે કે, ભીંત પરની છબી પાછળ રહેવામાં, ઘરમાં ઊડાઊડ કરવામાં, ઘરમાં આહાર કરવામાં જે કંઈ સુયોગ્ય અને સભ્ય છે તે જ સવારે આંગાના ઝાડે બેસી સૌની સાથે ચીં ચીં ચીં...કલબલ કલબલ કરવામાં અને બહાર મળે તે પ્રાશન કરવામાં છે. ખાનગી અને જાહેર જીવન બંનેમાં જીવન જ અવિભાજ્યપણે રહેલું છે. ગતિ, ઘરમાં અને બહાર–એક જ હોય. કાચો આહાર અને રાંધેલો ખોરાક સમાન આહાર છે. વળી, એ નિર્દોષ અને ગભરૂ લાગે છે છતાં

કોઈ જીવડું મોઢામાં પકડે છે ત્યારે એમને માટે પોલીસ અને ન્યાયતંત્ર ની વ્યવસ્થા કેમ નથી થઈ? એવો પ્રશ્ન થાય છે; પણ ચકલા કદી ફોજદાર કે જજ થાય એવું લાગતું નથી.

એનો અવાજ સીધો નીકળવાને બદલે પગથિયાં ચઢતો ઊતરતો ઠેકડાતો કે, કટકે કટકે પણ ઝડપી ગતિએ કેમ ફેંકાય છે એનું મને આશ્ચર્ય રહ્યું છે. રેલ્વેએન્જિનની વરાળસીટી એ શૈલીએ વાગે તો મને, તમને, સૌને ગમે! હોર્ન પણ એવી શૈલીએ વાગે તો આપણા કાનનું દુઃખ ઓછું થાય અને સુખ ગણિતના હિસાબે પણ વધે!

એ મસ્તીના તોરમાં જાતભાઈ તેમજ પતિ સાથે લડે છે તેની તો જાણ થાય છે, પણ પાણીમાં રહેતી માછલી પાણી ક્યારે પીએ છે એની જાણ થતી નથી એમ, એ પ્રેમ ક્યારે કરે છે એની જાણ થતી નથી. એ આગલી પેઢીની મર્યાદાશીલ ગૃહિણી જેવી આજે પણ રહી છે. કોઈ વાર એ ઘરમાં નાહક ચીં ચીં ચીં કરી મૂકે છે તે, ગૃહિણીની કોઈ ઉચ્છૃંખલતાની સામેની એની ફરિયાદ જ હશે. દિવસે બહાર જાય તો પણ સાંજે તો અચૂક એ માળામાં પાછી ફરે જ અને એમ ગૃહિણીને પણ બોધ આપે કે, શાણી ગૃહિણીએ સાંજે ઘેર પાછા ફરવું જ જોઈએ. જો કે, ચકલો પણ સાંજે જ પાછો ફરતો હશે, પણ કોણ જાણે કેમ, પુરુષને બોધ આપતો નથી

હું જમું એમાં જ એને રસ છે. એવું નથી, હું લખતો હોઉં ત્યારે પણ એ ઉપર ક્યાંક બેસી મારી પ્રવૃત્તિ જોયા કરે છે અને ક્યારેક ચીં ચીં ચીં પણ કરે છે...એની ભાષા હું સમજી શકતો નથી, પણ હું લખું છું તે એ વાંચી શકતી હશે, નહિતર ચીં ચીં ચીં કેમ કરે!

એ આવી શાણી ગૃહિણી હોવા છતાં વાર તહેવારે, રવિવારે, નવરાત્રી, બોળાકતના દિવસોમાં પણ એના માળામાં એની કોઈ સહિયર આવતી નથી? કેટલાક યુવાનો પોતાના મિત્રોને બહાર હોટલ સિનેમામાં જ મળે છે એમ એ એની તમામ સહિયરોને ઝાડ પર કે ટેલિફોનના તાર

પર જ મળે છે, ચર્ચા કરે છે–પણ આશ્ચર્ય એ કે, કોઈ પીણું કે નાસ્તો આવતાં જ નથી! એટલે જ કદાચ ચકલીઓ દરરોજ અને વારંવાર મળે છે! કેમ કે, કેટલાક મિત્રો ચા–નાસ્તાના બિલના ડરથી જ રોજ મળવાનું ટાળે છે! માણસો ચકલીમિલન શૈલીએ મળે તો? વિનાકારણનો ક્ષોભ દૂર થાય અને મૈત્રી વધારે દૃઢ બને! ખરેખર, માણસ માટે ચકલીનું ખુલ્લું જીવન ખુલ્લા પાઠ્યપુસ્તક જેવું છે...પણ એ માણસને સર્ટિફિકેટ પણ આપતી નથી, એટલે એના પાઠ લેવા માણસો ઉત્સુક ન જ થાય! પણ ખુદ ચકલી કોઈ પણ ડિગ્રી પ્રમાણપત્ર વિના મસ્તીથી જીવે છે! એવી મસ્તીથી ઘરની કામવાળીનો છોકરો જ જીવે છે, અને તે ચકલી જેટલો જ સુખી અને આનંદી દેખાય છે!

મારા ગાદલામાં ચાંચપ્રહારથી છિદ્ર પાડી એ રૂ લઈ જઈને ચીં ચીં કરીને એ કદાચ એવો ધ્વનિ કાઢે છે કે, તું સંઘરાખોર છે! પંદર શેર રૂનો સંઘરો કરી બેઠો છે! તને એમ થાય છે ખરું કે આ ચકલીને તેના માળા માટે પાશેર રૂ આપું? હું કંઈ માગણી નહીં કરું, જોઈતું રૂ લઈ લઈશ. તું વિરોધ કરે કે, તટસ્થભાવે જોઈ રહે. મને એવો વિચાર આવે છે કે ગાદલામાં રૂને બદલે સુંવાળું ઘાસ ભરું તો પણ એમાંથી એ થોડું થોડું લઈ જવાની! એને ઘાસને બદલે રૂ મળે એ માટે જ હું ગાદલામાં રૂ ભરાવું છું!

આ માણસચિંતન થયું! મારે ચકલીચિંતન કરવું જોઈતું હતું! ચકલીચિંતનથી શરીર અને જીવન ગતિમય રહે છે, એથી શરીર–મનની તંદુરસ્તી જળવાઈ રહે છે. માણસનું ચિંતન એને બેઠાડુ બનાવીને શારીરિક અનારોગ્ય આપે છે. વળી ચિંતન માટે કલાકો સુધી મૂગા રહેવાથી સ્વભાવમાં સોગિયાપણું પણ આવે છે. ચકલીચિંતનથી ટૂંકાં ટૂંકાં વાક્યો બોલવાની શક્તિ ખીલે છે અને એવા ચિંતન માટે એકાંતમાં કલાકો સુધી બેસી રહેવાની સજા ભોગવવી પડતી નથી. એથી સંસ્કૃતિ, સભ્યતાનાં ધારાધોરણો, સંસ્થાઓની રચના, બખેડા

માટે ન્યાયતંત્રના બખેડા—તમામથી ચકલીસમાજ મુક્ત રહ્યો છે. વિવેચનને ટેક્ષયુકત બનાવવું કે વિવેચન પર ટેક્ષબુક લખવી—તમામ પ્રપંચોથી ચકલી ચિંતનમુક્ત છે, અને છતાં હું માણસ કરતાં ચકલીનું શિઘ્ર વિવેચન વધારે સાંભળું છું! બોલનો ઇતબાર હોય એટલો અક્ષર—શબ્દનો ઇતબાર ન હોય એટલું તો ચકલીચિંતન કહે જ છે.

પોતાના પ્રતિબિમ્બને ચાંચ માર માર કરવાની એની યુયુત્સુવૃત્તિ તસ્વીરકળાની વિરોધી નથી, પણ મુવીની વિરોધી હશે; કેમ કે, ગતિનો સિદ્ધાંત જીવ સાથે સચવાય, નિર્જીવ સાથે નહીં, એવો એનો આગ્રહ સમજાય છે.

આમ તો એ ગૃહિણી છે એટલે એને દામ્પત્ય જીવનમાં ઉત્કટ કે સહજ રસ હશે જ, છતાં એના માળામાં એ એટલી જ રહે છે! એનો ચકલો એના માળામાં રહેતો હશે! આમ તો એના માળે કદી શરણાઈ વાગી નથી કે પોતાનો માળો છોડી યૌવનકાળે કોઈ ચકલાના માળામાં યે રહેવા ગઈ નથી. છતાં એ અખંડ સૌભાગ્યવતી છે એ વિશે મને જરાયે શંકા નથી. પ્રસન્ન દામ્પત્યના આશીર્વાદ માગવાનો પ્રપંચ રચ્યા સિવાય એ પ્રસન્ન દામ્પત્યજીવન જીવે છે—એને પોતાના જ પ્રેમ અને પુરુષાર્થ પર અચળ વિશ્વાસ છે. અવિશ્વાસ અને અશ્રદ્ધા પર જીવી મંગળ આશીર્વાદ માગવા માટે એણે માણસ થવું પડ્યું નથી, સમાજ રચવો પડ્યો નથી! *

## એક કવિતા * કાર્લ માર્કસ

કાન્ત અને ફિશ્તે ભટકતા રહ્યા
આકાશના પ્રસારમાં
કશાક દૂરસ્થ પ્રદેશની શોધમાં
મેં માત્ર ચતુરાઈથી કબજે કર્યા કર્યું
મને જે મળ્યું—રસ્તા પર!

# કવિતા લખીને-

સુનીલ ગંગોપાધ્યાય ૦ અનુ. કનુ જોષી

કવિતા લખીને આ વખતે હું મહેલ બંધાવીશ. કવિતા લખવા બદલ હું પોન્શિયેક કાર માંગીશ આ વખતે. કવિતા લખીને હું એક પગ ઊંચો રાખીશ. ભલે આ ત્રિપગી દુનિયાનો હું ખરેખર પ્રમુખ ન બની શકું–કારણ, આ દુનિયા લાંબા સમયથી ભરવાડના ગીતની ઋણી છે.

મેં કવિતા લખી નાખી છે અને મારે જોઈએ સફેદ ઘોડો, મરઘીનાં બચ્ચાંના, શુદ્ધ ઘીમાં રાંધેલા બે પગ, આનાથી જરાયે ઓછું નહીં.

મારે જોઈએ હજાર ગુલામ છોકરીઓ, કારણ કે મેં કવિતા લખી નાખી છે, અથવા નિર્વસ્ત્ર સ્ત્રી, જેના ઘૂંટણ જાહેરમાં પકડી, હું તેની પાસે દયાની ભીખ માંગી શકું.

હું આમ લેવલ ક્રોસિંગ પાસે ઊભો રહું છું ત્યારે તોપના અવાજ સાંભળું છું..

પરન્તુ આ વખતે કવિતા લખ્યા પછી હું મારી માગણી જતી નહીં કરું..

શુદ્રની માફક હું આગળ દોડયે જાઉં છું અને ધૂળમાંથી વિચ્છિન્ન ઊભો થાઉં છું.

હાડકાંમાંથી લોહી નિચોવી નાખ્યા પછી હું હજીયે ઊભો છું અને ભીખ માગતી વખતે લોકોની આંખોમાંથી સદ્‌ગુણ ખેંચી લઉં છું–હું કવિતા માટે થૂંક, ખાંસી; તાવમાંથી ઊભો થાઉં છું.

હું છાકટો નીચ મારી જાતને બાળી દીધા પછી રાખમાંથી ધસી આવું છું. મારા એકાંત ઓરડાના નિઃસહાય વિલાપમાંથી ઊભો થાઉં છું–કવિતા લખવા માટે મારું સંપૂર્ણ વેર વાળવા.

## શબ્દપ્રપંચ * રતિલાલ 'અનિલ'

અક્કલની વાત નથી અક્કલના દેશમાં,
મિથ્યા એ છેતરે છે સાર્થકના વેશમાં.

મૃત્યુના નાહક શું પડઘા જગાડવા!
ખોપરીની ટાલ પર ટકોરા શું મારવા!

રંગફેર જોઈ ઘડી ઘડી થાય ભલે દંગ,
ગિલગીટની પાસ નથી ઈન્દ્રધનુષ-રંગ.

કૌતુકને કાજ શાને રંગો બગાડવા,
રણમાં શું તેજ વેરી ઝાંઝવાં જગાડવાં!

વાયરે ઊડે છે મરણ પામેલ પંખીનાં પીચ્છ,
પંખી તું માની લઈ ભ્રમણામાં કેમ રીઝ?

આકાશી ગૌરવની ઝાંખી બગાડવા,
પંખીને મારી શું પીંછાં ઉડાડવાં!

સાપમુખ સૂંઘી સૂંઘી કોઈ નવી આવે ગંધ?
ચેતનાના ચાળા શાને આંખ સાવ રાખી બંધ?

માણસના પ્રેતને દિવસે નચાવવાં,
પંડના તે પડછાયા મિથ્યા ભગાડવા!

સુક્કા તે ઘાસતણી કાતીલ ધાર સમા,
વ્યંગોના ઘાસવને કોણ ચલે ઘાવ વિના?

પ્રેમહૂંફે પાંખનીચે મૌનઈંડાં સેવીએ,
દવને જગાડે કાં માળા સળગાવવા?

ત્રણ ગીત * કિસન સોસા

## કેસુ-શા હોઠ......

નીરખ્યા-ની નખલી વાગે ને રોમરોમ
રણઝણતા તાર સમો હોઉં,
કેસુ-શા હોઠ તારા ઊઘડે ને ઊડતી
હંસોની હાર સમું જોઉં.

ફાગણના દન્ન હજી આઘા ને ફળિયે
આ કંકુનાં વાદળ બંધાતાં,
માનસર છલકાયા એવા કે હંસ તારા
વાત્યુંમાં ઊડ ઊડ થાતા,
રાતું ચટ્ટાક રોજ ઊઘડતાં જાવ છો તે
કોના ઉજાગરામાં ન્હાતાં ?
પ્રિય, તમે કોના ઉજાગરામાં નહાતાં ?

સાચકલું મોતી હો પ્રીતનું લાવ્ય
એને ગીતોની માળાએ પ્રોઉં....
શ્વાસોના ધસમસ ધોળા પ્રવાહે
કાંઈ પીળચટ્ટા શ્વાસ મારા ધોઉં,
અંગે અંગ તને ગોરંભતો ધોધમાર
ધોધમાર ચોમાસું રોઉં,
ફોરમતો ઉનાળો ચાંપીને છાતીએ
આખ્ખો શિયાળો હું સોઉં,
પ્રિય, એવો આખ્ખો શિયાળો હું સોઉં.

ખરવા-ની ડાળખીએ મ્હોરેલું ફૂલ
હું તો કાલે કદાચ નહીં હોઉં....

## મીરાં બારે વરસાદભર્યાં આવ્યાં !

ઉજ્જડતા ફૂંફતો'તો લુખ્ખો મેવાડ, સૂની સન્નાટે સૂસવાતી કેડીયું,
ઉમ્બરમાં સૂકાતાં તોરણનાં પાન, સૂના સૂના ઝરૂખડા ને મેડીયું,
એવામાં ક્યાંક
અહો, એવામાં ક્યાંક—
મીરાં એકતારે રણક્યાં ને રણક્યો મેવાડ,
ભીંતે ચીતરેલા મોરલા ટહુકાવ્યા :
મીરાં બારે વરસાદભર્યાં આવ્યાં !

મીરાંના કંઠની વરસી ભીનાશ કે,
રેતીમાં લીલુંછમ લીલુંછમ ઘાસ,
મી...રાંના મંન—ની મહેકી સુવાસ કે
રેતીમાં ભીનાછમ ભીનાછમ શ્વાસ,
સૂનાછમ સૂનાછમ સૂનાછમ વાસ મહીં
જાગરણનાં ઝૂમ્મર લટકાવ્યાં :
મીરાં બારે વરસાદભર્યાં આવ્યાં !

મીરાં ગોટમોટ ગોટમોટ ગોરંભાયાં કે
મીરાં ઝરમર ઝરમર ગાયાં,
મીરાં પાંચ સાત ક્ષણ ભટ્ટ સૂક્કા મેવાડ—
મહીં, ધોળા પવંન બની વાયાં,
રેતીમાં રાતદિન ખેંચીને ચાસ અમે
જીવતરના સમણાંઓ વાવ્યાં :
મીરાં બારે વરસાદભર્યાં ચાલ્યાં !

ગઢમાં ભેંકાર હવે બોલે ઘૂવડ
અને રાત્યુંમાં રેતી ફૂંકાય...

સાંઢણીયું સળવળતી ઊભી થૈ જાય
જાણે દૂર કોઈ દૂર કોઈ ગાય :
—મીરાં કે' પ્રભુ...
મીરાંજી, હોત દીધું હેતે જો ઝેર
અમે હોંશે હોંશે રે, હોત પીધું,
મીરાં વિના આમ જીવવાના શાપ
કોણે કિયા જનમનું વેર લીધું ?
મીરાં વિના—નો મારો વલખે મેવાડ, સૂની સન્નાટે સૂસવાતી કેડીયું,
ઉમ્બરમાં સૂકાતાં તોરણનાં પાન, સૂના સૂના ઝરૂખડા ને મેડીયું.

## ગુલમ્હોરનું ગીત

રાત્રિના ગુંબજે ગાજી ઊઠતા ને મારે ચિત્કારે થથરાતું ભોર :
ઓ ગુલમ્હોર......ઓ ગુલમ્હોર......ઓ ગુલમ્હોર......!

હસ્તરેખામાંથી ઊખેડી કોણ ગયું, કોણ ગયું, કોણ કઈ ઓર :
ઓ ગુલમ્હોર......ઓ ગુલમ્હોર......ઓ ગુલમ્હોર......!

રાતીછમ ચૂંદડિયું પ્હેરીને કાલ અહીં ઝૂલતો'તો વાન તારી કાયનો,
તડકાના દરિયામાં તરતો'તો કાલ અહીં સિંદુરિયો બેટ તારી છાયનો.

સુક્કા તે કાળમાં દૂર દૂર દૂર સુધી ટહુકે ન ક્યાંય કોઈ મોર :
ઓ ગુલમ્હોર......ઓ ગુલમ્હોર......ઓ ગુલમ્હોર......!

તારા અભાવ—નો ફળફળતો શાપ જીવસોંસરવો નીકળ્યો છે સાવ,
પાણીના ઘેનમાં ખોડતો ફરું છું હવે ઝાંઝવાંને કાંઠે પડાવ.

હાથલિયા થોર રુંવે ઊગી નીકળ્યા છે મને ઘેરી વળી છે બપોર :
ઓ ગુલમ્હોર......ઓ ગુલમ્હોર......ઓ ગુલમ્હોર......!

# ફ્લાવરવાઝ

## મંગળ રાઠોડ

ગુલછડીના ગુચ્છ ટેબલ પર મૂકીને તે જતો રહ્યો. ફૂલ નાક સુધી આવે એ પહેલાં તેણે પાછા મૂકી દીધાં ટેબલ પર. ફૂલ સૂંઘવાની ઇચ્છા જેવો ધૂંધળો ચહેરો એમનો એમ પડી રહ્યો, ધડથી જુદો ટેબલ પર. વાળને ઝટકો મારીને પાછળ ફેંક્યા ધૂંધળા વિચારોને ફ્લાવરવાઝની ચળકતી લંબગોળ સપાટી પર તેનું ધડ ધુંધળાતું રહ્યું. બહાર જતા માથાનો પડછાયો અને અંદર આવતા પડછાયાનું માથું—ફ્રીઝ ખોલીને અંદર ગોઠવી દીધાં. ફરી ફ્લાવરવાઝમાં ધડ પીઠ ફરી ગયું ને કસમસાઈ ઊઠ્યું ફ્લાવરવાઝનું ધડ. છાતી પર હાથ પહોંચી ગયો. પોતાનાં જ સ્તનોના ભારથી ટેવાઈ ગયેલો...આગળ વધતા વિચારોના પંજાની પકડને છાતી પરથી ચાદરની જેમ ફગાવી દીધી. આગળથી કાપેલી લટને સહેજ દૂર હડસેલી જોઈ પણ અર્ધચંદ્રાકાર કપાળ પર ચાંદલાની જગ્યાએ ચાંદલા જેટલું ચુંબન કરી જોવાની કલ્પનાની લટ ફરી...પરદાની ઘુઘરીઓ ધીમા પવનમાં રણઝણતી રહી, બહાર બગીચામાં ફૂલો પરથી ઝાકળબિંદુ સરી પડ્યાં હશે એવા ખયાલી અવાજ જેવું. ધીમાં ભીનાં ટપકાં બ્લોટિંગ પેપર પર સરકતાં રહે એમ ગાલ પર ફૂલોનો ગુચ્છ શીતળતા સરકતી રહી. આઇનામાં સ્મિત પડછાયું આઈના જેવું. ચુંબન જેટલો ચાંદલો...ને પોતાની જ છાતી પર પોતાનો હાથ ઊંચો નીચો થતો દેખાય એટલો શ્વાસ ઊંડે ખેંચીને છોડી દેવાની કસરત. ને પછી ફ્લાવરવાઝના ધડ પર તે ફૂલોને ગોઠવવા લાગી. આવતા જતા પડછાયા તેના ખયાલમાં અથડાઇ ન પડે એ રીતે, રણઝણતી ઘુઘરીઓની ગતિએ ફૂલો પરનાં ઝાકળબિંદુથી થરકતા રહેતા પવનના ભયથી. ત્યારે પવનની સ્થિતિ બહુ નાજુક બની જતી: ત્યારે છાતીમાં શ્વાસ ખેંચીને છોડી દેવાની ઇચ્છા તેને થઈ

આવતી. બ્લોટિંગ પેપર પર પડેલાં ભીનાં ટપકાં ચોરપગલે પ્રસરતાં રહે એમ તેની છાતી પર ભીંસાતાં આંગળાંનો પડછાયા જેવો ખયાલ તેનાં ટેરવાંઓમાં ટળવળતો ને ટપકી પડતો. પણ લાંબી અણિયાળી આંગળીઓમાં એવું કશુંક હોય છે કે, વાળને ગમે તેમ ઝટકો તો પણ લટ તો પડે છે તેમ પડવાની રોજ ચાંદલો કરવાની પ્રણાલિકા જેવું ચુમાવાની અને બગલમાંથી પ્રસરતા ડાઘને ભૂલી જવાની. આકાશના ભાલ પર કયા આદિ પુરુષે ચુંબન કર્યું હશે...!...ફ્રીઝ ખોલવા છતાં ચંદ્ર બારીએથી ડોકિયું કરી ગયો અને હાથ હટાવી લઈશ હવે તું ? તે પડખું ફરી ગઈ. અને તેની છાતી પરથી ઊંઘતો હાથ ખરી પડ્યો. ઘુઘરીઓ ચણચણી ઊડી તેની આંખોમાં. તો પણ આદિપુરુષે...પીઠમાં કોઈએ ઓચિંતાનો જોરથી ધબ્બો માર્યો અને સ્તનની ડીંટડીઓ ધસી આવી બહાર હક્ સાથે. અને ચીસ ફ્લાવરવાઝની ચળકતી સપાટી. ધડનો ધબ્બો દૂર થઈ ગયો. નટરાજે ધરતી પર પગ નીચે મૂકી દીધો. ઘુઘરીઓ પવનમાં ઓગળી ગઈને સિતારવાદન પૂરું થયું. અને તેણે ચુંબનમાં લાલ રંગ ભરી લીધો.—આંગળીઓના ઇશારા દ્રુતવિલંબિત બની ગયા. પડછાયા પડછાયાઓને ભૂંસી નાંખતા પણ ટોસ્ટનો કરકરો અવાજ ને ચાની ચુસ્કીમાં પોલ્સનની ગાય ક્યાંક દૂર મેદાનમાં ઊભી ઊભી ભાંભરે તે આંખોથી સાંભળે એવી આંખોને જોયા કરવાનું તેને બહુ ગમતું ને પેટમાં દોડાદોડનો ભય—ભાપાના લય જેવો ભય વાગોળે ને ઓગળી જાય ચાની ચુસ્કી સાથે. આખરે, કાર સ્ટાર્ટ થવાનો અવાજ ધૂરકી ઊઠ્યો. 'આવજો' કરી આવેલો અલ્સેશિયન આખા ઘરમાં નાગોપૂગો ઘૂમતો રહે ને ભસતો રહે. સોફા પર ચઢી બેસે ને જીભ કાઢીને કંઈક કહેવા જાય ને હાંફી જાય તે ઘુઘરીઓ બનીને ટપકતું રહે એવું કંઈક કહે ને એ પગે ઊભો થઇ જાય ને હડપ કરી જાય બીસ્કીટ બગલાની જેમ. બગલમાંથી પરસેવાનો ડાઘ પ્રસરતો રહે અમસ્તો ને ચંદ્રની ખાલી જગ્યામાં સૂર્ય ચુમ્મ ચુમ્માતો: જાણબહાર 'રેડિયો આઈ' વધઘટ થયા કરે એમ અલ્સેશિયન બે પગ પર ઉભડક

બેઠો બેઠો હાંફે. એક ઊંડો શ્વાસ લઈને છોડવા જાય ને 'રેડિયો આઈ'માં ગીતોની કળીઓ ખીલી ઊઠે. અને અલ્સેશિયન બે પગ પર ઉભડક...You dirty pig! ઠપકાના કોશેટામાં રહેલો ભાવ કૂતરો પણ સૂંઘી શકે છે એ વાતનું આશ્ચર્ય કેમ થઈ આવ્યું આજે એવું કંઈક થઈ આવે ક્યારેક તો ભારે સમસ્યા ઊભી થાય. તો ઘુઘરીઓ રણઝણી ઊઠે છે, ને તે મલકે છે આઈનામાં બગલમાં પ્રસરતા પરસેવા જેવું ને પછી આંખોથી આંખોને કશુંક કહેવું એવું કે આઈનો લહેરાવા લાગે ને નટરાજ પગ ઊંચકે છે. પવન વાય છે પવન જેવું ને ઘુઘરીઓમાંથી અવાજ કણ કણ ખરી પડે છે. ફ્લાવરવાઝ ચળકે છે ફૂલ જેવું ને 'રેડિયો આઈ' લીલી લીલી—દ્રુત-આવીને કંઈક કહી જાય છે, અલ્સેશિયન દૂર પર જાય છે ને દ્રુત થઈ જાય છે વિલંબિત પડછાયા અને એમ ને એમને એમ ભૂંસાઇ જાય છે...

અને ચોરપગલે પ્રસરતો આવે છે પ્રકાશનો પડછાયો...

એણે સ્ટીલની ચમચીમાં આંખો નાક દાંત હોઠ મરોડ ને લટને મીંચમીંચાતી આંખે, ઉઘડીઘડતી આંખે જોયાં ને પછી ફરી એક પછી એક ચમચીને ગોઠવવા લાગી ફ્લાવરવાઝમાં—સ્ટીલના કમળને જોતી રહી ક્યાંય સુધી...બગલાની ચાંચમાંથી ખરી પડેલી માછલીને તેણે ઊંચકી લીધી અને મુઠ્ઠીમાં ભરીને, ઉઘાડબંધ કરવા લાગી મુઠ્ઠી. એમ કરવાથી જાણે તે જીવતી થવાની ન હોય...!

શું કરે છે અલકા ક્યારની તું...? ચમચીઓમાં દેખાતો ચહેરો પીઠ ફરી ગયો ફ્લાવરવાઝમાં. મુઠ્ઠીમાં જકડી રાખેલી માછલી આગે ધરી રાખી એકાદ ક્ષણ. અને પછી બગલાની ચાંચમાં પકડાવી દીધી...

You lovely pig!

પુષ્પો મોઢું ફેરવી લેવા કરતાં કરમાઈ જવાનું વધારે પસંદ કરે

# પગથિયાંની વાર્તા

* ખાસિતો સ્મિરનેસ્કી

'તું કોણ છે?' જિને એને પૂછ્યું.

'હું જન્મથી દરિદ્ર છું અને ચીંથરાં પહેરેલાં બધા લોકો મારા ભાઇ છે. આ ધરતી કેટલી સાંકડી છે, અને લોકો કેટલા અભાગી!' જે યુવાને વાત કરી તેનું શિર તણાયેલું અને મુઠ્ઠીઓ ભીંસેલી હતી. એ જ્યાં ઊભો હતો એની સામે બહુ ઊંચી ગુલાબી કિનારવાળો સંગેમરમરનો દાદર હતો. પછી એણે પેલે પાર જોયું, ત્યાં મેલી નદીના પૂર જેવા લોકોની ભીડ હતી. એ લોકો ઘણા વ્યાકૂળ લાગતા હતા, એમની ઉદ્વિગ્નતા એકવાર ઉભરાઈ ઊઠતી. એમના સાદ હવામાં ઊંચે જતા, અને દૂર બંદૂક ફૂટતી હોય એવી ગર્જના સંભળાતી.

આખી ભીડ પીળા રંગની ધૂળ જેવી દેખાતી, પણ ધૂળમાંથી ઘણા ચહેરા તરી આવતા હતા. એક ડોસો આગળ વધતો હતો, પણ એની કુબડી પીઠ જોઈને એવું લાગતું હતું જાણે એ ધરતીની તરફ જોતો પોતાની ખોવાયેલી યુવાની શોધતો હોય. એક ઉઘાડા પગવાળી નાનકડી છોકરી પોતાના ફાટેલા કોટનો એક છેડો પકડી સામેની દિશામાં લાલસાભરી નજરે જોતી હતી. એની આંખો ભૂરાં ફૂલ જેવી લાગતી હતી. એની પાછળ આવતા લોકો જાણે તૂટેલા અને મરશિયા ગાતા લાગતા હતા.

'હું જન્મથી ઘણા ગરીબ ઘરનો રહ્યો છું, અને આ ચીંથરાં પહેરેલાં લોકો મારા ભાઈ છે! ઉફ, આ ધરતી કેટલી સાંકડી છે! અને લોકો કેટલા અભાગી!' નવયુવાન ફરી બોલ્યો, અને દાદરના

ઉપલા છેડા તરફ જોતો કહેવા લાગ્યો; 'તમે ત્યાં બેસનારા, તમે...'

સામે ઊભેલા જિને એની વાત અડધેથી અટકાવી કહ્યું, 'તને એમની સાથે કઈ ફરિયાદ છે? પેલા ઉપર બેઠા છે, એમની સામે?'

'હું એ શાહ–બાદશાહો પાસે બદલો લઈશ. ઘરમથી કહુ છું, હું બદલો લઈશ. તું મારા એ લોકોને નથી જોતો, જેમનો રંગ પીળો પડી ગયો છે અને જેમની ચીસો ઠંડીના તોફાન જેવી છે:...એકવાર એમના શરીર સામે જો! એ લોકો કેવા નગ્ન અને લોહીલુહાણ છે! બસ, એકવાર તું મને ઉપર જવા દે!'

જિન હસ્યો. 'હું અહીં એમના રક્ષણ માટે ઊભો છું. પણ જો તું મને થોડી લાંચ આપે તો હું તને આગળ જવા દઈશ.'

'મારી પાસે કંઈ જ નથી. સોનાનો એક કણ પણ નહીં. હું લાંચ ક્યાંથી આપું? મારી પાસે માત્ર મારું માથું છે. એ જ હું આપી શકું.'

જિન ફરી હસ્યો—'ના! હું તારી પાસે એટલી મોટી ચીજ નથી માંગતો. તું મને એક નાનકડી ચીજ આપ.'

'શું?'

'શ્રવણશક્તિ!'

'શ્રવણશકિત? વારુ, લઇ લે! બ્હેરો થઈને જીવી જઈશ, પણ...'

'ડર નહીં! તું બહેરો નહીં થાય. એને બદલે હું તને નવી શ્રવણશકિત આપીશ. ચાલ, આગળ આવ.'

નવયુવાન ઝડપથી આગળ આવ્યો, પણ ચોથા પગથિયે જિને એનો હાથ પકડી લીધો, અને કહ્યું, 'અહીં ઊભો રહીને સાંભળ! નીચે, આ પગથિયાંઓની નીચેથી તારા ભાઈઓના રૂદનનો અવાજ આવે છે.'

નવયુવાન થોભી ગયો. કાન માંડીને સાંભળતો રહ્યો. 'કેવું અજબ થવા જેવું! બધાં એવા તો ગાય અને નાચે છે, જાણે ખૂબ ખૂબ આનંદમાં હોય!'

'પણ હવેના ત્રણ પગથિયાં હું ત્યારે જ તને ચઢવા દઈશ, તારી આંખ તું મને આપી દે તો! હું તને વધારે સારી આંખ આપીશ.'

નવયુવાન બીજાં ત્રણ પગથિયાં ચઢ્યો કે, જિને કહ્યું, 'હવે એકવાર નીચે જો! તારા ભાઈઓના શરીર કેટલાં ખુલ્લાં અને લોહી-લુહાણ છે!'

'ઓ ભગવાન! આ હું શું જોઈ રહ્યો છું! મારા તમામ લોકો એકાએક, આટલી જલદી, આટલાં સુંદર કપડાં ક્યાંથી લાવ્યાં! દરેકે પોતાનાં ખમીશ પર ગુલાબનાં સરસ પુષ્પો લગાડ્યાં છે...!'

નવજુવાન ફરી પગથિયાં ચઢવા લાગ્યો. દરેક ત્રણ પગથિયાં ચઢ્યાં પછી એ જિનને કંઈ ને કંઈ લાંચ આપતો જ ગયો. છેવટે બસ, એક જ પગથિયું ચઢવાનું બાકી રહી ગયું. નવજુવાને ફરી એકવાર ગુસ્સામાં આગલો નિર્ણય ફરી જણાવ્યો, 'ચીંથરાં પહેરેલાં બધા લોકો મારા ભાઈ છે...'

'સુંદર છોકરા! જરા થોભ!' જિન કહેવા લાગ્યો, 'બસ એક પગલું વધારે, પછી તારે જે બદલો લેવો હોય તે લેજે. પણ આ છેલ્લું પગથિયું ચઢવા માટે હું બેવડી લાંચ લઉં છું. મને જલદી તારું દિલ અને સ્મરણશકિત આપી દે.'

નવજુવાને ઉત્તેજિત થઈને પોતાનો હાથ લંબાવી કહ્યું, 'દિલ? કદી નહીં!'

જિન બહુ જોરથી હસ્યો, અને પછી સત્તાવાહી સાદે બોલ્યો, 'ગાંડા, હું એટલો અત્યાચારી નથી. તારા સાધારણ દિલના બદલામાં હું તને સોનાનું દિલ આપીશ. અને તારી સાધારણ સ્મૃતિના બદલામાં સરસ સ્મરણશક્તિ આપીશ. તું એ બંને નહીં બદલે તો તને આગળ નહીં જવા દઉં. અને તો પછી, તું તારા લોકો માટે બદલો શી રીતે લેશે?'

નવજુવાને જિનની ભૂરી આંખોમાં જોયું. કહેવા લાગ્યો, "આ માનવીય ચીજો તું મારી પાસેથી લઈ લેશે તો હું દુનિયાનો સૌથી

અભાગી માણસ થઈ જઈશ....'

'ના, દુનિયાનો સૌથી સદ્ભાગી માણસ!' જિન હસ્યો અને કહેવા લાગ્યો; 'બોલ, તારી શી ઇચ્છા છે?'

યુવાન વિચારમાં પડી ગયો. એના મોઢા પર કાળી છાયા ફરી વળી, કપાળે પરસેવાનાં ટીપાં વળ્યાં. એણે મુઠ્ઠીઓ વાળી. હોઠ ભીંસ્યા અને કહ્યું, 'વારુ, લઈ લે!'

એના માથાના વાળ એને કાંટાની પેઠે ચૂભ્યા, અને એ હોઠ ભીંસીને આગળ વધ્યો. છેલ્લું પગથિયું ચઢ્યો અને એ છત પર ચઢ્યો. અને સહસા એક પ્રકાશથી એનો ચહેરો ઝગમગી ઊઠ્યો. એની આંખોમાં મસ્તી છવાઈ ગઈ. એની વાળેલી મુઠ્ઠી છૂટી ગઈ. સામે શાહ–બાદશાહોનું જશન ચાલતું હતું!

એણે ફરી એકવાર નીચે જોયું, પણ એના કપાળે એકે કરચલી ન પડી. અને એણે જોયું, દૂર ઊભેલા લોકો તહેવારો પર પહેરાતાં કપડાં પહેરીને ભજન ગાતાં હતાં.

'તું કોણ છે?' જિને વેધક સાદે પૂછ્યું. અને જુવાન ઝૂમી ઊઠ્યો, 'હું જન્મથી એક રાજકુમાર છું અને બધા દેવ મારા ભાઈઓ છે, જો આ ધરતી કેટલી સુંદર છે, અને લોકો કેટલા પ્રસન્ન છે!' *

## એક કવિતા * પરેન જાંમળે

લોહી થીજવનારો નિર્ણાયક પ્રપાત
મારા બેજાન દેહ પર સતત પડે છે
અંધકારના અજગરે સર્વાંગ ગળી લીધું છે
તે સમયે—
બેભાન વાતચક્રની પરવા ન કરતાં
પહાડની તે તરફથી મને
ફરી ફરી કોણ બોલાવે છે?

## સજા

**એમિલિયા બજાન**

'કંઈ નહીં પણ ઘણું બધું થઈ જાય છે. એ કેટલું યે થઈ જાય એનો આધાર આપણા પર હોય છે.' કોઇ ફિલોસોફરની જેમ એ કહેતી હતી. એના ચહેરે ગાંભીર્ય હતું. તે જોઈને લાગતું હતું કે જાણે કોઈ સુંદર તસ્વીર પર કોઈ દવાનું પૂમડું ફેરવી ન દીધું હોય અને એ સુંદર તસ્વીર મ્લાન થઈ ગઈ હોય...ઘેરી ભૂરી આંખો કોઈને ય ડૂબકી મારવાનું આમંત્રણ આપણી હશે, તે હવે ફિક્કી અને વેરાન લાગતી હતી.

છેલ્લા ઉનાળે પહાડ પર હવા ખાવા ગયો ત્યારે એનો પરિચય થયો હતો. એવા સ્થળે સહજપણે ઘરોબો બંધાય છે. પછી કયાં સુધી હું એની સામે જોતો રહ્યો. એથી એ સમજી ગઈ કે હું એના મનની પીડા જાણવાનો પ્રયત્ન કરું છું. એણે એક ઊંડો શ્વાસ લઈને પોતાની આપવીતી કહેવા માંડી.

લગ્ન થયાં ત્યારે હું મારા પતિને ખૂબ જ ચાહતી હતી. મારા પતિ મારા કરતાં ઉંમરે મોટા હતા. હું ઓગણીસની અને એ ચાળીસના હતા. નાનપણથી જ હું સ્વભાવે ચંચળ અને હસમુખી હતી. હું બાળકોની પેઠે ગાતી, પિયાનો વગાડતી અને સહિયરો સાથે હસતી ખેલતી. સહિયરો મારો ઉલ્લાસ જોઇને છબ્યાં કરતી. મારા પતિ ઘણા સુંદર હતા, સમાજમાં એમની પ્રતિષ્ઠા હતી.

ખબર પણ ન પડી કે એક વર્ષ કયાં વીતી ગયું...સોહાગરાત જેવું મારા દામ્પત્યનું પહેલું વર્ષ. વસંત ઋતુ આવતાં જ મારા પતિ રેનોલ્ડનો વ્યવહાર સાવ બદલાઈ ગયો. હવે એ અકારણ ઉદાસ રહેવા લાગ્યા, મને ખંખેરી યે નાખતા. એનું કારણ જાણતાં મને વાર ન

લાગી. ખબર નહીં કેમ, પણ એમને મારા પર સંદેહ થયો હતો, અને કારણ વગરનો સંદેહ દૂર કરવો ઘણો કઠણ હોય છે.

અમે જ્યારે પણ બહાર જતાં ત્યારે એમની નજર માત્ર એ જ શોધ્યા કરતી કે હું કોની સાથે વાત કરું છું? કોઈની સાથે આત્મીયની જેમ તો નથી બોલતી ને? અને જો બોલું છું તો હું કયા પ્રકારની વાત કરું છું? બીજા લોકો મારી સાથે કેવી રીતે વર્તે છે? હું ઘરમાં રહું તો યે એમને સંદેહ થતો કે કોણ જાણે કોને કોને મળવા માટે ઘરમાં બેઠી હશે.

હું ઘરમાં રહેવા કહેતી તો એ મારી ઉદાસીનો સંકેત કરતા અને એમાં વ્યંગ્ય હોય જ. હું ઘરની બારી આગળથી પસાર થતી તો એમને લાગે કે હું કોઈની નજરે પડવા, કોઈનું ધ્યાન ખેંચવા માટે એમ કરું છું. હું રહી સ્વભાવે ચંચળ અને હસમુખી—એટલે સંદેહ ઘેરો થતો ગયો.

એ બહારથી આવતા ત્યારે લાઇટ કરીને મને જોતા અને મારા ગાલ આંસુઓથી ભીંજાયેલા હોય તો એમનો સંદેહ વધારે પાકો થતો.

પછી એક દિવસ મારા પતિએ મને કહ્યું, 'ફ્લોરા! બનવાજોગ છે કે હું પાગલ હોઉં, પણ હું મૂર્ખ નથી. મેં તને પ્રેમ આપ્યો અને હું તને ખૂબ જ ચાહું છું. એ પ્રેમમાં બીજો કોઈ ભાગ પડાવે એ મારે માટે અસહ્ય છે. હવે તું કદાચ મને ક્યારેય ચાહી શકે નહીં, પણ હું તને ચાહું છું અને મારો પ્રેમ દિનોદિન વધતો જ રહ્યો છે. એટલે મેં એક ઉપાય શોધી કાઢ્યો છે.'

એટલું કહીને એ મને પાસેના ઓરડામાં લઈ ગયા. હું ભયથી કંપતી હતી, કેમકે સંદેહના સકંજામાં ફસેલો માણસ કંઈ પણ કરી શકે છે. હું વિચારી યે શકતી નહોતી કે, રેનાલ્ડે મારે માટે કઈ સજા પસંદ કરી હશે? મેજ પાસે થોભીને એમણે ખાનું ખેંચ્યું. એમાં રૂમાલમાં લપેટેલી રિવોલ્વર પડી હતી. મને એ બતાવતાં કહ્યું, 'આ

ભવિષ્યની ગેરંટી છે. હું તને કદી યે પૂછીશ નહીં કે, તેં તારો સમય કેવી રીતે પસાર કર્યો કે તું કોને કોને મળી. આજથી તું હવા જેટલી જ આઝાદ છે. પણ જે ક્ષણે હું એવું કંઇ જોઇશ અથવા મને એવી કોઈ ઘટનાની ખબર પડશે, જેનાથી મને આઘાત લાગે, એ જ ક્ષણે હું એક પ્રશ્ન પણ પૂછ્યા વિના તારા લમણે આ રિવોલ્વર તાકીને તને ખતમ કરી નાખીશ...'

હા, એક બીજી વાત પણ છે. રમતરમતમાં બંદૂકનો ઘોડો દબાઈ જવાથી, નાનપણમાં મારા ભાઈનું નાનપણમાં મોત થઈ ગયું હતું. ત્યારથી હું તો બંદૂકને જોઈને જ ભયથી કંપવા લાગી હતી. રેનોલ્ડના હાથમાં રિવોલ્વર જોઈને પણ હું બેહોશ થઇ ગઇ હતી. ભાનમાં આવી ત્યારે રિવોલ્વરનો ભય મારા દિલ–દિમાગ પર છવાઈ ગયો. અને એમણે એવા સાદમાં મને ચેતવણી આપી હતી કે એમણે કહ્યું છે તેમ કરતાં એ ચૂકશે નહીં. હું મને મરેલી માનવા લાગી. તે દિવસ પછી એમણે કોઈ પણ બાબતમાં રોકી નહીં. પણ હું પ્રત્યેક પગલું ભરતાં એટલી ડરતી હતી કે, મારા માથા પર રિવોલ્વર તકાયેલી છે એવું અનુભવતી...

રાતની ઊંઘ મારા નસીબે રહી નહીં. હું આખી રાત જાગતી રહેતી. માથા પાસે કંઇ પણ ઠંડું અનુભવતી તો હું ચીસ પાડીને ઊઠીને બેઠી થઈ જતી. એટલું તો મોત પણ ભયાનક નહીં હોત. હું ક્ષણે ક્ષણે મરતી જતી હતી. એવી અવસ્થામાં ચાર વરસ નીકળી ગયાં. એ વર્ષો મારા પર ચાળીસ વર્ષોની છાપ મૂકી ગયાં. હું કસમયે ઢળી ગઈ. એ ચાર વર્ષમાં મેં એક પણ પગલું ન ભર્યું, શી ખબર, કયું પગલું ખોટું પડે?'

મેં જોયું કે, આપવીતી કહેતાં ફ્લોરા શ્વાસ લેવામાં મુશ્કેલી અનુભવતી હતી. જાણે પેલાં વીતેલાં ચાર વર્ષો એ ફરી જીવતી હતી. એનું કષ્ટ ઓછું કરવાના વિચારે મેં એને પૂછ્યું, 'પછી એ અસહ્ય સ્થિતિનો અંત શી રીતે આવ્યો?'

રેનોલ્ડ એક દિવસ ઓચિંતા ઘોડા પરથી પડી ગયા. એમના માથે એવો સખત ઘા પડ્યો કે એ બચી શક્યા નહીં. એ જ વખતે મને લાગ્યું કે, હું હજી યે એમને ચાહતી હતી, જો કે એ મને રિબાઇ રિબાઈને મરવા માટે લાચાર કરતા હતા.

'તો તમે સૌથી પહેલું કામ પેલી રિવોલ્વર ફેંકાવી દેવાનું કર્યું હશે ?'

'ના ! મેં રેનોલ્ડના અંગત નોકરને બોલાવીને કહ્યું કે, મારા ઓરડામાંથી રિવોલ્વર ઉપાડી લાવ. એણે કહ્યું કે, 'ભલે ત્યાં પડી રહી, તમને શો વાંધો છે ? એમાં એકે ગોળી તો છે નહીં !'

'શું કહ્યું, એમાં એકે ગોળી નહોતી ?' મેં મોટેથી પૂછ્યું. એણે કહ્યું, 'ના.' એણે જણાવ્યું કે રેનોલ્ડના કહેવાથી હું જ એ રિવોલ્વર લાવ્યો હતો મેં એમને કેટલી યે વાર પૂછ્યું હતું કે, બજારમાંથી ગોળી લાવવી છે કે નહીં ? પણ એમણે દરેક વખતે કહ્યું કે, આ રિવોલ્વરમાં ગોળી ભરવાની જરૂર ક્યારે ય નહીં પડે...આ પ્રમાણે ગોળી વગરની રિવોલ્વરે મને અંદર ને અંદર રિબાવીને મારી નાખી...ગોળી ખૂંપી ગઈ હતી, મારા લમણે નહીં, મારા દિલમાં...કેમકે મને હૃદયરોગ થઈ ગયો છે અને રાતદિવસ એની ગોળી ગળી ગળીને ત્રાસી ગઈ છું–' એટલું કહીને એણે પર્સમાંથી એક ગોળી કાઢી અને પાણી વિના જ મોઢામાં નાખીને ગળી ગઈ. *

## ઈન્દ્રધનુ

દ્વારિકા પ્હોંચી ગયો બાણાવળી અર્જુન, ને
એણે સુભદ્રા હરી, શૌર્ય ન'તું ગાંડીવનું,
એ હરણ કરવા ગયો ત્યારે તો એના સ્કંધે
કોઈ, વરસાદની મોસમનું હતું ઈન્દ્રધનુ....

રતિલાલ 'અનિલ'

# એક પ્રેમકાવ્ય

જ્યોર્જ ત્રિસન : અનુ. કિરણ શાસ્ત્રી

હું
મારી શય્યા પર લેટું છું
અને
તારી સ્મૃતિનાં મોજાંઓ
મારા અસ્તિત્વના કિનારે આવીને અફળાય છે.
પડતાં–ઊછળતાં તેઓ સ્પર્શે તો છે જ–મને.
અને શમી જાય છે મારી પછીતે.
હું તો સુષુપ્ત જ છું
લેશ પણ ચાંચલ્ય વગરનો.

દિવસ શાન્ત અને ભૂખરો છે
અને તેથી
મારી બહાર તો તોફાનની એકેય
એંધાણી વરતાતી નથી.

તું, જો કે, મારી પડખે નથી જ
તેમ છતાં
તારે માટે જ સર્જાયેલા
આ હૃદયમાં
(તારે) ચસકતાં મોજાંઓની જેમ
ધબકવું જ પડશે:
મારી...અંદર.
—ધબકવું જ પડશે.

## ઓળખ

ઊર્મિની અને બીજી ઘણી. *

રતિલાલ 'અનિલ'

'ઊર્મિની ઓળખ' તાજી કરતાં, ઊર્મિના 'શિલ્પ'નો વિચાર કરું છું ત્યારે પોતાના શહેરમાં વર્ષો પછી પાછા ફરતાં કેટલીક પરિચિતતા ફરી તાજી થાય અને આત્મીયજનને થાય એવો વિષાદ પણ થાય છે. એની અમુક વિચિત્રતાઓ હજી આટલાં વર્ષે પણ જેમની તેમ જ છે! સીત્તેર હજારની વસ્તી પરથી પાંચ લાખે પહોંચ્યું, તોયે એનો ગુજરી બજાર ને શાકમાર્કેટ વર્ષો પહેલાં હતાં એવાં જ છે...રિજેક્ટેડ આર્ટિમો ખરીદનારાઓની યે ગિરદી છે અને અહીં ઢોર અને માણસો એકબીજાને હાંકી ધકેલીને આગળ વધવામાં કશો અવિવેક જોતાં નથી...

ગુજરાતી ગઝલે મનભર પ્રગતિ કરી છે, પણ 'ઊર્મિની ઓળખ' જૂના શહેરની મુલાકાત જેવી છે. અહીં શૈશવ વીત્યું, ત્યાં યૌવનનાં વર્ષો ગયાં, પ્હણે તો મધરાત સુધી મિત્રો સાથે વાદવિવાદ ચલાવેલા, રંગશાળા અને હોલના મંચ પર કલાકો સુધી આહ્લાદ માણેલો...પણ એ તો ગપ્પા પચ્ચીસીના દિવસો હતા. કશાથી યે નહીં થાકવાનું જેમ ને મનમાં ઊગે તેને ઉછેરવાનો અદમ્ય જુસ્સો હતો...ઘણી બધી વિચિત્રતાઓ અનુભવી હતી, ઠાલો તોર ને અહમમિજાજ, થોડુંક બાંકપન ને ઝાઝા તો મનના ફાંટા...એ છૂટેલા શહેર સાથે આત્મીયતા બંધાઈ ગઈ છે, એટલે તો વિષાદ થાય છે...ઊર્મિએ શું જ્ઞાન અને શાન, શાણપણને ઉવેખવાના જ હશે?

સંકલનો, સંગ્રહસંપાદનો, આસ્વાદસંગ્રહો પ્રગટ થઈ રહ્યા છે એમાં કોઈમાં બ. ક. ઠાકોર જેવી દૃષ્ટિ, સામર્થ્ય, અનેકદેશીય જ્ઞાન અને મૂળે તો સાહિત્યધર્મ જણાતાં નથી. બ. ક. ઠા. આગ્રહી હતા

એટલે આપોઆપ એમની અમુક મર્યાદા હતી, પણ લેભાગુપણું અને આઘાત આપે એવી ધૃષ્ટતા તો હવે જ જોવા મળે છે. આવું કામ કેટલી ન્યાયદૃષ્ટિ અને બહુવિધ સાહિત્યિક દૃષ્ટિનો, નિષ્ઠાપૂર્વકનો પરિશ્રમ માગે છે! એવું બધું તો આજના સંપાદકને નકામું વૈતરું અને વેદિયાપણું જ લાગતાં હશે!

જે વિચિત્ર અને હાસ્યાસ્પદ છે તેને તેવા સ્વરૂપે પ્રગટ કરવાનો કળાધર્મી ઉત્સાહ હવે રહ્યો નથી. એ બધું પોતાના મર્યાદિત સૂઝમાં પ્રગટ થતાં ઘેરા વિષાદમાં ડૂબી જવાય છે. આવડા મોટા ટોળામાં, વાહવાહ અને સુભ્હાન અલ્લાહના શોર-બકોરામાં કોઈ એક અજાણ, અબોલ, એકલવાયાનો વિષાદ એનો પોતાનો જ રહી જાય છે.

શે'રની રચનાકળાની શિથિલતામાં, આ 'ઊર્મિની ઓળખ'માં, જેમાં ચૂંટેલા ઉતમ શે'રો જ પસંદ કરવામાં આવ્યા છે, તેમાંયે શ્રી ગનીભાઈ અજોડ વર્તાય છે.

શે'રમાં નાયિકાના સીધા ઉલ્લેખ કે સંબોધનને બદલે 'કોઈ'નું પ્રયોજન પરોક્ષતા અને તટસ્થતાને કારણે તેમ કયારેક વ્યંગ્યના કાકુથી યે વધારે કાવ્યક્ષમ નીવડે છે. પણ એ ટેવ કે વ્યસનલેખે ઉપયોગાય છે ત્યારે શે'ર અપૂર્ણ અને તર્કના ધોરણે રમૂજી બની જાય છે.

જો હૃદયની આગ વધી ગની,
તો ખુદ ઇશ્વરે જ કૃપા કરી,
કોઈ શ્વાસ બંધ કરી ગયું
કે પવન ન જાય અગન સુધી.

આમાં ઇશ્વરની કૃપાના સીધા ઉલ્લેખ પછી કોઇ—ત્રાહિત—ત્રીજી જ વ્યક્તિ શ્વાસ બંધ કરી ગઈ!. ઇશ્વરે કૃપા કરી, કોઈને હુકમ કર્યો, જા, ફલાણાનો શ્વાસ બંધ કરી આવ! ઇશ્વર પણ તેના નોકર પાસે કામ કરાવે છે!

હરીન્દ્ર દવેના શે'રમાં યે એવો જ ચીલેચલુ પ્રયોગ :

ઝરૂખેથી ઝૂકીને ઝાંખતી દુલ્હનના મનભાવો,
કોઈના માંડવે પગ માંડતી બારાત શું જાણે.

બારાત કોઈ–પરાઈ દુલ્હન–ના માંડવે પગ માંડે તો રમખાણ ફાટી નીકળે! પ્રથમ પંક્તિની અર્ધી પંક્તિ કેવી અપેક્ષા જગાડે છે, અને પછી...

ગનીભાઈના આ શે'રની બીજી પંક્તિ 'કોઈ'ના કાવ્યોચિત પ્રયોગનો સરસ નમૂનો છે, પણ એક વ્યક્તિ માટેના પ્રત્યક્ષ, પરોક્ષ સૂચક સંબોધન અને ઉલ્લેખથી શે'ર વાંધામાં પડે છે. બે પાત્રોની વાત થઈ છે, તો તે શા હેતુથી, એનો જવાબ નહીં મળે, કેમ કે એ માત્ર રચનાશૈથિલ્ય છે, બે પાત્રની વાત જ નથી.

**તમે** દિલમાં અને આ મૂર્ખ આંખો છે પ્રતીક્ષામાં,
ગયું કોઈ નથી, ને થાય છે પાછું ફરે કોઈ.

મુંબઈના વતનગ્રુપના શાયરોની રચનાઓમાં 'મારા–તારા' અને 'અમે–તમે'નાં સંબોધનો અને ઉલ્લેખોની કંટાળો આવે એટલી હદે પેટર્ન થઈ ગઈ છે, તે સૂરત સુધી પહોંચે છે :

તમે રાજરાણીના ચીર સમ,
અમે રંક નારની ચૂંદડી,
તમે બે ઘડી રહો અંગ પર,
અમે સાથ દઈએ કફન સુધી.

નાયિકાને થયેલું સંબોધન 'તમે બે ઘડી રહો અંગ પર–'નાયક સાથેની નાયિકાની કઈ અવસ્થા સૂચવે છે? અમે–તમેના ફાવટ–હથોટી-વાળા પ્રયોગથી ભાવાભિવ્યક્તિની બાનીમાં અનૌચિત્ય પ્રવેશી ગયું છે. નાયક પોતાને ચૂંદડી સાથે સરખાવે એ ઉપમા યે કેવી લાગે છે? સંબંધો પેલાં વસ્ત્રો જેવા છે, વાત સંબંધોની છે, જે ધારણ કરી શકાય છે, દૂર કરી શકાય છે; પણ 'અમે–તમે'ના શ
નાયક–નાયિકાને સીધાં જ સંડોવે છે અને એ 'અમે–તમે

પ્રેમની ભાષા મટીને મેણાંટોણાંની ભાષા બની ગઈ છે. એમાં વ્યંગ્યનો કાકુ નથી, પણ ગૌરવના ધોરણેથી ઊતરી પડતો આવેશ છે.

બે અંતિમોના વિરોધાભાસથી જ કશોક અસાધારણ ચમત્કાર નીપજાવી શકાશે એવા વહેમવાળા આ જ કવિનો બીજો શેર જોઈએ :

લઈ લો રૂપ મારું, આપની સૂરત મને આપો,
તમે તરણું ઉપાડી લો, અને પર્વત મને આપો.

તરણું અને પર્વત જેવા બે અંતિમો દ્વારા કવિ ચમત્કાર નીપજાવવા જાય છે, પણ શું નીપજે છે ? રૂપનો નિર્ણય 'સૂરત' પરથી જ થાય છે. ઇશ્કે મિજાજી ધોરણે વિચારીએ તો, નાયક, નાયિકાને પોતાનું રૂપ આપવા ઇચ્છે છે (જે અસ્થાને જતાં વરવું લાગે), અને પોતે નાયિકાની સૂરત માગે છે ! (એ પણ અશોભનીય !), ઇશ્કે હકીકી ધોરણે વિચારીએ તો માણસને ઈશ્વરની સૂરત મળે એ તો સારું જ, પણ ઈશ્વરને માણસનું રૂપ આપવાની કઈ અનિવાર્યતા અપેક્ષિત છે ? અને બે અંતિમોસૂચક ઉપમા તો હાસ્યાસ્પદ જ બની રહે છે. તરણા અને પર્વત દ્વારા તુચ્છ અને મહાન સૂચવવાનો આશય સ્પષ્ટ છે, પણ સૂરતને પર્વતની ઉપમા આપવામાં કઈ સાર્થકતા છે ? કવિ એક તરણું આપીને બદલામાં ગાંસડીબંધ ઘાસ આપે એવો અસંખ્ય તરણાંવાળો પર્વત માગીને ગણિતના ધોરણે સમૃદ્ધ થવા માગે છે ?

ગુલમહોર, ચંપો, સેમળો, બોરસલી જેવાં પુષ્પઝાડો પુષ્પોથી છવાઈ ગયાં હોય તો પણ, પુષ્પોના ભારથી એમની ડાળીઓ ઝૂકી જતી નથી. પણ ગુલાબનો છોડ લઈએ તો ગુલાબથી શોભતી હોય તે ડાળખી નમી જાય, કારણ કે એ નાજુક હોય છે. પણ મોગરાના ફૂલના ભારથી એના છોડની ડાળખી નમી નથી જતી, એ 'હળવું ફૂલ' કહીએ છીએ એવું ફૂલ છે. ગનીભાઈના મનમાં ઝાડ-છોડનો આવો કોઈ ભેદ નથી. ડાળી શું ને છોડનો નાજુક અંગભાગ શું એનો ભેદ એ કલ્પતા યે નથી.

યૌવનનો ભાર ફૂલડાં ઝીલી શકયાં નહીં,
ડાળી રહી શકી નહીં, અણનમ વસંતમાં.

આમાં રમૂજ તો એ રહી છે કે, યૌવનનો ભાર ફૂલડાં ઝીલી શકતાં નથી, અને ઝૂકી જાય છે. ડાળી! પુષ્પોના યૌવનનો ભાર ડાળી ઝીલી શકી નહીં, તે અણનમ રહી શકી નહીં—એમ કવિને કહેવું છે, પણ એ બીજી જ વાત કરે છે!

'જલન' પરિચયમાં લખે છે: 'ગુજરાતી ત્રણ ચોપડીનું શિક્ષણ મેળવનાર બદરીભાઈ (બદરી કાચવાળા)ની ગુજરાતી ભાષા પર કેવી પકડ છે તે એમના શે'ર કહી આપે છે.' એક શે'ર એ પકડ ખુલ્લી કરે છે:

લાદવામાં જે ઇબાદત '**મને**' આવી છે બધી,
નામ એનું મેં ખુશ થૈને સજા રાખ્યું છે.

ગુજરાતી ઘાટીની ઉર્દૂ બોલવાનો મહાવરો હોય એવો ગુજરાતી, વ્યાકરણને, કર્તા અને કર્મના ક્રમને બાજુએ રાખીને જે કઢંગી ગુજરાતી બોલે એનો નમૂનો તે શેરની પ્રથમ પંક્તિ નહીં? સંપાદક આ શે'ર પસંદ કરતી વખતે પોતાનો અભિપ્રાય વીસરી ગયા હશે...

'શૂન્ય' પાલણપૂરી વિશે સંપાદકનો અભિપ્રાય છે: 'ગઝલશાસ્ત્રનો એમના જેટલો ઊંડો અભ્યાસ બીજા શાયરોને ભાગ્યે જ હશે.' નસીમ સદ્‌ગત થયા છે. તેથી, એટલો 'અભ્યાસ હતો' એમ કહી શકાય. પણ શેખચલ્લી વિશે સંપાદક અજ્ઞાત લાગે છે, અને એટલે જ 'એકાર' કરતાં વધારે માર્મિક હાસ્યની હઝલો લખનાર એમને આ સંગ્રહમાં બાકાત રાખ્યા હશે!

મારો પ્રશ્ન બીજો છે: કેટલા ધર્મશાસ્ત્રી ધર્મ અને ઈશ્વરને પામેલા છે? એમના કરતાં કોઈ બાઉલ ભજનિક કે ફકીર ઓલિયો ઈશ્વરની વધારે નજીક હશે અને ઈશ્વર સાથે અમુક અવસ્થામાં તાદાત્મયતા પણ સાધતા હશે. શાસ્ત્રી તો ખંડન-મંડનના ઉદ્યમ-ઉદ્યોગના ધંધામાં પડ્યો રહે છે. આધ્યાત્મિકતા, આત્મા અને તેના દ્વારા પરમાત્માનો સાક્ષાત્કાર કેટલો? શાસ્ત્રપારંગતતા સહિત ધર્મપ્રાણ

ઈશ્વર સાથે તાદાત્મ્યતાં સાધનારો ધર્મ અને ઈશ્વરને દૃઢ કરે છે. છંદશાસ્ત્રીઓને વિશે પણ એ જ પ્રશ્ન પૂછવાનો છે અને છેવટે એ જ કહેવાનું છે.

'ઊર્મિનું શિલ્પ' લેખમાં એમણે છંદશાસ્ત્રની વાત કરી છે તે ગુજરાતીમાં અગાઉ નથી થઈ એવું નથી. (લેખક વીસરી ગયા છે અને સંપાદકે યાદ કર્યું છે તેમ ઝાર રાંદેરી ઉપરાંત દિ. બ. ફ્રે. મો. ઝવેરીએ પણ પર્શિયન વિષય લેનારા ઉચ્ચ શિક્ષણના- વિદ્યાર્થીઓ માટે અંગ્રેજીમાં પુસ્તિકા લખી છે) તેથી તે વાત કરવા જેવી નહોતી એવું પણ નથી. ગઝલના સ્ટ્રકચરની, એના દેહબંધારણરચનાની ચર્ચાઓ તો ઠીક થઈ છે, પણ કોઈ એના જ્ઞાનતંતુઓ તો તપાસે! એમાં કેટકેટલી શકયતાઓ રહી છે! બોધક્ષમતાનો આધાર જ એ છે! 'શૂન્ય'નો આ શે'ર ઊર્મિનું શિલ્પ બનવાને બદલે

ઝુલ્ફ કેરા વળ સમી છે ભાગ્યની ગૂંચો બધી,
માત્ર એને યત્ન કેરી કાંસકી ઓળી શકે.

આવી બે પંક્તિ કેમ બને છે? 'વળ' અને 'ગૂંચ' એક હોય છે? ઓળ્યા પછી ઝુલ્ફના વળ રહેતા નથી? ન રહેતા હોય તો યે માવજત કરીને યે વળનું સૌન્દર્ય જાળવવાના 'યત્ન' નથી થતા? ખરેખરો યત્ન જ એ છે! ગઝલ છે એટલે ઝુલ્ફ આવે, એથી ઊર્મિભાવ ઉદ્‌ભવે, પણ કવિ એકાએક વિચારક થઈ જાય અને ભ્રમ જેવું નિદાન અને ઓસડિયાં જેવો ઇલાજ સૂચવે ત્યારે એમાં શિલ્પ કયાં રહે છે? ગઝલ હવે જ્ઞાનતંતુની તપાસ અને ફેરતપાસ માગે છે.

ઊર્મિ કંઈ પ્રજ્ઞાની વિરોધી નથી. જ્ઞાન નીરસ ન થઈ જાય એ માટે ઊર્મિ યે જરૂરી છે. એથી એમાં સ્નિગ્ધતા અને નૂર આવે છે.

કાવ્યમાં કાવ્યત્વનો બોધ જ અપેક્ષિત છે, નર્યો બોધ કાવ્યમાં પુરુષાર્થને પણ મજૂરી ઠેરવે છે. આવી જ્ઞાનતંતુની તપાસ હવે કરવા જેવી છે. હાડકાં–પાંસળાં બહુ તપાસ્યાં, હવે બોધની સૂક્ષ્મ ગ્રંથિઓનો સાક્ષાત્કારની કોટિએ પરિચય સાધવો જોઈએ.

તારા–મારાંના સંવાદો મેણાં–ટોણાંની કક્ષાએ ઊતરી જાય છે. એમ, અસ્મિતાના ભાવો બડાશ, અહમ અને હુડબડાઈની સામાન્યતામાં ઊતરી પડે છે. એવા અરચનાકૌશલની ય તપાસ થવી જોઈએ.

કહી દો ઈશને કે, શૂન્યને વિશ્વાસમાં લઈ લે;
જગત હેરાન થઈ જાશે પ્રતિભાઓની ટક્કરમાં.

શૂન્ય એ માત્ર ગણિતની સંજ્ઞામાં જ આકાર છે, બાકી શૂન્ય અને ઈશ્વર બંને નિરાકાર છે. એમાં દેખીતી પ્રતિભા ક્યાં આવી અને ટક્કર ક્યાં આવી? ઈશ્વરને શૂન્યમાં અવિશ્વાસ છે એવું કવિએ શું જોયું (તે તો કહેતા જ નથી!) કે આ ચેલેન્જ આપવી પડી? ઈશ્વર ભૂમા છે, અને એની સહસ્ત્ર નામસંજ્ઞામાંની એક નામસંજ્ઞા તે 'શૂન્ય' છે. ઈશ્વર અને શૂન્ય એ કંઈ બે અણુસત્તાના વ્યક્તિત્વની પ્રલયકારી અથડામણ નથી.

ગઝલમાંથી મેણાં–ટોણાંની સાથે જ બડાશખોર હુડબડાઈની બાની યે રૂખસદ માંગે છે.

મંચ પર, ખાસ તો વતનગ્રુપના શાયરોની વારંવાર અનિદાદ પામેલું સૈફનું મુક્તક જોઈએ :

કાળા વાદળના જિગરમાં યે સુજનતા આપી,
અને પથ્થર જેવા પથ્થરમાં યે ગંગા આપી;
આવાં, દિલવાળાં બધાં દૃશ્યોને મૂગાં રાખ્યાં,
અને માનવને પ્રભુ, હાય! તેં વાચા આપી?

સૈફે આ શે'ર વાદળ અને ગંગાના કેન્વાસ પરના દૃશ્યચિત્રને જોઈને લખ્યો છે? કાળાં વાદળ તો ગર્જના કરે છે અને ગંગાના મૂળ નિકટનો પ્રવાહ તો પ્રલંબ ઘોષે ગાય પણ છે. એ મહાનદ બને છે ત્યારે યે એનો ઘેરો રવ સંભળાય છે. એ દૃશ્યો મૂગાં ક્યાં છે? એ એટલું બધું કહે છે કે, એની અભિવ્યક્તિ માટે કવિચિત્ત પણ મૂંઝાય છે. અને ઈશ્વરે માનવને વાચા આપી તેમાં રહેલું ખોટાપણું તો કવિ

ઈશ્વર સાથે તાદાત્મયતા સાધનારો ધર્મ અને ઈશ્વરને દૃઢ કરે છે. છંદશાસ્ત્રીઓને વિશે પણ એ જ પ્રશ્ન પૂછવાનો છે અને છેવટે એ જ કહેવાનું છે.

'ઊર્મિનું શિલ્પ' લેખમાં એમણે છંદશાસ્ત્રની વાત કરી છે તે ગુજરાતીમાં અગાઉ નથી થઈ એવું નથી. (લેખક વીસરી ગયા છે અને સંપાદકે યાદ કર્યું છે તેમ ઝાર રાંદેરી ઉપરાંત દિ. બ. કૃ. મો. ઝવેરીએ પણ પર્શિયન વિષય લેનારા ઉચ્ચ શિક્ષણના વિદ્યાર્થીઓ માટે અંગ્રેજીમાં પુસ્તિકા લખી છે) તેથી તે વાત કરવા જેવી નહોતી એવું પણ નથી. ગઝલના સ્ટ્રકચરની, એના દેહબંધારણરચનાની ચર્ચાઓ તો ઠીક થઈ છે, પણ કોઈ એના જ્ઞાનતંતુઓ તો તપાસે! એમાં કેટકેટલી શક્યતાઓ રહી છે! બોધક્ષમતાનો આધાર જ એ છે! 'શૂન્ય'નો આ શે'ર ઊર્મિનું શિલ્પ બનવાને બદલે

ઝુલ્ફ કેરા વળ સમી છે ભાગ્યની ગૂંચો બધી,
માત્ર એને યત્ન કેરી કાંસકી ઓળી શકે.

આવી બે પંક્તિ કેમ બને છે? 'વળ' અને 'ગૂંચ' એક હોય છે? ઓળ્યા પછી ઝુલ્ફના વળ રહેતા નથી? ન રહેતા હોય તો યે માવજત કરીને યે વળનું સૌન્દર્ય જાળવવાના 'યત્ન' નથી થતા? ખરેખરો યત્ન જ એ છે! ગઝલ છે એટલે ઝુલ્ફ આવે, એથી ઊર્મિભાવ ઉદ્‌ભવે, પણ કવિ એકાએક વિચારક થઈ જાય અને ભ્રમ જેવું નિદાન અને ઓસડિયાં જેવો ઇલાજ સૂચવે ત્યારે એમાં શિલ્પ ક્યાં રહે છે? ગઝલ હવે જ્ઞાનતંતુની તપાસ અને ફેરતપાસ માગે છે.

ઊર્મિ કંઈ પ્રજ્ઞાની વિરોધી નથી. જ્ઞાન નીરસ ન થઈ જાય એ માટે ઊર્મિ યે જરૂરી છે. એથી એમાં સ્નિગ્ધતા અને નૂર આવે છે.

કાવ્યમાં કાવ્યત્વનો બોધ જ અપેક્ષિત છે, નર્યો બોધ કાવ્યમાં પુરુષાર્થને પણ મજૂરી ઠેરવે છે. આવી જ્ઞાનતંતુની તપાસ હવે કરવા જેવી છે. હાડકાં-પાંસળાં બહુ તપાસ્યાં, હવે બોધની સૂક્ષ્મ ગ્રંથિઓનો સાક્ષાત્કારની કોટિએ પરિચય સાધવો જોઈએ.

તારા–મારોના સંવાદો મેણાં–ટોણાંની કક્ષાએ ઊતરી જાય છે એમ, અસ્મિતાના ભાવો બડાશ, અહમ અને હુડબડાઈની સામાન્યતામાં ઊતરી પડે છે. એવા અરચનાકૌશલની ય તપાસ થવી જોઈએ.

કહી દો ઈશને કે, શૂન્યને વિશ્વાસમાં લઈ લે,
જગત હેરાન થઈ જાશે પ્રતિભાઓની ટક્કરમાં.

શૂન્ય એ માત્ર ગણિતની સંજ્ઞામાં જ આકાર છે, બાકી શૂન્ય અને ઈશ્વર બંને નિરાકાર છે. એમાં દેખીતી પ્રતિભા ક્યાં આવી અને ટક્કર ક્યાં આવી? ઈશ્વરને શૂન્યમાં અવિશ્વાસ છે એવું કવિએ શું જોયું (તે તો કહેતા જ નથી!) કે આ ચેલેન્જ આપવી પડી? ઈશ્વર મૂગા છે, અને એની સહસ્ત્ર નામસંજ્ઞામાંની એક નામસંજ્ઞા તે 'શૂન્ય' છે. ઈશ્વર અને શૂન્ય એ કંઈ બે અણુસત્તાના વ્યક્તિત્વની પ્રલયકારી અથડામણ નથી.

ગઝલમાંથી મેણાં–ટોણાંની સાથે જ બડાશખોર હુડબડાઈની બાની યે રૂખસદ માંગે છે.

મંચ પર, ખાસ તો વતનગ્રુપના શાયરોની વારંવાર અનિદાદ પામેલું સૈફનું મુક્તક જોઈએ :

કાળા વાદળના જિગરમાં યે સુજનતા આપી,
અને પથ્થર જેવા પથ્થરમાં યે ગંગા આપી;
આવાં, દિલવાળાં બધાં દશ્યોને મૂગાં રાખ્યાં,
અને માનવને પ્રભુ, હાય! તેં વાચા આપી?

સૈફે આ શે'ર વાદળ અને ગંગાના કેન્વાસ પરના દશ્યચિત્રને જોઈને લખ્યો છે? કાળાં વાદળ તો ગર્જના કરે છે અને ગંગાના મૂળ નિકટનો પ્રવાહ તો પ્રલંબ ઘોષે ગાય પણ છે. એ મહાનદ બને છે ત્યારે યે એનો ઘેરો રવ સંભળાય છે. એ દશ્યો મૂગાં ક્યાં છે? એ એટલું બધું કહે છે કે, એની અભિવ્યક્તિ માટે કવિચિત્ત પણ મૂંઝાય છે. અને ઈશ્વરે માનવને વાચા આપી તેમાં રહેલું ખોટાપણું તો કવિ

કશું પ્રગટ કરતા જ નથી.! 'હાય!' પોકારવાના અંતિમે પહોંચવા જેવું એ વાચાએ શું કર્યું? મુક્તકમાં કશું કારણ રૂપે કહેવાનું નથી, એથી આવેશભરી ફરિયાદ નિરર્થક બની રહે છે. શાસ્ત્રશુદ્ધ રચના પણ નરી કૃતક હોઈ શકે છે, અને એ જ તો જ્ઞાનતંતુની તપાસ છે. કવિકર્મ દ્વારા પ્રતીતિ નથી થતી, એવો ચમત્કાર સાધવાનો પ્રયત્ન બાલીશ નીવડે છે.

પાગલ છો; ચાંદનીને કહો છો કે, 'જા નહીં,'
કંઈ એનો તો વિચાર કરો : રાત જાય છે.

ચાંદનીને 'જા નહીં' કહેનાર રાતને જ રોકી રાખવા ચાહે છે (પ્રિય પ્રત્યેનો મુગ્ધભાવ એવો આગ્રહ રાખે અને એ કાવ્યની સામગ્રી બને), તો પછી 'રાત જાય છે' કહેવાનો મર્મ તો ઠીક, પ્રયોજન પણ સમજાય છે ખરું?

ગંગાને પૂછ્યું તો કળકળીને ઉચ્ચરી કે,
મારા પ્રવાહ પાછળ હિમાચળ બળી મરે છે.

'સાબિર' સાહેબ જેવા ઠાવકા ઠરેલ પીઢ કવિ પણ આવો તરંગ કરે છે! હિમાલય પર તડકો હોય ત્યારે એની ઉષ્માથી બરફ ઓગળીને ગંગાના પ્રવાહને વેગીલો કરે છે તો, હિમાલયના વિસ્તારમાં વરસાદ પડે છે તે પણ ગંગાના પ્રવાહને પુષ્ટ કરી વેગીલો રાખે છે—બંને સ્થિતિ ગંગાને ઉપકારક છે. એના કલકલનાદમાં કકળવાનો ભાવારોપ, આધારહીન હોઈ નર્યો તરંગ ઠરે છે. (અપૂર્ણ)

## શાંતિ * લેંગ્સ્ટન હ્યુજ

એમની કબરો વચ્ચેથી અમે પસાર થયા, વિજેતા–પરાજિત વચ્ચે કશો ફેર નહીં, ત્યાં બધા જ મૃત હતા. અંધકારમાં તેઓ પણ નહીં જોઈ શક્યા હોય કે કોણ જીત્યું ને કોણ હાર્યું...

# પોપટો * ડૉ. સુરેશ હ. જોષી

એડવર્ડ કોચએક નામના કવિની એક કવિતા એકવાર વાંચવામાં આવી હતી. આજની આપણી પરિસ્થિતિમાં મને એનું ફરીવાર સ્મરણ થયું. કવિતા વાંચતાં હું ખૂબ વિક્ષુબ્ધ થઈ ગયો હતો એ યાદ આવ્યું.

કવિતા છે તો પોપટો વિશે. કવિ પોતાની આસપાસની દુનિયાને જોઈને કહે છે: અમારા પ્રાન્તની ભૂગોળ પર ઉધઈએ હુમલો કર્યો. પુલ ખવાઈ ગયા, પૂતળાં ખવાઈ ગયાં, ટેબલ ભૂકો થઈને ખરી પડ્યાં, પથારી રજરજ થઈને ધૂળમાં ભળી ગઈ. પ્રયોગશાળામાં રોગના જન્તુઓ ઘૂસી ગયાં અને શુદ્ધ કરેલાં ઓજારો પર જઈને બેઠાં. બધા નિષ્ણાતોને તો એમના અસ્તિત્વની ખબર સુદ્ધાં પડી નહીં, એઓ છેતરાઈ ગયા. આ બધું નિઃશબ્દપણે બન્યું ને તેથી વધારે ભયંકર લાગ્યું.

પછી તો અમારા પર પોપટોએ હુમલો કર્યો: લીલા પોપટ અને પીળા પોપટ. અમારા ઘરમાં, રસોડામાં આ પોપટોએ ચીસાચીસ કરી મૂકી. આ પોપટો ભારે લોભી હતા, ખૂબ ગંદા અને હીણા હતા. આખરે ક્યાંય તસુભાર જગ્યા ખાલી રહી નહીં ત્યારે તેઓ માણસોની અંદર ઊતરીને વસવા લાગ્યા. આ બધું એટલા બધા ઘોંઘાટથી થયું કે, ખૂબ ભયંકર લાગ્યું.

હવે તો અમે નથી બોલી શકતા સાચું કે નથી બોલી શકતા જૂઠું. કોઈ અજાણી પ્રજાની જ ભાષા અમે બોલીએ છીએ, અમે એકબીજાને શાપ આપીએ છીએ, એકબીજા સામે ઘૂરકિયાં કરીએ છીએ અને ગર્જના કરીએ છીએ. અમે અમારા હોઠ અંદર ખેંચી લઈએ છીએ, અમારી આંખો બહાર નીકળી આવી છે. રાજાના દરબારનો વિદૂષક સુદ્ધાં ગાંડો થઈ ગયો છે અને બીજા બધાની જેમ ચીસાચીસ કરે છે.

છતાં, હજી ક્યાંક કોઈ ચૌટામાં કે ચકલે થોડાંક માણસો આ બધા ઘોંઘાટના કેન્દ્રમાં રહેલી નીરવતાને નિઃશબ્દપણે તાકીને જોઈ રહે છે. હાલ્યાચાલ્યા વિના એઓ કલ્યાણમયી શાન્તિ ભોગવતાં માત્ર ઊભા રહે છે. શાંતિના આ જમાનાજૂના બોજાનો ભાર ઉપાડવાને કારણે એમના ખભા પહોળા ને પહોળા થતા જાય છે. એ લોકો જે ઘડીએ અમારી પીઠ કરશે તે ઘડીએ અમારામાં વસતા પોપટો મરી પરવારશે. આજના આપણા સંદર્ભમાં કવિની વાત સાચી લાગતી નથી? આપણા પર પહેલો હુમલો થયો ઉધઈનો, પણ એ તો કશા અવાજ વિના થયો. આપણી બધી સંસ્થાઓ, આપણે પોતે અંદરથી ખવાઈ ગયા. બહારથી તો બધું એમ ને એમ લાગે, પણ સહેજ અડતાંની સાથે બધું ખરી પડે. આપણી બધી જ સામાજિક, રાજકીય, ધાર્મિક સંસ્થાઓમાં ખાઉધરી ઉધઈના જેવા અંદર રહીને બધું કોરી ખાનારા લોકો પેઠા છે. ધર્મ નિસ્તેજ બની ગયો છે. સમાજ પાસે થોડાં વહેમનાં માળખાં જ રહ્યાં છે. સરકારો ઊથલી પડી છે ને પડે છે.

પછી વધારે ખતરનાક હુમલો થયો રોગનાં કીટાણુઓનો. આપણે તો હમેશાં સદાચારનું, નીતિનું સ્તોત્ર લલકારનારા. આપણે તો હમેશાં ગોખતાં આવેલા કે આપણું બધું જ શુદ્ધ છે. આપણે આ ભોળપણનો ભોગ બન્યા અને જીવલેણ આત્મવિનાશક જંતુઓ બધે વ્યાપી ગયાં. આની સુદ્ધાં આપણને ખબર પડી નહીં.

પછી તો આપણે એવા પોલા થઈ ગયા કે આપણી બખોલમાં પોપટો વસવા લાગ્યા. સભાસ્થાનોમાં, સ્ટરઘસોમાં, શિક્ષણ સંસ્થાઓમાં, સંસદોમાં ને વિધાનસભાઓમાં કેવા ઘોંઘાટિયા, ગંદા અને હીણા પોપટોનો અવાજ આપણે સાંભળીએ છીએ!

હવે આપણી ભાષા યે આપણી રહી નથી, એ કોઈ અજાણી પ્રજાની ભાષા બની ગઈ છે. આપણે હવે સત્ય કે અસત્યને ઓળખતા નથી. જેને કેવળ સૂત્રો રટવાં હોય, નારા ગજાવવા હોય, શુકપાઠ કરવો

હોય તેને સત્ય અસત્યના વિવેકનું કામ શું? આપણી ભાષામાં પાર-દર્શકતા નથી, ખંધાઈ છે; એમાં મૌલિકતા નથી, એકવિધતા છે. આમ છતાં આપણી વચ્ચે હજી ક્યાંક થોડાં એવાં માણસો છે, જે આ બધા ઘોંઘાટ વચ્ચે નીરવ છે, આ ઘોંઘાટના કેન્દ્રમાં રહેલી શાંતિને પોતાના ખભા પર ઝીલી રહ્યા છે. આથી તો એમના ખભા પહોળા ને પહોળા થતા જાય છે.

જો એ લોકો પીઠ ફેરવી દેશે તો આ પોપટો મરી પરવારશે, પછી નક્ષત્ર ગ્રહોમાં જેવી નિ:શબ્દતા હોય છે તેવી નિ:શબ્દતા અહીં છવાઈ જશે.

*

## આકાશગંગા * કનુ જોષી

આ માસમાં ઇશાનથી નૈઋત્ય છેડા સુધી પ્રસરેલી આકાશગંગા તમે જોઈ છે?

નક્ષત્રો અને અબજો તારકોને સમાવતી આ આકાશગંગાનો રંગ હવે બદલાવા લાગ્યો છે.

પૃથ્વી પરથી નીકળતા શ્યામ ધૂમ્રસ્રોતમાં હવે લોહીનો રક્ત વર્ણ ભળી ગયો છે.

આ લાલ ધૂમ્રસ્રોત દરરોજ આકાશની દિશામાં ઊઠ્યા કરે છે અને આકાશના વૃક્ષે જઈ ઠરી જાય છે.

તેથી જ આકાશગંગા હવે લાલ દેખાય છે.

ધૂમ્રના ગોટેગોટા આકાશમાં ચઢતા જાય છે અને કરુણતાપૂર્ણ ચીસ નાખી અહીં માણસો મરતા જાય છે.

આપણે જ્યાં હતાં ત્યાં પાછા જવું પડશે.

*

# શિષ્ટ, ઈનામી અને ગણનાપાત્ર પુસ્તકો

# યોગેશ્વરજી કૃત ધાર્મિક પુસ્તકો

**યોગદર્શન :** પાતંજલિકૃત યોગદર્શનનો યોગેશ્વરજીએ કરેલો અનુવાદ. ભૂતભવિષ્ય અને વર્તમાન–ત્રણે કાળની ખબર પડે છે, ઇચ્છિત વસ્તુ આપમેળે મળે, સંકલ્પ માત્રથી રોગ દૂર થાય, પશુપક્ષીની ભાષા સમજાય, ઇશ્વરનો સાક્ષાત્કાર થાય. મોટી સાઇઝ, પાકું પૂઠું, ૫૫૦ પાનાં. મૂ ૧૫–૦૦ (ટપાલથી રૂ. ૧૭).

**રામાયણદર્શન :** યોગેશ્વરજીની ભાવવાહી કલમે પદ્યાનુબંધ કરાયેલો આ મહાન ગ્રંથ પ્રત્યેક ઘરમાં હોવો જ જોઈએ.

પાકું પૂઠું : મૂ. રૂ. ૩–૦૦ (ટપાલથી રૂ. ૪).

**ગીતાદર્શન :** ગીતાજીનું મહાત્મય અપાર છે. યોગેશ્વરજીએ ગીતાજીની સવિસ્તર, સંપૂર્ણ સમજ પડે એ હેતુથી આ દળદાર ગ્રંથ લખ્યો છે. હજાર પાનાંનો પાકા પૂઠાનો વાર્નિશ્ડ જેકેટથી સુશોભિત આ મહાન ગ્રંથ દરેક ઘરમાં હોવો જ જોઇએ. મૂ. રૂ. ૨૦–૦૦

ટપાલથી (૨૨–૦૦).

**ઈશ્વરદર્શન :** યોગેશ્વર જેવા સંત પુરુષે ઇશ્વરનું દર્શન કેમ કરવું તે વિશે માર્ગદર્શન આપ્યું છે. મૂ. રૂ. ૩–૦૦ (ટપાલથી ૪–૦૦).

**રુક્મિણિ :** ભગવાન શ્રી કૃષ્ણ અને રુક્મિણિ વિશે પદ્યાનુબંધ કાવ્ય.

મૂ. રૂ. ૩–૦૦ (ટપાલથી ૪–૦૦).

**ધર્મનો સાક્ષાત્કાર :** ધર્મ શું છે તે મહાત્માઓ જ સમજાવી શકે છે. યોગેશ્વરજીએ સરળ ભાષામાં દ્રષ્ટાંત સહિત ધર્મ પર પ્રકાશ પાડ્યો છે.

સર્વત્ર મળે છે, ન મળે તો મનીઓર્ડર કરો.

**સાહિત્ય સંગમ, ગોપીપરા, સૂરત–૧.**

# કંકાવટી

ઓગષ્ટ ૧૯૭૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ : અંક ૧૮૬ : મૂલ્ય એક રૂપિયો

**વાર્ષિક લવાજમ**

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, ~~વિદેશ શિલિંગ ૩૦.~~ ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩ આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, સરનામે જ કરવો.

૦

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.

૦

તંત્રી · મુદ્રક · પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

# આ 'સંસ્કૃતિ'રક્ષકો ?

સેમ્યુઅલ સ્માઈલ્સ △ અનુ. વિજય શાસ્ત્રી

'સંસ્કૃતિ'ની પકડમાંથી ગમે તેમ કરીને ય આપણે છૂટવું જોઈએ. ઘણાઓને 'સંસ્કૃતિ'ની ઉપાસના કરવાનો શોખ હોય છે. 'સંસ્કૃતિ' જ તેમનો ધર્મ હોય છે પણ વાસ્તવમાં 'સંસ્કૃતિ' એ ભદ્રતાનો વાર્નિશ લગાડેલો અસારવાદ યા શંકાવાદ જ છે. મોલિયેરના એક નાટકમાં આવતું 'કશાને પણ વખાણવું નહિ'નું સૂત્ર તેમનો મુદ્રાલેખ હોય છે, અને આવા 'સંસ્કૃતિ'-પરસ્તો એક પ્રકારની કૃતક બૌદ્ધિક ગુરુતા-ગ્રંથિમાં રાચ્યા કરતા હોય છે. શ્રમ અને નિગ્રહ, ઉત્સાહ અને સ્વાવલમ્બન જેવાં જૂનાં કહેવાતાં મૂલ્યોનો તેઓ ઉપહાસ કરે છે. દરેક વસ્તુનો ટાઢીબોળ પદ્ધતિએ ઈનકાર/અનાદર કરવો એવા સિદ્ધાન્તથી એમનો સંપ્રદાય ચાલે છે—જેમાં કશું વખાણવાલાયક નથી દેખાતું કે નથી કશામાં આશા રખાતી. તેઓ પ્રત્યેક વસ્તુ તરફ સંશયગ્રસ્ત દૃષ્ટિ જ રાખે છે—પોતે તો કશું નક્કર કામ નથી જ કરતા પણ બીજાનાં કાર્યોનો પણ અનાદર જ કરે છે! પોતાની જાત સિવાય બીજા કશામાં તેઓ માનતા નથી! તેઓ તેમના પોતાનો જ નાના નાના ઈશ્વર બની બેઠા છે! ['Duty'–માંથી]

# સરોવર




△ સોલ્ઝેનિત્સિન

એ સરોવર વિશે કોઈ કંઈ લખતું નથી. કાનાફુસીમાં જ માત્ર એનો ઉલ્લેખ થાય છે. તે તરફ જતા તમામ રસ્તાઓ પર 'આગળ જવાની મનાઈ છે.' એ સૂચવતો લાંબો સંકેતપટ્ટો છે: ભૂતિયા કિલ્લા પર હોય છે એવી લાંબી લકીર.

માણસ કે પશુ એ સંકેતપટ્ટા આગળ અટકીને પાછા ફરે છે, કોઈ પાર્થિવ શક્તિએ એ સંકેતપટ્ટો ત્યાં દોર્યો છે. એને ઓળંગીને કોઈ પણ પગપાળા ચાલનાર જઈ શકતો નથી, તેમ ઊડીને પણ કોઈ જઈ શકતું નથી.

દેવદારનાં વૃક્ષોની નજીક પિસ્તોલ–તલવાર લઈને પહેરેગીર અહીં ચોકી કરે છે.

આ મૂગા જંગલમાં તમે સરોવરની દિશામાં જતા રસ્તાની શોધમાં ગમે એટલા આંટા મારો તો પણ તમને રસ્તો નહીં મળે. તમે કોઈને પૂછી પણ નહીં શકો, કેમ કે ત્યાં કોઈ જતું જ નથી. જેમણે જવાનો પ્રયત્ન કર્યો એ બધાને ડરાવીને ભગાડી મૂકવામાં આવ્યા છે, ત્યાં જવા માટે તમને માત્ર એક જ તક મળે; બપોરના સમયે વરસાદ પડતો હોય ત્યારે ભીની જમીન પર પડેલા પશુઓની ખરીનાં નિશાનના આધારે કે ગાયની ઘંટડીના અવાજની પાછળ પાછળ જઈ શકો. વૃક્ષોના થડો વચ્ચે, વિશાળ ચમકતા સરોવરની પહેલી ઝાંખી કિનારે પહોંચ્યા પહેલાં જ તમને એવો બોધ કરાવશે કે હું બાકીના પૂરા જીવન માટે આ સ્થાનનો દાસ બની ગયો છું.

સંગદેન સરોવર બિલકુલ ગોળાકાર છે. જાણે કોઈએ બરાબર આકાર દોરીને રચ્યું ન હોય. તમે એક કિનારે ઊભા રહી ઘાંટો પાડો (પણ તમારે ઘાંટો ન પાડવો જોઈએ, નહીં તો તેઓ સાંભળી લેશે)

તો ધીમી ગુંજ જ સામે કિનારે પહોંચશે. આ કિનારેથી પેલા કિનારા સુધીનું અંતર ઘણું છે. જંગલોએ સરોવરના કાંઠાને બંધ કરી દીધા છે. જંગલ ગીચ અંધકારભર્યાં છે. વૃક્ષોની ક્રમબધ્ધ અનંત કતારો...

જંગલમાંથી નીકળીને પાણીના કિનારા સુધી જવાથી તો વર્જિત એવો આખો કિનારો બરાબર દેખી શકાય છે. ક્યાંક પીળી રેતીની ધાર, ક્યાંક લીલ અને ક્યાંક લીલા ઘાસની પટ્ટી. પાણી સ્થિર, શાંત અને સમથળ કિનારા પાસેની થોડી લીલને બાદ કરતાં આખા સરોવરનું નિર્મળ જળ દૂરથી ચમકતું દેખાય છે.

એક ગુપ્ત વનમાં ગુપ્ત સરોવર.

પાણી આકાશ તરફ અને આકાશ પાણી તરફ જુએ છે. જંગલથી પર કોઈ દુનિયાનું અસ્તિત્વ હોય તો તે અજ્ઞાત અને અદૃશ્ય છે. એની અહીં કશી ગણના નથી.

આ સ્થાને હંમેશને માટે વસી શકાય એમ છે. આ એવું સ્થાન છે, જ્યાં માણસ પ્રકૃતિ સાથે સામંજસ્ય સ્થાપીને રહી શકે છે, અને પ્રેરણા યે પામી શકે છે.

પણ એમ નથી થઈ શકતું. એક વક્રદૃષ્ટિના અધમ રાજકુમારે આ સરોવરની માલિકીનો દાવો કર્યો છે. ત્યાં એનો નિવાસ છે– સરોવર એને સ્નાન કરવા માટે છે. એના ગેરકાયદે સંતાનો ત્યાં માછલાં મારે છે અને નાવમાં બેસી બતકોનો શિકાર કરે છે. સરોવરની ઉપર પહેલાં ભૂરો ધુમાડો દેખાય છે અને તે પછી આવે છે ગોળીનો અવાજ.

જંગલની આ બાજુ પરસેવાથી તર લોકો હાંફે છે, જ્યારે અહીં પહોંચાડતા તમામ રસ્તા બંધ છે, જેથી કોઈ ઘૂસી શકે નહીં. શિકાર અને માછલીઓ પેલા ચારિત્ર્યહીન માટે પાળવામાં આવે છે. ક્યાંક ક્યાંક કોઈએ આગ લગાડ્યાંની નિશાની પણ દેખાય છે, પણ આગ બુઝાવી દેવામાં આવી અને માણસને બહાર ધકેલી દેવામાં આવ્યો.

મારું પ્રિય નિર્જન સરોવર!

મારી માતૃભૂમિ!



# વાચિક હિંસા

## અહિંસક

તેણે ભિક્ષાને બદલે ભિખારીને આદેશ આપ્યો, 'જા, હાથપગ ચલાવ !' અને મારી નજર સામે જમીન પર ઊલટો પડેલો વંદો ક્રિયાપદ બની રહ્યો. મને થયું, 'જા, હાથપગ–મૂછ ચલાવ !' એમ કેમ ન કહ્યું ? કેમ કે, ભિખારીને મૂછ પણ હતી !

માણસ તેના પગ કરતાં લાંબી મૂછ રાખી શકે નહીં. કદાચ બહુ મોટી ઉંમરે રાખે તો, વંદો રાખે છે તેમ સીધી રાખી તેને ક્રિયાપદ ન બનાવી શકે. ચાર્લી ચેપ્લિન 'ધ ડિકટેટર'માં અડધી મૂછ, એટલે કે મૂછનો હોઠભાગ હલાવી શકતો, પણ લાંબી મૂછ એ રીતે ક્રિયાપદ સરખી બતાવવાનો પ્રયોગ–શો તો માણસ આજીવિકા માટે બીજું કંઈ જ ન કરી શકે ત્યારે, કરવાનું વિચારી શકે. વંદો હાથ–પગ–મૂછ હલાવે છે ત્યારે એક અર્થમાં લાચાર લાગે છે, તો બીજા અર્થમાં તે વીર અને તે પણ સાહસકથાના નાયક જેવો લાગે છે.

માણસને પીઠ પાછળના ઘાનો ભય રહે છે, એવા ભયથી પર થયાની અવસ્થાને વંદો કેમ ભયજનક માનતો હશે એ વિચારપ્રેરક છે.

તેણે ભિખારીને પાણીમાં પડી તરવાનો આદેશ કેમ આપ્યો ? માણસ એ અવસ્થામાં એક સાથે હાથપગ ચલાવી શકે છે, અથવા તેણે ભિખારીને પગવાજું કે ઑરગન વગાડવા અથવા હાથસાળ પર બેસી કાપડ વણવાનો નિર્દેશ કેમ કર્યો ? બાકી તો માણસ પગ સ્થિર રાખીને જ હાથ ચલાવી શકે છે. કેટલાક સાહેબો ખુરશી પર બેસી, ટેબલ પર ઝૂકીને એક હાથ ચલાવે છે ત્યારે એક પગ પણ ચલાવે છે, એટલે કે ધ્રુજાવે છે. એક સાથે બે હાથ ચલાવવાનું ઢોલક કે તબલા વગાડતી વખતે કે છાણાં થાપતી વખતે શકય બને છે, તેમ લખવામાં

તો ધીમી ગુંજ જ સામે કિનારે પહોંચશે. આ કિનારેથી પેલા કિનારા સુધીનું અંતર ઘણું છે. જંગલોએ સરોવરના કાંઠાને બંધ કરી દીધા છે. જંગલ ગીચ અંધકારભર્યાં છે. વૃક્ષોની ક્રમબધ્ધ અનંત કતારો...

જંગલમાંથી નીકળીને પાણીના કિનારા સુધી જવાથી તો વર્જિત એવો આખો કિનારો બરાબર દેખી શકાય છે. ક્યાંક પીળી રેતીની ધાર, ક્યાંક લીલ અને ક્યાંક લીલા ઘાસની પટ્ટી. પાણી સ્થિર, શાંત અને સમથળ કિનારા પાસેની થોડી લીલને બાદ કરતાં આખા સરોવરનું નિર્મળ જળ દૂરથી ચમકતું દેખાય છે.

એક ગુપ્ત વનમાં ગુપ્ત સરોવર.

પાણી આકાશ તરફ અને આકાશ પાણી તરફ જુએ છે. જંગલથી પર કોઈ દુનિયાનું અસ્તિત્વ હોય તો તે અજ્ઞાત અને અદૃશ્ય છે. એની અહીં કશી ગણના નથી.

આ સ્થાને હંમેશને માટે વસી શકાય એમ છે. આ એવું સ્થાન છે, જ્યાં માણસ પ્રકૃતિ સાથે સામંજસ્ય સ્થાપીને રહી શકે છે, અને પ્રેરણા યે પામી શકે છે.

પણ એમ નથી થઈ શકતું. એક વક્રદષ્ટિના અધમ રાજકુમારે આ સરોવરની માલિકીનો દાવો કર્યો છે. ત્યાં એનો નિવાસ છે–સરોવર એને સ્નાન કરવા માટે છે. એના ગેરકાયદે સંતાનો ત્યાં માછલાં મારે છે અને નાવમાં બેસી બતકોનો શિકાર કરે છે. સરોવરની ઉપર પહેલાં ભૂરો ધુમાડો દેખાય છે અને તે પછી આવે છે ગોળીનો અવાજ.

જંગલની આ બાજુ પરસેવાથી તર લોકો હાંફે છે, જ્યારે અહીં પહોંચાડતા તમામ રસ્તા બંધ છે, જેથી કોઈ ઘૂસી શકે નહીં. શિકાર અને માછલીઓ પેલા ચારિત્ર્યહીન માટે પાળવામાં આવે છે. ક્યાંક ક્યાંક કોઈએ આગ લગાડ્યાંની નિશાની પણ દેખાય છે, પણ આગ બુઝાવી દેવામાં આવી અને માણસને બહાર ધકેલી દેવામાં આવ્યો...

મારું પ્રિય નિર્જન સરોવર!

મારી માતૃભૂમિ!



# વાચિક હિંસા

—અહિંસક—

તેણે ભિક્ષાને બદલે ભિખારીને આદેશ આપ્યો, 'જા, હાથપગ ચલાવ !' અને મારી નજર સામે જમીન પર ઊલટો પડેલો વંદો ક્રિયાપદ બની રહ્યો. મને થયું, 'જા, હાથપગ–મૂછ ચલાવ !' એમ કેમ ન કહ્યું ? કેમ કે, ભિખારીને મૂછ પણ હતી !

માણસ તેના પગ કરતાં લાંબી મૂછ રાખી શકે નહીં. કદાચ બહુ મોટી ઉમરે રાખે તો, વંદો રાખે છે તેમ સીધી રાખી તેને ક્રિયાપદ ન બનાવી શકે. ચાર્લી ચેપ્લિન 'ધ ડિકટેટર'માં અડધી મૂછ, એટલે કે મૂછનો હોઠભાગ હલાવી શકતો, પણ લાંબી મૂછ એ રીતે ક્રિયાપદ સરખી બતાવવાનો પ્રયોગ–શો તો માણસ આજીવિકા માટે બીજું કંઈ જ ન કરી શકે ત્યારે, કરવાનું વિચારી શકે. વંદો હાથ–પગ–મૂછ હલાવે છે ત્યારે એક અર્થમાં લાચાર લાગે છે, તો બીજા અર્થમાં તે વીર અને તે પણ સાહસકથાના નાયક જેવો લાગે છે.

માણસને પીઠ પાછળના ઘાનો ભય રહે છે, એવા ભયથી પર થયાની અવસ્થાને વંદો કેમ ભયજનક માનતો હશે એ વિચારપ્રેરક છે.

તેણે ભિખારીને પાણીમાં પડી તરવાનો આદેશ કેમ આપ્યો ? માણસ એ અવસ્થામાં એક સાથે હાથપગ ચલાવી શકે છે, અથવા તેણે ભિખારીને પગવાજું કે ઓરગન વગાડવા અથવા હાથસાળ પર બેસી કાપડ વણવાનો નિર્દેશ કેમ કર્યો ? બાકી તો માણસ પગ સ્થિર રાખીને જ હાથ ચલાવી શકે છે. કેટલાક સાહેબો ખુરશી પર બેસી, ટેબલ પર ઝૂકીને એક હાથ ચલાવે છે ત્યારે એક પગ પણ ચલાવે છે, એટલે કે ધ્રુજાવે છે. એક સાથે બે હાથ ચલાવવાનું ઢોલક કે તબલા વગાડતી વખતે કે છાણાં થાપતી વખતે શક્ય બને છે, તેમ લખવામાં

બનતું નથી. એનો કશોક બદલો મળી રહે એ માટે એક હાથ સાથે એક પગ પણ હલાવવાનું ચાલતું હશે!

—કોઈ માણસ દોડતા દોડતા બંને હાથ હવામાં વીંઝે તો તે હાથપગ ચલાવે છે એમ કહી શકાય. કોચરબ આશ્રમનો મગન રેંટિયો હાથ-પગ બંને ચલાવીએ તો ચાલે એવો ખરો.

તેણે પેલા ભિખારીને કયું કામ કરવાનો આદેશ આપ્યો—એ શોધ કરવા ભિખારી ઠેઠ શેરીના નાકે પહોંચ્યો ત્યાં સુધી એને હું જોતો રહ્યો. પણ એણે તો જીભ અને પગ સિવાય કશું ચલાવ્યું દીઠું નહીં.

કવિને કયો અર્થ અભિપ્રેત છે? એવો પ્રશ્ન કવિતાનું કોઈ પદ વાંચતા થાય છે. ઘણા વિવેચકો એ એક જ પદના ઘણા અર્થ કરે છે. 'હાથપગ ચલાવ' એ પણ એવું કવિતાપદ જ હશે! એમાં ક્રિયાપદ તો છે જ. પેલા ઊંધા પડેલા વંદાના બધા પગ કેવા ક્રિયાપદ લાગે છે! એક કર્તાના આટલાં બધાં ક્રિયાપદ એ માણસના ગજાબહારનું સાહસ છે.

'લાત' શબ્દ, નામ છે કે ક્રિયાપદ છે? પગ નામ ખરું, પણ પગે જે ક્રિયા કરી; તે તો ક્રિયાપદ જ હોઈ શકે ને? પેલો વંદો હવાને, અવકાશને, એક સાથે કેટલી અહિંસક લાત, ફરી ફરીને મારે છે? વંદો પુસ્તકનાં પાનાં કોતરે 'કે' ખાય એ હિંસા છે એમ તો એ પુસ્તક કહેતું નથી, માત્ર પુસ્તકનો માલિક કહે, છતાં તે સૌમ્ય હિંસા કહેવાય, અને એની લાત તો સંપૂર્ણ અહિંસક હોય છે! આમ, 'લાત' હિંસા-સૂચક છે, એ પણ અર્ધસત્ય છે. કોઈવાર હું યે પગે સહેજ ખાલી ચઢે ત્યારે કે આળસ જેવું લાગે ત્યારે હવામાં એક પગ આંચકાભેર વીંઝું છું—તે પણ અલબત્ત, અહિંસક જ હોય છે. એકવાર એમ કરતાં ઘૂંટણમાં સખ્ત દુઃખાવો ઉપડેલો, તેથી તે હિંસક હશે, પણ હું અપવાસ કરું અને ભૂખની પીડા વહોરી લઉં એ જો હિંસા ન કહેવાય, હું પોતે હિંસક ન કહેવાઉં તો, એ અર્થમાં મેં હવામાં પગ વીંઝ્યો તેમાં હિંસા નહોતી. પીડા થાય છતાં હિંસા ન કહેવાય એ સૂક્ષ્મ અર્થ તરફ એ ઘટના દોરી જાય છે. આપણા કોઈ વર્તનથી બીજાને દુઃખ

પીડા થાય તો તે હિંસા કહેવાય. એ જોતાં પોતાના પગ વીંઝતો પેલો વંદો અહિંસક જ કહેવાશે. કોઈએ એને ઊલટો નાખ્યો તે ક્રિયાના કર્તા પર હિંસાનું આળ આવે ખરું; પણ ખુદ વંદો પણ કોઈવાર જોમભેર ચાલવા જતાં પોતાની અતિ વેગીલી પંદક્રિયાંથી પોતે જ ઊલટો પડી જાય છે, તો તેણે પોતા પ્રત્યે હિંસા કરી—એમ કહેવાતું નથી. અને એ જોયા પછી જ માણસે સ્વદેહદમનના માર્ગો શોધી કાઢ્યા હશે! વંદો પોતે પણ ઊંધો પડી દેહદમનનું આત્મોદ્ધારક વ્રત નહીં કરતો હોય?

'જા, હાથપગ ચલાવ!' એ શબ્દ હિંસક હતા? કોઈક સૂક્ષ્મ અહિંસાવાદી કહેશે કે એ શબ્દોમાં હિંસાનો ભાવ હતો જ. પણ જે શાંત ભાવે, પ્રશાંત ચાલે, સ્વસ્થપણે પેલો ભિખારી આગળ વધ્યો તે જોતાં મને લાગે છે કે એમાં હિંસા નહોતી—કેમ કે, હિંસાનો અર્થ જ 'જેનાથી બીજાને—પ્રાણીને શારીરિક કે ભાવાત્મક ઈજા થઈ હોય તે હિંસા—' એવો છે. એ અર્થમાં ભિખારીને કશી જ ઈજા થયાનું મને લાગ્યું નહીં. ઊલટું, 'એક પૈસો આલો માઈ—બાપ!' ભિખારીના આ શબ્દોમાં હિંસા હતી, કેમ કે એ સાંભળતાં જ તે શ્રોતાનું મુખ સંકોચાયું, આંખો વ્યાપક થઈ, હોઠ ભિંસાયા, (ઈજા પહોંચે ત્યારે મુખ પર આવી પ્રતિક્રિયા થાય છે) તે પછી વેદનાની પ્રતિક્રિયા રૂપે તેણે 'જા, હાથ—પગ ચલાવ!' એવો આદેશ આપ્યો હતો!

તે પુરુષ હતો, એકલો હતો, છતાં પેલા ભિખારીએ **'માઈ—બાપ'** કેમ કહ્યાં? તે પિતાતુલ્ય અવશ્ય હતો; પણ માતાતુલ્ય તો નહોતો જ. 'તમે જ માતા, તમે જ પિતા, સખા યે તમે' એવું તે પ્રાર્થના કરતી વખતે બોલતો હતો તેની જાણ ભિખારીને શી રીતે થઈ હશે એનું મને આશ્ચર્ય રહ્યું છે. 'માઈ—બાપ' એ ભિખારીની શોધ નહીં, અનુકરણ હતું, અને હવે મને લાગે છે કે, તે માત્ર પિતાતુલ્ય હતો છતાં તેને માઈ—બાપ કહ્યાં તેથી ભિખારી માત્ર પગ જ ચલાવી શકે એમ હતો છતાં તેણે ભિખારીને હાથ—પગ ચલાવવાનું કહ્યું—કારણ કે ભિખારી તો બંને હાથે ઠૂંઠો હતો. □

## ગઝલ △ રતિલાલ 'અનિલ'

અવાજોમાં ઠાલો ભટકતો રહું છું,
ભટકતો, ભટકતો, અટકતો રહું છું.

મુકામે, મુકામે, અટકતો રહું છું,
હું પોતે મને યે ખટકતો રહું છું.

હું સંધાઉં છું કોણ જાણે ય શાથી?
ને સંધાઈ પાછો બટકતો રહું છું.

કહો તો એ અસ્તિત્વ છે, ને નથી પણ;
હું તૂટતો રહું છું ને ટકતો રહું છું.

જડાઈ જતો સ્તબ્ધ મારી નજરમાં,
ફરકતાં નયનમાં ફરકતો રહું છું.

સમય–રેતની ટેકરીના શિખર પર,
થઈ ઝાંઝવાં હું ફરકતો રહું છું.

હસી લઉં છું તડકે બરફ જેવું થોડું,
ને નક્ષત્ર જેમ જ દહકતો રહું છું.

વિખૂટા પડેલા બધા શે'ર ગુમ છે,
ગઝલ ખોઈને માત્ર મકતો રહું છું.

## ગીત △ ઈન્દુ ગોસ્વામી

મને તાણી જાય કાશીની કીડી.

હાર્યા જુગાર પર રમવાનું થાય અને
ચોક્કાનું કામ કરે તીડી.

પાંચ પાંચ ટેરવાંને તડકે મૂકીને મેં તો
ચપટીનું ગામ કર્યું બેઠું
અંધારી રાતના ઝળહળતા આયનામાં
ક્યાંથી શિયાળ તોય બેઠું
તણખો ઊડેને એમ તોખારી પીઠને
મુઠ્ઠીભર શ્વાસમાં ભીડી.

આવ્યું ગયું તો ઠીક પળનો સવાલ
થોડું છેટું પડે કે પડે ઓરું
આસમાની કિલ્લાને બાવન દરવાજા
ત્યાં સૂરજ તો ઊગતું છોરું
ખંખેરી નાખવાની ભીંત લગી ચાલતાં
ક્યાંક પડતું મૂકું ને હોય સીડી.

## ગઝલ △ રતિલાલ 'અનિલ'

અવાજોમાં ઠાલો ભટકતો રહું છું,
ભટકતો, ભટકતો, અટકતો રહું છું.

મુકામે, મુકામે, અટકતો રહું છું,
હું પોતે મને યે ખટકતો રહું છું.

હું સંધાઉં છું કોણ જાણે ય શાથી?
ને સંધાઈ પાછો બટકતો રહું છું.

કહો તો એ અસ્તિત્વ છે, ને નથી પણ;
હું તૂટતો રહું છું ને ટકતો રહું છું.

જડાઈ જતો સ્તબ્ધ મારી નજરમાં,
ફરકતાં નયનમાં ફરકતો રહું છું.

સમય-રેતની ટેકરીના શિખર પર,
થઈ ઝાંઝવાં હું ફરકતો રહું છું.

હસી લઉં છું તડકે બરફ જેવું થોડું,
ને નક્ષત્ર જેમ જ દઝકતો રહું છું.

વિખૂટા પડેલા બધા શે'ર ગુમ છે,
ગઝલ ખોઈને માત્ર મકતો રહું છું.

## ગીત △ ઈન્દુ ગોસ્વામી

મને તાણી જાય કાશીની કીડી

હાર્યા જુગાર પર રમવાનું થાય અને
ચોકાનું કામ કરે તીડી.

પાંચ પાંચ ટેરવાંને તડકે મૂકીને મેં તો
ચપટીનું ગામ કર્યું બેઠું
અંધારી રાતના ઝળહળતા આયનામાં
ક્યાંથી શિયાળ તોય બેઠું
તણખો ઊંડેને એમ તોખારી પીઠને
મુઠ્ઠીભર શ્વાસમાં ભીડી.

આવ્યું ગયું તો ઠીક પળનો સવાલ
થોડું છેટું પડે કે પડે ઓરું
આસમાની કિલ્લાને બાવન દરવાજા
ત્યાં સૂરજ તો ઊગતું છોરું
ખંખેરી નાખવાની ભીંત લગી ચાલતાં
ક્યાંક પડતું મૂકું ને હોય સીડી.

## મારું અટકચાળું △ ચન્દ્રકાન્ત શેઠ

મારું અટકચાળું !
એક નાજુક-નમણું ફૂલ !
હસતાં હસતાં
પરિચિત સંબંધના પ્રદેશમાં પ્રવેશી
પત્તાનો જોકર થઈ
રમવા લાગ્યું એક પછી એક-અનેક હાથમાં.

એ મૂરખને ભાન ન રહ્યું
કે રમતની મજા તો હોય છે નિખાલસ હાથમાં !
રમતની જમાવટ તો હોય છે રમતીલા હાથમાં !
આ હાથ તો મેળવતા હતા હિસાબ....
દિવસભરના ચોપડાનો, રમતના બહાને.
પત્તાનો જોકર
હિસાબ ન મેળવવા દે
કેમ ચાલે ?

મને બરોબર યાદ છે :
તે દહાડે મારું અટકચાળું,
મારું નમણું-નાજુક ફૂલ,
શૂળથી વીંધાયેલ પતંગિયું થઈ
તૂટી પડ્યું કોરાકટ કાગળ પરથી હસમુખા અક્ષરમાં
એ સમુખા અક્ષરોમાં
છૂપું છૂપું ચીતરાઈ ગયેલું એક ડૂસકું !
આ અટકચાળું કોનું હશે ?

## એક શબ્દની ચાર ક્ષણિકા △ કિસન સોસા

૧

ચોપડીમાં તો ઘણા શબ્દો હતા
એક મારે ટેરવે ચોંટી ગયો

ટેરવું ચૂસ્યું ને એના સ્વાદથી
પ્હાડ મારા લોહીમાં બેઠો થયો

માંસ લોહી કે ત્વચા જેવું ન'તું
મારી વચ્ચોવચ્ચ એ વહેતો રહ્યો

જોઉં તો ઊંઘી રહ્યો'તો આંગણે
જોઉં તો એ દ્વારથી ઘરમાં ગયો.

૨

ભીંતપર ચીતરેલ ગ્હેકો મોરની
ઊડતી વિચ્છિન્ન જીરણ પિચ્છ થૈ

આંગળાંની ભીડ, ટળવળતાં વીંછી
ડંખવા લાગ્યા હથેળી–રેખ, કૈં

ઝેર તો એવું ચડયું એવું ચડયું
ઓરડો બેસી પડે ચકરાવો લૈ

ગૈ અલા ને ગૈ બલા કે લૈ, હવે
ઓરડો ઘૂમી રહ્યો છે શબ્દ થૈ.



૩

શબ્દમાંથી નીકળ્યાં સાપોલિયાં
સળવળીને બોલિયા કે, ઓ પિયા!

ધૂમ ધુમાડે મુઝાવર ગુમ્મ, ને
ધૂંધવાતા આંખ ચોળે ઓલિયા

ઠુમરી સંભળાઉં કે ઇશ્કી ગઝલ?
કાચના કપડાં ઉતારે પાકિઝા.

યું ન મોરી બાંહ થામો ઓ કનાઈ!
નાહિ છુઓ, વર રસિકવલ્લભ પિયા!

૪

ભીંતપરથી પોપડા ખરતા ખરર...
ખૂણે ખૂણેથી સતત છૂટે અરર...

પાણિયારામાં બિલખતા પાણીઠાંઃ
માંજવામાં તો ન'તી રાખી કસર!

શબ્દ તો થૈ ફાટફાટ ફાટી ગયો
સ્વર્ગ લૈ; મળતું નથી મુઆ વગર.

મોરામાં ઠોકાય ઠક ઠક લાકડી :
બગડીને બેહાલ થયો કેવો અરર...

# બાળક ક્યાંથી આવે છે? △ લે. ઈસ્માઈલ લોવ

વાદિક છ વરસનો થયો તો માએ કહ્યું, 'બાળકો ક્યાંથી આવે છે એ નાનાને કહેવાનો સમય પાકી ગયો છે.'

પિતાએ અચકાતાં કહ્યું, 'અત્યારે તો બહુ વહેલું કહેવાય. અત્યારે તો એ એનો વિચાર પણ નહીં કરતો હોય.'

'એ શું વિચારતો હશે એ હું સારી રીતે જાણું છું.' માએ કહ્યું.

પિતા એ વિશેનું ખાસ સાહિત્ય વાંચવામાં પડ્યા હતા. ખાસ સાહિત્યની સિફારશ એ હતી કે બાળકોને સાચી વાત, સાવ સાચી વાત કહેવી જોઈએ.

આખું અઠવાડિયું એ વાત પર પરેશાન રહ્યાં કે, છોકરાની આંખ પરથી કોઈક રીતે જાણી લઈએ કે એના મનમાં આવો વિચાર ઊઠે છે કે નહીં કે એના સાથીદારો તરફથી એને આ વિશેની કશીક જાણકારી મળી છે કે નહીં. પિતાએ એ જાણી લેવાનું માથે લીધું. ચહેરા પર સ્મિત ફેલાવીને એમણે ચતુરાઈથી પૂછ્યું :

'વાદિક, આ જે બેફામ વસ્તીવધારો થઈ રહ્યો છે, એ વિશે તારો શો મત છે? એટલે કે વસ્તીવધારા વિશે તું કંઈ જાણે છે?'

'મેં નથી કર્યો, કસમથી કહું છું!' નાનાએ ગભરાઈને કહ્યું.

પિતાએ રૂખ બદલી, 'હું એમ પૂછું છું કે, બાળકો ક્યાંથી આવે છે તે તું જાણે છે?'

'ના!'

માને પુત્ર સાથે થયેલી વાતચીતની માહિતી આપી. એ પોતાની પરેશાનીથી મુક્ત થાય ત્યાં તો નાનો એની સામે આવીને ઊભો.

'મા, આ વસ્તીવધારો શું છે?'

'લો, થઈ રહ્યું!' માએ ગભરાઈને કહ્યું.

'મને સાચું કહો, બાળકો ક્યાંથી આવે છે?'

'નહીં.'

'તું માને છે કે બાળકો કોળાની અંદરથી આવે છે?'

'ના.'

'કે સારસ એને લઈ આવે છે?'

'સારસ! એ કેવી રીતે બની શકે? શહેરમાં સારસ ક્યાંથી આવે?'

'એ જ તો!' માએ કહ્યું, 'તું શું વિચારે છે?'

'કંઈ નહીં, હું શું વિચાર કરું?'

'ઠીક છે, તારે વિચારવું નહીં.'

નાનાએ આંસુભરી આંખે માતાપિતા સામે જોયું, પછી ચાલ્યો ગયો. માએ પિતાને કહ્યું, 'એને ખબર પડી ગઈ લાગે છે.'

પિતા, છોકરાને કોણે જાણ કરી એની શોધમાં નીકળ્યા. વાદિકનો ખાસ દોસ્ત હતો કોલ્કા. હમણાં જ ફૂટબોલ રમીને પાછો ફર્યો હતો.

'બે ચાન્સ ખાલી ગયા!' એણે ફરિયાદના સાદે કહ્યું.

'કંઈ નહીં.' પિતાએ એને દિલાસો આપ્યો, 'ફૂટબોલ કરતાં યે વધારે દિલચસ્પ વાતો દુનિયામાં હોય છે.'

'કઈ વાતો?' કોલ્કાએ શંકાભરી આંખે પિતાની સામે જોતાં પૂછ્યું.

'જેમ કે, બાળકો ક્યાંથી આવે છે?'

'તમારે માટે દિલચસ્પ હશે–તમને ફુટબોલ રમતા આવડતી નથી ને! પણ રમતાં આવડે છે એને માટે તો એ બહુ દિલચસ્પ છે.'

'તને પોતાને ખબર છે કે, બાળક ક્યાંથી આવે છે?'

'જરૂર ખબર છે!' કોલ્કાએ એક આંખ ત્રાટક કર્યું.

પિતાએ પણ એક આંખ મીંચી, અને ઘેર પાછા ફર્યા. આવતાની સાથે જ હારેલા સાદે માને કહ્યું, 'કોલ્કા બધું જાણે છે.'

'પણ વાદિક?' માએ પૂછ્યું.

પિતાએ ખભા ઉલાળ્યા. હવે માએ સ્વતંત્ર તપાસ શરૂ કરી.

'વાદિક, તને ખબર છે, આપણા દેશમાં કેટલી વસ્તી છે?'

'પચ્ચીસ કરોડ!'

'તું જાણે છે કે બાળક ક્યાંથી આવે છે?'

'ના. ક્યાંથી આવે છે?'

માએ માથું પકડ્યું ને દોડી પિતાની પાસે.

'થઈ ચૂક્યું! હવે એ મને પૂછે છે કે, બાળક ક્યાંથી આવે છે!'

પિતાએ સાહસ કરીને વાદિક સાથે વાત કરવાનો વિચાર કર્યો. આખર, આ મર્દોની વાત છે. વાતની રૂપરેખા એમણે તૈયાર કરી લીધી. વાદિકે પૂરી વાત ધ્યાનથી સાંભળી લીધી, પછી પૂછ્યું, 'મા, અને તમે ચાહો તો બીજું બાળક થઈ શકે?'

'હા, અમે ઇચ્છીએ તો જરૂર!'

'છોકરો કે છોકરી?'

'એ તો ખબર ન પડે!'

'છોકરો સારો રહેશે...છોકરીને બદલે છોકરો જોઈતો હોય તો શું કરવું જોઈએ?'

પિતાએ એકદમ સિગારેટ લેવા હાથ લંબાવ્યો ને કહ્યું, 'ટોપી પહેરવી પડે છે.'

'અને શિયાળામાં ફરની કાનટોપી, બરાબર ને?'

'મારાથી આ સહન નથી થતું.' કહેતા પિતા માની પાસે ચાલ્યા ગયા. વાદિક પાછળ પાછળ આવ્યો.

'અને મા, છોકરીને માટે માથે બે લટ ગૂંથવી પડે છે, ખરું ને?'

માનો ચહેરો લાલ થઈ ગયો.

'વાદિક, જા ફરી આવ. પાછો ફરશે ત્યારે તને તારા પિતા સમજાવી દેશે.'

પરન્તુ વાદિક ફરીને પાછો ફર્યો ત્યારે કશું સમજાવવાનું રહ્યું નહોતું. વાદિકે જ બધું સમજાવ્યું. આવતાંની સાથે એણે જ પિતાને કહ્યું, 'તમે કહ્યું હતું તે ખોટું હતું. ટોપી પહેરવાની કશી જરૂર નથી હોતી. મને કોલ્કાએ બધું કહી દીધું છે.'

'એણે શું કહ્યું તને ?' માએ ગંભીરતાથી પૂછ્યું.

'બધાં બાળકો હોસ્પિટલમાંથી લાવવામાં આવે છે.'

'એણે એ પણ કહ્યું ને કે બાળકો હોસ્પિટલમાં કેવી રીતે પહોંચે છે?'

'સીધી વાત છે. છોકરી હોય તો કોળામાંથી અને છોકરો હોય તો સારસ લઈ આવે છે.'

'પણ શહેરમાં કોળાં ને સારસ ક્યાં હોય છે ?'

'તમે પણ ખરાં છો ! તમને કશી જ ખબર નથી. તમારા ખ્યાલમાં હોસ્પિટલ શા માટે હોય છે ? બધાં બાળકોને ગામડેથી મોટરમાં લાવવામાં આવે છે—જે ગામમાં પુષ્કળ કોળાં ને સારસ હોય તે ગામડેથી સમજ્યાં ?'

'બિલકુલ બરાબર છે.' માએ શ્વાસ હેઠો મૂકતાં કહ્યું, પછી પિતા સામે જોઈને બોલી, 'કાલે બજાર જાવ ત્યારે કોળું જરૂર લેતા આવજો, શાક કરીશું.' △

## દૃશ્ય △ રવીન્દ્ર પારેખ

ઘાસ નીચે ડૂબી ગયેલા આકાશને
ચાંચમાં લઈ ઊડી જતો બગલો
ખૂલતી પોયણી જેવું
ઊઘડી જતું ભીનું ભીનું ગગન.

ઝાડવાં વચ્ચેથી
આળસ મરડી ઊભી થતી નાળિયેરી
બળજબરીએ સ્કૂલે ધકેલાતાં
બાળક જેવો ક્ષિતિજે આવતો સૂરજ.
—આ ટ્રેઈનને સિગ્નલ જ ન મળે તો કેવું સારું!

## ઓળખ



ઊર્મિની અને બીજી ઘણી

રતિલાલ 'અનિલ'

ગઝલરચનાની પરંપરામાં કસબ અને ત્રેવડની યે પરંપરા રહી છે. પણ આખરે તો એ કૌશલ કારીગરનું છે, એમાં વિચારસૌન્દર્ય કે અભિવ્યક્તિનું સૌન્દર્ય ભળે છે ત્યારે આંતરબાહ્ય ઉભય સ્વરૂપે એકાકાર સૌન્દર્ય બની રહે છે. વિચાર કે સંવેદનના અભાવે એ જ કૌશલ માણસ વગરના માણસ જેવું ભેંકાર બની રહે છે. કોઈ ભાંગેલી વાવને પણ જોઈ રહીએ છીએ, એની સાથે જોડાયેલા સંદર્ભોના સંસ્મરણે, પણ કોઈ ખાલી મહેલ છે, એને પોતાના કશા સંદર્ભો જ નથી, તો જોનારો ઘડીભર જોઈને કશું પામ્યા વિના ચાલ્યો જશે. શે'રની પ્રતીતિ અને એની આસ્વાદક્ષમતા એમાં રહેલું કૌશલ નથી, એના સંદર્ભો છે. એ સહજ પણ હોઈ શકે અને છતાં હૃદયસ્પર્શી પણ હોઈ શકે.

સુખી કરવો હતો હૈયે વસેલા એક તિખારાને,
ભરી દીધી હૃદયમાં આગ દુનિયાભરની લાવીને.

ગનીભાઈના આ શે'રમાં 'અતિ'ના પ્રમાણ અને વેગીલી રજૂઆતની છટાથી તરત તો ફિદા થઈ જવાય, પણ ઉર્દૂનો આ શે'ર સ્મરણમાં હોય

બેચેનિયાં સમેટ કર સારે જહાન કી,
જબ કુછ ન બન શકા, તો મેરા દિલ બના દિયા !

તો એ શે'રમાં 'કરવા'ના અભિનિવેશમાં 'કરી નાખ્યું'ના ભાવથી ઉદાસ થઈ જવાશે. પહેલા શે'રમાં ઘણા પ્રશ્નો થશે. એમાં પ્રાકૃત આવેશ પણ અનુભવાશે. એક પૈસાને સુખી કરવા આખી દુનિયાના તિક્કા ઝોંસી દીધા, લે હવે તો રાજી? આમ આખો ભાવ પ્રાકૃત,

ગ્રામ્ય આવેશનો અનુભવાશે. 'હૈયું' શબ્દ પ્રયોજ્યા પછી, નામ પ્રયોજ્યા પછી, 'હૃદયમાં' નામ ફરી પ્રયોજવાને બદલે સર્વનામનો પ્રયોગ પણ જરૂરી લાગશે.

ઉર્દૂ શે'રનો રચયિતા પોતાની પારાવાર વ્યાકૂળતાને નહીં, પણ નિયંતાના પલાયનને ફિલસૂફની પ્રસન્નતાથી જુએ છે. કોઈ ગભરુ માણસ મોટું કામ ઉપાડે પણ એની જટિલતાથી ગભરાઈને કશુંક કરી નાખે અને નિર્દોષપણે માને કે કામ થઈ ગયું છે—એવા બાળસંતોષ પર કવિનું સ્મિત વિલસે છે.

ઉર્દૂ પરંપરાએ શે'રની ગૂંથણી કરનારા મૂળના કળા–કૌશલને નહીં, એની તરાહને અનુસરે છે, એ વિધાતાને ઉપાલંભ કે ઈશ્વરને પડકારનારા શે'રોમાં જોઈ શકાય છે. ઘણીવાર તો એ પાવરધા માણસોની વાતચીતના સામાન્ય વ્યંગ્ય જ નીવડે છે.

**છૂટ્યો જ્યાં શ્વાસ ત્યાં સંબંધ સૌ છૂટી ગયા બેફામ,**
**હવા પણ કોઈએ ના આવવા દીધી કફનમાંથી.**

કવિનો આશય સ્વાર્થી સંબંધો પ્રગટ કરવાનો છે. પણ એ માટે એ ફિલસૂફની પારગામી દૃષ્ટિએ પહોંચવાને બદલે મેણું મારવાના આવેશમાં, મળ્યો તે સ્થૂળ પુરાવો આપી છૂટે છે. પરંપરિત ગઝલમાં આ દાવા–દલીલની ટેકનિકનો ભારે ધાક છે. પણ કંઠીની કડી ગાંઠનાર સુવર્ણકાર જેટલી યે ધીરજ શે'ર જોડનારમાં નથી હોતી ત્યારે એ ટેકનિક જ હાસ્યાસ્પદ બની રહે છે.

સૌ કોઈ જાણે છે કે, કફન માટે મીણિયા કાપડનો ઉપયોગ થતો નથી. ચૂંદડી પણ કોઈ સ્ત્રીનું કફન બને છે, અને પવન વહેતો હોય તો તેમાંથી મૃતદેહ સુધી હવા પહોંચી શકે છે. અને અંતિમ દર્શન માટે ચહેરો યે ખુલ્લો રાખવામાં આવે છે.

'શ્વાસ છૂટ્યો' એ સંદર્ભ સાથે તાલમેળિયા શોધ ચાલી અને કફન નજરે પડી ગયું, અને ચમત્કૃતિ સર્જવા જતાં કવિ સહેલી ચતુરાઈ કરી બેઠા.

પ્રશ્ન તો એ છે કે પ્રાણ=શ્વાસ છૂટ્યા પછી પવન આવે તો યે શું અને ન આવે તો યે શું ? સંબંધોની પોકળતા, એમનો છેતરતો પરિવેશ સરી પડવાની ઘટના વિશે માર્મિકતાથી કહેવાની ધીરજ હોત તો આમ ન થાત.

અહીં એક પ્રસંગ સાંભરે છે. સાહિત્ય પરિષદના મુશાયરામાં મર્હુમ શયદા એક કૃતિ બોલતા હતા. તેમાં એક પંક્તિ આવી '—લાશ પણ બાળી નાખી !' શ્રોતાઓમાંથી સદ્ગત ઝવેરચંદ મેઘાણીએ ઊભા થઈ પૂછ્યું, 'શયદાભાઈ, લાશને બાળી ન નાખે તો શું કરે ?' સ્વભાવે મઝબૂર શયદાએ મેણું જ માર્યું—

મને લાગી રહી છે દિલમાં, દિલની વાત જાણું છું,
તને લાગી નથી દિલમાં, તું દિલની વાત શું જાણે !

મેણું મારવાના અંધ આક્રોશ સિવાય એમાં કશું નહોતું. મેણું મારવાનો એ ગ્રામ્ય આવેશ આજે પણ ગનીભાઈના શે'રો સુધી વિસ્તરે છે...

ભાઈશ્રી બેફામને પૂછીએ કે, લાશ પર કફન ન ઓઢાડીએ તો શું કરીએ ? શબને ખુલ્લું રાખવાથી શબને કઈ રાહત મળશે ? મૃત સાથેના જીવંતોના સ્વાર્થી સંબંધો એથી કઈ રીતે સિદ્ધ થશે ? હૃદયનું વિગલન થઈ જતું હોય એવી ક્ષણે ખુલ્લું શબ બિભત્સ અને અમાનવીય નહીં લાગે ? એમાં મરનારના, વિડંબના અને ગૌરવહીનતા યે નહીં ?

કફન રૂપે નવો પોશાક પહેરે છે બધા બેફામ,
મરણ પણ જિંદગીનો આખરી તહેવાર લાગે છે !

'બેફામ'નો આ શે'ર શંકા વિના જ સોંસરો સ્પર્શે છે. નવાં કપડાં એ તહેવારના ઉલ્લાસના બાહ્ય સૂચક રૂપે સ્વીકારાયાં છે તેને જ મૃત્યુ જેવા શોકના પ્રસંગે ઓઢાડાતા કફનના નવાં કપડાંની સામ્યના તથ્યને વ્યંગ્ય રૂપે ઉપસાવી આપે છે. એમાં કશી ચતુરાઈ નથી. સભ્યતાની બાહ્ય રૂઢ સંજ્ઞાને જ કવિ વીંધે છે.

અલ્લામા ઈકબાલે માનવી-અસ્મિતાની એટલી બુલંદી પરથી બાંગ પોકારી કે નિત્શેની ચેલેન્જ પછી યુરોપની વિચારસરણીને નવો વળાંક મળ્યો એમ ઉર્દૂ સાહિત્યની વિચારધારામાં યે એવો જ વળાંક આવ્યો. ઇકબાલની એ બુલંદી અને સામર્થ્ય હતું. એમનામાં ફિલસૂફની પારગામી દૃષ્ટિ અને માનવીય ગૌરવ હતું. એમને ચીલે ચાલીને ખુદાને વિવિધ વિચાર-પ્રકારે પડકારનારા ગુજરાતી શાયરીમાં પ્રગટ થયા, તેમાં એકાદ 'મરીઝ'ને જ સફળતા મળી છે, પણ બીજાઓ આક્રોશ અને હુડબડાઈ પ્રગટ કરીને જ અટકી ગયા છે. એમાં આભે મોજાં અડાડવાના સામર્થ્ય સાથે સીમા નહીં છોડવારા સાગરનો ગૌરવયુક્ત સંયમ વરતાતો નથી.

બેફામનાં દલીલ-દૃષ્ટાંતો સસ્તા વ્યંગ્યથી ઊંચે જતાં નથી :

**પુણ્ય જોવાં હોય તો મારા પાપની સામે ન જો,**
**હોય જ્યોતિ ત્યાં ધુમાડા પણ નીકળતા હોય છે.**

(છંદ સૂચવે છે કે 'મારા'ને સ્થાને મૂળે 'મુજ' હશે.)

ઘીની જ્યોતને જ શા માટે જ્યોત કહેવાય છે એ કવિએ વિચાર્યું જ નથી. ખનિજ તેલથી બળતી વાટમાંથી જ મુખ્યત્વે ધુમ્રસેર પ્રગટે છે. પણ એ 'જ્યોતિ' નહીં, 'બત્તી' કહેવાય છે. અને 'ધુમાડા' નીકળતા હોય તો તો એક સાથે ચીમની વગરના, ઝૂંપડીમાં બળે છે એવા, સંખ્યાબંધ ગ્યાસતેલિયા ડબ્બાની વાટ સળગેલી હોવી જોઈએ. એ દૃશ્ય જ કેવું ગ્રામ્ય, મૂઢ જડતાનું સૂચક, હાસ્યાસ્પદ છે ?

કવિ જેનું વર્ણન કરે એનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી ભાવ અનુરૂપ શબ્દની શોધ કરવી જોઈએ, એવા કવિકર્મનો કશો બોધ આ શે'ર કરાવે છે ? 'ધુમાડા' તો આગસૂચક શબ્દ છે અને માણસે પણ ધ્યાન આપવું જોઈએ, તો ઈશ્વર એ તરફ કેમ ન જુએ ?

દાવા-દલીલની ટેકનિકનો આ શે'ર હાસ્યાસ્પદ નમૂનો છે. સંપાદકે માત્ર સમેટી ભેગું કરી પોટલી બાંધવાનો ઉદ્યમ ન કર્યો હોત તો આ શે'ર પસંદ થયો ન હોત.

બેફામ પોતીકી શૈલીની છાપ પાડે છે, અને એનું વિશેષ આવકાર્ય લક્ષણ એ છે કે, રચનાના જટિલ પ્રપંચમાં પડતા નથી, અને હોય એથી વિશેષ ન દેખાવા જેટલા પ્રમાણિક છે. આ જ ગુણ 'મરીઝ'માં યે છે, પરન્તુ એક જ વિષય પર ફરી ફરીને કેન્દ્રિત થવાની અનિવાર્યતા છે કે કેમ, એટલી સભાનતા તો એ અવશ્ય રાખે.

હું એ જોવાને કયામતમાં નહીં જાઉં 'મરીઝ',
આદમી સૌના દિલાસાનો વિષય થૈ જાયે.

માનવીય ગૌરવની કેવી સમસંવેદનભરી અભિવ્યક્તિ !

એ જ કવિ

'મરીઝ' અલ્લાહના એકત્વમાં શંકા પડે ક્યાંથી ?
જગતમાં જ્યારે બે ઇન્સાન પણ સરખા નથી મળતા !

જેવો સામાન્ય તર્કયુક્ત વ્યંગ્ય કરે છે. ઇશ્વર વિશે સામાન્ય વ્યંગ્ય કરવાની તક પણ જતી ન કરવી, એવી જીદ શા માટે ?

પેલા સમસંવેદનમાં વિવેક ઉમેરાય છે ને 'મરીઝ' આવો સુંદર શે'ર કહે છે :

મોત વેળાની આ ઐયાશી નથી ગમતી 'મરીઝ',
હું પથારી પર રહું ને આખું ઘર જાગ્યા કરે !

અને આ શે'ર વાંચું છું :

બહુ સુંદર છે નકશીકામ જખ્મોનું,
ઓ સંગાથી કલાકારો, તમારું કામ લાગે છે !

ત્યારે 'ઘાયલ'નો આ શે'ર યાદ આવે છે :

કસુંબલ આંખડીના આ કસબની વાત શી કરવી,
કલેજું કોતરી નાજુક મીનાકારી કરી લીધી !

પ્રિયજનો તરફથી મળેલા આઘાતોની અભિવ્યક્તિ લગભગ પરંપરિત બની છે એમાં યે ક્યારેક પોતીકી મુદ્રાનો સ્વરણકારનો શે'ર જોવા મળે છે ત્યારે કવિના સામર્થ્યનો પરિચય થાય છે. એવું ન બનતું હોય ત્યારે પરંપરિત વિષયના સામાન્ય શે'રો જતા કરવા જોઈએ. (ઘાયલનો આવો સારો શે'ર આ ચૂંટેલા શે'રોના સંગ્રહમાં નથી!)

'મરીઝ'ને ગુજરાતીના 'ગાલિબ' કહેવાથી એમને ન્યાય ન થાય, મર્યાદા સહિત એમની વિશેષતા શેમાં રહી છે તેની તપાસ થવી જોઈએ.

જિંદગીના રસને પીવામાં કરો જલદી 'મરીઝ,'
એક તો ઓછી મદિરા છે ને ગળતું જામ છે.

એમાં જીવન પ્રત્યેની આસક્તિ પ્રગટ છે. એ ગમે છે તો તે એમાં રહેલા વિચારને કારણે નહીં, રિન્દાના મિજાજને કારણે. આસક્તિની અધીરાઈ શક્ય એટલું જીવન માણી લો, એથી વિશેષ પ્રગટ કરતી નથી અને એમાં કશું આકર્ષક કે હૃદયસ્પર્શી નથી. મદિરા ને ગળતું જામ જ ભાવકને આકર્ષે છે, વિચાર નહીં.

'શૂન્ય'ના આ શે'રમાં એનું જ સામાન્ય અનુકરણ છે :

દુર્દશા તો એ કે છેવટની પળે માલૂમ થયું :
જે મહીં પીતો હતો એ પ્યાલી તો ગળતી હતી!

એમાં યે ખેદ તો આસક્તિનો જ છે! જાણ્યું તો એટલું જ જાણ્યું કે હું કંઈ જ નથી જાણતો, અને તે ય ક્યારે જાણ્યું? અંતિમ પળે! એવા ભાવના ઉર્દૂ શે'રની રચનાકળાના સંસ્કાર પણ એમાં ખરા.

*

ધરમના કાંટા જેવી સંપાદનશાખવાળા 'કુમાર'માં 'ઊર્મિની ઓળખ' નામે પ્રગટ થયેલી પરિચય લેખમાળાના ૩૬ પરિચયલેખો આ સંગ્રહમાં છે એનું વિહંગાવલોકન કરતાં પણ એક ઘેરી છાપ એ જ પડે છે કે, સંપાદકના નજીકના સંપર્કના શાયરોને જ તેમના

પ્રદાનની ઓછીવતી મહત્તા લક્ષ્યમાં લીધા વિના પરિચિત કરવાનો ઉદ્યમ થયો છે. એમાં દૃષ્ટિ રહી હોય તો વતન ગ્રુપના સૌ કોઈને સમાવી લેવાનો ઉત્સાહ સ્પષ્ટ છે. એ ગ્રુપના મહેન્દ્ર 'અચલ' જ માત્ર બાકી રહ્યા તે મૂળે સૂરતના, મહાગુજરાત છાપના, એટલે હશે. આમ કરવાથી આ સંગ્રહ 'દસાડાનું દફતર' બન્યો છે, એમાં નામ નોંધાયાથી ખુશ થયા હોય તે ભલે થાય પણ વાસ્તવમાં અમુક તથ્યને ઉપસાવી આપીને અમુક તથ્ય અદૃશ્ય રાખવામાં રહેલો અન્યાય અક્ષમ્ય છે.

ધરમના કાંટા જેવી પ્રતિષ્ઠા-શાખને કારણે ભવિષ્યનો કોઈ અધ્યાપક હાથવગી સામગ્રીનો આધાર લઈ કશું ઘસડી મારશે અને તેનો આધાર લઈ કોઈ બીજો આગળ ચાલશે...શ્રી ઉમાશંકર જેને નવી ગઝલ કહે છે એ દૌરના વતનગ્રુપના સામાન્યમાં સામાન્ય શાયર પણ આવી જાય છે. પણ એ દૌર શરૂ થયો મુખ્યત્વે સૂરતથી અને એ દરમ્યાન અનેક શાયરો બહાર આવ્યા, તેમનો તો આ દસાડાના દફતરમાં ક્યાંય ઉલ્લેખ પણ નથી. હવેના સંગ્રહમાં યે નહીં હોય. આથી 'રાજાને ગમી તે રાણી' જેવું આ મનસ્વી સંપાદન છે. અને એમાં પક્ષપાત નહીં હોય તો સંપાદક પોતાના વડીલ બંધુ વિશે આમ લખે?: '૧૯૫૧ માં ગઝલ ક્ષેત્રમાં આવ્યા અને એવી ખુમારીવાળી ગઝલોનું સર્જન કર્યું કે, ટૂંક સમયમાં જ આગલી હરોળના શાયરોની પંગતમાં બેસી ગયા.'

બપોર સળગે છે એનો ગીલો નથી માલિક,
ગીલો તો એ છે, સલૂણી સવાર સળગે છે.

આગલી હરોળનો શાયર આવો શે'ર લખે તો તે માત્ર હરોળ જ હશે! એવી હરોળ આ સંગ્રહમાં દેખાય જ છે.

ઈતિહાસની પ્રાપ્તિ એવી રીતે રજુ થવી ઘટે કે તે પ્રાપ્તિ લાગે-માત્ર જન્મ-મરણ નોંધનો ચોપડો જોયાનો વિષાદ ન થવો જોઈએ. અને જે 'પ્રાપ્તિ' નથી પણ માત્ર 'વિગત' છે, તે વિગત રૂપે જ રજુ થાય તો જ પ્રાપ્તિનો ખ્યાલ આવે. ઈતિહાસનો પ્રવાહ જોઈ શકાય.

ઉલ્લેખ માટે પરિચયલેખ હોય-અને એમાં સૌ કોઈની હાજરી હોય, પણ મૂલ્યાંકન તો આખરે પ્રદાન પરથી થાય, તે સંખ્યા પરથી નહીં, સત્ત્વ પરથી થાય.

'આટલું થયું એનો સંતોષ માનો—' કહેવાશે, માનીશું યે ખરા, પણ ધોરણ વિના થવાથી જે અન્યાયો ઉદ્ભવશે તેનો અસંતોષ રહેવો જ જોઈશે. લેખમાળા ભલે, નજરે ચઢ્યા તે આસપાસના પરિચિતોને પરિચિત કરવા ઉદ્યમ કર્યો પણ પુસ્તકાકારે મૂકતા નવી ગઝલના વિકાસનો ક્રમ અને એ ગાળામાં આવેલા નોંધપાત્ર ગઝલકારોને સાથે સમાવવા જોઈતા હતા. ૩૬ પછીના પરિચયમાં આવેલા એવાને આમાં સમાવીને આમાંના કેટલાકને બીજા સંગ્રહમાં સ્થાન અપાય. સ્વ. 'ગાફિલ' જેવાનું સ્થાન આ સંગ્રહમાં જ હોય.

'મજનૂ' છે તો એમના નાના ભાઈ કેમ નથી? શયદા છે તો એમના સમકાલીન 'ફકીર' કેમ નહીં? મુસ્લિમ ગુજરાતી સાહિત્ય મંડળના શાયરોની પરિચય નામાવલિ તો આપી જ શકાઈ હોત. યુવાન શાયરો આટલા છે તો એમના સમકાલીનો કેમ નથી? આમને રજુ કરવામાં અપાયેલી અગ્રતા જેવું એમનું બીજાઓથી જુદું કયું વિશેષ પ્રદાન છે? ધરમના કાંટાની શાખવાળી સંસ્થાનું પ્રકાશન હોવાથી આવા પ્રશ્નો વિશેષ થશે. હાથવગા સંદર્ભગ્રંથો લઈ આંખે ચઢ્યાં તે આધાર ઉદાહરણો લઈને લખવા બેસી જનાર વિવેચકપદયશવાંચ્છુ ઉદ્યમખોરો ઘણો અન્યાય કરશે અને એ પરંપરા લંબાયા કરશે. કેમ કે આજે પંડિત પેઢીના સમર્થ ચોકીદારો ય નથી. નર્યું સૌજન્ય બીકમાં જીવે છે. ભીરૂતા જ ઉદારતા થઈ ગઈ છે, ત્યારે દસાડાના દફતરમાં નોંધાઈ ગયા હોય તેમણે પણ, સાહિત્યધર્મે કહેવા જેવું કહેવું જોઈએ.

## સાભાર-સ્વીકાર

**નવોન્મેષ:** નવયુગ આર્ટસ કોલેજ, સૂરતનું વાર્ષિક: સંપાદક: પ્રા. ભૂપેન્દ્ર સૂરતી, વિદ્યાર્થી પ્રતિનિધિ: શ્રી કે. એન. વકીલ, શ્રી આર. પી. દામકિયા.

## એક કાવ્ય △ અજિત ઠાકોર

જોઉં છું તો
ઉંબરો જ ન મળે ઘરને....
લો! પાછા
મોર તો બેઠા ખૂણા પર
કાળામસ કાગડા થઈને.

ટેકરી તો હણહણે નહીં
ને મને ચાટે આખ્ખા શરીરે
ઊડું
ગામમાં
ફળીમાં
ઘરમાં
પતંગિયા પેઠમ.
શેરીઓ ટોળે વળે
કંપિત ટેરવાંઓમાં....

ધોધમાર તડકે
અચકાઓળ મૃસુણ પાંપણો પાછળ....
ગભરુ પગલાં
અંધારા સ્નિગ્ધ હાથોમાં
પાંખ ફફડાવે!
ને અહીં હું
ફળીમાં વચ્ચોવચ્ચ બેઠો બેઠો
'ઘર'નો ભીનો કકરો
અંધાર સજાવ્યા કરું છું
ખભે ત્રાંસતો ક્યારનો....

## કોણ? △ કિસન સોસા

હું
મારામાં આંખ ફેરવી
આંખમાં આકાશ એકઠું કરી
મારી જ આંખે આપી દઉં છું આકાશને.

હું
મારામાં હાથ ફેરવી
હાથમાં માટી એકઠી કરી
મારા જ હાથે આપી દઉં છું ધરતીને.

હું
મારામાં આંસુ ફેરવી
આંસુમાં જળ એકઠું કરી
મારાં જ આંસુએ આપી દઉં છું સાગરને.

હું
મારામાં ચિત્ત ફેરવી
ચિત્તમાં ઓજસ્ એકઠું કરી
મારા જ ચિત્તે આપી દઉં છું સૂર્યને.

હું
મારામાં શ્વાસ ફેરવી
શ્વાસમાં પવન એકઠો કરી
મારા જ શ્વાસે આપી દઉં છું પવનને.

હું
મારામાં હું-ને ફેરવી
હું-માં હું-ને એકઠો કરી
મારા જ હું-એ આપી દઉં છું હું-ને.
છતાં કોણ રહી જાય છે આ શેષ?

# પડકાર

□ □ □ □ □ વિજય શાસ્ત્રી □ □ □ □ □

મેજર હરનામસિંઘ આજથી આઠમે દિવસે નિવૃત્ત થવાના હતા. પૂરાં બત્રીસ વર્ષ તેમણે લશ્કરી નોકરીમાં વીતાવ્યાં હતાં. પાણીની મશક ખભે ભેરવીને સેંકડો માઇલનાં રેતાળ મેદાનો તેમણે પગે ચાલતાં ખૂંદી નાખ્યાં હતાં. ત્યારે તેઓ કસકસતા જુવાન હતા. તોપના ધડાકાઓની વચ્ચે ગભરાયા વગર તેમણે હુકમો આપ્યા હતા. ગોળીઓની બૌછાર વચ્ચે તેમણે બારુદ સળગાવ્યા હતા. મશીનગનોની ધનધનાટી વચ્ચે તેમણે તોપમાં પલીતાઓ ચાંપ્યા હતા અને ટાઇમબૉમ્બ મુકાયેલા પુલ પર થઈને જીપગાડીઓ ફ્રન્ટ પર ઉતારી હતી. દુશ્મનોના માણસોની કુત્તાનજરથી છુપાઈ રહીને હેડક્વૉર્ટર્સ પર સંદેશાઓ મોકલ્યા હતા. મરેલા સાથીની લાશને ખભે નાખીને વરસતા વરસાદમાં, અંધારી રાતે, કાદવિયાં જંગલો ખૂંદીને હૉસ્પિટલે પહોંચ્યા હતા. ગવર્નરને હાથે છાતી પર ચંદ્રકો ટીંગાડવ્યા હતા. છુટ્ટીઓમાં ઘેર જઈને પત્નીને રાતભર પ્રેમ કર્યો હતો. બત્રીસ બત્રીસ વર્ષ મોતને હથેળીમાં રાખીને મેજર જીવી ગયા હતા. હજી પણ તેમનાં ડાબા ગાલ પર, કારકિર્દીની શરૂઆતમાં લાગેલી ગોળીના ઘાનું નિશાન તગતગતું હતું. હમેશાં પડકારો ઝીલતા તે જીવ્યા હતા. બત્રીસ બત્રીસ વર્ષ સુધી એક યા બીજા પ્રકારની ચેલેન્જ તેમની સામે દાવ ખેલતી રહી હતી. સામસામીના ખેલમાં બત્રીસ વર્ષ નીકળી ગયાં હતાં અને તેઓ જ્યારે નિવૃત્ત થયાં ત્યારે એકાએક—

તેમની સામેથી જાણે કશુંક હટી ગયું હતું. પાણીમાં નાખેલું તેલનું ટીપું જેમ ઊંચકાઈને અલગ તરી આવે તેમ તેમના સમગ્ર અસ્તિત્વમાંથી એક અંશ છૂટો પડીને અલગ થઈ ગયો હતો. એક ખાલીખમપણું તેમને સહસા વીંટળાઈ વળ્યું હતું. અને તેઓ બરાકોની મુક્તિમાંથી ઘરના બંધનમાં, વતનમાં આવી પુરાઈ ગયા હતા.

ચાર-પાંચ દિવસ તો બધાંને મળવા-મૂકવામાં નીકળી ગયા. બાળકો મોરચા પર કેવી સ્થિતિ હતી તેના પ્રશ્નો પૂછવા લાગ્યાં. વૃદ્ધ પિતા પત્ની વગેરેને યથોચિત સ્વકહાણીથી પરિચિત કરી દેવાયાં. ધીમે ધીમે બધું રાબેતા મુજબ આવતું ગયું. પત્ની રોજિંદાં કામોમાં ગૂંથાતી ગઈ. છોકરાંઓ સ્કૂલ-કોલેજે જવા લાગ્યાં. વૃદ્ધ બાપ સવાર-સાંજ મંદિરે કથા-પારાયણ સાંભળવા જવા લાગ્યા. અને મેજર હરનામસિંઘ એકલા પડવા લાગ્યા. તેમને પોતાના સાથીઓની યાદ આવવા લાગી. પેલા હમણાં જ પરણીને આવેલા શામરાવના જોક્સ યાદ આવવા લાગ્યા. પોતાના ઉપરીના હુકમો યાદ આવવા લાગ્યા. લોહી, લાશ, દુર્ગન્ધ, ધુમાડો, મોત, અને ચીસોની દુનિયા સાંભરવા લાગી. પોતે અત્યારે પોતાના ઓરડાનાં સાવ એકલા પડી ગયા હતા. દીવાલ પરના ભગવાનની હયાતી પણ તેમની એકલતા દૂર કરી શકી નહીં. કાથીના દોરડાવાળા ખાટલે ચત્તા સૂતા સૂતા ચિરૂટના ધુમાડાના ગોટા કાઢતા મેજરને કોઈક રોકાણ જોઈતું હતું. તેમને પડકારે, હંફાવે, ઉશ્કેરે અને સતાવે એવી પરિસ્થિતિ જોઈતી હતી. તેને બદલે અહીં તો બધું જ શાંત હતું, સ્વસ્થ હતું. કશું પણ મેજરની સામે નહોતું થતું. કોઈ ઘર્ષણ, કોઈ પીડા ઊપસતી નહોતી.

મેજર ખાટલામાંથી ઊભા થયા. પરસાળમાં એક કુહાડી પડેલી હતી. તેના માટીખરડ્યા પાનાને તાકી તાકીને થોડીવાર સુધી જોઈ રહ્યા બાદ એ કુહાડી ઊંચકીને, ઝાંપલી ખોલી, વાડામાં પ્રવેશ્યા. વાડામાં, સીસમિયા લાકડાનું એક તોતીંગ થડું પડ્યું હતું. તેના પર જોરજોરથી કુહાડી ચલાવવા લાગ્યા. પણ કોણ જાણે કેમ, મેજરના ઘા જોરથી પડતા હોય કે ગમે તેમ એ સીસમિયા લાકડામાંથી પણ ગબચાં ને ગબચાં ફડાફડ ખરી પડવા લાગ્યા. મેજર આ જોઈ ઢીલા પડી ગયા. સીસમિયું લાકડું પોતાની વજ્જરકાયા પર કુહાડીના લોખણ્ડી પાનાને અડગપણે ઝીલીને સામી કુહાડી ઉછાળવાને બદલે, શરણે થઈ જઈ ને પોતાના દેહના વિશ્લિષ્ટ ભાગોને શરણે કરતું જતું હતું. પડકારહીન

બનીને તાબેદારી સ્વીકાર્યે જતું હતું ત્યાં જ મેજરનો મોટો છોકરો ઝાંપલી ખોલી આવી લાગ્યો:

'લાવો બાપુ, હું ફાડી કાઢું?'

હરનામસિંઘે તેના તરફ જોયું. એ છોકરો બહુ હઠીલો હતો. બાપ જે કંઈ કરે તે બધું એને કરવા જોઈતું હતું. મેજર તેના જિદ્દી સ્વભાવને પિછાનતા હતા. એટલે છોકરા સાથે કશીક રકઝક કરવા મળશે–બહુ વખતે–તેમ માની; તેને ઉશ્કેરવા કહ્યું :

"એમાં તારા જેવા માયકાંગલાનું કામ નહિ. બે જ ઝાટકે થાકીને બેસી જઈશ.'

'હું માયકાંગલો? ખસો જોઈએ. બતાવી દઉં–'એવું કશુંક આના જવાબમાં મોટા છોકરા પાસેથી સાંભળવાની અને કશોક Self-created પડકાર માણવાની મેજરની ધારણા હતી. પણ મોટો છોકરો તો મેજરના દુઃખદ આશ્ચર્ય વચ્ચે આવું કશું ન બોલતાં–

'વારુ ત્યારે, કં કામ પડે તો હાક મર જો'તું–કહેતો ઘરમાં ચાલી ગયો! મેજરને નવાઈ લાગી. છોકરાએ કોણ જાણે કેમ, પણ કશી આનાકાની, ખેંચતાણ કર્યા વગર જ દોર છોડી દીધો અને મેજર, એક જોરદાર પછડાટ–મનોમન ખાઈ ગયા. હતાશ, પરાજિત થઈને તે ઊભા રહી ગયા. પોતાનું જ લોહી પોતાને પડકાર ન કરી શક્યું. પોતાનો જ પુત્ર પોતાની, પડકારની અપેક્ષા પૂરી ન કરી શક્યો તેનું તેમને ઊંડું દુઃખ પીડવા લાગ્યું, તેમની બધી શક્તિ જાણે કે હણાઈ ગઈ હોય તેમ તેમને ખાલી ચડી ગઈ અને લાકડા પર બીજો ઘા મારવાની પણ તેમનામાં હામ રહી નહીં. વાડામાં મૂકેલી આરામખુરશીમાં તેઓ ઢગલો થઈને, ફસડાઈ પડ્યા.

એમને આ દુનિયા બહુ સીધી સાદી લાગવા માંડી. ક્યાંય કશું ફેંદવાલાયક, છંછેડવાલાયક જડતું નહોતું. એક વિરાટ શૂન્યતા તેમની સામે ફેલાઈને પડી હતી. જેને ભેદવાનો કોઈ ઉપાય નહોતો. તેને

વીંધવાને કોઈ તીર નહોતું. તેને તો મૂગે મૂગે માત્ર ઓઢી જ લેવાની હતી. તેને શરણે જ થઈ જવાનું હતું. આ શૂન્યતાના પડકાર જેવો કોઈ પડકાર તેમના જીવનમાં નહોતો આવ્યો. આ કોઈ બૉમ્બગોળાથી હાંકી કઢાય તેવી શૂન્યતા નહોતી. આને માટે તો...

મેજરને કોઈ ઉપાય જડતો નહોતો. અલસતા અને માંદ્યથી ભરપૂર એવા બીજા થોડાક યુગો વીતી ગયા. જેને પોતે 'યુગો' કહેતા હતા તેને દુનિયા 'દિવસો' કહેતી હતી. મેજરે પોતાની સેવાઓ અ-વેતન ધોરણે સરકારને આપવાની ઇચ્છા દર્શાવતી અરજી પણ કરી જોઈ, પરંતુ એનોયે જવાબ નકારમાં જ આવ્યો હતો અને એટલે જ તો, ક્યારેય ભાંગી નહિ પડેલા મેજર હવે વારંવાર ભાંગી પડતા હતા. રણમેદાન પર ક્યારેય ન મૂંઝાયેલા મેજર હવે વારંવારે મૂંઝાઈ જતા હતા. તોપગોળા અને રણગાડીઓની વચ્ચેથી ઊંચકાઈ જઈને તેઓ એકાએક રગશિયા જગતમાં મૂકાઈ ગયા હતા.

—ને એ જ અરસામાં તેમને ત્યાં ગાભણી ગાયે 'વાછરડી'ને બદલે એક સુંદર 'વાછરડા'ને જન્મ આપ્યો ત્યારે ઘરનાં બીજાં બધાં તો ઝાઝાં ખુશ ન થયાં, કેમ કે 'વાછરડા'ને બદલે 'વાછરડી' હોત તો દૂધનો વેપાર થઈ શકત. પણ મેજરને તો મનોમન એક તીવ્ર ખુશી થઈ આવી. કેમ કે આ વાછરડો પુખ્ત થાય ત્યારે પણ તેને નાક વીંધીને નાથવાનું માંડી વાળી, છીંકોટા કરતો આખલો બની ગયેલો તેઓ જોવા માગતા હતા. જે આખલો ક્યારેક ઉન્મત્ત બનીને તોફાને ચડે અને ત્યારે પોતે તેનું શીંગડું ઝાલી એક જ હાથે...

પણ અચાનક મેજરને, પોતાનો મોટો છોકરો યાદ આવ્યો—સીસમિયાં લાકડાને ફાડતી વખતનો. અને તેમની માનસિક ખુશી ઓસરી ગઈ. કેમ કે આ વાછરડો આખલો બને ત્યાં સુધીના એક અતિશય લાંબા લ—ચ સમયને ચાવતાં ચાવતાં પોતાના બધા જ દાંત, સંભવ છે કે, પડી પણ ગયા હોય, ને તો કદાચ... △

# કેદી



લૂઈજી પિરાંદેલો

ઘરડો ગ્રેનોટેલો ગધેડા પર સવાર થઈને પાછો ફરતો હતો. એની અનુભૂતિઓનું કેન્દ્ર એની પત્ની હતી—ઝઘડાળુ અને કંજૂસ. કંજૂસ હોવા છતાં એણે તાજેતરમાં પતિ માટે કાળા રંગના ત્રણ સૂટ શીવડાવ્યા હતા; પણ ડોસાએ એ સૂટ ક્યારેય પહેર્યાં નહોતા. જ્યારે એનો દીકરો મર્યો ત્યારે તો એણે રિવાજ પ્રમાણે કાળાં કપડાં પહેર્યાં હતાં. એને આશ્ચર્ય થતું હતું કે, મારી પાસે જે સંપત્તિ અને જમાપૂંજી છે તે કોને કામ આવશે ? મારી પહેલી પત્નીથી જન્મેલો મારો દીકરો મરી ગયો અને આખી દુનિયામાં આ બીજી વહુ સિવાય મારે બીજું કોઈ નથી.

ધીરી ગતિએ ચાલતા ગધેડા પર બેસી એ કાચી સડકના વળાંકે પહોંચ્યો; પાસેની ઝાડીમાંથી એકાએક ત્રણ માણસો ઝડપભેર બહાર આવ્યા. એમના ચહેરા પર બુકાની અને હાથમાં પિસ્તોલ હતી. એકે આગળ આવીને ગધેડાની રસ્સી પકડી અને બીજાએ ડોસાને ગધેડા પરથી ઘસડીને નીચે નાખ્યો. એકે ડોસીને પકડી રાખ્યો અને બીજાએ તરત ડોસાના હાથપગ જકડી એના મોઢે કાળી પટ્ટી બાંધી દીધી. ડોસો નરમાશથી બોલ્યો, 'દીકરાઓ, તમે શું ઇચ્છો છો ?'

એક માણસે એને પકડીને ઊભો કર્યો અને કઠોર સાદે કહ્યું, 'ચૂપ રહે, નહીં તો જાનથી જશે !' અને એને આગળ ધકેલ્યો.

બીજી સવારે ડોસો ભાનમાં આવ્યો ત્યારે એણે પોતાને અંધારી ગુફામાં જોયો. જોતજોતાંમાં પ્રાતઃકાળનો પ્રકાશ ગુફામાં પ્રવેશ્યો. ડોસાને લાગ્યું કે, જાણે મારી પીડા ઓછી થઈ ગઈ છે. બહાર, એને

પકડી લાવનારા ઝીણાજોડી કરતા હતા. કશો નિર્ણય કેરી શકતા નહોતા. ડોસો જાણતો હતો કે, અહીંથી છૂટવાનો કોઈ માર્ગ નથી. એને પકડી આણનારા પણ એ જાણતા હતા. ડોસાના ભાગ્ય પર મહોર લાગી ગઈ હતી. એ અત્યારે પોતાના કસ્બાની દૂર દૂર આવેલી ખીણમાં પડ્યો હતો. એને પકડી આણનારા એની પાસે આવતા હતા. એમના ચહેરે બુકાની બાંધી હતી. એકના હાથમાં અણી ન કાઢેલી પેન્સિલ હતી–સસ્તી, એકાદ પૈસાના મૂલ્યની. બીજાના હાથમાં કાગળનો કટકો અને કવર હતાં...એક માણસ આગળ આવ્યો અને ડોસાના હાથનું બંધન છોડ્યું. બીજો લુખ્ખા સાદે બોલ્યો, 'હવે ભાનમાં આવ. અમે કહીએ તે લખવું પડશે.'

ગ્રેનોટાને લાગ્યું કે આ અવાજ મેં ઓળખી કાઢ્યો છે. ચોક્કસ આ મનોજા જ છે. એનો એક હાથ, બીજા હાથ કરતાં ટૂંકો હતો. ડોસાએ એના બંને હાથ ધારીને જોયા. એને ખાત્રી થઈ. અને લાગ્યું કે, બીજા માણસોને પણ હું પારખી કાઢીશ.

એ જરા નિશ્ચિંતપણે બોલ્યો, 'છોકરાઓ! તમારે ભાનમાં આવવું જોઈએ! તમે મારી પાસે શું લખાવવા માગો છો? કોને અને શેનાથી લખું?'

'આ પેન્સિલથી. શું આ પેન્સિલ નથી?'

'હા, છે તો પેન્સિલ જ. પણ અણી નહીં કાઢેલી પેન્સિલથી લખાય નહીં, એટલું શું તમે જાણતા નથી?'

'અણી શી રીતે કાઢવી?'

'ચપ્પુથી છોલીને.'

'ચપ્પુ...એ તો અમારી પાસે નથી...'

ત્રણે ઊંડા વિચારમાં પડી ગયા.

ડોસો ધીરેથી બોલ્યો, 'મનોજા, શો વિચાર કરે છે?'

'ઓહ, મારા ભગવાન! તેં મને ઓળખી લીધો!' એ એકદમ ચોંકી ગયો.

'હા, મેં તને ઓળખી લીધો.'

'હવે તારું મોત નક્કી થઈ ગયું છે. હું કહું છું તે લખ, અથવા જીવ ખોવા માટે તૈયાર રહે.'

'હા, હા, હું એને માટે તૈયાર છું' ડોસાએ કહ્યું–'મારાં બાળકો, પહેલાં પેન્સિલની અણી તો કાઢો! પછી મને કહો કે મારા જાનના બદલામાં તમે શું ઇચ્છો છો?'

'ત્રણ હજાર ફ્લોરન.'

'ત્રણ હજાર–નાની રકમ તો નથી જ.'

'હા, પણ તારી પાસે એના કરતાં યે ઘણું ધન છે.'

'તું બરાબર કહે છે. પણ મારા ઘરમાં એટલા પૈસા ક્યાં છે! એટલી રકમ માટે તો એકાદ મકાન અને એકાદ ખેતર વેચવું પડે, તે મારી ગેરહાજરીમાં શી રીતે થઈ શકે? તમને પૈસા જોઈતા હોય તો તે માત્ર હું જ આપી શકું. પણ તે મેળવવા માટે મારે ઘેર જવું પડે...'

'તું શું અમને પાગલ સમજે છે કે, અમે તને છૂટો કરીએ? મેં જે કહ્યું તે આ કાગળ પર લખી આપ. પણ, ઓ મારા ભગવાન, આ પેન્સિલની અણી શી રીતે કાઢવી?'

મનોજાએ ડોસાને કહ્યું, 'તને લખતાં વાંચતાં આવડે છે. શું તારા ગજવામાં પેન્સિલ નથી?'

'મારા દીકરાઓ, મારી પાસે કોઈ પેન્સિલ નથી, અને હોત તો પણ હું તમને કશો લાભ પહોંચાડી શકતે નહીં. તમે જાણતા નથી કે મારી પત્ની અને સગાં મારા પત્ર પરથી તમને ધન નહીં આપે. એક જ સ્થિતિમાં તમે એમની સાથે સોદો કરો તો તમને પૈસા મળે, મારા મરણનો સોદો. મારું જીવન બચાવવા તમને એ લોકો કંઈ આપશે નહીં. મારા બાળકો, એ ઉપરાંત હું એવી રીતે મરવાને તૈયાર નથી. હું કસમથી કહું છું કે, તમે મને છોડી દો તો ત્રણ દિવસમાં તમે કહો છો એટલા પૈસા ભેગા કરીને તમને આપું. તમે કહો ત્યાં પહોંચાડું.'

'અમે બધું જાણીએ છીએ–તમે પોલીસને ખબર કરશો. અમને તમારા પર વિશ્વાસ નથી.'

'હું કસમથી કહું છું. મારા અપહરણ વિશે કોઈને એક શબ્દ પણ કહીશ નહીં. મારા પર વિશ્વાસ મૂકો. તમે વિચાર કરો. શું હું એક પ્રેમાળ પિતા તરીકે તમારી સાથે વર્તતો નથી? શું મારી સામે તમારી આંખો આદરથી ઝૂકેલી નથી?'

લોકો કશું બોલ્યા નહીં. ચૂપચાપ ગુફાની બહાર ચાલ્યા ગયા.

ગુફામાં અંધારું ફેલાઈ ગયું ત્યારે એ બંધાયેલા હાથપગ સાથે ઘસડાતો ઘસડાતો ગુફાની બહાર નીકળવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એણે આસપાસ જોયું તો દૂર, ત્રણમાંનો એક બેઠેલો હતો.

એ ઘસડાતો હતો ત્યાં સાદ આવ્યો: 'હું તને જોઈ રહ્યો છું.'

'હું બહાર તાજી હવા મેળવવા આવું છું.' ડોસાએ કહ્યું.

'એમ! તો બહારની હવા લઈ શકે છે. પણ તારે શોર કરવાનો નહીં.' પહેરો ભરનારે કહ્યું.

ડોસો ગ્રેનોટા રાતની ઉદાસ ચાંદનીમાં પડ્યો રહ્યો.

એને પકડી આણનારા અજબ જેવી દ્વિધામાં પડ્યા. એ લોકો ન તો એને મારવા માટે તૈયાર હતા, ન તો એને છોડવાને તૈયાર હતા. એ લોકો ઇચ્છતા હતા કે ડોસો અમારા કબજામાં કુદરતી મોતે મરે.

સમય વહેતો ગયો. એ લોકો ડોસાનો વધારેમાં વધારે ખ્યાલ રાખવા લાગ્યા. પણ એના નિત્યક્રમમાં કશો ફેર પડ્યો નહીં. એ લોકો ડોસાને કસબાની વાતો કહેતા. ડોસાને પણ થઈ ગયું હતું કે હું મારા ઘરના અને ગામનો લોકો માટે મરી ગયેલો માણસ છું. એ લોકો સાંસારિક બાબતોમાં ડોસાનું માર્ગદર્શન મેળવતા.

ત્રણે યુવાનો હવે એ ડોસાને પ્રસન્નતાપૂર્વક સહન કરતા હતા. પોતાની ભૂલનો દંડ એ બરાબર ભોગવતા હતા. એમનાં અંતર જે અનુભૂતિ પામ્યાં હતાં તેનાથી છૂટવા ડોસાની બહુ નજીક આવી ગયાં

હતા. ડોસા પ્રત્યે એમના હૃદયમાં આદર વધતો ગયો. એ લોકો હવે કોઈપણ રીતે ડોસાને ગુમાવવા માગતા નહોતા.

એક દિવસ ફ્લેસકો પોતાની વહુ સાથે ગુફામાં આવ્યો. એની નાની બાળકીએ એની આંગળી પકડી રાખી હતી અને એક છોકરું ગોદમાં હતું. છોકરીના હાથમાં ઘરનાં બનેલા કેકનો ટુકડો હતો. એ ટુકડો એ 'દાદાજી' માટે લાવી હતી. બાળકી પ્રથમ તો ડોસાના વેરવિખેર શિરકેશ જોઈને ભયભીત થઈ ગઈ. પણ ગ્રેનોટાએ વહાલથી કહ્યું, 'મારી વહાલી દીકરી, ડર નહીં. વારુ, આ કેક તારી મમ્મીએ બનાવ્યો છે? બહુ સરસ છે. હા, તને કેટલાં ભાઈબહેન છે?'

'ત્રણ.'

'ઓહ, બિચારો ફ્લેસકો! આ ઉંમરે ચાર બાળકો!' હા, એ છોકરાઓને મારી પાસે લાવજે. હું એમને મળવા માગું છું. આવતા સપ્તાહે મળીશું. ભગવાન કરે, હું આવતા સપ્તાહ સુધી જીવતો રહું.'

બીજું સપ્તાહ પણ આવ્યું. પછી ત્રીજું સપ્તાહ, અને ગ્રેનોટા ડોસો એ પછી એક મહિનો જીવતો રહ્યો. એ રવિવારની સાંજે મરી ગયો. સાંજ હજી ઘેરાઈ નહોતી. એ દિવસે ફ્લેસકો અને મનોજાનાં બાળકો દાદાજીને મળવા આવ્યાં હતાં. ડોસાએ બાળકોની સાથે બાળકની જેમ મસ્તી કરતાં હતા ત્યારે જ ડોસાનો જીવ ઊડી ગયો. એ પોતાના વિનોદ પર ખુશખુશાલ થઈને હસતા હતા ત્યાં જ એકાએક એ ઢળી પડ્યા. ત્રણે જુવાન એમને ઢળતા જોઈને નજીક ધસી ગયા અને એમને ઝાલી લીધા ત્યારે ડોસાનો જીવ ઊડી ગયો હતો.

એમણે તરત સ્ત્રી-બાળકોને વિદાય કર્યાં અને ડોસાના શબ પર ઝૂકીને ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યા.

એ ત્રણેના બાકીના જીવનમાં જ્યારે પણ કોઈ ભૂલથી ગ્રેનોટાના રહસ્યભરી રીતે ગુમ થવાનો ઉલ્લેખ કરતું તો ત્રણે કહેતા: 'એ એક નેક માણસ હતા અને સીધા સ્વર્ગે ગયા હશે.' △

# સાવરણી △ રતિલાલ 'અનિલ'

**બધાંથી** કોરી રહેતી ને સૌને ખંખેરી ખસેડી નાખતી સાવરણી શ્રાવણે ભીની થઈ અને સંઘરવાના લોભમાં પડીને ભારઝલ્લી થઈ ગઈ! ધૂળ ખંખેરવાનો એનો ઉત્સાહ ક્યાં ઓસરી ગયો તે સમજાયું જ નહીં. સુધારક બની રહેવાનો એનો જુસ્સો નમણો થઈ ગયો છે. એ પોતે થોડી નમણી થઈ ગઈ છે. માથાબંધી હતી તે માથાબંધી તો રહી ને સહેજ માથાભારે પણ થઈ, છતાં હાથમાંથી ગઈ નથી, પણ એને હાથમાં રાખવાનો ઉત્સાહ થતો નથી. ભીનેવાન થઈ કે જાણે એનો વાન જ ગયો! છતાં હજી એને ઓળખી તો શકાય છે! 'અલિ, તું તો હવે ઓળખાતી યે નથી,' એમ એને કહી શકાતું નથી. આત્મીય હોય તેનો વાન બદલાય તો યે ઓળખ જેવી ને તેવી જ રહે છે. એ ધરરખુ તો હતી, હવે એ ભેજરખુ પણ થઈ છે, એટલે વાન બદલાયો છે. માણસનો વાન તડકે બદલાય, પણ સાવરણીનો વાન ભેજમાં બદલાય એટલો ભેદ માણસ અને સાવરણી વચ્ચે રહ્યો છે. થોડો સાદ પણ બદલાયો છે. હજી પણ એ ફર્શ સાથે સંઘર્ષ કરે છે, પણ શાંત ભાવે, એના સ્વભાવની રુક્ષતા હમણાં ઓછી થઈ ગઈ છે. કજિયો કરાવવાના તોરમાં ઊભી હોય અને એને પકડી ફર્શ–સંઘર્ષમાં ઉતારીએ તોયે કર્કશ સાદ કાઢતી નથી. એના તાંતણામાંથી ધૂળના રજકણોને છટકી જવાની લીલા કરવામાં પહેલાં જે મસ્તી અનુભવાતી હતી તે લીલા–મસ્તી હવે ઓછી થઈ ગઈ છે. સાવરણીના તંતુઓ પાસે પાસે રહેવા છતાં અસ્મિતા અને સ્વાતંત્ર્યની સભાનતાથી અલગ અલગ રહેતા તેયે હવે નજીકતા અનુભવી રહ્યા છે–કેટલાક તો સંલગ્ન પણ થઈ ગયા છે, અને અલગતામાં એકતા આવે ત્યારે તેમનો ઉપયોગ કરનારને તે કેવી ભારે પડે છે તે હવે સમજાય છે. સાંબેલાને પણ

**સંસ્કૃતિની શરુઆત સાવરણીથી થઈ...**

માર્ગમાંથી હડસેલી કાઢવાનો એનો જુસ્સો નમણો થઈ ગયો છે, અને એમ કરવા જતાં હવે એ જ પાછી વળી જાય છે. ખજૂરીના પાંદમાંથી બનેલી સાવરણીમાંથી નમણી થયા પછી એના ફૂળની ગંધ આછી આછી આવે છે. પણ ગંધ ગંધને વળગે એવું નવું જ્ઞાન હવે એ આપવા લાગી છે. ખજૂરીના પાંદની ગંધ સાથે માટીની ગંધ પણ ભળી ગઈ છે. માટીની ધૂળ થઈ ગયેલી તેને વર્ષા ફરી માટી બનાવે છે એ જ્ઞાન મને સાવરણીએ ચાતુર્માસની શરુઆતમાં જ આપ્યું. સાવરણી મહાત્મયમાં આ એક નવું બોધપ્રકરણ ઉમેરાયું.

ભોંય પડેલા પડછાયા સિવાયના સૌ કોઈને ઉશેટી નાખવાનો સાવરણીનો ક્રાંતિકારી મિજાજ વર્ષાઋતુએ નરમ કરી નાખ્યો છે. ભોંયે પડેલાનો ઉદ્ધાર કઈ રીતે થાય એનું પ્રાયોગિક દૃષ્ટાંત પૂરું પાડતી સાવરણી પોતે જ ઘસાતી જાય છે અને એના મિશનમાં એ ઓછી ને ઓછી ઉપયોગી થતી જાય છે એ જ્ઞાનથી એ પર હતી, પણ ચોમાસે એ ઘસડાય છે પણ ઘસાવાની ના પાડે છે! સામા પૂરે તરનારા મરણિયાની જેમ સામા પવને ધૂળ કાઢવાની એની મરણિયાવૃત્તિ હજી છે ખરી, પણ બોખો હસે છે ખરો, પણ પેલા ગોવનભાઈ કહે છે તેમ, દાંત કાઢતો નથી, એમ સામા પવને એ ધસી જાય છે, પણ ધૂળ કાઢતી નથી. ધૂળના રજકણોમાં એકતા આવી ગઈ છે અને એ એકતા એને ભારે પડે છે, એટલે કે એ પોતે ભારે થતી જાય છે. એને પગ નથી એટલે એ પગ સિવાય જ ભારે થાય છે. એ ઘરરખુ તો હતી જ, હવે ભેજરખુ પણ થઈ છે. સૂર્ય આવે તો એને સૂરજ બતાવવા બહાર લઈ જવી છે. સૂર્યદર્શન પછી સૂર્યસ્નાન કરવાથી એની સ્વતંત્રતાનું એને ભાન થશે, પછી એને ભોંયે પછાડીશ–ધીમે ધીમે– એટલે એને વળગેલી માટીને પણ ફરી ધૂળ થવાની તક મળશે, પણ વર્ષાની બોછાર એને ફરી માટી થવાની ફરજ પાડશે એ પણ જાણું છું.

સાવરણીને પણ એનો આગવો મિજાજ હોય છે, એનો તોર અને ઠસ્સો હોય છે, એ ગુમાવે કે ઓછો થાય ત્યારે એનું વ્યક્તિત્વ

અને પ્રતિભા પણ ઓછાં થઈ જાય છે. સુધારકો અને ક્રાંતિકારીઓમાં હોય એવો મિજાજ અને કાર્યપ્રણાલિ સાવરણીનું વ્યક્તિત્વ ઘડે છે. વ્યક્તિત્વ અને કડકાઈ એકબીજાના પર્યાય છે એ માણસ અને સાવરણી–બંનેનું નિરીક્ષણ સમજાવે છે. સાવરણી નારીજાતિની એટલે નમણી જ હોય એ તો ગરએ નીસરે તે ગોરી જ હોય એવી ગેરસમજ છે. ઘણીવાર ગેરસમજ અને કવિતા–અવિભાજ્ય બની રહે છે, પણ સાવરણી સાથે એવી ગેરસમજ જોડાવાથી કવિતા બનતી નથી, સાવરણી અને કવિતાને સમ્બન્ધ ન હોય એ પણ ગેરસમજ છે. દારૂ અને સટ્ટાના બદી છોડાવવા માટે રચાયેલી કવિતાએ સાવરણી જેવું જ કામ કર્યું છે, અલબત્ત; એથી કદાચ કાવ્યકળા કે કવિકર્મ ઝાંખાં મેલાં થયાં હશે, પણ બીજાને સાફ કરવા જાય તે પોતે ઝાંખા થાય જ એ વિશે ખુદ સાવરણી કે સાવરણી વાપરનાર નિઃશંક છે. સાવરણા જેવી કવિતા વાપરનાર પણ એમ જ નિઃશંક હશે. કચરો વાળવો એ પણ એક કળા છે, એ બારી બારણાં આડાં કરી શાંત સૌમ્ય મુદ્રા અને સંયમી હસ્તચર્યાએ સફાઈ કરનાર જાણે છે. કવિ દલપતરામનો 'ધીમે ધીમે સુધારાનો સાર' એ સમજે છે, 'યાહોમ વીંઝો, કે ધૂળ છે આગે' એવી ક્રાંતિ કરનાર હવામાનને ધૂંધળું કરી ઘડીક પોતે પણ ધૂંધળો બને છે, અને છીંક ખાઈને–એટલે કે નાસિકામાંથી એને બહાર કાઢીને (ખાવાની આ ઊલટી ક્રિયા છે), એ ધૂંધળાશને ધકેલી કાઢવા ધક્કો મારે છે, પણ સારી છીંક પોતે પણ ભેજિયા ધૂંધળાશમાં વધારે ઉમેરો કરે છે–આથી જ કદાચ ક્રાંતિ કરતાં 'ધીમો સુધારો' વધારે સારો લેખાતો હશે.

પગનો અંગૂઠો પકડવાના વ્યાયામ કરતાં સાવરણી પકડવાનો વ્યાયામ મધ્યમમાર્ગી સમાધાન સરખો છે. સંપૂર્ણ વળાંક કરતાં અડધો વળાંક સૌન્દર્યલક્ષી ઓછો હશે, પરન્તુ તે લક્ષ્યને અડધે માર્ગે તો મળે જ છે. અંગૂઠો એવો અક્કડ છે કે ઘૂંટણ સુધી આવીને હાથને અડધે રસ્તે મળે નહીં, પણ સાવરણીનું માથું એવું નથી. મધ્યમ વર્ગના મધ્યમમાર્ગી માટે સાવરણી–વ્યાયામ જ યોગ્ય છે અને મધ્યવય કિંવા

યુવાની સુધી એ સારો છે. ઘડપણમાં ફર્શ પર બેસીને સાવરણી ફેરવવી એ સૂકું અબોટ કરવા જેવું છે. બેઠાં બેઠાં પણ હાથ લંબાવીને વ્યાયામ કરી શકાય તો તે ખોટું નથી. વ્યાયામના સત્તાવાર, માન્ય સાધનોમાં સાવરણીનો સમાવેશ થતો નથી, છતાં સાવરણી વ્યાયામનું જ સાધન છે. સ્ત્રીઓ માટે હળવો વ્યાયામ જરૂરી છે અને તે માટે સાવરણી એમને માટે સારું સાધન છે. એ સાધનથી પુરુષ પણ વ્યાયામ કરે તો એમાં કરકસર સાથે નારી સન્માનની ભાવનાનો પણ પ્રગટ આવિષ્કાર છે.

શુભ કર્મો જમણે હાથે થાય છે એટલે જમણે હાથે થતી સફાઈ પણ શુભ કર્મ છે. હાથમાં આચમની ઝાલો કે સાવરણી, યજ્ઞકાર્ય જ થાય છે. પણ આ આપણી માણસની દૃષ્ટિ છે. ભોંયપડેલા, સાવરણીને જમણેરી પ્રત્યાઘાતી યે કહેતા હોય. મશાલ પકડવાની તક તો મળતી નથી, પણ સાવરણી હાથમાં લેવાની તક મળે છે, તો તેને કોઈવાર આકાશગામી કરીને મશાલ ઝાલ્યાની અનુભૂતિ પણ કરી શકાય. મુઠ્ઠીમાં નસીબ ન હોય તોયે સાવરણીનું માથું હોઈ શકે છે. એ સોનેટમાંથી હાઈકુ જેવી થઈ જાય ત્યારે ઊંધી પકડીએ તો, હાથમાં લીધેલા કલગા જેવી લાગે છે. હાથમાં કલગો પકડાવવાનો ઉત્સાહ પ્રિયજનોને ક્યારેક જ આવે છે, એટલે એવી સાવરણી ઝાલીને ક્યારેક મળે તો કલગો પકડવાની યોગ્યતા તાજી રાખવી પડે. કોઈ કોઈ ગુણચિંતકો કોઈ કોઈ જાહેર પુરુષનું સાવરણીથી સ્વાગત કરે છે–એ સુધારક પ્રવૃત્તિનો વ્યાપ અને વિકાસ સૂચવે છે, તેમ ગુણચિંતન અને સત્કાર કલગાથી તે સાવરણી સુધી વ્યાપ્યાનો સંકેત પણ કરે છે. સાવરણી આમ સ્વચ્છ ઘરથી માંડીને જાહેર જીવનની સ્વચ્છતાનો સંકેત બની રહે છે, આમ છતાં હજી એ ચૂંટણી પ્રતીક નથી બની એ આશ્ચર્યજનક છે.

એમ તો હજી યે ગરબામાં સાવરણીને સ્થાન મળ્યું નથી તે પણ આશ્ચર્યજનક છે. એનું કારણ એ કે નારીઉપયોગી ગરબાનું ઉત્પાદન પુરુષો જ કરે છે, અને એમને નારીજીવનમાં સાવરણીનું સ્થાન કેટલું

મહત્ત્વનું છે એ પરાનુભવ હોવાથી સમજાયું જ નથી! અલબત્ત, પનઘટ પર પાણી ભરવા જવું એ પણ ગરબા ઉત્પાદકો માટે પરાનુભવ જ છે, છતાં 'ભારી બેડા ને નાજુકડી નારી'નું વર્ણન તેઓ કરી શકે છે. ભારી બેડાથી કમર લચકાય તો ફર્શ–સાવરણીના સંઘર્ષથી પણ નાજુક નમણીની કમર લચકાય એ સંભાવના તરફ પુરુષ કવિનું આર્ષદર્શન કે ક્રાંતદર્શન પહોંચ્યું નથી. 'સખી અને સાવરણી' એ વિષય પર તો ખંડ કાવ્ય લખી શકાય.

પુરુષ હાથ બતાવવાનાં કામો કરે છે તેવાં કામો નારી, ગૃહિણી અતિથિ કૂતરાં, બિલાડાંને સાવરણી બતાવીને કરે છે. શ્રી કૃષ્ણને સુદર્શન ચક્ર જેટલું હાથવગું હતું એટલી જ ગૃહિણીને સાવરણી હાથવગી છે. સાવરણી એ શસ્ત્ર હોય જ, કારણ કે વ્યાયામનાં સાધન શસ્ત્ર થઈ શકે છે એ લાઠી વ્યાયામ પરથી સમજાય છે. પુરુષ જે કામ માટે લાઠી હાથમાં લે છે એ કામ માટે નારી સાવરણી હાથમાં લે છે એ તથ્ય ગૃહયુદ્ધના નિરીક્ષણમાં તરી આવે છે. કેટલાંક આયુધો મૂકી દીધાં પછી હાથ ધોવાની ફરજ પડતી નથી (એ આયુધો જ ઘણા ભાવો અને સમ્બન્ધોથી આપોઆપ હાથ ધોવડાવી નાખે છે!) પણ સાવરણી ઝાલ્યા પછી હાથ ધોવા પડે છે.

પ્રતીક્ષામાં રાહ જોતી કાવ્યનાયિકા તેના પાંપણોથી રસ્તો ચોખ્ખો કરે છે, તે પરથી પિયુ આવે એવું કવિદર્શન જાણીતું છે. માર્ગ અને મંઝિલના જોડકા કરતાં માર્ગ અને સાવરણીનું યુગલ, પ્રતીક લેખે પણ વધારે શોભીતું છે. આદિમ ધૂળ સાથે સાવરણીએ સંઘર્ષ માંડ્યો અને સંસ્કૃતિની શરુઆત થઈ. તે સંઘર્ષની સ્વચ્છતા પછી જ, સ્વસ્તિકવાળો જળભર્યો કુંભ મૂકી તેના પર શ્રીફળ મુકાયું. બધો યશ એમને અપાયો, પણ વાસ્તવમાં સંસ્કૃતિની શરુઆત જ સાવરણીથી થઈ હતી!

ધપ્પા, ઠોંસા મારવાના મિજાજમાં ધૂળ ઝાપટવાના પ્રયત્ન કરનાર લાગે છે સાહસિક, પણ તે હિંસાસૂચક છે, એની સરખામણીમાં સાવરણી

ઝાલી સફાઈ કરવી એ શાંત લલિત સુધારક પ્રવૃત્તિ છે. બંને વચ્ચે હાથોહાથની મારામારી અને કોઈના માથે હેતથી હાથ ફેરવવા જેટલો રૌદ્રતા અને સૌમ્યતાસૂચક ભેદ છે. ધૂળ ઝાપટતો પુરુષ શૌર્ય કવિતાના નાયક જેવો લાગે છે. એની ઝપેટવાની ક્રિયામાં ઝુલબંઝી છંદ જેવો પ્રગટ આવેગ છે. હસ્તનું સમસ્ત ચૈતન્ય વિવિધ મુદ્રા રૂપે પ્રગટે છે. આડા હાથે અડબોથ મારવાની પ્રેરણા એને આડી અવળી પીંછી વીંઝી ધૂળઝાપટ–યુદ્ધમાંથી મળ્યાની કલ્પના સકારણ છે. યુદ્ધ–કવિતામાં સાદૃશ્ય ઉપમા લેખે એનો વિનિયોગ (ઉપયોગ નહીં!) કોઈ કવિએ હજી કેમ કર્યો નથી તે આશ્ચર્યજનક છે!

દલપત–નર્મદની કવિતાના ભાવાવેગભેદ સમજવા માટે સાવરણી-સફાઈ અને ધૂળઝાપટસફાઈનું ઊંડું નિરીક્ષણ ઉપયોગી નિવડે એમ છે. ધૂળ ઝાપટતો પુરુષ વીર લાગે છે, એમાં ફર્શમર્દનની લલિત કવિતા ન હોય, કેમ કે કેટલુંક શૌર્ય કવિતાને જ દૂર કરે છે. નર્મદની કવિતામાં શૌર્ય કેટલું અને કવિતા કેટલી, દલપતરામની કવિતામાં સુધારો કેટલો ને કવિતા કેટલી એના તટસ્થ વિવેચન માટે, પૂર્વઅભ્યાસ રૂપે, ધૂળઝાપટ પ્રયોગો અને ફર્શમર્દન સફાઈના પ્રયોગોનું નિરીક્ષણ થવું જોઈએ.

કર્મયોગ, સાવરણી સંદર્ભે કરુણ પર્યવસાયી કેમ બને છે? આ પ્રશ્નનો ઉત્તર મને મળી શક્યો નથી. તે મળ્યો હોત તો કેટલાયે સુધારકોનું મ્લાન છેવટ સમજી શકાયું હોત. જાતે મેલાં થઈને પણ અન્યની સ્વચ્છતાનો આગ્રહ કેળવવામાં હિંમત જોઈએ–સાવરણીમાં તે છે. માર્ગમાં જે કંઈ આવે તેને 'કચરો' માનવાની નિખાલસતા પણ અસાધારણ હિંમતની દ્યોતક છે, અને એવી હિંમતમાં ને હિંમતમાં જાતે જ ઘસાઈ ઘસાઈને છેવટે 'કચરો' થઈ જવાની સમર્પણ ભાવના તો સાવરણીચિંતનને શબ્દથી પર, સ્તબ્ધતાની સમાધિ સ્થિતિમાં આણી મૂકે છે. △

## હેનરિક બ્યોલ

△ સતીશ કુમાર

સ્ટૉકહોમથી માંડીને રોમ સુધી અને મોસ્કોથી માંડીને મેડ્રિડ સુધી આખું યુરોપ એક અનપેક્ષિત અને અપરિભાષિત બૌદ્ધિક સાંસ્કૃતિક ક્રાંતિમાંથી પસાર થઈ રહ્યું છે. યુરોપનો લેખક આંતરિક એકલતા, ગૂંગળામણ, અને સંત્રાસના પરિવેશને ભેદી સમસ્ત સમાજ-વ્યવસ્થા સામે કટિબદ્ધ થઈ રહ્યો છે. વિદ્યાર્થી, અધ્યાપક અને સાહિત્યકારના દિમાગમાં ઊંડી ઊથલપાથલ અને તાણ ચાલી રહી છે, અને તે વિભિન્ન આંદોલનોમાં પ્રગટ થઈ રહી છે. ઔદ્યોગિક ક્રાન્તિ, આર્થિક સંપન્નતા અને ટેકનિકલ વિલક્ષણતાએદ મૂળભૂત માનવીય પ્રશ્નોનું સમાધાન કર્યું નથી, બલ્કે એ તમામ પ્રાપ્તિઓ માણસની સ્વાતંત્ર્યચેતનાને કેદ કરનારી અને થોડાક લોકોના હાથમાં આખા સમાજની લગામ સોંપી દેનારી સાબિત થઈ. એટલે બૌદ્ધિક અને સાંસ્કૃતિક ક્રાન્તિનો ~~જન્મ~~ અનિવાર્ય થઈ ગયો.

આ શબ્દો સમકાલીન જર્મન નવલકથા સાહિત્યના જન્મદાતા હેનરિક બ્યોલે મને ઇન્ટરવ્યૂ દરમ્યાન કહ્યા.

જેમ આપણે સામાન્યપણે કોઈ એવા ઘરની શોધ કરીએ છીએ, જ્યાં 'રહી' શકીએ, એમ જ બ્યોલ હમેશાં એવી ભાષાની શોધ કરે છે, જેમાં તેઓ 'રહી' શકે. ભાષાની એ ખોજમાં જ્યારે ખરી ભાષા મળી જાય છે ત્યારે તેઓ એમાં રહેવાની કોશિશ કરે છે. ગ્યુન્ટર ગ્રાસની પેઠે એ ભાષાનો 'ઉપયોગ' નથી કરતા, તેમ ભાષા સાથે 'રમત' પણ કરતા નથી.

જન્મે કૅથોલિક, હાઇન નદીની આસપાસ વસીને ઊછર્યા. આલોચકની દૃષ્ટિ હોવાથી, એટલે એક મૂર્ત જર્મન વ્યક્તિત્વના રૂપમાં બ્યોલને અને એમની રચનાઓને પારખી–સમજી શકાય છે. કોલોનમાં એ જન્મ્યા અને આજ સુધી એ જ શહેરમાં રહે છે. કોઈ એક જ

ઝાડી સફાઈ કરવી એ શાંત લલિત સુધારક પ્રવૃત્તિ છે. બંને વચ્ચે હાથોહાથની મારામારી અને કોઈના માથે હેતથી હાથ ફેરવવા જેટલો રૌદ્રતા અને સૌમ્યતાસૂચક ભેદ છે. ધૂળ ઝાપટતો પુરુષ શૌર્ય કવિતાના નાયક જેવો લાગે છે. એની ઝપટવાની ક્રિયામાં ઝુલબંકી છંદ જેવો પ્રગટ આવેગ છે. હસ્તનું સમસ્ત ચૈતન્ય વિવિધ મુદ્રા રૂપે પ્રગટે છે. આડા હાથે અડબોથ મારવાની પ્રેરણા એને આડી અવળી પીંછી વીંઝી ધૂળઝાપટ–યુદ્ધમાંથી મળ્યાની કલ્પના સકારણ છે. યુદ્ધ–કવિતામાં સાદૃશ્ય ઉપમા લેખે એનો વિનિયોગ (ઉપયોગ નહીં !) કોઈ કવિએ હજી કેમ કર્યો નથી તે આશ્ચર્યજનક છે !

દલપત–નર્મદની કવિતાના ભાવાવેગભેદ સમજવા માટે સાવરણી-સફાઈ અને ધૂળઝાપટસફાઈનું ઊંડું નિરીક્ષણ ઉપયોગી નિવડે એમ છે. ધૂળ ઝાપટતો પુરુષ વીર લાગે છે, એમાં ફર્શમર્દનની લલિત કવિતા ન હોય, કેમ કે કેટલુંક શૌર્ય કવિતાને જ દૂર કરે છે. નર્મદની કવિતામાં શૌર્ય કેટલું અને કવિતા કેટલી, દલપતરામની કવિતામાં સુધારો કેટલો ને કવિતા કેટલી એના તટસ્થ વિવેચન માટે, પૂર્વઅભ્યાસ રૂપે, ધૂળઝાપટ પ્રયોગો અને ફર્શમર્દન સફાઈના પ્રયોગોનું નિરીક્ષણ થવું જોઈએ.

કર્મયોગ, સાવરણી સંદર્ભે કરુણ પર્યવસાયી કેમ બને છે ? આ પ્રશ્નનો ઉત્તર મને મળી શક્યો નથી. તે મળ્યો હોત તો કેટલાયે સુધારકોનું મ્લાન છેવટ સમજી શકાયું હોત. જાતે મેલાં થઈને પણ અન્યની સ્વચ્છતાનો આગ્રહ કેળવવામાં હિંમત જોઈએ–સાવરણીમાં તે છે. માર્ગમાં જે કંઈ આવે તેને 'કચરો' માનવાની નિખાલસતા પણ અસાધારણ હિંમતની દ્યોતક છે, અને એવી હિંમતમાં ને હિંમતમાં જાતે જ ઘસાઈ ઘસાઈને છેવટે 'કચરો' થઈ જવાની સમર્પણ ભાવના તો સાવરણીચિંતનને શબ્દથી પર, સ્તબ્ધતાની સમાધિ સ્થિતિમાં આણી મૂકે છે. △

## હેનરિક બ્યોલ

△ સતીશ કુમાર

સ્ટૉકહોમથી માંડીને રોમ સુધી અને મોસ્કોથી માંડીને મેડ્રિડ સુધી આખું યુરોપ એક અનપેક્ષિત અને અપરિભાષિત બૌદ્ધિક સાંસ્કૃતિક ક્રાંતિમાંથી પસાર થઈ રહ્યું છે. યુરોપનો લેખક આંતરિક એકલતા, ગૂંગળામણ, અને સંત્રાસના પરિવેશને ભેદી સમસ્ત સમાજ-વ્યવસ્થા સામે કટિબદ્ધ થઈ રહ્યો છે. વિદ્યાર્થી, અધ્યાપક અને સાહિત્યકારના દિમાગમાં ઊંડી ઊથલપાથલ અને તાણ ચાલી રહી છે, અને તે વિભિન્ન આંદોલનોમાં પ્રગટ થઈ રહી છે. ઔદ્યોગિક ક્રાન્તિ, આર્થિક સંપન્નતા અને ટેકનિકલ વિલક્ષણતાએ મૂળભૂત માનવીય પ્રશ્નોનું સમાધાન કર્યું નથી, બલ્કે એ તમામ પ્રાપ્તિઓ માણસની સ્વાતંત્ર્યચેતનાને કેદ કરનારી અને થોડાક લોકોના હાથમાં આખા સમાજની લગામ સોંપી દેનારી સાબિત થઈ. એટલે બૌદ્ધિક અને સાંસ્કૃતિક ક્રાન્તિનો જન્મ અનિવાર્ય થઈ ગયો.

આ શબ્દો સમકાલીન જર્મન નવલકથા સાહિત્યના જન્મદાતા હેનરિક બ્યોલે મને ઇન્ટરવ્યૂ દરમ્યાન કહ્યા.

જેમ આપણે સામાન્યપણે કોઈ એવા ઘરની શોધ કરીએ છીએ, જ્યાં 'રહી' શકીએ, એમ જ બ્યોલ હમેશાં એવી ભાષાની શોધ કરે છે, જેમાં તેઓ 'રહી' શકે. ભાષાની એ ખોજમાં જ્યારે ખરી ભાષા મળી જાય છે ત્યારે તેઓ એમાં રહેવાની કોશિશ કરે છે. ગ્યુન્ટર ગ્રાસની પેઠે એ ભાષાનો 'ઉપયોગ' નથી કરતા, તેમ ભાષા સાથે 'રમત' પણ કરતા નથી.

જન્મે કૅથોલિક, હાઇન નદીની આસપાસ વસીને ઊછર્યાં. આલોચકની દૃષ્ટિ હોવાથી, એટલે એક મૂર્ત જર્મન વ્યક્તિત્વના રૂપમાં બ્યોલને અને એમની રચનાઓને પારખી–સમજી શકાય છે. કોલોનમાં એ જન્મ્યા અને આજ સુધી એ જ શહેરમાં રહે છે. કોઈ એક જ

જગ્યાને જો સારી રીતે સમજી લેવામાં આવે તો લેખનને વાસ્તવિક બનાવવામાં સહજતા રહે છે. હું વર્ષોથી કોલોનના લોકોને, એમના ચહેરાને જોઉં છું. મેં કોલોનની ભૂમિ અને અહીંના નિવાસીઓની સાથે તાદાત્મયતા સાધી છે. અને એટલે કદાચ હું જર્મન સ્વભાવને હૃદયંગમ કરી લેવા, એને પચાવવા સમર્થ થયો છું.

*

બ્યોલે પોતાનું લેખન વાર્તાઓથી શરૂ કર્યું. વિષયોની વિવિધતાને કારણે ઝડપથી એ વાંચકો અને સમીક્ષકોના પ્રિય થઈ પડ્યા. ઐતિહાસિક વિનાશોનો માનવીય ચેતના અને બુદ્ધિ પર પડનારો પ્રભાવ એમની વાર્તાઓમાં ઘણી સૂક્ષ્મતાથી પ્રગટ થયો છે. કુટિલ સંસાર માણસના ભવિષ્યને કઈ રીતે નિશ્ચિત અને નિર્ધારિત કરે છે, અને એ તાણભરી પીડા બરદાસ્ત કરનારા માણસની કેવી સ્થિતિ હોય છે, એનો અનુભવ બ્યોલ જે ઉચ્ચ સ્તરે કરાવે છે તે ઉચ્ચતા અન્યત્ર સહેલાઈથી જોવા મળતી નથી.

બ્યોલે, 'ગાડી સમયસર હતી,' 'પ્રવાસી, તું જો આવે,' 'રાત્રિ સાથે પરિચય,' 'સાડા નવ વાગ્યેની બિલિયર્ડ' વગેરે નવલકથાઓમાં સત્ય શોધવાની કોશિશ કરી છે. પણ અત્યારે એ સત્યના ગવેષક જ નહીં, ક્રાન્તિના દૃષ્ટા પણ છે. એમણે યુદ્ધોત્તર જર્મન સાહિત્યને 'ક્રાન્તિની આકાંક્ષાથી ભર્યું ભર્યું' કહ્યું. 'યુદ્ધ પછી અમે લખવાની શરૂઆત કરી ત્યારે અમારી સૌથી મોટી કઠણાઈ હતી પરંપરા સામે લડવાની, નાઝીવાદથી ભ્રષ્ટ થયેલી અને નવી પરંપરાથી અલગ પડી ગયેલી ભાષા સાથે લડવા ઉપરાન્ત ફ્રાન્સ, બ્રિટન, ઈટલી, અમેરિકા વગેરે દેશોથી આવતા સાહિત્યનો સ્વીકાર કરવો અને એની સાથે કદમ મિલાવીને ચાલવાની કઠણાઈનો પણ અમે સામનો કરતા હતા.'

—'યુદ્ધોત્તર સાહિત્યનો કઈ રીતની થીમે સૌથી વધારે પ્રભાવિત કર્યા?'

'અમે લોકો યુદ્ધના પીડાકારી અનુભવમાંથી પસાર થયા છીએ. યુદ્ધ શરુ થયું તે પહેલાં હિટલરના તરુણ સંઘમાં હું સામેલ થયો

કરશો. સંદેહ નથી કે, હિપ્પી આંદોલન પણ એ જ વ્યાપક બૌધ્ધિક ક્રાન્તિ અને સાંસ્કૃતિક ઊથલપાથલનું અંગ છે, જેની ચર્ચા મેં શરુઆતમાં કરી હતી. ઔદ્યોગિક, રાજકીય અને સાંસ્કૃતિક સત્તાવાદનો અસ્વીકાર અને માણસના પોતાના સ્વરૂપની શોધ જ હિપ્પી પ્રેરણાનો સ્રોત છે. યુરોપ અને અમેરિકાના સમાજે અપરિમિત સંપન્નતા તો આપી છે, પણ 'આદમી' ક્યાંક ખોવાઈ ગયો છે. તમામ વ્યવસ્થાના કેન્દ્રમાં સંપત્તિનું પ્રભુત્વ છે. એટલે હોલેન્ડનું પ્રોવો આંદોલન હોય કે, અમેરિકાનું હિપ્પી આંદોલન, એની દિશા 'આદમી ની ખોજ' જ છે. બર્લિન, પેરિસ, પ્રાગ અને વોરસોના વિદ્યાર્થી ચાહે કોઈ એક ચોક્કસ નામના આંદોલન સાથે જોડાયેલા નહીં હોય પણ, એ સૌની પાછળ અદ્ભુત સમાનતા છે. પણ ક્રોધ પ્રગટ કરવામાં તરુણ લેખક કદી કદી અવળા માર્ગે ફંટાઈ જાય છે. હમણાં જ મેં એક જર્મન તરુણ લેખકની નવલકથા વાંચી. એ નવલકથામાં એક ઠેકાણે લેખક થોડા ઘરડા લોકોને રસ્તા પર બસની રાહ જોતા જુએ છે અને વિચારે છે કે આખર, આ ડોસાઓનો સમાજ માટે શો ઉપયોગ છે? શા માટે એ લોકોની હત્યા ન કરવી જોઈએ? આ જાતની કૃતિઓ બૌદ્ધિક ક્રાન્તિની સાથે આવનારી પ્રતિક્રાન્તિની પ્રતીક છે.'

'એ પ્રતિક્રાન્તિનું કારણ?'

'કારણ સ્પષ્ટ છે. આજનો વિદ્યાર્થી અને બુદ્ધિજીવી બુર્ઝવા સમાજમાં કશી આશા જોતો નથી, એ આંખ મીંચીને બુર્ઝવા વ્યવસ્થાને તોડવા માટે નીકળી પડે છે. જેટલું યે બંધાયેલું જકડાયેલું સાંકડું એટલું જૂનું, એટલું નકામું, એટલું દેખાવપૂરતું છે કે, એના પ્રત્યે નફરત સિવાય બીજો કોઈ માર્ગ જ રહ્યો નથી. એટલે એ તરુણો પ્રત્યે મને સહાનુભૂતિ છે. જર્મનીનો વિદ્યાર્થી વિદ્રોહના આરે છે. સ્પ્રિંગર પ્રેસના બુર્ઝવાપણા પર એણે આક્રમણ કર્યું છે. મોટા ભાગના લેખક અને સાહિત્યકારો એમના એ વિદ્રોહને ટેકો આપે છે. લેખકોની ઇચ્છા એવી અવશ્ય છે, કે એ આંદોલન વિદ્યાર્થી આંદોલનનું

સાદે સાહિત્યની બારીમાંથી સંભળાય છે. યુદ્ધ પછી તરત હિંસાની થીમ પર, એટલે કે હિંસાની પ્રશસ્તિ કરતું કંઈ પણ લખવું નહીં બરાબર હતું. પણ બાવીસથી છવ્વીસની ઉમરના તરુણ લેખકોમાં હિંસાની પ્રશસ્તિ કરવી એ અત્યારે સ્વીકૃત માનદંડ બની રહી છે. કદાચ, વર્તમાન વ્યવસ્થાને ઉખેડી ફેંકવાની એમની તીવ્રતાને કારણે જ હિંસાનું આ નવું દર્શન યુરોપીય સાહિત્ય પર, વિશેષપણે તરુણ–સાહિત્ય પર છવાતું રહ્યું છે. રાજકારણ, શિક્ષણ અને અર્થકારણ અત્યારે જે સ્થાપિત વ્યવસ્થાના હાથમાં છે, તે વ્યવસ્થા જ એટલી હિંસક છે કે, નવા લેખકો, બુધ્ધિજીવીઓ અને વિદ્યાર્થીઓમાં પ્રત્યાઘાતી હિંસાનું સ્થાન પામી રહી છે. એ જ રીતે પશ્ચિમી યુરોપમાં સેકસ પ્રત્યે જે પ્રકારનું વલણ છે, તે પણ એનું જ એક કારણ હોઈ શકે છે. અહીં સેકસનો હિંસા સાથે સીધો સમ્બન્ધ જોડાઈ ગયો છે. જો કે સેકસ અને હિંસાની વચ્ચે કોઈ પ્રકારનો સમ્બન્ધ હોવો એ વિચિત્ર વાત છે.'

'ડી. એચ. લોરેન્સના સેકસ–લેખન વિશે તમે શું માનો છો?'

'જૂની પરંપરાએ સેકસનું જે રીતે દમન કર્યું, એની પ્રતિક્રિયા લોરેન્સના લેખનમાં પ્રગટ થઈ છે. લેખક જો હિંસાવિહોણી સેકસ શોધી શકે તો તે વધારે આરોગ્યપ્રદ હશે. 'પ્રેમ' શબ્દ આજના લેખકને પસંદ નથી. પ્રેમની હત્યા જ તરુણ લોકોને વધારે ગમે છે. હા, હિપ્પી અને બિટનિક લેખકોએ 'પ્રેમ'ને પુનરૂજીવન આપ્યું છે. ૧૯૬૦ પછી બીટ લેખકોએ પ્રેમ પર પોતાનો એકાધિકાર જમાવ્યો છે. પણ એમની એલ. એસ. ડી, અને મારીજુઆના–ભક્તિ હું સમજી શકતો નથી. કદાચ એમની એ ભક્તિને સમજવા માટે મારે યુવાન બનવું પ'.. બીટ તરુણોમાં કળા, સંગીત, ચિત્રકળા, વિનોદ, નિશ્ચિંતતા આદિ માનવીય ગુણોનો વિસ્તાર–વ્યાપકતા જોઈ મને ઈર્ષ્યા થાય છે, પણ એલ. એસ. ડી. વિશે વિચારું છું ત્યારે મને લાગે છે કે એ ઔષધો શું એમને સમય પહેલાં ઘરડા નહીં બનાવી દેતાં હોય? જે પણ હોય, એમાં

કશો સંદેહ નથી કે, હિપ્પી આંદોલન પણ એ જ વ્યાપક બૌધ્ધિક ક્રાન્તિ અને સાંસ્કૃતિક ઊથલપાથલનું અંગ છે, જેની ચર્ચા મેં શરુઆતમાં કરી હતી. ઔદ્યોગિક, રાજકીય અને સાંસ્કૃતિક સત્તાવાદનો અસ્વીકાર અને માણસના પોતાના સ્વરૂપની શોધ જ હિપ્પી પ્રેરણાનો સ્રોત છે. યુરોપ અને અમેરિકાના સમાજે અપરિમિત સંપન્નતા તો આપી છે, પણ 'આદમી' ક્યાંક ખોવાઈ ગયો છે. તમામ વ્યવસ્થાના કેન્દ્રમાં સંપત્તિનું પ્રભુત્વ છે. એટલે હોલેન્ડનું પ્રોવો આંદોલન હોય કે, અમેરિકાનું હિપ્પી આંદોલન, એની દિશા 'આદમી ની ખોજ' જ છે. બર્લિન, પેરિસ, પ્રાગ અને વોરસોના વિદ્યાર્થી ચાહે કોઈ એક ચોક્કસ નામના આંદોલન સાથે જોડાયેલા નહીં હોય પણ, એ સૌની પાછળ અદ્ભુત સમાનતા છે. પણ ક્રોધ પ્રગટ કરવામાં તરુણ લેખક કદી કદી અવળા માર્ગે ફંટાઈ જાય છે. હમણાં જ મેં એક જર્મન તરુણ લેખકની નવલકથા વાંચી. એ નવલકથામાં એક ઠેકાણે લેખક થોડા ઘરડા લોકોને રસ્તા પર બસની રાહ જોતા જુએ છે અને વિચારે છે કે આખર, આ ડોસાઓનો સમાજ માટે શો ઉપયોગ છે? શા માટે એ લોકોની હત્યા ન કરવી જોઈએ? આ જાતની કૃતિઓ બૌદ્ધિક ક્રાન્તિની સાથે આવનારી પ્રતિક્રાન્તિની પ્રતીક છે.'

'એ પ્રતિક્રાન્તિનું કારણ?'

'કારણ સ્પષ્ટ છે. આજનો વિદ્યાર્થી અને બુદ્ધિજીવી બુર્ઝ્વા સમાજમાં કશી આશા જોતો નથી, એ આંખ મીંચીને બુર્ઝ્વા વ્યવસ્થાને તોડવા માટે નીકળી પડે છે. જેટલું યે બંધાયેલું જકડાયેલું સાંકડું એટલું જૂનું, એટલું નકામું, એટલું દેખાવપૂરતું છે કે, એના પ્રત્યે નફરત સિવાય બીજો કોઈ માર્ગ જ રહ્યો નથી. એટલે એ તરુણો પ્રત્યે મને સહાનુભૂતિ છે. જર્મનીનો વિદ્યાર્થી વિદ્રોહના આરે છે. સ્પ્રિંગર પ્રેસના બુર્ઝ્વાપણા પર એણે આક્રમણ કર્યું છે. મોટા ભાગના લેખક અને સાહિત્યકારો એમના એ વિદ્રોહને ટેકો આપે છે. લેખકોની ઇચ્છા એવી અવશ્ય છે, કે એ આંદોલન વિદ્યાર્થી આંદોલનનું



સપ્ટેમ્બર
૧૯૭૪

# કંકાવટી

સૂરત સ્ટડી સેન્ટરે એસ. એસ. સી.ના વિદ્યાર્થીઓ માટે
પંદર વિદ્યાર્થીઓના 'અભ્યાસ સંકુલ' દ્વારા શરૂ કરેલ
આ ઉપયોગી પાક્ષિક બીજા વર્ષમાં પ્રવેશે છે

# S.S.C.

# પાસ મેગેઝીન



□ ૧-૭-૭૪થી પરીક્ષા સુધી દર પંદર દિવસે દળદાર અંક

□ શું વાંચવું, કેમ વાંચવું તેનું માર્ગદર્શન

□ ગ્રાહકને બાર રૂપિયા મૂલ્યનાં સજેશનો જવાબ સાથે ભેટ

□ ધોરણ ૪-૮ માટે સ્ટડી સેન્ટરની વિશિષ્ટ ગાઈડો માગો

□ એસ. એસ. સી. માટે શરૂઆતથી વાંચવા માટે સકસેસ બુકો તથા ૬-૦૦ રૂપિયા સીરીઝ વસાવો.

□ એસ. એસ. સી. પછીના અભ્યાસક્રમો રૂ. ૬-૦૦
(ટપાલથી ૭-૦૦)

□ એસ.એસ.સી. માં પાસ થવા સ્ટડી સેન્ટરનાં પ્રકાશનો વસાવો.

આપના બુકસેલરને મળો
અથવા
આજે જ મનીઑર્ડર કરો

સ્ટડી સેન્ટર : ૧૦૧૦૪૧, લીમડીકૂઈ, ગોપીપરા,
સૂરત-૨

# કંકાવટી

સપ્ટેમ્બર ૧૯૭૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ મું : અંક ૧૮૭ : મૂલ્ય એક રૂપિયો

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૨, સરનામે જ કરવો.

૦

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક પ્રેરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.

૦

તંત્રી • મુદ્રક • પ્રકાશક
ડાહ્યાભાઈ જીવણજી નાયક
મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨
પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

# આ મુહૂર્તે–

—ડૉ. સુરેશ હ. જોષી—

સવારે ઊઠીને આંખ ખોલું છું કે તરત જ આ અપરિમેય વિશ્વ મારા કાવ્યછન્દને છલકાવી દે છે. આ મારી મર્યાદિત ભાષામાં એ સમાતું નથી. એના બૃહત્ પરિમાણને આવરી લે એવો કોઈ બંધ મને જડતો નથી. એની સાથે મેળવી શકાય એવો પ્રાસ પણ ક્યાં છે?

અનેક ગતિના આવર્તો જેવા આ વિશ્વને હું નિઃસ્તબ્ધ નિશ્ચેષ્ટ બનીને જોઈ રહું છું. ગમે તેટલી મોટી વસ્તુ પોતાના નાનકડા હાથમાં સમાઈ જશે એવી ભોળા શિશુને શ્રદ્ધા હોય છે. એવી જ કશીક બૌદ્ધિક શ્રદ્ધાથી મારી હથેળી ખૂલી જાય છે. જાણે આખું વિશ્વ આજ્ઞાંકિત બનીને ગોઠવાઈ જશે, એટલું જ નહીં, એ વિશ્વ ગોઠવાઈ જાય તે પછી પણ મારી હથેળીમાં બીજી અનેક અનંતતાઓને નિમંત્રીને વસાવવા જેટલો અવકાશ રહે.

સૂર્યના સૅન્ડપેપર સાથે ઘસાઈને મારા ઘરના આકારની બરછટ રેખાઓ ભુંસાઈ જાય છે. મારા ચક્રવર્તીપણાને જાહેર કરતાં ધ્વજની જેમ આકાશ ફરફરી રહે છે. દિવસનો પ્રકાશ ગાઢી વૃક્ષઘટાઓમાં પણ પ્રસરી જઈને મારી આણ વર્તાવે છે. આ બાજુ નિદ્રાના વિસ્તરેલા ખંડની સામુદ્રધુનીને ઉલ્લંઘી અને બીજે છેડેના મરણના સામ્રાજ્યનો સીમાભંગ કર્યા વિના હું મારો મહિમા જાળવી રાખું છું.

પહેલું પંખી ઊડીને દિશાનું નામ પાડી મારી ભૂગોળની પ્રથમ રેખા ઘેરે છે. એના ઉડ્ડયન સાથે મૈત્રીનો વિશાળ પ્રદેશ ઊઘડી આવે છે. નદીની આછી ધૂસર રજતરેખા મારી નિયમિત રેખ જેવી અંકાઈ જાય છે. એમાં કેટલાં યે આકાશ વિલીન થઈ ગયાં છે. માટે જ તો, એમાં આટલું બધું રહસ્ય ઘુંટાયા કરે છે. એ રહસ્યને ઉકેલવા મથતો

સૂર્ય દિવસને છેડે આખરે થાકીને એમાં જ ડૂબકી મારીને એ જ રહસ્યમાં ઓગળી જાય છે.

પર્વતો મારી વિભાવના રૂપે પ્રથમ દેખા દે છે. એ વિભાવનાઓની ઊંચી કરાડોને ઓળંગ્યા પછી સત્યના પ્રદેશમાં જવાય છે. પણ એની હમણાં ઉતાવળ નથી. એ દરમિયાન હિમાલય છોને કુટુમ્બ વિસ્તારે.

રાત્રીનું એકાદ શાંતિભર્યું સપનું ક્યાંક સરી ગયું હોય, તો તેને હું શોધું છું. મારી બુદ્ધિ એની ઉદ્દંડતા છોડીને ઠાવકી અને ઠરેલ થઈને એ શાંતિને ખોળે બેસવા ઇચ્છે છે. મારાં ગુપ્ત રહસ્ય આ બુદ્ધિથી છળી નહીં મરે એવી મારી ઇચ્છા છે. તો જ કદાચ, નાજુક નાજુક રમણીયતાનો અહીં પદસંચાર થશે.

વનનો વિસ્તાર ગૌરવવન્તો લાગે છે, એનાં ગૌરવ સાથે મારી આત્મીયતાની સીમાઓ પણ વિસ્તરે છે. મારો ઇશ્વર વાચાળ નથી. એની નિઃશબ્દતા જ એનો મહિમા છે. મારી બિડાયેલી પાંપણોની નિમેષ-હીનતામાં મેં એનું સિંહાસન માંડયું છે. આ નિઃશબ્દતા જ એનો એક માત્ર સંકેત છે. જોઉં છું તો મારી ગભરૂ નિઃશબ્દતાએ પણ એ નિઃશબ્દતાની ઓથે જ લપાઈને આશ્રય લીધો છે.

સર્વત્ર એક પ્રકારની હળવી પારદર્શક અલસતા છે. એમાં વહેતાં વહેતાં પોતાની જ ગતિથી સંમોહિત થયેલાં જળની પૂર્ણાંચિત સ્થિરતા છે. એ સ્થિરતાને જ એકધારી સાંભળ્યા કરવાનું આ મુહૂર્ત છે. મારા શ્વાસના શબ્દો આ નિઃશબ્દતાના ઉત્સવનાં ધજાતોરણ બની જાય છે. છીપલીએ છીપલીએ સાગર એનું અગાધ મૌન ઉલેચે છે.

પવનના સ્પર્શમાં પિતાનું કલ્યાણવાંછું વાત્સલ્ય છે. એ મારાં દરેક પગલાની આગળ ચાલે છે ને મને આશ્વસ્ત કરે છે. વૃક્ષોની છાલમાં પવનની આંગળીની છાપ છે. શિરીષનાં પાંદડાં પવનની આંગળીનાં ટેરવાં ચૂમે છે. સમડીની પાંખની અંદરની બાજુએ પવનનો રંગ છે. બહુ સ્થિર નજર કરીને જોઉં છું તો પવનની છબિ કોઈકવાર સ્પષ્ટ દેખાઈ જાય છે.

ભટકેલ સ્મૃતિનું એક ટોળું દિવસ થયો છતાં પાછું નહોતું ફર્યું. તે હવે અજવાળાથી મોઢું સંતાડીને આશ્રય માગે છે. એના પાછા વળ્યાથી હૃદયનું વજન સમધારણ બની રહે છે.

આકાશ આટલું સનાતન લાગે છે તે કદાચ એની નિઃશબ્દતાને કારણે. શબ્દ જ શાશ્વતતાના શત્રુ છે, દરેક શબ્દ સીમાચિહ્ન છે. આટલો બધો પ્રકાશ ઝરણામાં વેરાઈ ગયો છે. એ બિચારું એનો ભાર શી રીતે ઝીલેશે? આથી એના થોડા ખંડ એકઠા કરી લેવાનું મન થાય છે. મને જો મોહ હોય તો કેવળ ઉજ્જ્વળતાનો છે. આથી નરી ઉજ્જ્વળતાના પર્યાયરૂપ દીપશિખાને હું અદેખાઈથી જોઈ રહું છું. એ અદેખાઈનો પડછાયો મારા ઇષ્ટ દેવતા પર પડે છે ને એઓ ત્રીજું નેત્ર ખોલવા જાય તે પહેલાં હું અલોપ થઈ જાઉં છું.

કોઈ પ્રેમથી છલકતા હાથનો ઠેલો મારી હથેળીને વાગે છે ત્યારે મારા આનંદની ઘડી આવી લાગી હોય એવું અનુભવું છું. એ ઠેલાથી જ તો ગ્રહો ગતિમાન બને છે. રાહુ એની અમંગળ છાયા સંકેલીને ચાલવા માંડે છે. શનિનાં વલયો ફરવા માંડે છે. મંગળને પણ સ્થાનફેર કરવો પડે છે.

નદીકાંઠેનાં વૃક્ષ જેમ નદીના પાણીના આંદોલનને તાલ આપ્યા કરે તેમ હું વિશ્વના લયને તાલ આપતો ડોલું છું. આ મુહૂર્તે મારા શત્રુની 'હા'માં પણ 'હા' મેળવી દેવા જેવી સુખભરી અસાવધતાથી છલકાઈ ઊઠ્યો છું. □

## એક દિવસ △ રતિલાલ 'અનિલ'

લીલેરાં પાને સૂર્ય મરકતો હતો સુહાસ,
નક્ષત્ર ફૂલફૂલમાં ફોરી રહ્યાં સુવાસ,
પણ એક દિવસ સૂર્ય ચીસ પાડતો રહ્યો,
હીબકાં ભરી રહેલ હતો ચન્દ્ર પણ ઉદાસ.

# હાથ

□ સાંદીપનિ.

આ હાથ જોઉં છું અને હથેળીની રેખાપરથી બુધ–ચંદ્ર, રાહુ–કેતુ અને આકાશનાં નક્ષત્ર સાંભરતાં નથી. આગત–અનાગતના વિચારે ચઢી જતો નથી. એકમેકમાં મળી જતી અને મળી જઈને ફૂંટાઈ જતી કે એકમેકને છેદતી આડી–ચેરી રેખાઓમાં મારો નકશો જોતો નથી. પેલા ડબ્બામાં પડેલા કાચના રંગબેરંગી મણકા એ મારા હાથનો ભૂતકાળનો સંદર્ભ છે અને પેલી પડી છે તે આરામ ખુરશીનો હાથો મારા હાથનો વર્તમાન સંદર્ભ છે.

અંગૂઠા ને પાસેની આંગળી મેળવી ચપટી વગાડવા જાઉં છું અને એ બેઉના મિલનથી એક દિવસ સોયમાં અણિયાળો દોર પરોવવા નિષ્ફળ પ્રયત્ન કરેલો એ સાંભરે છે, અને બીજા હાથનાં આંગળાં મેળવી ટાચકા ફોડેલા એ પણ ધ્વનિત થાય છે...એ જ અંગૂઠા અને એ જ આંગળીના મિલનથી મને પોતાને ખણેલી ચૂંટી પણ ઝણઝણાટી રૂપે ધ્વનિત થાય છે...

હસ્તરેખાઓનું જાળું, એ મારો નકશો હોય કે હાથનો નકશો, એ કંઈ રસ ઉપજાવતું નથી. રેખા આકાર નથી બનતી કે આકાર સર્જી શકતી નથી ત્યારે એ મૃત લાગે છે. હું જે હાથ જોઉં છું તે હાથનો સાચો આકાર નથી. આ લખું છું તે અક્ષરોનાં સ્વરૂપો એ પણ હાથના આકારો નથી? આંગળી વાળીને હું પ્રશ્નચિહ્નનો આકાર કરી શકું છું. પેલો દૂર પડેલો પથરો એ મારા એક હાથનું જ પરાક્રમ છે, અને એ પાસે આવેલો તે અન્ય કોઈના હાથનું જ પરાક્રમ હતું...

હું જોઉં છું તો મને બધી બાજુએ હાથ–હાથ–હાથ અને હાથ જ દેખાય છે...પેલી ખુલ્લી પડેલી શેતરંજના મહોરા પર સામસામે બે અદૃશ્ય હાથ મુકાયેલા જોઈ શકું છું....બધા મહોરાં પર આંગળાંની છાપ છે—જોયા વિના યે વાંચી શકાય છે...

નાનપણમાં દીવા સામે દૂર હાથ રાખી ભીંત પર હાથ અને આંગળાની વિવિધ મુદ્રાઓ કરી તેના પડછાયા પાડેલા તે આજે ય જોઈ શકું છું...ઉખડી ગયેલા પ્લાસ્ટર સાથે એ ચાલ્યા ગયા નથી...કહેશો તો રાતે ફરી દીવા સામે હાથ રાખી એ છાપ તમને ફરી બતાવીશ. અને નાનપણમાં ચીઢમાં ને ચીઢમાં, મને ચીઢવી રહેલા ટીખળી છોકરાના કાનની બૂટ પકડેલી એની માંસલ કુમાશ હજી અંગૂઠા ને પાસેના આંગળાના ટેરવેથી ફેર્યાં કરે છે...

મારી આસપાસ બધે જ માણસના હાથ હું જોઈ રહ્યો છું. ફર્શ પર લેલો ફેરવતા હાથ, છતે પાટિયું જડી રહેલા હાથ, ભીંતે ચણી રહેલા હાથ...ફર્શ પર કેટકેટલા પગના તળિયાં ફરી ગયાં, પણ લેલો ફેરવનાર હાથની છાપ હજી જેવી ને તેવી છે. ઠોકરના પથરા પર મારા પગની છાપ નહીં હોય, પણ જે હાથે મેં ઉપાડીને ફેંકી દીધો એ હાથની છાપ જ હશે...

ભૌતિક ચીજોના સંસ્કારી ખડકલા વચ્ચે બેઠો છું અને મને ચારે તરફથી અનેકાનેક હાથો ઘેરી વળ્યા છે અને હું ગૂંગળાતો નથી પણ ગદ્‌ગદ્ થઈ જાઉં છું...ચારેબાજુ જે ચીજવસ્તુઓ પડી છે એમાં હું માણસના હાથનો આકાર જોઈ શકું છું. નરી ખુલ્લી ધરતી અને ઉપર આભ છે ત્યાં ઈશ્વરના હાથ જોવાનો ભાસ મને કોઈવાર થયો હશે, પણ વસ્તી અને ઘરમાં આવું છું અને માણસોના હાથ વચ્ચે હું આવી જાઉં છું...સંસ્કૃતિની જે કંઈ દશ્યલીલા છે એમાં માણસનો હાથ છે.

પેલા ખુલ્લા બારણા વચ્ચે કોઈનો વિદાયનો હાથ લહેરાઈ રહ્યો છે, તો કોઈક બે હાથ નમસ્કારની મુદ્રામાં સ્થિર છે...અને બારણે પહોંચી ઠીંગો બતાવી ભાગી છૂટેલા પેલા ખેપાની છોકરાનો અંગૂઠો મારી વચ્ચેના અવકાશની હવામાં અમાટ આકારે છપાઈ ગયો છે...

હાથ પરની સીધી અને આડી રેખાઓમાં કોઈ અદૃશ્ય હાથ જ હું જોઉં છું...એટલે જ એ રેખા જોઈ શકવાની મારામાં ધીરજ

છે...અને આ હાથ સામે, એ મારો હાથ હોવાથી જે મેં જોયા કરેલું એવું ત્યારે બન્યું નહોતું, એક બીજો હુંફાળો હાથ એ હાથમાં મળેલો એટલે એમાં પેલા હાથનું પ્રતિબિમ્બ હું જોઈ રહ્યો હતો અને એ અખંડ આકારને મારા હાથની રેખાઓ વિચ્છિન્ન કરી શકી નહોતી, એના પર કાતરા પાડી શકી નહોતી...

એકવાર નદીકિનારે બેઠો હતો. મોજ ખાતર પાણીમાં હાથ નાખ્યો અને બસ ક્યાંસુધી પાણીમાં જ હાથ રાખી મૂક્યો...એમ તો સ્નાન કરતી વખતે પાણીમાં હાથ બૂડે છે; પણ એમાં હાથ બૂડાડેલો રાખવાની ઇચ્છા થતી નથી, ત્યારે આમ કેમ? હું વહેણની દિશામાં જોઈને પાણીમાં બૂડેલા હાથમાં સ્પંદન અનુભવ્યા કરતો હતો...મેં નજર ફેરવી આજુબાજુ જોયું...થોડે દૂર કોઈ એક નાજુક હાથ પણ પાણીમાં બૂડેલો હતો અને પાણીનું વહેણ મારી દિશામાં હતું એટલે એ વહેતા પાણીમાં મને પેલો નાજુક હાથ એના સ્પર્શ દ્વારા મળી ગયો હતો...

પેલો છોકરો કશુંક ઠોકવા જતાં પોતાની એક આંગળીને જ ઠોકી બેઠો તે ઘાયલ આંગળીને મોઢામાં રાખી ચૂસે છે...જ્યારે વિષાદમાં ડૂબી જાઉં છું ત્યારે પેલો છોકરો કરે છે એ સિવાય હું બીજું શું કરું છું? મારી ચેતના તો મને એ જ રૂપમાં જુએ છે...બધે જ માણસનો હાથ છે, એનાં જ રૂપો અને આકારો છે...પ્રકૃતિ એટલે ઈશ્વરનો હાથ, સંસ્કૃતિ એટલે માણસનો... △

## સૂર્ય △ રતિલાલ 'અનિલ'

એ તો સવારે મગ્ન થૈ નિરખી રહ્યો હતો,  
ઇશ્વરની ભૂરી આંખ જેવું સોહતું ગગન;  
ભડકાની ભાત દોરવાનું મન થયું, અને  
સૂરજની શાંત આંખમાં દોડી રહ્યો પવન.

# પોલીસતપાસ ચાલુ છે

ચન્દ્રકાન્ત ટોપીવાળા

મુંબઈ તા. ૧૪

(પ્રતિનિધિ દ્વારા)

ચર્ચગેટથી એક લાખ સેન્ટિમિટર દૂર આવેલી એ-ગ્રેડ હોટેલમાં ગઈ કાલે રાત્રે એક અનિચ્છનીય બનાવ બન્યાનું જાણવા મળે છે. આ બનાવ અંગે અહીંનાં વર્તુળોમાં તપાસ કરતાં જાણવા મળે છે કે સુસજ્જ હોટેલના ખીચોખીચ ભરાયેલા હોલમાં ટેબલો પર ઠેર ઠેર ગોઠવાયેલા શખ્સો વચ્ચે રાતાચોળ અગ્નિપટલ જેવા ઇલેક્ટ્રોનિક સંગીત સામે મોટાં મોટાં આંચળો ઉછાળતી એક ગાય ઓચિંતી અંદર ધસી આવી હતી. અને એણે પૂંછ ઉલાળી, પૂંઠ બતાવી, ચામડી ધ્રુજાવી, આંખો ઘુમાવી ચારેપગે ફ્રેબેરે શરૂ કર્યું હતું. ત્યારબાદ આ ગાયની સરિયામ વહેલી દૂધધારામાં અનેક શખ્સો તણાઈ ગયા છે. એમાંના કેટલાક માર્યા ગયા છે અને કેટલાક લાપતા છે. અત્રેના સ્કાઇસ્ક્રેપરના બાવીસમા માળની બારીએ શીંગડે ભરાઇને લટકતા, નાસેલા કોઈ ઇસમને જોયાની પણ બૂમ ઊઠવા પામી છે. મુંબઈ પોલીસે આ અંગે કાયદેસરના કાગળો કર્યા છે અને પોલીસતપાસ ચાલુ છે.

# ગ્રાફિક ચિત્રોનો ઈતિહાસ





ગુલામ મોહમ્મદ શેખ

વિજ્ઞાન અથવા ઉદ્યોગના ઈતિહાસમાં પ્રત્યેક વિકાસ એક નવું પગલું ગણાય છે. એ એક એવી વૃદ્ધિ મનાય છે, જે અગાઉના ઉત્પાદન અથવા વિચારને ખોટા પાડે છે અથવા તેને આંટી જઈને તે પશ્ચાત હોવાનું સાબિત કરે છે. કળામાં વિકાસકાળથી તે પરિપકવ કાળ સુધી થયેલા 'વિકાસ'ને પૃથક પૃથક જોવા સમજવામાં આવે છે એ ખરું, પણ વાસ્તિવિક અર્થોમાં એવા કોઈ વિકાસને પ્રગતિ કહી શકાય નહીં. કેમ કે, એની મતલબ એ થશે કે આપણે ચોક્કસ આકાર પામવા મથતા, સંઘર્ષરત 'વિકાસકાળ'ના મહત્ત્વને, પરિપકવતાની સરખામણીમાં નાનો (અને ઓછા) મહત્ત્વનો પુરવાર કરતા હોઈશું. કળામાં આદિમ અને પ્રારંભિક તબક્કાનું કામ અનિવાર્યપણે પશ્ચાત–ઊતરતી કોટિનું–નથી. અને એની ઉપલબ્ધિઓ તે પછીના વિકાસક્રમથી ધૂમિલ થઈ જતી નથી. એટલે, કળાવિવેચનમાં જ્યારે 'પ્રગતિ' (અથવા વિકાસ) શબ્દ પ્રયોજાય છે તે એ જ સૂચવવા માટે કે, શિલ્પકૌશલ્ય અને 'પરિષ્કાર' કઈ હદ સુધી આગળ વધી ગયાં છે. અને એ ભદ્ર તથા શિક્ષિત સમાજનો વિશેષાધિકાર મનાય છે એટલે, આદિમ કળા અને સંસ્કૃતિના સમર્થકો એમને પડકારે એ પણ શક્ય છે.

પ્રસ્તરયુગના માનવે ગુફાઓમાં પોતાના હાથથી 'છાપ' (પ્રિન્ટ) અંકિત કરી હતી ત્યારથી તે આજ સુધીમાં છાપ–પ્રિન્ટ–ના ઈતિહાસમાં ઘણો વિકાસ થઈ ચૂક્યો છે. લાકડા અને ધાતુનાં બીબાં આપણે બનાવી ચૂક્યા છીએ, પથ્થરોથી છાપોને 'મુદ્રિત' કરવાની પદ્ધતિ શોધી વિકસાવી શક્યા છીએ, અને દ્રાક્ષોનો ક્યાસ કાઢવા માટે બનેલા

'વાઇનપ્રેસ' પરથી પ્રેરાઈને 'હેન્ડપ્રેસ', (હાથના દબાણથી ચાલતું છાપ-યંત્ર) તૈયાર થઈ ચૂક્યાં છીએ. એ બધાંમાંથી પુરાપસ્તરયુગના માણસના 'અંકિત થઈ ગયેલા હાથો'નું મહત્ત્વ ઓછું થયું નથી. આપણે એવાં કારગર નીવડેલાં યંત્રો બનાવ્યાં છે, જે લાખોની સંખ્યામાં પ્રતિકૃતિઓ તૈયાર કરી શકે એમ છે. એથી બોઝિલ અને અણઘડ હેન્ડપ્રેસથી તૈયાર થયેલી પ્રતિકૃતિઓનું મહત્ત્વ અને મૂલ્ય ઓછાં થતાં નથી. જાહેરરૂપે, હેન્ડપ્રેસ મધ્યયુગના છેલ્લા તબક્કામાં યુરોપમાં, સચિત્ર-પુસ્તકોની છપાઈ માટે શોધાયું—એક જ ચિત્રની અનેક પ્રતિકૃતિઓ મળી શકે એ માટે છાપ–પ્રિંન્ટ આજે ય એ કામ કરે છે—જો કે બહુ મર્યાદિત પ્રમાણમાં—અને એથી હાથે તૈયાર કરેલી છાપો અને ધંધાદારી પ્રતિકૃતિઓ વિશે ખાસ્સો ભ્રમ ફેલાયો છે. ધંધાદારી પ્રતિકૃતિઓનું મુખ્ય કામ છે મોટી સંખ્યામાં પુસ્તકો વગેરે માટે પ્રતિકૃતિઓ તૈયાર કરવી, તે કામ કોઈ કોઈ વાર હાથથી તૈયાર કરેલી છાપો પણ પાર પાડે છે. એક ધંધાદારી પ્રતિકૃતિ સંપૂર્ણ અને મોટે ભાગે યાંત્રિક હોય છે, તો હાથે તૈયાર કરવામાં આવેલી છાપ પોતાના માધ્યમ સાથે એક વ્યક્તિ (કલાકાર)ના આત્મીય, નિજી સંબંધને પણ પ્રગટ કરે છે. છાપ, ચિત્ર કરતાં યે ભિન્ન હોય છે. ચિત્રમાં, ચિત્રનું ચોકઠું અને એમાં અંકિત રૂપ અભિન્ન હોય છે, જ્યારે છાપ–પ્રિન્ટ–માં 'ચિત્રરૂપ' 'પ્લેટ'થી કાગળ પર રૂપાંતર પામે છે. પ્લેટ કહેવાય છે તે મોટે ભાગે લાકડું, ધાતુ અથવા પથ્થરને કોતરી ઉપસાવી અતિ કાળજીથી તૈયાર કરવામાં આવે છે, અને એની સરખામણી પોતાના મરણની સાથે જ પોતાના જેવા જીવોના વધારાનો પ્રબંધ કરી જતાં કેટલાંક કુદરતી જંતુઓ સાથે કરી શકાય. પ્રસંગવશ પ્રિન્ટને માટે શાહી 'જીવન' અથવા 'આત્મ'નું કામ કરે છે, જેના વિના પ્રિન્ટ અંધ રહી જાય.

એક ભૂમિએથી બીજી ભૂમિમાં છાપ–પ્રિન્ટ–નું રૂપાંતર આપોઆપ જ કેટલી યે 'જાદુઈ' ક્ષમતાઓથી ભરેલું છે. પેલો પ્રાગૈતિહાસિક મનુષ્ય પોતાની સહેલીઓને દિવાલો પર છાપીને જાણે પોતાના સારતત્ત્વને

સાં રૂપાંતરિત કરી દેતો હતો. આજે પણ ગ્રાફિક ચિત્રકાર કાગળ પર ચિત્રરૂપ અંકિત થાય છે ત્યારે એક અદ્‌ભુત સ્ફુરણા અને 'ચમત્કાર' અનુભવે છે. ચિત્રરૂપના એ જાદુઈ રૂપાંતરને કારણે બાળકો અને નવા વિદ્યાર્થીઓ છાપ-કળા પ્રત્યે સહજપણે આકર્ષાય છે, ચમત્કૃત થાય છે.

આપણે એવા સમયમાં વસીએ છીએ, જ્યારે છાપ માટેની અંકન-મુદ્રણની આદિમ ટેકનિકોથી માંડીને છેલ્લામાં છેલ્લી શોધાયેલી ટેકનિકોનો ભરપુર ઉપયોગ થાય છે—સાવ સ્વતંત્રપણે તેમ મિશ્રરૂપે પણ. મુનાકાતા લાકડાના ટુકડા પર બાળકોનાં ઓજારોથી કોતરી ઉપસાવી, બૌદ્ધ વિષયોને ચિત્રિત કરવાનું પસંદ કરે છે, તેને સફેદ અને શ્યામમાં, હાથથી કરેલા છંટકાવથી ઉભારે છે, ત્યાં માઈકેલ પોંસદિ લિઓં કાગળ પર કરવામાં આવેલી કેટલાક ઇંચની ગહેરાઈથી સંચા દ્વારા 'એકવાર્ટિંટ' અને ૨૮ રંગોના સહયોગથી 'રિલીફ કોલોઝ' તૈયાર કરે છે. પેરિસમાં 'હેતર્સ અતેલિએ' ગ્રાફિક કળાકાર પ્લેટને અનેક સ્તરે ઉત્કીર્ણ કરે છે, કોતરે છે અને અમ્લાંકિત કરે છે, પછી કેટલીય જાતના લસલસતાં તૈલરંગોનો ઉપયોગ કરી એક સાથે ડઝનબંધ ચિત્રો ઉભારી લે છે. આમ એક જ સમયમાં આદિમ, મધ્યયુગી તથા આધુનિક તરીકાઓથી પ્રિન્ટ તૈયાર થઈ રહી છે—હાથેથી તેમ યંત્રોથી, જાતજાતની પદ્ધતિઓનો ઉપયોગ કરીને.

પાષાણયુગના મનુષ્ય અને ચિત્રરૂપ વચ્ચે કોઈ 'પ્લેટ' નહોતી. ત્વચા પોતે ચિત્રરૂપના 'રૂપાંતર'ને પોતાના ધરાતલ પર, અંકિત કરી લેતી હતી, એટલે ચિત્રરૂપ માણસના 'સ્વ'નો જ એક વિસ્તાર હતો. એ જ રીતે પશુના શરીર પર 'છાપ' પોતાના સ્વામી/અભિભાવકની ગેરહાજરીમાં જાણે એની ઉપસ્થિતિનાં 'વખાણ' કરતી હતી.

મધ્યયુગીન ઉત્કીર્ણક (એનગ્રેવર) ત્યારે પાંડુલિપિઓમાં ઉપલબ્ધ રેખાંકનોના આધારે લાકડાનાં બીબાં તૈયાર કરી લેતા હતા, અને એનાથી પુસ્તકોને 'સચિત્ર' કરવામાં આવતાં. રેનેસાં-કાળમાં ઉત્કીર્ણનમાં દિલચસ્પી વધવા સાથે જ એમાં જાતજાતની ટેકનિકોની પ્રગતિ થઈ.

ડ્યુયરે છાપને રેખાંકનનો જ દરજ્જો આપી દીધો—એ પદ્ધતિને રેનેસાં કાળના ઉસ્તાદોએ પોતાને માટે બહુમૂલ્ય માની. પરંતુ છાપ–પ્રિન્ટ–ને ચિત્રરચનાનો દરજ્જો તો રેમ્બ્રાંના પ્રાદુર્ભાવથી જ મળ્યો. રેમ્બ્રાંનાં અમ્લાંકન (એચિંગ) એક અંગત ડાયરી જેવાં છે. તેમાં દ્વંદ્વ અને દિશાભ્રમ–બધું પારદર્શી છે, અને બહુ સારી રીતે વ્યક્ત થયાં છે–અને એમાં એક એવી વ્યક્તિ અને કળાઉસ્તાદનું વ્યક્તિત્વ પ્રતિબિમ્બિત થયું છે, જે પોતાના સમયની સમસ્યાઓથી ય આગળની સમસ્યાઓનો ઉકેલ શોધતું હતું.

અઢારમી સદીમાં ગોયાએ તેનાં અમ્લાંકનોમાં 'એકવાટિંગ' (જેની શોધ તાજેતરમાં જ થઈ હતી)નો ઉપયોગ કરીને યુદ્ધની વિભીષિકાઓ, માનવીય વિકૃતિઓ અને સાંઢયુદ્ધ વગેરેનું ચિત્રણ કર્યું. એ માધ્યમ એમને પોતાના સમયની 'સચ્ચાઈઓ'ના રૂપકથી ઓછું ન લાગ્યું–એ વખતે સ્પેનમાં વ્યાપેલા 'પાખંડ' અને 'આતંક'ના વિષયો માટે એ માધ્યમના જ ધારદાર સફેદ–કાળાની 'અથડામણ'માં એમણે જાણે ચિત્રોમાં વ્યંગ્ય અને ભયાવહ તથા કટુ વગેરેના ચિત્રણમાં મદદ લીધી. જાપાનની 'ઉકીયો–એ' પદ્ધતિની સમકાલીન છાપ–પ્રિન્ટ 'ભંગુર સંસાર'ની છબિઓ એક સાવ નવી જ ઝલક પેશ કરે છે. જાપાન અને ચીનમાં ગ્રાફિક ચિત્રોનો ઇતિહાસ પશ્ચિમ કરતાં ક્યાંક વધારે પુરાણો છે, કેમ કે ત્યાં કાગળનો ઉપયોગ બહુ પહેલાંથી થતો હતો. ચીનમાં હાનકાળ (૨૦૦ ઈસ્વીસન પૂર્વેથી ૪૦૦ ઈસ્વીસન)થી જ એવી છાપોના નમૂના મળે છે. તે વણેલાં કપડાં પર પથ્થર–ઉકેરણોને રગડીને તૈયાર કરવામાં આવ્યા હતા. જાપાનના લાકડાના બીબાંની 'છપાઈ' હાથ અને બ્રશથી કરવામાં આવેલા રેખાંકનોથી 'મેળ'ના સિદ્ધાંત પ્રમાણે કરવામાં આવે છે. મોટે ભાગે ઉસ્તાદ રેખાંકન કરી આપે છે, તે બીબાં પર ચીટકાવી દેવામાં આવે છે, અને બીજો કોઈ તેને 'કાપે' છે.

પરન્તુ, જાણીતું છે તેમ, એ જુદી જુદી વ્યક્તિઓ (બે જુદાં માધ્યમોની વાત ન કરીએ તો)ના સહયોગથી તૈયાર થવાને કારણે એમાં

થોડો ઘણો ફેર–તફાવત (મૂળ કૃતિની સરખામણીમાં) આવી જ જાય છે. હા, જો ઉસ્તાદે જ રેખાંકન અને છાપ–બંને તૈયાર કર્યાં હોય તો રેખાલિપિઓ અને તુલિકાઘાતોની સ્વતઃ સ્ફૂર્તતા ધ્યાનપૂર્વક જોઈએ તો સાફ સાફ વાંચી શકાય છે. પરન્તુ રેખાંકન અને પ્રિન્ટ જુદી જુદી વ્યક્તિઓએ તૈયાર કર્યાં હોય તો પણ (બંનેમાં)એ ચિત્રોમાં વર્ણિત ચીજો 'સુરક્ષિત' રહે છે–વાંસ, પતંગિયાંની સંતાકુકડી, આવર્તિત ફૂલ, આકૃતિ, રૂપ વગેરે.

અંગ્રેજ ચિત્રકાર હોગાર્થ અને બ્લેકની 'ચિંતાઓ' કંઈ બીજી જ છે. હોગાર્થ અઢારમી સદીના પ્રારંભના અંગ્રેજ જીવન અને નૈતિકતા પર અર્ધગંભીર અને અર્ધ વિનોદાત્મક ટીકા કરે છે–ખૂબ જ ચતુરાઈથી. એ એની આલોચના યે કરે છે અને એની મઝા લેતા પણ લાગે છે. બીજી બાજુ બ્લેક પોતાના 'તાત્ત્વિક ચિંતન'થી જ અભિભૂત લાગે છે. કહે છે કે બ્લેકે પોતાનાં ઘણાં ખરાં અમ્લાંકનો રિલીફ પદ્ધતિએ તૈયાર કર્યાં હતાં–એટલે કે, પ્લેટોને એમણે લાકડાનાં બીબાં જેવી તૈયાર કરી હતી અને એથી એની પ્રિન્ટોમાં કશો ફરક પડ્યો નહોતો.

શરૂના આધુનિકતાવાદીઓમાંથી, પ્રભાવવાદીઓ પછીના કળાકારો અને અભિવ્યંજનાવાદીઓને છાપો–પ્રિન્ટો પોતાની પ્રતિભા અને અભિવ્યકિતને અનુકૂલ લાગી. અને એ પછીથી જ એવી ધારણા પુષ્ટ થઈ કે, સંવેગોની અભિવ્યકિત અને પ્રત્યક્ષ, નાટકીય વિષયો માટે આ માધ્યમમાં અપાર સંભાવનાઓ છુપાયેલી છે. જો કે, એ ધારણામાં તથ્ય છે, જેને, કેટલાયે અભિવ્યંજનાવાદીઓનો ટેકો મળેલો છે, પણ એને સંપૂર્ણપણે પ્રારંભિક ન કહી શકાય, કેમ કે એથી આપણે એની બીજી ક્ષમતાઓને નજરઅંદાજ કરીશું. લાત્રેએ લિથોગ્રાફીનો બહુ સહજ ઉપયોગ કર્યો તો ગોગાંએ તાહીતી જીવન અને સહેલના અંકન માટે લાકડાનાં બીબાંને ગાઢ સંબંધ હોવાનું અનુભવ્યું. એમાં, એણે સફેદને ઉપસાવવાનું કામ કર્યું અને એથી એ માધ્યમની અધિકતમ સંભાવનાઓ પ્રાપ્ત થઈ. કાળા–સફેદની 'અથડામણ'ને વધારે આગળ

વધારતા નોલ્ડ, રાઓલ્ટ, મુંચ, બેકમાન, કેથે, કોલવિજ જેવા અભિ-વ્યંજનાવાદીઓ અને મેક્સિકી ભિંતચિત્રકારોએ યુદ્ધ દરમ્યાન અને યુદ્ધ પછીની આશંકા, ભય, પીડા, ત્રાસ વગેરેનું શક્તિશાળી અંકન કર્યું છે–વ્યકિતગત અને સામૂહિક (જાતિગત) બેઉ સંદર્ભમાં.

વીસમીસદીમાં બાઉહોસે ગ્રાફિક કળામાં રુચિ ઉત્પન્ન કરવાનું ઉલ્લેખનીય કામ કર્યું, તે સાથે એ પણ સ્વીકારવું પડશે કે, ત્રીજા અને ચોથા દસકામાં જ ગ્રાફિક કળા વેગીલી બની શકી, બીબાં બનાવવાની વર્કશોપો સ્થપાઈ ત્યારે, એ પછી જ, એ માધ્યમે કેટલાયે પ્રયોગો અને કેટલીયે શોધો થઈ, જેમાં અધુનાતન અને લોકપ્રિય પદ્ધતિ છે સિલ્કસ્ક્રીન. છેલ્લાં વીસ વર્ષમાં એક પછી બીજાં કળાઆદોલનોએ એક પીડાજનક સ્થિતિ ઉત્પન્ન કરી છે (કળાકૃતિનું માત્ર 'સૂઝ' અને 'અમૂર્તતા'માં અવમૂલ્યન કરીને), પ્રિન્ટો તૈયાર કરવાની કળા પોતાના માનવીય અને લોકતાંત્રિક કાર્યાત્મક રૂપમાંથી ફરી એક વાર માનવહાથ અને બુદ્ધિ પ્રત્યે (કળામાં) એક નવી દિલચસ્પી જન્માવવાનું કારણ બની શકે છે. આજે હિન્દુસ્તાનમાં, છાપે.–પ્રિન્ટોમાં પહેલાં કરતાં વધારે દિલચસ્પી જણાય છે, અને પોતાના વ્યાજબી મૂલ્ય અને અપેક્ષાએ એ 'સુલભ' હોવાને કારણે છાપ–પ્રિન્ટ કળામાં દિલચસ્પી જન્માવવામાં એ એક નિર્ણાયક ભાગ ભજવી શકે એમ છે. □

## સાહિત્યપ્રિય, વાંચકોને

શુદ્ધ સાહિત્યક સામયિકો, વૉલેન્ટયરી સેવા છતાં ગુજરાતમાં ખોટમાં જ ચાલે છે. છેલ્લા વર્ષમાં કાગળ પ્રિન્ટીંગ આદિમાં થયેલા ઉત્તરોત્તર વધારાએ એ ખોટમાં અસહ્ય વધારો કર્યો છે. ગ્રાહક સંખ્યા વધે તો જ એ ખોટ હળવી થાય. 'કંકાવટી'ના વાર્ષિક લવાજમમાં વધારો કરવામાં આવ્યો નથી એ તરફ આપનું ધ્યાન દોરી, સાહિત્યમાં રસ હોય તે સૌને 'કંકાવટી'ના ગ્રાહક થવા વિનંતિ કરીએ છીએ –સં.

## વિચારનું મત્સ્ય

• ઉશનસ્ •

માછલીનો આકાર સમુદ્ર પોતે જ,
સમુદ્રમાં પાછી માછલી !
સપાટી પર માછલીની આંખ તગે; શ્વસે...
આંખમાં કીકી તરવરે
માછલી તળેઉપર લસે
ઉપરતળે...
ક્ષણેક સમુદ્ર સ્થિર થઈ ઠરે
અને
માછલી ઊતરી એ જાય
તળે...તળે...અતળે...

...△ જવાહર પટેલ 'રાજુ'

કુંજલડીઓની હાર
જેવી યાદો
ઢળી જાય થાકેલી સાંજોમાં
છાતીમાં સળવળે પીંછાં
ઓષ્ટે ઊગી નીકળે વરસાદી પરપોટા
હથેળી રેસડાઈ જાય હવાના ડુંગરે
તૂટેલા આડબંધેથી
અસ્તિત્વ આથમી જાય
તારા અંકિત પગલાંઓમાં

## પીંજરમાંથી પંખી જુએ… △ કિસન સોસા

ભમ્મર વાદળ લોઢ ઊછળતા, આભ શ્યામળો સમંદર, વા'લમ !
વાદળ વાદળ ગામ થયું છે, પાણી પાણી પાદર, વા'લમ !
અડધાં વાદળ આભમાં આવ્યાં, અડધાં મારી આંખમાં, વા'લમ !
ઝળઝળિયાં સંતાડું પીંછે, વીતક ફફડે પાંખમાં, વા'લમ !
મોર–ગ્હેકના મેઘધનુ રંગ પ્હેરી અંગ ઊતર્યાં, વા'લમ !
ઝરમરતી શેરીથી લથબથ ભર્યે બેડલે નીસર્યાં, વા'લમ !
ગોરંભાયેલ ગીતમાં ઊડતા, પાંપણ ટીપાં પ્રોતાં, વા'લમ !
પીંજરમાંથી પંખી જુએ આભ અમે એમ જોતા વા'લમ !
વાદળ વચ્ચે ગામ, ગામને એકલ ખોરડે રહેતા, વા'લમ !
પગરવનાં તોરણ સુકાતાં જાય: સુકાતાં, સહેતા, વા'લમ !
મેઘધનુષના લીરા થ્યા ને ઝાંખા રંગના રેલા, વા'લમ !
હિંડોળો તો અટકી ગ્યો છે, ઠાલા શ્વાસના ઠેલા, વા'લમ !
ભીંતે શેરડા પડતા, અડતાં પિચ્છ સુંવાળાં મોરના, વા'લમ !
ચેનભરેલા બેડાં રહેતા ખોરડે ભીનાં પ્હોરના, વા'લમ !
બે ઘડી મેળાનો મેળો, બે ઘડી રંગ રેલ્યા, વા'લમ !
માટીએ પણ મ્હોં ફેરવ્યું, અમે આભનાં ઠેલ્યા, વા'લમ !
આમ અમે તો હસતા–ગાતા, આમ અમે તો વાતા, વા'લમ !
સાચું કહું તો જીવતરના આ વખ નથી જીરવાતાં, વા'લમ !
રસ્તા વચ્ચે ફેંકતા ચાલ્યા ઠીકરાં જેમ આ ગામને, વા'લમ !
એક પછી એક જાય મોરલા છોડી મારા ગામને, વા'લમ !

# હું પાછો જાઉં તો ?



પ્રા. મણિલાલ હ. પટેલ

ખખડતા સિક્કા જેવી લાગણીઓની
અંગૂલિ છોડી પવનની જેમ નીકળી ગયો હું
ત્યારે પાદરનું તળાવ
ટેકરીઓના ઢાળ સુધી જોતું રહ્યું મને,
પાળિયો કદાચ મને પકડી શકત, ને
મિત્રોના અદૃશ્ય પડછાયાઓના હાથ
મારા ખભા ઉપર ચચરી ઊઠ્યા
પણ મને વડલાની છાયા ય રોકી ન શકી !
મૃત બાની કીકી જેવું ગામ, ગામને
પર્વત ઓળંગાવીને હું લાવી ન શક્યો હથેલીમાં !
દાદીમાની પરીકથાનો રાજકુંવર
અશ્વે ચઢી મારો પીછો કરતો લાગ્યા કરે,
મકાઈના પાકેલા ખેતર જેવા વૃદ્ધ દાદાનો
ખાંસી ખાતો ચહેરો કાનથી આંખ સુધી વિસ્તર્યા કરે.......
અજાણ્યા રસ્તા ઉપર મને સામે મળે છે
પાંજરું છોડી ગયેલાં પંખીઓનાં પીંછાં;
ને ત્યારે કીકીમાં પથરાતાં ખેતરને
હું વહાવી શકતો નથી
કેમ હું મનને બહેલાવી શકતો નથી ?
ને ચાલ્યો ત્યારે રસ્તો સૂનસુન હશે ?—

એવો પ્રશ્ન તો મને ન થવો જોઈએ ને ?
કદાચ લાગણીઓએ જ મને છોડી દીધો છે.

રેતીમાં રમતી નદીના આકાશને
છાતીમાંથી હું ઉતરડી શકતો નથી.
એ જ મારી વેદના છે....
રસ્તા ઉપરના વૃદ્ધો મારા સંબંધોને સાંધતા જાય છે....
ગામ વચ્ચેની પીપળ નીચે વ્રત કરતી
કાચી કન્યાઓનું ટોળું
મારી છાતીમાં ગોટાય છે....

હું ઘર છોડીને ચાલ્યો ત્યારે
ગવન પહેરીને ઊભેલી એકલતાની
આંખ ભીની હતી....
ભીનાશને હૂંફવા હું કેમ ઝૂકી ન શક્યો ?—
એવો પ્રશ્ન મને કેમ થતો નથી ?

'અડકો દડકો દહીંનો દડકો
શ્રાવણ મહિને રેલો ચાલે'
એવું એવું રસ્તો બોલે....
શેરીના નાકે ઊભેલા ખો ખો રમતા રે'વું
તેંય મને ના રોક્યો ? !
તને કશું ના કહેવું,
શેરીના રસ્તાએ પણ ના રોક્યો !
સ્હેજ રહીને પાછું જોઉં....
દશા વગરના દેશ મહીં હું આવ્યો ?

અહીંથી મારો રસ્તો પાછો ચાલ્યો
મારી જ આંગળી પકડીને હું ઊભો રહ્યો...ચાલ્યો.

શેરીના નાકે આવી અટક્યું 'તું ઘર,
ને પછી તો વૃક્ષો....વ્હેળા....પંખી....રસ્તો....જંગલ
કેટકેટલા ચ્હેરા વચ્ચે મારું ચૂપ સરોવર !

શ્રાવણના વાદળના ચ્હેરા સીમ બનીને મરકે
આંખોના દીવાઓ ટમટમ ટમકે....થરકે,...
ડાબા જમણા ખિસ્સે શોધું ભાઈબ્હેનના ચ્હેરા....
મોર બનીને આંબા ટહુકે....મ્હેંકે
મોર આંબા થઈને મ્હેંકે.
એવા ઉનાળાના દા'ડા મને મૂકી વળી ગયા હશે ?

ખરબચડી એકલતા લોહીમાંસમાં મ્હાલે.
મને તાકયા કરતી કન્યાના ચ્હેરા જેવી સીમ
સીમમાં ફરતા હળના ચાસ
શેકાતા ડોડાની કૂંણી વાસ
વાસ વાસના–એરુ ડંખે !
ધણનો પગરવ હજી ય ઘેરતો પૂંઠે આવે
મને ઘર જેવું કોઈ ના બોલાવે ? !
હજી ય મારી હથેલીઓમાં
વહી જતી વ્હેલ્યોની કન્યા કંકુ–શું ડૂસકાય....
પિતાજીના ભાવ વગરના ચ્હેરા જેવું
માથે ઊગ્યું આભ

આભના અગણિત તારા આંખ બનીને તાકે
સ્મૃતિનાં ધણ કેમ કર્યાં ના. થાકે....
બચી ગયેલા અવાજના પડછાયા પગરવ હાંકે.
આંગળિયોને પૂછે ટેરવાં
છાતીના એ પ્હાડ ઉપર વસનારી
અણિયાળી કન્યા ક્યાં ગઈ?
છાતીથી વેરાઈ જતું આ કંકુ:

'જાન વળાવી વળતો ઢમકે ઢોલ
ઢોલના આંસુઓના 'દીવા' કંપે....'
લોલગુલાબી સાસ જેવો રસ્તો પાછળ પડતો
સંબંધ બિચારો અંતરિયાળે અટક્યો હોયે
ખેતર–શો ભૂતકાળ ગોફણ થઈ વિંઝાય....
'આપણે વ્હેતાં રહ્યાં 'તાં તન વગર
આપણે છૂટચાં પડ્યાં 'તાં મન વગર
—અવાજના પડછાયા પીછો કરતા.

આંગણાના લીમડેથી ઊતરીને પાનખર
આવે પૂંઠે,
ગર્ભ વગરની દીવાલોને સાચવતું કોરું ઘર
છબીઓ પાછળ ચકલીગૂંથ્યાં નીડ
નીડમાં વ્હાલ વ્હાલની ભીડ
મને તો મળ્યો...નથી એકે ય એવો નીડ
તેથી જિંદગીની પીડ
ચીડ લાં–બી જિંદગીની પીડ....

સુખ તો રાજકુંવરનું નામ
દુઃખ તો ગામ વચ્ચોવચ વાવ
વાવના અંધકારને ખોબે ખોબે પીતા
સોનપરીની ભાળ કાઢતા ભેરુઓના
સુખી પડછાયા ગામગોંદરે વડલાડાળે લટક્યા....અટક્યા.

આટાપાટા રમતી યાદો યાદ
ડંખે અહીંયાં નામ વગરના નાગ
ડંખે ડંખે ફૂટે ગામ વગરનું લોહી....
ડંખે વાત
ડંખે દિવસ ડંખે રાત ડંખે
ડંખે મારા હાથ મુજને ડંખે મારી જાત
ડંખે ડંખે ફૂટે સઘળી વાત
વાત વળીને ચચરે કોઈની કીકી જેવું ગામ....

ગામની પરીઓ જેવી યાદ
ઘરની સૈયર કેરી વાતો જેવી યાદ
ત્યાંની આંબલીઓની, વડલાડાળો યાદ
ત્યાંની ટેકરીઓના તડકાપીતા ઢાળ
ઝાંઝરના પડછાયા ભરતા ફાળ
પનિહારીની નદીઓ ના સૂકાય....
દૃશ્યો કાનોમાં સંભળાય.

વરદાનો થ્યાં શાપ મને તો ડંખે
ડંખે લીલાં પાન ડંખે અહીંનું પાણી ડંખે ...
કેશવનોની પૂંઠે છૂપી આંખો કો' અણિયાળી ડંખે

થૈને કરવત કાપે સઘળું....ડંખે.
ઘરનું આંગણું ખળખળ વહેતું જ્યારે
ભીંતેથી ચીતરેલાં પંખી મ્હેક્યાં ત્યારે
કોઇ લજામણીવેલ, વેલની છાતી ઉપર ઝૂક્યા
લીલા ઝામણુ સાપ
આંગળિયોમાં ફરતા ભેદી સાપ....છાતીએ ફુત્કાર !
ઘરડી માનો લીલું ધ્રૂજતો હાથ માથે ફરતો
હું કેટકેટલું રડતો....

સવારનું ભૂરું પારેવું ઘરમાં આવી બેસે
કોઈ ભૂખરી ભૂખરી સાંજ
ને પછી તો રાત
રાતનાં અંધારાંનાં રૂપ...
રૂપ હવે તો યાયાવર પંખીનું ટોળું !
મારી કીકીમાં જ્યાં ગામ હતું ત્યાં
નીર વગરનું કોઈ સરોવર ચૂપ....
બચી ગયેલા અવાજના પડછાયા પાસે
આશિષો હું યાચું....
લોહીની ડાળે રમતાં શૈશવ-પંખી ટોળાં
છોડી ચાલ્યો,
હું ખુદની આંગળી છોડી ચાલ્યો
તેં ય મને ના રોક્યો રાધે પ્યારી
ગોરસ પીવા....
કેટકેટલાં વૃંદાવન

પાદરના ગુલમ્હોરે અટક્યાં !
ને પંખીઓ છટક્યાં પીંછાં સાથે છટક્યાં....
આંગળીઓમાં નથી રહી મહીસાગર
કીકીઓમાં ના ગબડે ગંગાજળની ગાગર,

પગરવનો પડછાયો ખ્હેરી પોઢે પાછ્ળા ગામ
દરવાજાના તાળા જેવું મને લટકતું નામ
નામને વેંઢારી હું ફરતો
હું હવે તો ખુદને પણ ના ગમતો.
ઉપવન જેવું રણ છોડીને રણ જેવા રણમાં હું પેઠો
બસમાં બેઠો
બસ મારી છાતીમાં ખખડે
સરનામાનું 'પો. મધવાસ' ગામ
ગામની સીમે કંકુ જેવી હસતી કન્યા છટકે....
પાંપણની પછવાડે સાલું કશું ય પણ ના અટકે.
સંદર્ભોની બરછટતાના દરવાજે
મન ઊભું સુવ્વર જેવું,
ખરબચડા અવાજોની વચ્ચે
સાત સાત દરવાજા વીંધી પેસું—
ને પછી તો સડકો સડકો
અવાજ અવાજના ગોટાઓની વચ્ચે
ચિતર્યા ચ્હેરા ચાલે,
પોસ્ટરથી ચાલે વ્યવહાર
ઈવઆદમની ઇચ્છા જેવાં લટકે હારોહાર....
કાગળના ડૂચા ચાવીને શીંગ વીંજતી
ભૂલી પડેલી ગાય એકલી સાચી લાગે !

હાટે હાટે ભીખ માગે
શહેર કૂદતા વાનર જેવું લાગે,
કોલાહલનો કેફ ઢીંચતું શહેર
કૌરવકુળનાં પાપ ભોગવે....
સંવેદનના લીટા દોરે અગડમ્ બગડમ્
ચારે બાજુ કશા વિનાનું, દિશા વિનાનું
અગડમ્ બગડમ્ બબડે....
સંસ્કૃતિની માયા વચ્ચે
માણસનામે એક પાળિયો ડૂબે,
ભાન વગરનો સમય બિચારો ભિખારી-શો ભટકે
ટાવરની એકલતા પહેરી મધરાતો અહીં ખનકે....
સાવ અજાણ્યા, બુઠ્ઠા જુઠ્ઠા, શબ્દ વિનાનાં ચહેરા મરકે
સુંદરીઓનાં શણગારેલાં સ્મિત આથમે....ઊગે....
મારે કશાયનું ના કામ
હું તો વાંચું બસનાં નામ
યંત્રો ચીસે, ઘરની ભીંસે
મિલમજૂરો જાગે....ઊંઘે....જાગે
આંખોમાં શમણાતું જંગલ ભાગે
માણસને બસ માણસનો ડર લાગે.

શબ્દ સ્વયં વેરાન બનીને ભટકે
શબ્દે શબ્દે જન્મ પામતી અર્થ વગરની
અનંત વેદના મારી સાથે-રઝળે....
શબ્દો સ્વયં હવે તો અર્થવિહીનતા વેંઢારીને થાક્યા
શબ્દો ઊભી બજારે વિસામાને માગે

ભિખારી-શા કેટકેટલા શબ્દો મારી આગળ પાછળ
ચારે બાજુ વર્ણ વગરના શબ્દો વચ્ચે ઊભો છું....

કશું નહિ-ની કોઈ દિશામાં ચાલું
ૐ સાંજનું તત્સત્ ક્યાં છે ?
ક્યાં છે ૐ સાંજનું તત્સત્ ?
અશાકશાની દિશાવિહીનતા
ૐ મને ઓઢારીશ તું ?
તત્સત્માં પોઢાડીશ તું ?

સાવ અવાચક ૐ !
દમયંતીના હાથો જેવાં
શાપીલાં વરદાનો પહેરી
મારી આગળપાછળ ચોકી કરતા હે ભૂરા આકાશ
આ નગરની નાભિ વીંધી

હું પાછો જાઉં તો—
આખું ગામ મને શું સાથે લેવા આવે ?
આખું ૐ મને શું સામે લેવા આવે ?
ને હું પાછો જાઉં તો—
તળાવકાંઠે ભેંસ ચારતી
હવડ વાવને કાંઠે બેસી
પરીકથાના રાજકુંવરની વાટ જોતી
પતંગિયા-શી પેલી
મધવાસ-પાલ્લા*ની ષોડષી
મારા હાથોમાં કમળ ઉગાડશે ?
ને પેલું તળાવ
હે ૐ મને શાન્તિથી ડૂબાડશે ? ?



* મધવાસ-પાલ્લા એ ગામનું નામ છે.

## ગણતરીનું ગીત

સાત ડોસી વીણતી હતી
બાળકો માટે
છએ ગર્જના સાંભળી
પાંચ ઘોંઘાટથી ડરી ગઈ
ચારની હાલત ખરાબ
એક વીણવા માટે બચી ગઈ
એક બચી ગઈ રડવા માટે.
કેટલું નિર્મળ છે માત્ર એક
ચહેરાનું બચવું
અને દર્પણમાં જોવું
એનું મરવું.

લોલા હાસ્કિન્સ

## પરિભાષા

તે કૂતરો છે
જે મરે છે
અને જાણે છે કે
તે મરે છે
કૂતરાને મોત
અને કહી શકે છે
કે હું જાણું છું
કે હું મરું છું
કૂતરાને મોત
—માણસ છે.

એરિક ફ્રોઈડ

## એ આમ બન્યું

લોકો અંશે અંશે મરશે હર હાલમાં
અર્થહીન છે પોતાના જ લોકોને
ગોળીથી દેવળની અંદર ઠાર કરવા.
બીજે દિવસે મારો પગ
છુપાવેલા બોમ્બ પર પડ્યો
કરચો ઊભરવા લાગી સપાટી પર
બોલી : દવાએ પરું પેદા કર્યું છે.
હું ન સમજ્યો
ઘેર આવ્યો તો
ઉપાડ્યા કરવા માટે મારા પિતાનું લોહી.

લિન શિફલિન

# થાંભલો

△ હારુન રશીદ

ઘરે ઉપવાસ થયો તે દિવસે પહેલી જ વાર હું બહાર નીકળ્યો.

હું ગલીના નાકે પહોંચ્યો ને જોજી દેખાયો. જોજી મારો જૂનો દોસ્ત હતો. તેણે કહ્યું કે એને પણ બે દિવસથી ફાકા પડે છે. અમે આગળ ને આગળ ચાલતા ગયા અને પછી એમ જ આવારાની જેમ રખડવા લાગ્યા. સાંજે અમે શહેરની ગલીઓમાં ચક્કર મારીને પાછા ફરતા હતા ત્યારે શહેરની વચ્ચેના મોટા ચોકમાં લોન પર સૂતેલા નાગા-પૂંગા લોકો અમને દેખાયા.

મને આ લોકો પર ખૂબ જ ગુસ્સો આવ્યો. હું એક ડોસા પાસે ગયો ને પૂછ્યું, 'તમે બધાં તમારા ઘરે જઈને કેમ સૂતા નથી?' તે ડોસાએ મારી તરફ આશ્ચર્યથી જોયું અને ધીમેથી કહ્યું, 'વાવાઝોડા અને વરસાદથી અમારાં ઘરો વહી ગયાં.'

પાછા ફરતી વેળા અમે એક ખૂબ જ સુંદર ઘર જોયું. મને એવું લાગ્યું કે, પુરાણી કથામાંના કોઈ એક પવિત્ર હૃદયના બાદશાહનો તે મહેલ હશે. અમે તે મહેલની બારીમાં ડોકિયું કર્યું તો ત્યાં એક મોટા ટેબલ પર સોનાની થાળીઓ જમવા માટે તૈયાર કરાઈ હતી. ઘણીવાર પછી એક માણસ કોઈ એક રૂમમાંથી બહાર આવ્યો અને ડાયનિંગ ટેબલ પાસે આવવા લાગ્યો. તે માણસનો ચહેરો અત્યંત ભયાનક હતો.

અનુ. અજિત ઠાકોર

અમે એકદમ પાછા હટી ગયા. મારા મનમાં વિચાર આવ્યો કે, પુરાણી કથાઓમાં જે પવિત્ર હૃદયના બાદશાહો હતા તેમના ચહેરાઓ પણ આવા જ ભયંકર હશે. ઘરે આવીને મેં મહેલમાં રહેતા ભયાનક ચહેરાવાળા માણસની વાત માને કહી, અને એમ પણ કહ્યું કે તેં હમણાં સુધી પવિત્ર હૃદયના બાદશાહોની જે કથાઓ કહેલી તે બધી-તો ખોટી જ છે.

મારી મા ગભરાઈ ગઈ. તે ચ્ ચ્ મ્ સ્ અવાજે કહેવા લાગી, 'ઈશ્વરથી ડરીને રહેવું દીકરા, સજ્જનતાનો માર્ગ તેં છોડી દીધો હોય એવું લાગે છે. ભાગ્ય પર ભરોસો રાખ. અને ઈશ્વરને જે સંતુષ્ટ રાખે છે તેને જ ઈશ્વર સુખી રાખે છે, તે ધ્યાનમાં રાખ. અંતઃકરણથી ક્ષમા માગ. જેથી આવા નકામા વિચારો તારા મનમાં નહીં આવે. નહિતર સ્વર્ગના દરવાજા તારા માટે કાયમને માટે બંધ થઈ જશે.'

ક્ષણભર મારા મનમાં આવી ગયું—એ ઈશ્વર પણ પુરાણી કથાઓના મહેલમાં રહેતા ભયાનક ચહેરાવાળા માણસ જેવો જ હશે. પરંતુ તરત જ મને મા પ્રત્યે સહાનુભૂતિ જાગી.

ધીમે ધીમે મારી અને જોજીની મૈત્રી ગાઢ થતી ગઈ. અમે ચોરીછૂપીથી આ પુરાણી કથાઓ કરતાં જુદી કથાઓ વાંચવા લાગ્યા. એક દિવસ એક કથા અમારા વાંચવામાં આવી, તેમાં એક શહેરની વચ્ચોવચ ચોકમાં નાગાપૂગા લોકો સૂતા હતા અને મહેલોમાં ભયાનક ચહેરાવાળા લોકો રહેતા હતા.

એ શહેર અમારા શહેરને મળતું આવતું હતું. પણ એ શહેરની કેટલીક વિશિષ્ટતાઓ હતી, જે અમારા શહેર કરતાં સાવ જુદી હતી. વાર્તામાં એક સ્થળે લખ્યું હતું કે, એ શહેર એક ડગમગતા થાંભલાના આધારે ઊભું છે. અમને આ વિચિત્ર વાર્તામાં એવો તો રસ પડવા લાગ્યો કે હવે અમે અમારા શહેરની ગલીઓમાં એ થાંભલાની શોધમાં ભટકવા લાગ્યા. પણ અમારી ઇચ્છા પૂર્ણ થશે જ એવો અમને વિશ્વાસ ન હતો. અમે જ્યારે શહેરમાંનાં ઘરો જોવા લાગ્યા ત્યારે અમારું કુતૂહલ

ઘણું જ વધી ગયું. આખું શહેર એક મોટા ચોકની આસપાસ વસેલું હતું. અમે એવાં પણ કેટલાંક ઘરો જોયાં કે જેમાં હવા જવા માટે પણ જગ્યા ન હતી. તે બધાં ઘરો ભેજવાળાં હતાં અને તેમાંથી દુર્ગંધ આવતી હતી. તેમને દરવાજા પણ નો'તા. જાણે કે કોઈને કોઈની કશી પરવા જ નહીં હોય! ઘરો અત્યંત ઘીચોઘીચ હતા ને છતાં એક પ્રકારની ભયાવહ શાંતિ ત્યાં પથરાયેલી હતી. ચારે તરફ ઉદાસ વાતાવરણ હતું અને લોકોને પરસ્પર સ્હેજે ય પ્રેમ ન હતો. તેમની એકબીજા સાથે મૈત્રી ન હતી, ઓળખ સુદ્ધાં ન હતી.

શહેરના બધા જ છોકરાઓ જે સ્કૂલમાં ભણતા હતા ત્યાં તેમને જૂના પવિત્ર હૈયાના બાદશાહોની કથા ભણાવાતી હતી. જો એકાદ છોકરો ભૂલથી પણ તેની વિરુદ્ધ કંઈક બોલતો તો તેની મા તેને ઈશ્વરનો ડર બતાવતી. જે છોકરાઓ એના કરતાં પણ લાંબી-ટૂંકી કરતાં તેમની મા કબ્રસ્તાનમાંનાં ભૂતોની અને ખૂબ વાળવાળા ભયંકર પ્રાણીની કથા કહીને સૂવડાવવાનો પ્રયત્ન કરતી. કબ્રસ્તાન શહેરની બહાર હતું અને ત્યાં કોઈપણ જતું ન હતું. કોઈકે એવી પણ અફવા ઉડાવેલી કે ઊલટી પાનીવાળી ચૂડેલો ત્યાં રહે છે.

શહેરમાં થોડાક લેખકો અને વાર્તાકારો શહેરની આસપાસનાં ભયપ્રદ દૃશ્યો અને ભૂતોની કથા કહેતા અને તે માટે તેમને શ્રીમંતો પાસેથી સારા પૈસા પણ મળતા હતા. પવિત્ર હૈયાના કેટલાક બાદશાહોએ તો પોતાની પાસે કથાકારો પણ રાખ્યા હતા.

આ મોટા ચોક પાસેનાં ઘરોમાં ગંદા છોકરાઓ રહેતા હતા. મોટાં અને સુંદર ઘરોમાં રહેનારાં બાળકો જુદા પ્રકારનાં હતાં. તેઓ આડી-અવળી વાતો પૂછતા ન હતા. જૂના બાદશાહોની કથા તેમને ક્યારે ય કોઈ કહેતું નહીં. ભૂતોની કથાઓનો ડર પણ કોઈ બતાવતું નહીં. તેઓ પોતાના વરંડામાં ક્રિકેટ રમતા. રાતે ટેબલ પર બેસીને સોનાની થાળીઓમાં જમતા, અને પછી સુંદર સજાવેલા પલંગ પર સૂઈ જતા.

અમે આ શહેરથી ખૂબ જ ડરી ગયા. તો પણ તે થાંભલાની શોધ

અમે ચાલુ રાખી. હવે અમે શહેરની બહાર પણ જવા લાગ્યા. કેટલાંકોએ અમને બહાર જતા જોયા અને અમારા ઘરે જઈને કહ્યું. અમારા વિશે આમ કહેવું તેઓને બહુ મહત્ત્વનું લાગતું. જાણે કે તેઓ અમારા ને અમારાં મા-બાપો પર ઉપકાર કરતા હતા. તેમને લાગતું હતું કે અમે મૃત્યુનાં જડબાંમાં જઈ રહ્યા છીએ. અને અમારાં મા-બાપોને પહેલેથી ખબર પડે તો અમારું ભલું થશે. પછી અમે અમારાં મા-બાપોને જરા પણ ખબર પડવા દીધા વિના ચોરી છૂપીથી બહાર જવા લાગ્યા. એક દિવસ અમે એક વિચિત્ર રસ્તા પર જઈ ચડ્યા. આ રસ્તો ઢોળાવવાળો હતો. રસ્તામાં અમને એક માણસ મળ્યો. અમને જોઈને તેને આઘાત લાગ્યો. તેણે અમને ગભરાવતા કહ્યું કે, 'આ રસ્તો તો દફનભૂમિ તરફ જાય છે!' ત્યાં ચારે તરફ વિચિત્ર કાળો ધુમાડો હતો અને રસ્તો પણ દેખાતો ન હતો. ત્યાં અમને બહુ જ એકલતા લાગવા માંડી. ડર લાગતો હોવાથી અમે આમ જ છાતી કાઢીને ગપ્પાં મારવા લાગ્યા. પરંતુ ધીમે ધીમે અમારાં ગપ્પાંઓમાં બીકે પ્રવેશ કર્યો. અને જોજીએ ભૂતોની વાતો કરવી શરૂ કરી. લાંબા સમય સુધી આમતેમ ગપ્પાં માર્યાં પછી એકાએક અમે ઉપર જોયું. અને અમારા મોઢામાંથી ચીસ નીકળી ગઈ.

અમારા માથા ઉપર તે જ ક્રૂર ભયાનક શહેર હતું. અમે કાળજીપૂર્વક જોવા લાગ્યા. મોટી મોટી ઈમારતોની ચીમનીઓ ઊંધી ટાંગેલી હતી સુંદર ઘરોની બારીઓમાંથી ધુમાડો બહાર આવીને નીચે તરફ આવતો હતો. અને તે શહેર આ કાળા ધુમાડાની ઉપર હતું. એ કાળો ધુમાડો એક જ ઠેકાણે રહેતો ન હતો. ધીરે ધીરે ઉપર જતો હતો, અને એની જગ્યા લેવા માટે વધુ ને વધું ધુમાડો બહાર આવતો હતો.

'આ ચીમનીઓના મુખો નીચે તરફ કરવાની શી જરૂર હતી?' જોજીએ ચાલતાં ચાલતાં પૂછ્યું. મને, અમે વાંચેલી કથા યાદ આવી. પણ તેમાં આવા ધુમાડાનો ઉલ્લેખ ન હતો. વારુ, અમે આ ધુમાડાની આસપાસ ચક્કરો માર્યાં. સાંજ ગાઢ થઈ ગઈ ત્યારે અમે પાછા ફર્યાં.

તે પછી અમે દરરોજ દફનભૂમિમાં જતા. જાણી જોઈને ભયપ્રદ વાર્તાઓ કરતા. ઊંધા મુખવાળી ચીમનીઓમાંથી નીકળતો ધુમાડો જોતા. તે કાળા ધુમાડાથી આચ્છાદિત જગ્યાની આજુબાજુ આંટા મારતા, પરંતુ અંદર જવાની હિંમત થતી નહીં. એક દિવસ ઘોરખોદિયા માણસે કહ્યું કે એકવાર તે આ ધુમાડાની અંદર ગયો હતો. ત્યારે એક રૂંવાટી-વાળા પગવાળા પ્રાણી સાથે તે અથડાયો હતો. અને તે પાછો નાસી આવ્યો હતો.

ધીરે ધીરે શહેરમાંના અન્ય કેટલાકોએ અમને ત્યાં જતા જોયા. અમે તેમને આશ્વાસન આપ્યું કે ત્યાં એવું રૂંવાટીવાળું પ્રાણી કે અન્ય કશુંય નથી. હવે તેઓ પણ અમારી સાથે આવવા લાગ્યા. આ બધાને કારણે અમારી પણ હિંમત વધી ગઈ. અને એક દિવસ હું, જોજી અને બીજા કેટલાક છોકરા આ અજાણ્યા પ્રદેશમાં ઘૂસ્યા. ત્યાં એટલું બધું અંધારું હતું કે આંખો બળતી હતી, અને પોતાનો હાથ પણ દેખાતો ન હતો. પણ અચાનક એક આશ્ચર્યજનક ઘટના બની. મારો હાથ એક કઠણ પદાર્થને અડચો. અમે આનંદથી ગાંડા થઈ ગયા કે આખરે અમને એ થાંભલો મળી ગયો. હવે આ ડગમગતા, ખવાઈ ગયેલા થાંભલાને તોડી–પાડીને અમે એ ક્રૂર શહેરને નષ્ટ કરી શકીશું.

હવે અમે રોજ શહેરમાં જઈને મોટા ચોકમાં બેઠેલા નાગાપૂગા અને નિર્જીવ ચહેરાવાળા લોકોને આ ખવાઈ ગયેલા થાંભલાની માહિતી આપીએ છીએ. એ થાંભલો કાળા અંધારામાં છુપાયેલો છે, અને બધાના પ્રયત્નોથી તે પાડી શકાશે એવું અમે ઠસાવીએ છીએ. પણ આ લોકો અમારી વાત સાંભળીને હસે છે. અને કહે છે, 'તમે આ શહેર નષ્ટ કરવા માંગો છો કે? તમે કુદરતી નિયમમાં, વ્યવસ્થામાં વિઘ્ન લાવવા માંગો છો કે?' પછી નિરાશાથી બીજી તરફ જોઈને તેઓ કહે છે, 'તેમના પર શયતાનોની છાયા પડી છે. સત્યના માર્ગ પરથી તેઓ દૂર ગયા છે. હે પરમેશ્વર, તેમના પર દયા કર, આ ભૂલા પડેલા છોકરાઓને માફ કર.'

△

# પાદુકા

રતિલાલ 'અનિલ'

ચાલું ત્યારે એડીને તપાક તપાક ટપલા માર્યા કરે એવી પાદુકા પહેરવાના રામરાજ્યમાં હું હરતો ફરતો નથી. એટલે નિઃશબ્દતાની સ્થિતિમાં પગલાં ગણવાની ટેવ મને પડી નથી ને એનાથી પ્રેરિત પાદુકા પૂજાવવાનું સ્વપ્ન પણ ચેતોભૂમિમાં ઊગ્યું નથી. પિતાનું છેલ્લું સંતાન એટલે પણ, પાદુકા પહેરી વનવાસે જાઉં તો યે, કયો ભાઈ મારી સેકન્ડ પાદુકા પૂજવાનો હતો—એવો અવ્યક્ત ભાવ મારા સુપ્ત મનમાં હોય તો હોય, પણ ઊંઘમાં બબડીને અસ્પષ્ટપણે મેં વ્યક્ત કર્યો હોય એવું મારી તન્દ્રાવસ્થાના કોઈ પણ સાક્ષીએ મને કહ્યું નથી. કોઈ પણ કૈકેયી–મંથરાને આંદોલન ચલાવવાના સ્નેહસંકટમાં મૂકયા વિના સ્વેચ્છાએ પાંચ વર્ષ જંગલમાં રહ્યો ત્યારે ઘરે જૂની ચંપલ મૂકી, બજારેથી નવી ખરીદીને જૂનાણેના જંગલનો રાહ લીધો નહોતો. મારે કદાચ જંગલમાં જઈને પૂજ્યપાદ થવાનું હશે, પણ ન થયો. પણ ચંપલને બદલે પાદુકા પહેરીને જંગલમાં હરવા ફરવાનું રાખ્યું હોત તો, હાથમાં ડાંગ રાખી તે થપકારતા ચાલવાનો સૂચક ઉપક્રમ રાખવો પડેલો તેમાંથી બચી ગયો હોત. ચાલતી વખતે પાદુકા એડીને તપાક તપાક ટપલા મારે એના સાદથી જ માર્ગમાં સૂકાં પાંદ નીચે અલસ છતાં સજાગ પડેલા સાપને આઘાપાછા થઈ જવાનો સહજ સંકેત મળ્યા કરત. શ્રી રામ વનવાસમાં હાથમાં ડાંગ રાખ્યા વિના જ પાદુકા પહેરી વિહરતા હોવાનો તર્ક, સ્વાનુભવના સમર્થને સાધાર લાગે છે.

કૃષ્ણના વર્ણનમાં ઘરેણાંઓનું વર્ણન આવે છે, પણ રામભજન–કીર્તનનાં પદોમાં શ્રી રામના અલંકારોનું વર્ણન આવતું નથી. અયોધ્યામાં ઝાઝા સોની–ચોકસી ઝવેલર્સ હોય એવું કલ્પાતું નથી. જો કે વનવાસમાં પણ સીતાજીને કંચનમૃગની કાંચળી પહેરવાનો મોહ થયો

એ સંદર્ભમાં સીતાજીએ અયોધ્યાની એ ઊણપ વિશે ક્યારેક હસીને ટકોર કરી હશે !

રામ સાદાઈ પસંદ કરનારા સરળ પાટવી રાજકુમાર હોવા છતાં તેઓ પાદુકાની ઓછામાં ઓછી બે જોડ રાખતા જ હતા, નહિતર ભરતને રામની પાદુકા લેવા માટે પણ, રામની શોધમાં જંગલે જવું પડ્યું હોત. રામ પણ ઘરમાં અને બહાર પહેરવાની એવી પાદુકાની બબ્બે જોડ રાખતા હોવાનો તર્ક સાધાર છે. રામ કઈ પાદુકા પહેરીને વનવાસે ગયેલા અને કઈ પાદુકા રાજમહેલે મૂકી ગયેલા તે વિશે શ્રી ભોગીલાલ સાંડેસરાએ હજી સંશોધન કર્યું નથી. પણ ભરતને, સ્થાપીને પૂજવા સરખી પાદુકા લાગી તે સારી હાલતમાં બહુ ઓછી વપરાયેલી હશે કે પછી ગાંધીસ્મારકભવનમાં ગાંધીજી પહેરતા હતા તે નહીં, પણ તેના જેવી ચંપલ મૂકવામાં આવી છે એવું ભરતને કરવું પડ્યું હશે ? ગાંધીસ્મારક યોજના જેવી રામવનવાસ–સ્મારક યોજનાનો ઉલ્લેખ રામાયણમાં નથી તો પણ માતા કૈકેયીના લોભના કારણે ભરતને રાજ્ય કરવાના ધર્મસંકટમાં મુકાવું પડ્યું તે સાથે બીજા કેટલાક પેટા ધર્મસંકટો પણ આવી પડ્યાં હોય એ અશક્ય નથી.

રામ વનવાસેથી પાછા ફર્યા તે પછી ભરત પૂજતા એ પાદુકાનું શું થયું એની ચિંતા વાલ્મીકિ કે તુળસીદાસે કરી નથી. 'કુમાર' માસિકના ઈનામવિજેતા જીવનચરિત્ર લેખક થવા જેટલી ગુંજાયશમાં એટલી ક્યાશ. એ પાદુકા સ્થાપી કોઈ સ્મૃતિભવન સ્થપાયાનું પણ જાણવા મળતું નથી. રામને ઠેકાણે ગાંધીજી હોત તો, ભરતે સ્થાપેલી પાદુકા અયોધ્યા આવ્યા પછી પાછી પહેરવા માંડી હોત ! 'આ ગરીબ દેશને નવી પાદુકા ખરીદવાનો ખર્ચ પોસાય નહીં.' એમ એમણે જાહેર કરી દીધું હોત અને એમના હરેક અંતેવાસીઓએ જૂની પાદુકા પહેરવાનો ચાલ શરૂ કરી દીધો હોત અને પ્રાથમિક શાળાની વાચન-માળામાં 'જૂની પાદુકા'નો પાઠ પણ વિદ્યાર્થીઓને ભણવાનો હોત ! (વાલ્મીકિ તુળસીદાસ શાળાઉપયોગી સાહિત્યકાર નહીં જ !) પણ

ગાંધીજી પાદુકાની બે જોડ રાખે જ નહીં, એ પણ રાષ્ટ્રીય સંપત્તિનો દુર્વ્યય કહેવાય, એટલે વિદ્યાર્થીઓને જૂની પાદુકાનો પાઠ ભણવાનો રહે નહીં.

રામમંદિરમાં તો સુખડની પાદુકા પૂજાય છે. સુખડના કાષ્ટમાં તેલનો અંશ ખરો એટલા પૂરતું એ કાષ્ટ મજબૂત. પણ રામાયણમાં સુખડકાષ્ટની પાદુકા પહેરાતી હોવાનો ઉલ્લેખ નથી. (વાલ્મીકિ તુળસીદાસ વિદ્વાન અધ્યાપક નહીં, એટલી પાદટીપ–ફૂટનોંધ મૂકતા નહોતા.) વનમાં સુખડ અને સીસમ–બંને જાતનાં વૃક્ષો હોય. રામે ઘણાં વર્ષ વનમાં ગાળ્યાં. અયોધ્યાથી પહેરી ગયેલા તે પાદુકા બહુ તો એકાદ વર્ષ ચાલી હશે. તે પછી શ્રી રામે પોતે જ સંખ્યાબંધ કે કોઈ પણ મુદ્દા વગરનો રચનાત્મક કાર્યક્રમ અપનાવીને કુટીરઉદ્યોગ આરંભી હાથે જાતે પાદુકા બનાવી હોય એ સંભવિત છે. પણ વાલ્મીકિ તુળસીદાસમાં ગાંધીયુગના શાળાઉપયોગી કે ચરિત્રસાહિત્ય ઉપયોગી લેખકની દક્ષતા નહો, એટલે એનો યે ઉલ્લેખ રામાયણમાં નથી. ગાંધીજી રામરાજ્ય ઝંખતા હતા, પણ એમના ચરિત્રકારોના આદર્શ વાલ્મીકિ તુળસીદાસ નહીં, એથી ગાંધીજીએ હાથે ચંપલ સીવીને પહેરી તે ઘટના પણ એમણે નોંધી. વળી, એમણે એ 'ચંપલ'ને અહિંસક એવું વિશેષણ આપ્યું તેથી પણ રામ અહિંસક પાદુકા પહેરતા કે હિંસક–એ પ્રશ્ન ઉદ્‌ભવે છે એનો જવાબ વાલ્મીકિ તુળસીદાસના લેખનમાંથી મળતો નથી. રામ છેદેલાં વૃક્ષના લાકડાની પાદુકા પહેરતા કે, આપોઆપ સુકાઈ ગયેલા વૃક્ષના અહિંસક લાકડાની? ગાંધીજી, કુદરતી મોતે મરેલા પશુના ચામડાની અહિંસક ચંપલ પહેરતા. વાલ્મીકિ તુળસીદાસે હિંસક કે અહિંસક કાષ્ઠની પાદુકાનો ફોડ પાડ્યો હોત તો રામમંદિરે પૂજાતી પાદુકા અહિંસક લાકડાની જ હોવી જોઈએ–એવો આગ્રહ રહેત, તો એટલા પૂરતા પણ રામભક્તો, ગાંધીભક્તો જેટલા ચૂસ્ત ગણાત.

પણ આ 'અહિંસક' વિશેષણ એક બીજો પ્રશ્ન ઊભો કરે છે કે, ચામડાને કંઈ હાથ કે હૃદય હોતાં નથી, તે તો હોય છે એને છેદનારને,

તો એ કર્તાનું વિશેષણ ચામડાને શી રીતે લાગુ પડે? પણ અખો કહી ગયો છે ને કે, 'ભાષાને શું વળગે ભૂર, જે રણમાં ઝૂઝે તે શૂર...' શૂરવીર ગાંધીવાદીઓ અર્થના રણમાં જીતી ગયા!

અહિંસક ચંપલનો આગ્રહ મને પોતાને તો પગના તળિયા કરતાં યે મૃદુ એવા રબરતળિયાંના ચંપલ પાસે લઈ ગયો છે, કેમ કે એની નીચે આવી ગયેલી કીડી બહુ તો આઘાતથી મૂર્ચ્છા પામે છે. પગનાં તળિયાં કરતાં રબરના ચંપલના વાદળી જેવાં તળિયાં વધારે મૃદુ હોય છે.

'હાથમાં તે હથિયાર' કે 'હાજર તે હથિયાર' એ ન્યાયે અહિંસક ચંપલ પણ એ ફેંકાય છે ત્યારે અહિંસક રહેતી નથી એ ગૃહપ્રવેશ-બંધીનો સવિનયભંગ કરનારાં પ્રાણીઓ સ્વાનુભવે જાણે છે. આથી તો મારા એક વહોરા મિત્ર ઘરમાં પાદુકા પહેરવાની સલાહ આપે છે ને હિંસાના સંભવને કારણે જ પહેરવાનું ટાળ્યા કરું છું!

બજારમાં હજી પાદુકા મળે છે એનું શ્રેય વહોરા સમાજને ઘટે છે. ઘરમાં બધાં નાનાં મોટાં પાદુકા પહેરીને ફરે છે એટલે ધ્વનિકાવ્ય જીવંત રહે છે. છતાં એમની પાદુકા હિંસક નીવડતી નથી, કેમ કે જાહેર સેક્ટરનાં પ્રાણીઓ એમના ઘર પૂરતો, પ્રવેશગુન્હો કે પ્રવેશબંધીનો સવિનયભંગ કરતાં નથી કે કરી શકતાં નથી, કેમ કે 'ખાનગી સેક્ટર એટલે ખાનગી સેક્ટર' એ નિયમ ત્યાં ચૂસ્તપણે પળાય છે. પાદુકા એ એમના ભક્તિભાવની નહીં, પણ સ્વચ્છતાના નિયમપાલનની, સૂચક છે.

પાદુકાનો સમાજવ્યાપી ઉપયોગ હિપ્પીઓ શરૂ કરાવી શકે, પણ રામ વ્યસનમુક્ત અને શિવને ગાંજો–ભાંગ ખપે પણ પગ ખુલ્લા હોય તો વાંધો નહીં, એટલે હિપ્પીઓમાં પાદુકા લોકપ્રિય થઈ નથી. 'રામ' 'રામ'ના નામ છાપેલી ચાદર ઓઢી ફરનારા હિપ્પી કે બીટલ્સો પદદલિત પાદુકાનો ઉદ્ધાર કરી શકે ખરા, એટલે કે એને ખરેખર પદદલિત બનાવે!

* કયો પડઘો કમરમાં સૂવાની હા પાડે છે? Δ

# બિનસાંપ્રદાયિકતા

## એટલે

# અ-ધાર્મિકતા નહીં

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્ — અનુ. વિજય શાસ્ત્રી

હાલમાં પ્રવર્તી રહેલા અનેક ધર્મોમાંથી આપણે પ્રેરણા મેળવી શકીએ એમ છીએ. પરસ્પર આધારિત સઘળા ધર્મ ભેગા મળીને માનવ-બંધુત્વનું એક ભવ્ય સ્વપ્ન સર્જી શકે એમ છે. આલ્બર્ટ શ્વાઈત્ઝર કહે છે કે 'કોઈ એક વર્ગની સામે પોતાનો ધર્મ કે પોતાની ફિલસૂફી સાચી છે એવો જુસ્સો કેળવીને જ ભારતીય કે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાને સંતોષ માનવાનો નથી. બંને ફિલસૂફીઓએ, સમગ્ર માનવજાતને સમાનપણે ઉપયોગી થાય એવી કોઈ આગવી વિચારસરણી આપવાનો પ્રયત્ન કરવો જોઈએ. આધ્યાત્મિક જીવનની ખોજ કરવામાં બંને સમાન રીતે ભાગીદાર અને મિત્રો છે. શાંતિ, ન્યાય અને સ્વતંત્રતાના સ્થાપનકાર્યને આગળ ધપાવવામાં બધા ધર્મો પવિત્ર બંધને બંધાયા છે. આપણા સધર્મીઓ પ્રત્યેનો પ્રેમ આપણા પડોશીઓ સુધી પહોંચવો જોઈએ. અધ્યાત્મ તત્ત્વ ધરાવતા દરેક ધર્મે અધ્યાત્મ ભાવનો તંતુ સજીવ રાખવો જોઈએ?

દરેક મહાન ધર્મમાં ઓછેવત્તે અંશે એકસરખા સિદ્ધાન્તો સમાયેલા છે. એ સિદ્ધાન્તો ભલે પછી પહેલેથી જ તેમાં હોય યા બીજા ધર્મોમાંથી લેવામાં આવ્યા હોય.

ભારતને જ્યારે બિનસાંપ્રદાયિક રાજ્ય તરીકે ઓળખાવવામાં આવે છે ત્યારે એનો એવો અર્થ નથી થતો કે આપણે કોઈ ગૂઢ તત્ત્વની હયાતીનો ઇનકાર કરીએ છીએ કે ધર્મ અને જીવન વચ્ચેના છેડા કાપી નાખીએ છીએ કે આપણે અધાર્મિકતામાં માનીએ છીએ.

બિનસાંપ્રદાયિકતા પોતે જ કોઈ ભાવાત્મક ધર્મનું રૂપ ધારણ કરે છે એવો અર્થ પણ નથી, અથવા ભારત કોઈ ની અથવા કોઈ વિશેષ હકોમાં માને છે એમ પણ નથી.

કોઈ પરાત્પર તત્ત્વનો સ્વીકાર એ ભારતીય ધર્મ-પ્રણાલિકાઓમાં પાયાની માન્યતા હોવા છતાં ભારતીય રાજ્ય કોઈ એક ધર્મ પોતાનો છે એમ સ્વીકારતું નથી કે કોઈ એક ધર્મની સત્તા સ્વીકારે છે એમ પણ નથી. આપણે એમ માનીએ છીએ કે કોઈ પણ એક ધર્મને આપણે પસંદ કરીએ છીએ કે વિશેષ મહત્ત્વ આપીએ છીએ એવું ન થવું જોઈએ. તેમ જ કોઈ એક ધર્મના વિશિષ્ટ હકો પણ મંજૂર નથી કરાયા કારણ કે એમ કરવાથી લોકશાહીના પાયાના સિદ્ધાંતોનો ભંગ થવાની શક્યતા છે તેમ જ ધર્મ અને સરકાર બંનેનાં હિતની પણ તે વિરુદ્ધમાં છે. ધાર્મિક નિષ્પક્ષના કે સર્વગ્રાહીતા અને સહિષ્ણુતામુલક આ નીતિ દ્વારા રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રિય જીવનમાં મહત્ત્વનો ભાગ (દેશે) ભજવવાનો છે. નાગરિકોના કોઈ પણ સમૂહ કે પક્ષને, પોતે જે બીજાઓને આપવા તૈયાર નથી એવા કોઈ ખાસ હકો કે માગણીઓ માગવાનો અધિકાર નથી. ધર્મને કારણે કોઈ પણ એક વ્યક્તિને કોઈ પણ સ્વરૂપમાં પરેશાની ભોગવવી પડે એમ ન હોવું જોઈએ; કે તેના ધર્મને લીધે કોઈ એક વ્યક્તિને અસ્પૃશ્યતાનો ભોગ બનવું પડે એ પણ યોગ્ય નથી. દરેક જણ નાગરિકજીવનમાં બધા જ હકો એકસરખી રીતે ભોગવી શકવું જોઈએ, દેવળ અને રાજ્યના બિનજોડાણમાં પણ આ જ નિયમ કામ કરે છે. ભારતના રાજ્યની ધાર્મિક નિષ્પક્ષપાતની નીતિને બિનસાંપ્રદાયિકતા કે નાસ્તિકતા સાથે મેળવી દેવાની નથી. બિનસાંપ્રદાયિકતા અહીં જોયું તે મુજબ, ભારતની પ્રાચીન પ્રણાલિકાઓ સાથે સુસંગત નીતિ છે. બિનસાંપ્રદાયિકતા સમૂહના માનસને સ્પર્શ્યા વગર, સમાન આદર્શો ધરાવનાર માનવોને ઘડે છે, તેમને અન્યોઅન્ય સાથે સુસંવાદી બનાવે છે. આવું પ્રબળ બંધુત્વનું સ્વરૂપ વિવિધતામાં એકતાના સર્જક કૃત્યની જ નિશાની છે.

વિભિન્ન ધર્મોના અભ્યાસથી એ ફલિત થાય છે કે તે દરેકમાં કોઈ તાત્ત્વિક ઊંડાણ રહેલું છે, અધ્યાત્મિક તીવ્રતા રહેલી છે, અને વૈચારિક સત્ય રહેલું છે તેમ જ માનવજાત પ્રત્યે સહાનુભૂતિ રહેલી છે. કોઈ પણ ધર્મમાં પવિત્રતા, શુદ્ધિ, ઉચ્ચતા અને ઉદારતા બાકાત રહેતાં નથી.

આજે દરેક ધર્મમાં એવું માનનારો એક અતિશય નાનો વર્ગ છે કે જે તેમની મર્યાદિત શ્રદ્ધાથી પર થઈને એમ માને છે કે ધાર્મિક એકતા જગતભરમાં શક્ય છે. આવી ધાર્મિક એકતા કોઈ એક રીતે જ આખા જગત ઉપર લાદવી શક્ય નથી પણ તે; આપણે બધા સત્યના શોધકો છીએ અને એક જ માર્ગના યાત્રીઓ છીએ અને આપણે બધા જ નૈતિક અને આધ્યાત્મિક આદર્શોને સિદ્ધ કરવા મથીએ છીએ, તેવા સર્વસ્વીકૃત અભિગમ દ્વારા જ શક્ય છે. જેઓ શુદ્ધ અનુભવના આગ્રહી છે તેઓ જ અધ્યાત્મ ધર્મના દ્રષ્ટાઓ બની શકે છે. આવી આધ્યાત્મિકતા ધર્મોપદેશક સંસ્થાઓ અને માનવજાતે સર્જેલી જટિલતાથી પર હોય છે. તે તો આ દુનિયામાં માત્ર પ્રેમની સત્તા પર આધારિત એવા વિશ્વસામ્રાજ્યની સ્થાપનાની વાટ જુએ છે. જ્યાં સુધી આવા મહામનાઓ અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી ભાવી ઉજ્જવળ હોવાની આશા છે. ('રિકવરી ઑફ ફેઇથ' માંથી)

* વાદળ ઘેરાયાં હોય ત્યારે બગલો ઊડે તે વધારે સફેદ લાગે...
* કીડીનો પગ તો દેડકાની પીઠ પરથી યે લપસે નહીં!
* પાળ તૂટે તો તળાવનાં તરંગ મોજાં થાય...
* મગરથી પીઠ પર સોળ ઊઠે તો જાણીએ...
* માગણના હાથમાં કોઈ ભવિષ્ય મૂકતું નથી...
* જંગલમાં રડો તો કોણ સાંભળે? જંગલ રડે તે યે કોણ સાંભળે?

# પ્રત્યાગમન

## —નવાલ અલ સાદેન—

એ ગુસલખાનાના ઠંડા ટાઈલ્સ પર પલાંઠી વાળીને બેઠી હતી. ઠંડીને કારણે એનું સુકલકડી શરીર ધ્રુજતું હતું, અને દાંતની ડાકલી બોલતી હતી. એવામાં જ એણે ગુસલખાનામાં આંટા મારવા માંડ્યા. શું આ ગુસલખાનું છે? એણે ક્યારેય વિચાર્યું નહોતું કે ગુસલખાનું યે આવું હોઈ શકે છે.

આ અગાઉ એણે ઉમ્દાના ઘરનું ગુસલખાનું જોયું હતું. એકવાર ઉમ્દાની છોકરી અને ગફિરની છોકરી સાથે સંતાકુકડીની રમત રમતાં અચાનક એ ઓરડામાં છુપાઈ ગઈ હતી. એ ઓરડો મકાનના છેવટના ભાગમાં હતો.

એને યાદ આવ્યું કે, ઉમ્દાની દીકરીએ કહ્યું હતું કે એ ગુસલખાનું કહેવાય. એમાં ખાસ્સો હોજ હતો. એમાં નળ હતો. જીવનમાં પ્રથમ વાર જ એણે એ જોયું હતું.

બાપના ઘરમાં તો સ્નાનના પાણી માટે એક મોટું વાસણ અને એક મગ જ જોયાં હતાં. એ જ પેલા વાસણમાં એના મા કોઈ કોઈવાર લોટ રાખતી અને મકાઈનો પાક ઊતરતો ત્યારે મકાઈ પણ એમાં રાખતી.

એણે આશ્ચર્યથી આમતેમ જોયું. એણે પોતાની વિસ્ફારિત આંખ અને નાકને પાલવથી લૂછ્યાં. પછી સફેદ ચમકદાર ચીજને જોવા લાગી, તો એ એક મોટા કુંડ જેવી લાગી. એમાં પાણી ભરવામાં આવે તો ડૂબી જવાય, અને ઉપર પાછા ચમકતાં નળ!

'બાહ્યા...ઓ કમબખ્ત બાહ્યા!' તીખો ઊંચો અવાજ આવ્યો અને એ ગુસલખાનાના બારણા સુધી પહોંચી. પોતાનું નામ સાંભળી એ ધ્રુજવા લાગી. સાદ વધારે ઊંચો થયો. હાથથી ચમકતું હેન્ડલ ફેરવી બારણું ખોલવાનો પ્રયત્ન કર્યો, પણ બારણું તો હાલ્યું યે નહીં. એણે

બારણા પાસે મોઢું રાખી ચીસ પાડી...ખેતરમાં માને બોલાવતી હોય તેમ...'માલિકણ, હું અહીં છું, અંદર, બહાર અવાતું નથી...'

હેન્ડલ આપોઆપ ફરી ગયું ને બારણું ખૂલી ગયું. બાલા સ્તબ્ધ થઈ ગઈ. સામે માલિકણ ઊભી હતી. એણે એને તમાચો મારી કહ્યું, 'તું ગુસલખાનામાં શું કરતી હતી? તને કોણે અહીં આવવાનું કહ્યું હતું!'

'માફ કરો...રસૂલના કસમથી કહું છું કે, મારો કશો કસૂર નથી. તમારા નોકર અબૂએ મને કહ્યું કે, માલિકણ બોલાવે નહીં, ત્યાં સુધી તું અહીં બેસી રહેજે.'

તે દિવસે બાલાને જાણ થઈ ગઈ કે, મારે આ ઘરમાં શું કરવું અને શું ન કરવું. શેની રજા છે ને શેની મનાઈ છે. એ ઘરમાં એની સાથે એક રસોઈયો કામ કરતો હતો. એનું નામ અબ્દુ. એ છત પરના એક ઓરડામાં રહેતો હતો.

એક બીજી મોટી છોકરી ખદીજા પણ ત્યાં કામ કરતી હતી, એની સાથે બાલાને સારું બનતું. એક દિવસ સૂવાવખતે વાતો કરતાં કરતાં બાલાએ પોતાના પિતાની હત્યાની વાત શરૂ કરી. પણ ખદીજાને એ સાંભળવામાં રસ નહોતો, એ તો તરત નસકોરાં બોલાવવા લાગી.

બાલા જાગતી હતી અને પોતાની મા અને નાની બહેન જેનબનો વિચાર કરતી હતી, 'મા, તું અત્યારે શું કરતી હશે?' પિતાનું, અવસાન પહેલાંનું ચિત્ર જોયું હતું તે એની આંખો સામે તરવા લાગ્યું. પછી પિતાની હત્યાનું દૃશ્ય ઉપસી આવ્યું. એ ડરીને ખદીજાને વળગી પડી. એના શરીરની હૂંફથી એને સાંત્વન મળ્યું.

એણે આંખ મીંચી, પણ મા અને નાની બહેનના ચહેરા આંખ સામેથી ખસે જ નહીં. એણે જોયું કે નાની જેનબ માના ખોળે પડીને ધાવે છે, અને પોતે માની પાસે ધૂળમાં છે અને ભૂખી છે. કેટલાયે દિવસથી સૂકા રોટલાના ટુકડા સિવાય એણે બીજું કશું ખાધું નથી.

હવે એની સામે એક બીજું ચિત્ર ઉપસ્યું. મરચાં ઉછેરતો ફોસા. એ એફેન્ડીની સાથે મા પાસે આવ્યો હતો. એની વાતોમાં

એની સમજ પડતી નહોતી. માત્ર એમાં વારંવાર પોતાનું નામ આવતું તે એ સાંભળતી હતી. એફેન્ડી બોલ્યો હતો, 'એની ઉંમર કેટલી?' 'દસ વર્ષ', નાફીસા બોલેલો, 'ઓહ, બહુ નાની.' માએ કહ્યું હતું, 'અરે' માલિક, તમે એ શું કહો છો? એ કામ કરવામાં હોશિયાર છે. ઘરકામ અને સાથે બાળક પણ સાચવશે...ઊઠ બાહ્યા, માલિકના હાથ ચૂમ!' એણે ઊઠીને માના કહ્યા પ્રમાણે કર્યું હતું.

એફેન્ડી એને સાથે લઈ ચાલ્યો હતો. જેનબને ગોદમાં લઈને બેઠેલી માને એણે કહ્યું હતું, 'મા, હું જાઉં છું, જેનબનું ધ્યાન રાખજે.'

માએ કહ્યું હતું, 'ખુદા તને તાકાત આપે...તારો ખ્યાલ રાખજે.' એણે માને આંખ લૂછતી જોઈ હતી. અને પછી એ જોરજોરથી એફેન્ડીની સાથે ચાલવા લાગી હતી.

બીજા દિવસની સવારે કાન વીંધી નાખતા એક સાદે એને જગાડી દીધી હતી, 'ઓ ચૂડેલ બાહ્યા, હજી તું ઊંઘે છે?'

બાહ્યા આંચકાભેર ઊભી થઈ ગઈ. લાંબું રસોડું, એમાં મોટું ફ્રિજ, વીજળીનો ચૂલો જોતાં એને લાગ્યું કે હું ફેરો આવી ગઈ છું, માલિકના ઘરમાં. એણે ઉત્તર આપ્યો, 'આવી માલિકણ, હું તો ક્યારની જાગું છું.' એ દોડીને માલિકણ પાસે ગઈ ને જોયું તો મુલાયમ બિછાના પર સૂતી માલિકણ બાળકીને પયપાન કરાવતી હતી.

'હજી તું ઊંઘતી હતી?'

'ના, હું તો પરોઢિયેની જાગું છું.'

'આ નેપકીન લે, ગુસલખાને જઈને ધોઈને ટાંગી દે, અને જલદી આવીને નૌસાને લઈ જા.'

બાહ્યા જાણે ઊડતી ગઈ અને કામ પતાવીને પાછી ફરી. નૌસાને લઈને એને રડતી રાખવા લાગી.

'રહી જા...નૌસા...રહી જા...નૌ...સા...રહી જા...'

બાળકી ચૂપ થઈ ગઈ. બાહ્યા એની આંખોમાં એકીટસે જોવા લાગી. એને લાગ્યું કે, આ તો મારી બહેન જેનબને બરાબર મળતી આવે છે...આ જેનબ જ છે એવી કલ્પના કરીને એને છાતીસરસી

ભીંસી, પછી સ્નેહથી ચૂમી ભરી. એણે હજી તો હોઠ હટાવ્યા ત્યાં તીખો સાદ આવ્યો, 'કમબખ્ત, તું એને ચૂમે છે? હવે એવી હિંમત કરશે તો અલ્લાહ તને આંધળી કરી નાખશે.' અને એ કંઈ કહે તે પહેલાં તો એના ગાલે એક તમાચો જડાઈ ગયો.

'માફ કરો, હવે કદી એવું નહીં કરું...અલ્લાહ ખાતર માફ કરો...'

એ શાંત થવા લાગી. બાળકીને તો લીધી જ હતી. એણે ફરી બાળકીના ચહેરા સામે જોયું. જેનબ સાથે કશું સરખાપણું લાગ્યું નહીં. આ વખતે એની આંખોમાં એની માનો દંભ અને ક્રૂરતા દેખાયાં, અને એને નફરત ઊપજી.

શું મને આવું જ ઇનામ મળશે? મેં કોઈ ગુન્હો કર્યો નથી. કશું નુકસાન કર્યું નથી. કોઈ ગ્લાસ કે રકાબી ભાંગ્યાં નથી...મેં તો માત્ર બાળકીને ચૂમી ભરી. શું સ્નેહ અને દયાનું આવું જ ઇનામ મળે છે?

એણે બાળકી તરફથી મોઢું ફેરવી લીધું અને બેપરવાહીથી એને થાબડવા લાગી. એને પોતાની બહેનની યાદ આવી. 'મારી બહેનને કોણ થાબડતું હશે?' એણે કેટલીયે વાર કલ્પના કરી કે, જમીન પર પડેલી જેનબ રડે છે અને એનું મોઢું ધૂળમાં છે. એ દોડવાની કલ્પના કરીને એને ઉપાડી લઈ એનું મોઢું લૂછીને ચોખ્ખું કરે છે અને એને થાબડતી, ચૂમતી ખેતર તરફ દોડી જાય છે...

બાલ્લાએ બાળકના ચહેરા સામે જોયું, સાવ ચોખ્ખું અને નરમ હતું. એ રડે તો એને થાબડે રમાડે. 'શું મારી બહેન જેનબ આ બાળકી જેવી નથી? શું એ મમતાની અધિકારી નથી? પણ આ લોકો તો મને તમાચા મારે છે. મારો ગુન્હો માત્ર એટલો જ કે મારા હૃદયમાં સ્નેહ ઊભરાય છે...'

બાલ્લાનું મન વિફરી ગયું. એણે બાળકીને બિછાને સુવડાવી દીધી અને તિરસ્કારથી એની સામે જોતી રહી.

બાળકી, પોતાને એ લઈ લે તે માટે મરડાવા લાગી. એની મા ગુસલખાનામાં હતી.' એણે ત્યાંથી જ મોટેથી સાદ કર્યો, 'ઓ 'ચૂડેલ

બાલ્લા, નૌસા કેમ રડે છે ?'

બાલ્લાએ કશો ઉત્તર ન આપ્યો. એ નૌસાને થાબડવા લાગી કે એ ચૂપ થઈ જાય. પણ એ ચૂપ ન થઈ.

ફરીવાર ઊંચો તીખો સાદ આવ્યો, 'નૌસા કેમ રડે છે ?'

બાલ્લાનો ગુસ્સો ભભૂકી ઊઠયો. પણ શા માટે ગુસ્સો આવે છે તે એ સમજી શકી નહીં.

એણે હાથ ઉપાડયા, બાળકીને ટપલો માર્યો અને દોડીને બારણેથી બહાર ગલીમાં આવી ગઈ.

માલિકના ઘરથી દૂર દૂર પહોંચી ગઈ ત્યારે એણે એક દયાળુ માણસ નજરે પડયો. એણે એને પોતાને ગામ જતી બસનું ઠેકાણું પૂછયું. પેલા માણસે એને ઠેઠ બસની જગ્યાએ પહોંચાડી અને થોડા પૈસા પણ આપ્યા.

બાલ્લા બસમાં બેઠક પર નહીં, પણ નીચે પલાંઠી વાળીને બેસી ગઈ, કેમ કે એની પાસે અડધી ટિકિટના યે પૈસા નહોતા. બસ એના ગામના પાદરે થોભી ત્યારે એ ઝડપથી કૂદીને બહાર આવી ગઈ.

હમેશાંની જેમ એણે ઘરનું બારણું ખુલ્લું જોયું. એ ગભરાટમાં એકદમ અંદર ગઈ. એની બહેનનો ઊંચો સાદ એણે સાંભળ્યો. એ એની પાસે દોડી ગઈ. એના મોઢે ધૂળ ચોંટી હતી. 'મારી વહાલી જેનબ !' એણે જેનબને ઉપાડીને ચૂમવા માંડી.

બાલ્લાએ ખુશીના અતિરેકમાં નિઃશ્વાસ મૂકયો. હું જેનબને ચાહી શકું છું, અને ફરી ફરીને ચૂમી શકું છું. મારે માર ખાવાનો નથી, અપશબ્દો સાંભળવાના નથી, અપમાન સહન કરવાનું નથી.

બાલ્લાએ જેનબને જોરથી ભીંસી, ત્યારે એની મા ઘરમાં દાખલ થતી હતી. એ બોલી ઊઠી, 'ઓ અમ્મા ! હું જેનબથી અલગ નહીં રહી શકું...એનો ઉપાડવા સંભાળવા હું પાછી આવી ગઈ છું...'

'બાલ્લા, તું ઘેર પાછી ફરી એ એક બહુ મોટી નિયામત છે.' માએ ઉત્તર આપ્યો. 

# પાર લેગરકિવસ્ટ

## યથાર્થ ને આસ્થાનો સેતુ

'હું મારી કાળકોટડીમાં અનંતકાળથી સૂર્યના એક કિરણની પ્રતીક્ષામાં બેઠો હોઉં એવું લાગે છે, અને હવે જ્યારે એ આવી પહોંચ્યું છે ત્યારે, એ જેને ચમકાવી રહ્યું છે તે કાગળ પર મારે કંઈ લખવું નથી. 'મારા હાથમાં મારી કલમ નકામી થઈ ગઈ છે. એનો ઉપયોગ કરવા માટે હું મને ખુદને હાજર કરી શકતો નથી. લેખન દિન-બ-દિન કંટાળાજનક બનતું જાય છે કેમ કે, મારું અસ્તિત્વ એટલું વધારે શાંત થઈ ગયું છે.'

—'ધ ડ્વાર્ફ'માંથી

વિખ્યાત સ્વીડીશ લેખક પાર લેંગર કિવસ્ટનું ગયા જુલાઈની દસમી તારીખે સ્ટોકહોમમાં ત્યાંસી વર્ષની વયે અવસાન થયું. છેલ્લાં વીસ વર્ષથી એઓ એકાંત જીવન જીવતા હતા. સમસામયિક મનના અજંપાને સમજનારા એ એવા વિરલ લેખકોમાંના એક હતા, જેમણે પશ્ચિમના દેશોને વધારે સુલભ ભાષામાં લખ્યું હોય. તો નિઃસંદેહ એમના સમયના અગ્રણી લેખક તરીકે સૌને જાણીતા હોત. એમને સાહિત્યનું નોબેલ પ્રાઈઝ ૧૯૫૧માં આવી પ્રશસ્તિ સાથે અપાયું; 'એમની કળાત્મક શક્તિ અને વિચારોની વાસ્તવિક સ્વાધીનતા માટે, જેમણે પોતાની કવિતામાં માણસજાત સામે હમેશાં રહેતા પ્રશ્નોના ઉત્તર ખોજવાના પ્રયત્નો કર્યા.'

૧૯૧૯માં પણ પાર લેંગર કિવસ્ટનું નામ નોબેલ પ્રાઈઝ માટે સૂચવાયું હતું પરન્તુ સ્વીડીશ અકાદમીના સભ્ય હોવાને કારણે એમણે એનો અસ્વીકાર કર્યો હતો.

પાર ફેબિઅન લેંગર કિવસ્ટનો જન્મ, ૨૩ મી મે, ૧૮૯૧માં સ્વીડનના દક્ષિણ વિસ્તાર સ્માલલેન્ડ જિલ્લામાં આવેલા વાસ્કજો નામના

કસબામાં એક ખેડૂત કુટુંબમાં થયો હતો. ૧૯૧૧-૧૨માં ઉપ્પસાલા વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ લઈને વધુ અભ્યાસ માટે તેઓ કોપનહેગન અને પછી પેરિસ ગયા હતા. મોટા ભાગનો સમય એમણે ડેન્માર્કમાં ગાળ્યો, ત્યાં એમણે ઘણાં નાટક લખ્યાં, જેના પર સ્ટ્રિંડબર્ગનો પ્રભાવ હતો. ૧૯૧૯માં એમણે સ્ટોકહોમના છાપામાં નાટ્ય સમીક્ષક અને થોડા સમય માટે કોપનહેગનના છાપા માટે કળાસમીક્ષક તરીકે કામ કર્યું. પણ, પછી એ બધું છોડીને સ્વતંત્ર લેખન શરૂ કર્યું. ૧૯૨૦ પછી તેઓ પોતાનો મોટા ભાગનો સમય ઈટાલી અને ફ્રાન્સમાં ગાળવા લાગ્યા. જીવન પ્રત્યેનો એમનો દૃષ્ટિકોણ કાલ્પનિક પ્રેમ અને રહસ્યવાદની હદોને સ્પર્શવા લાગ્યો. પોતાના જીવન વિશે એમણે બે પુસ્તક લખ્યાં છે. 'ગેસ્ટ ઑફ રિયાલિટી' અને 'લાઈફ કૉંકર્ડ'. ૧૯૩૦માં એમણે જર્મની અને ઈટાલીના ફાસીસ્ટ સરકારો વિરુદ્ધ અવાજ ઉઠાવ્યો. ૧૯૩૩માં એમણે એક નાટક લખ્યું : 'ધ હેંગમેન.' તેમાં એમણે નાઝીવાદના ઉદયથી યુરોપીય સંસ્કૃતિ કકડભૂસ થવાના ભયની ચેતવણી આપી હતી.

૧૯૪૦માં એઓ સ્વીડીશ અકાદમીના સભ્ય ચૂંટાયા. ૧૯૧૮માં એમણે ડેન્માર્કની કારેન ડાગમાર જોહાન સોરેનસેન સાથે લગ્ન કર્યાં, પણ સાત વર્ષ પછી છૂટાછેડા થયા. એ પછી એમણે વિખ્યાત ચિત્રકાર ગોસ્ટા સેંડેલ્સની વિધવા હાલ્બર્ગ સાથે લગ્ન કર્યાં.

૧૯૧૨માં સૌ પ્રથમ એમની કવિતા પ્રગટ થઈ. એ જ વર્ષે એમની પહેલી નવલકથા 'પીપલ્સ' પણ પ્રગટ થઈ બીજો કાવ્યસંગ્રહ 'એંગ્વિશ' (વેદના) પ્રગટ થતાં જ એમની ગણના સ્વીડનના મોટા લેખકોમાં થવા લાગી. પોતાના લેખનના આરંભિક કાળમાં એઓ કવિ અને નાટ્યકાર હતા. પણ તે પછી એમણે નાટકો લખવા માંડ્યાં અને વિશ્વમાં નવલકથાકાર રૂપે જ જાણીતા થયા. એમની પહેલી મોટી નવલકથા 'ધ ડ્વાર્ફ' (ઠીંગણો-૧૯૫૪) છે, તેમાં પ્રત્યેક માણસના

અંતરમાં છુપાયેલા દાનવનું, એની ઘૃણા અને વિનાશની ઇચ્છાનું સબળ ચિત્રણ કર્યું છે. પરન્તુ એમને સૌથી વધારે ખ્યાતિ એમની નાની નવલકથા 'બરબ્બાસે' (૧૯૫૦) આપી. તેમાં આસ્થા, અનાસ્થા, અંધશ્રદ્ધા, ધર્મોન્માદનો અદ્વિતીય અભ્યાસ છે. એ એક ધાડપાડુની મનઃ સ્થિતિનું ચિત્રણ છે–જેનો મૃત્યુદંડ રદ કરીને એને બદલે ઇસુ ખ્રિસ્તને ફાંસી આપવામાં આવી હતી. તે સમાજને ધિક્કારતો હતો તેને માટે સમાજને ચાહનારા મરીદો કેટલા અર્થહીન હતા, એના પ્રત્યેનો એમના અનુયાયીઓનો પ્રેમ એની સમજમાં આવતો નહોતો. એ નવલકથામાં એ સમયની ઉદય પામતી ચેતનાના રહસ્યમય સ્રોતોનું વર્ણન છે, પયગમ્બરી ધર્મની વિચારધારા નિર્માઈ રહી હતી તેનું. આન્દ્રે જીદે લેંગર ક્વિસ્ટના કળાત્મક સંતુલનને બિરદાવતા લખ્યું છે કે, 'તેઓ યથાર્થની દુનિયા અને આસ્થાની દુનિયાની વચ્ચેની ઊંડી અંધારી ખાઈ વચ્ચે તાણેલા દોરડા પર સમતોલપણે ચાલી શકે છે.' 'ધ મૅન વિધાઉટ એ સોલ' (આત્મા વગરનો પુરુષ–૧૯૭૫) અને 'લેટ મૅન લિવ' (માણસને જીવવા દો) એમનાં બે વિખ્યાત નાટક છે. એ 'ઈટરનલ સ્માઈલ એન્ડ અધર સ્ટોરીઝ' (અનંત સ્મિત અને બીજી વાર્તાઓ–૧૯૫૪), 'ધ મેરેજ ફિસ્ટ એન્ડ અધર સ્ટોરીઝ' (લગ્નની મીજબાની અને બીજી વાર્તાઓ–૧૯૫૫), 'ધ સિબિલ' (૧૯૫૫) એમની અન્ય જાણીતી રચનાઓ છે.

પાર લેંગર ક્વિસ્ટ પોતાની સંક્ષિપ્તતા, સ્વસ્થતા, સહજ કથાનકના માધ્યમ દ્વારા ગહન વિચારો વ્યક્ત કરવાની અજોડ ક્ષમતાને કારણે એ ભારતની યુવાન લેખક પેઢીના યે પ્રિય રહ્યા છે. વાર્તામાં જે સરળતાથી એ વિચારવાહક પ્રતીક વણતા જાય છે તે મહાન લેખકનું લક્ષણ છે. એ દૃષ્ટિએ એમની નવલકથા 'ધ સિબિલ' સદાય સ્મરણમાં રહેશે. આસ્થા–અનાસ્થા, સદ્–અસદ્, પ્રેમ–ઘૃણા જેવી માનવવૃત્તિઓથી ઝૂઝતો એમનો રચયિતા જે બિન્દુ પર પહોંચે છે તે ભલે ક્રાન્તિકારી ન હોય પણ માનવનિયતિની ગહન ચિંતાથી આપ્લાવિત અવશ્ય છે—

'સમસ્ત માનવ સંસ્કૃતિ અપ્રાપ્યને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન જ છે—કંઈક એવું, જે આપણી બોધશક્તિઓથી પે પર છે. તે એક ખંડિત અપૂર્વ કરુણ પ્રતિમા સમાન છે. શું માનવી ચેતના ખુદ એક ખંડિત પ્રતિમા નથી? જે વિસ્તારી ન શકાય તે શા કામનું? એ મુક્તિને સ્થાને બોજ બની જાય છે. એ આપણને નીચે ગબડાવે છે, આપણે એનાથી ઘસડાઈએ છીએ અને છેવટે એમની ઘૃણા કરીએ છીએ...આખી માનવ સંસ્કૃતિ એક એવો પ્રયત્ન છે, જે પૂર્ણપણે અવ્યહવારુ છે. આથી દરેક ચીજ વાસ્તવમાં પૂર્ણપણે અર્થહીન અને વ્યર્થ છે.

...તેઓ જીવનની મહાનતા વિશે શું જાણે છે? તેઓ શી રીતે જાણે છે કે અમે મહાન છીએ? આ એક મહાવરો છે, તે બોલવામાં સુખ મળે છે. કોઈ એમ પણ કહી શકે, અને એની પુષ્ટિ પણ કરી શકે કે તે તુચ્છ, નગણ્ય, સંપૂર્ણપણે સારહીન એક કીટ સમાન છે, જેને કોઈ નખ પર કચડી શકાય...જે કંઈ બને છે અને માનવ્ય જેમાં લીન છે–તે પ્રત્યેક ચીજને પોતાનો અર્થ છે. પરન્તુ ખુદ જિંદગીનો કોઈ અર્થ નથી, અન્યથા તે હોત નહીં.' ('ધ ડ્વાર્ફ'માંથી)

—સ. દ. સ.

# કંકાવટી

ઑક્ટોબર ૧૯૭૪

સાહિત્યસર્જન અને વિચારોત્તેજક સર્વલક્ષી માસિક

વર્ષ ૧૪ મું : અંક ૧૮૮ : મૂલ્ય એક રૂપિયો

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૨. સરનામે જ કરવો.

○

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.

આવતો અંક દિવાળી અંક રૂપે પ્રગટ થશે.

○

તંત્રી • મુદ્રક • પ્રકાશક

**ડાહ્યાભાઈ જીવણજી નાયક**

મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨

પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

# સંબંધ

□ ડૉ. સુરેશ હ. જોષી

'સંબંધ' શબ્દ જ સૂચવે છે તેમ, એ એક પ્રકારનું બંધન છે. પણ મુક્તિ ને મોક્ષની વાત કરનારો માનવી સ્વેચ્છાએ બંધન નથી ઇચ્છતો ? બંધન આપણને શીમીત કરે છે, પણ સીમામાં જ આપણને હૂંફ, આત્મીયતા અને રક્ષણ મળે છે. જે કદી બે બાહુપાશમાં બંધાયો નથી તે પોતાની મુક્તિનો વિલાપ નથી કરતો ? જગત સમસ્તને પોતાના બે બાહુમાં પ્રેમથી જકડી લેવા ઇચ્છનાર કરુણાળુ ઈશુના એ બે હાથને જ છૂટા પાડીને શૂળીએ જડી દીધા.

સૌથી અટપટી વાત પણ સંબંધની જ છે. સંબંધની વ્યવસ્થા લાવવા માટે માનવીએ કેટલી સંસ્થા રચી ! પણ-સંસ્થાનું બંધન માનવીને હમેશાં ફાવ્યું નહીં, સંબંધ એ જડ વસ્તુ નથી. એ વિકસે છે. એનાં ઘણાં સ્થિત્યંતરો હોય છે. તમે એને સંસ્થાના જડ ચોકઠામાં પૂરી દો તો એમાં રહેલું સજીવ તત્ત્વ કરમાવા માંડે, તેમ છતાં સંબંધના રક્ષણ માટે જ માનવી સંસ્થાનું તંત્ર ઊભું કરે.

સંબંધની સીમા એવી હોય કે, એથી તમારું બહત્ તત્ત્વ રૂંધાય નહીં. તો સંબંધ નર્યું બંધન બની રહે. આવી જ શકયતાને ધ્યાનમાં રાખીને રિલ્કેએ લગ્નસંબંધની વ્યાખ્યા આપતાં કહેલું કે, એમાં બે વ્યક્તિ એકબીજાના એકાંતનું રક્ષણ કરે. પણ એથી ઘણુંખરું ઊંધું જ બનતું જોવામાં આવે છે, સંબંધથી જોડાયેલી એક વ્યક્તિ બીજીને સાધન તરીકે જ વાપરવા મથે છે. આમાંથી જ આધિપત્ય ભોગવવાનો, વર્ચસ જમાવવાનો ખ્યાલ ઊપજે છે. આથી જ તો જર્મન ફિલસૂફ કાન્ટે કહેલું કે, માનવીનું સૌથી મોટું દુઃખ એ બીજા માનવીને પોતાના સાધ્યને સિદ્ધ કરવા માટેના સાધન તરીકે વાપરે તે છે. આને કારણે જ પ્રેમ વિકૃત બનીને ખુશામતનું રૂપ ધારણ કરે છે. આખરે એ દાસત્વમાં અધોગતિ પામે છે.

પ્રેમને વિસ્તારવાની વાત હમેશાં કોઈ ને કોઈ રૂપે કહેવાતી આવી છે. પ્રેમ અહંકાર વગર થાય નહીં. અહંકારને કારણે જ મમત્વ શક્ય બને છતાં પ્રેમમાં આત્યંતિક વિલોપન કરીને બીજામાં અભિન્નભાવે લય પામવાની વાત પણ એક આદર્શરૂપે રજુ કરવામાં આવે છે. જો અહંકારને જ નિર્મૂળ કરી નાખીએ તો બધું નિરાકાર જેવું વાયવ્યી બની જાય. એને દલીલ તરીકે, ઠોસ બનાવવા માટે અહંકાર તો અમુક માત્રામાં જોઈએ જ. પણ એ માત્રા કોણ નક્કી કરે? દક્ષિણના દાર્શનિક અપ્પય દીક્ષિતે કહ્યું કે, અહંકારને વધારવો હોય તો વધારો. પણ તો પછી, એને એટલો વધારો કે, એની બહાર કશું નહીં રહે, પણ એ તો કેવળ ઇશ્વરને માટે જ શક્ય છે.

અહંકારની સાથે સ્વાર્થ સંકળાયેલો છે. આ સ્વાર્થ આપણને સંકુચિત કરે છે. કાફકાએ આ સંબંધમાં નોંધ્યું છે. : 'જીવનના ઉંબર પર ઊભા હોઈએ ત્યારે બે કાર્યો કરવાનાં રહે, તમારું વર્તુળ વધુ ને વધુ સાંકડું કરતા જાઓ, સદા એ વાતની ખાતરી કરતા રહો કે, એમ કરતા પહેલાં તમે પહેલેથી જ તમારી જાતને વર્તુળની બહાર ક્યાંક સંતાડી તો નથી દીધીને?' પણ આ ધૂર્તતાથી માનવી બચી શકતો હોય તો ને?

આમ સંબંધો સંકોચાય છે, વિસ્તરે છે, એકબીજાને ભૂમિતિની રેખાની જેમ છેદે છે. એમાંથી વેદના ઉદ્ભવે છે. પણ બધી જ વેદનાનું કાવ્ય બનતું નથી. આથી કાવ્ય નહીં બનેલી વેદનાનો ભાર સંબંધોને કચરી નાખે છે. આ ઉપરાન્ત સહીસલામતીને નામે કેટલા બધા વિધિનિષેધોની અટપટી જટાજાળ આપણે ઊભી કરીએ છીએ! પછી તો બધી ગૂંચો ઊભી કરવામાં અને એને ઉકેલવાનો ડોળ કરવામાં જ આપણને મઝા પડવા માંડે છે.

સંસ્કૃતિ અમુક અર્થમાં વિકૃતિ છે જ. એમાં કશું મૂળ સ્વરૂપમાં રહેતું નથી. બધી વસ્તુ પર સંસ્કાર થાય છે. સંસ્કાર થવાથી કદાચ એ વધારે સોહામણું લાગે, પણ એનો મૂળ સ્વભાવ તો ઢંકાઈ

જ જાય. એ મૂળ સ્વભાવને ઢાંકયા પછી વળી પાછો એને પામવાને માટેના પ્રયત્ન મનુષ્ય છોડતો નથી.

બંધન માત્ર સાપેક્ષ હોય છે. આથી જ તો એકની અપેક્ષાએ બીજાને ગોઠવાવું પડે છે. ટોમસ માને કહ્યું છે કે, જે વધારે ચાહે છે તેને જ દુઃખી થવાનું રહે છે, પછી આ દુઃખ જ જાણે પ્રેમનું ગૌરવ બની રહે છે. આ દુઃખથી પૂર્ણ જગતમાં એ અનિવાર્ય દુઃખને સહ્ય બનાવવા માટે માનવીએ કેવી કેવી રીતે ભ્રાન્તિ ઊભી કરી છે!

મનુષ્યે પ્રભુની શોધ કરીને એક એવી પરિસ્થિતિ ઊભી કરી છે કે, જેમાં હૃદય સમસ્તથી વારી જવાય, પણ સામે પક્ષેથી કશાય પ્રતિભાવની આશા રાખવાની જ નહીં, સંસારના સંબંધોને આથી જ જૂઠા કરીને આપણે ભગવાન સાથેનો સંબંધ સાચો ગણ્યો. મીરાંએ કૃષ્ણ નામની જ ચૂડી પહેરી. તો ચંડીદાસે એક નારીના અસામાજિક નિષિદ્ધ પ્રેમ દ્વારા જ ભગવાન સુધી પહોંચવાનું યોગ્ય ગણ્યું.

હું આ સંબંધોની ગંભીરભાવે મીમાંસા કરી રહ્યો છું ત્યારે સક્કરખોરો નીચો વળીને આકડાનું મધ પી રહ્યો છે, લેલાં કશીક વાતનું જોરશોરથી સમર્થન કરી રહ્યાં છે. કાગડિયો કુંભાર ઘેરા ઘૂંટેલા અવાજથી એની પ્રિયતમાને સાદ દઈ રહ્યો છે. દૂર સુધી દૃષ્ટિ કરું છું તો કશી અવનવી માયા પ્રસરેલી દેખાય છે. આખી સૃષ્ટિ કશાક બંધનને વિહ્વળ બનીને ઝંખી રહી છે. □

## અને આપણે △ ગોવિંદ વ્યાસ

સભ્યતા અજગર ઓકે છે, આપણે એને દૂધ પીવડાવીએ છીએ,

રાજકારણ આત્માને મારે છે લાત, અને આપણે વફાદારીની પૂછડી હલાવીએ છીએ.

કેટલા યે મરે છે અભાવોની ગોળી ખાઈ ખાઈ ને, અને આપણે સત્ય કહેતાં ડરીએ છીએ.

આખા દેશને કેન્સર થયું છે, અને આપણે ટાઈફોઈડનો ઇલાજ કરીએ છીએ......

સ્મરણમાં કોઇ પડઘાયા કરે છે,
ભીંતો પર જાણે પડછાયા કરે છે.

કશું ઊગે છે, કરમાયા કરે છે,
અરે, કેવું બધું માયા કરે છે!

કદી લાગે છે, એ છાયા કરે છે,
અને તડકો ય પથરાયા કરે છે.

કદમ ઉંબર તરફ ધાયા કરે છે,
ન જાણે શું ય સંભળાયા કરે છે.

પ્રગટ થૈ થૈને ડોકાયા કરે છે,
શરમ થૈ થૈને સંતાયા કરે છે.

અકારણ સાવ પસ્તાયા કરે છે,
હૃદયને કૈંક સમજાયા કરે છે.

હૃદયમાંથી ઊઠે અવિરામ મોજાં,
અને ફીણો ય પછડાયા કરે છે.

કદી ઊડ્યા કરે આંખોમાં રેતી,
અચાનક તોય ભીંજાયા કરે છે.

ધરા પૂરી થતી બેચાર પગલે,
અને આકાશ ફેલાયા કરે છે.

વળી કલશોર શો જાગી ઊઠે છે,
દિશા મૂગીમૂગી ગાયા કરે છે.

દિશાઓ સાંભળે છે ને કહું છું,
શમે છે તે જ ઉભરાયા કરે છે.

પ્રતીતિ ને દ્વિધા કેવી અજબ, કે
સમય સંધાય, તરડાયા કરે છે.

## ઉગમણી વાટે △ મકરન્દ દવે

સૂરજની આંખો આ ઝારી સવારમાં
 ને ઝાકળમાં હૈયું પલાળજો,
ઊંધું ઘાલીને રહું ઘરમાં બેસી
 તો મને ઉગમણી વાટે વળાવજો,
ઊઘડતાં ફૂલ જેવી આંખોમાં લાલઘેન
 ઝીણો પરાગરંગ ઊડે,
બારબાર વર્ષોથી ભાળી'તી વાટ
 એવાં વ્હાણ આવી બારામાં બૂડે,
ભડકા ભારીને હું તો ઘૂમું મેદાન
 એવા લોચનિયે લોટાં ઘડાવજો.–
આગળની વારતાને પૂછી ન પૂછી
 ત્યાં નિંદરનો દેશ લહેરાશે,
કાળો ઘોડો ને એક રૂડો અસવાર,
 એક કુંવરીની આંખ લજાશે,
ઝબકી જાગું તો એવા સોણાને તીર
 મને વણબોલ્યા સાદે બોલાવજો.
ક્યાંક બા'ર બોલ્યું કે મોઢું કળાય,
 કેવો જુગતિથી બંગલો બનાયો ?
એમાં હું આંધળી બનીને અથડાઉં
 મારો જોગમાં વિજોગ પથરાયો ?
કો'કવાર ઉગમણે બારણે તો કો'કવાર
 પાવા પછીતે બજાવજો !

## ગીત △ ઈન્દુ ગોસ્વામી

કોકરવરણી કન્યા મળતાં ચપટી ચોખે કાળ ગળી,
સૂરજને પણ શૂળ ઉપડતાં ઘરના ઘરની ભાળ મળી.

પંખીને એવું તે ઊગ્યું
ક્યાંક હશે અણસારો,
આથમતાં વૃક્ષોથી ઊતરે
પડછાયાનો પારો;
લાલચટક લંબાતી પળને ગોરજભીની હાશ વળી.

ઝાંખોપાંખો વળાંક લઈને
વાય સમયની ઝાલર;
હવા નામની ટેકરીઓ પર
ડમરાતું કોઈ પાધર;
દૂરના ડુંગર જેવી પીડા એક તણખલે ટળી.

ઓરસચોરસ આંખો લાગે
હવે મોભનું ફળિયું,
પરોઢિયાનો કાગ ઊડે છે
લઈ સોનેરી નળિયું;
નળિયાને વિશ્વાસે છાતી તુલસીક્યારે ઢળી.

બાવળની કાંટ્ય મહીં △ કરસનદાસ લુહાર

ગુલમ્હોરી છાંયડાઓ ભૂલીને ભાઈ !
હું તો બાવળની કાંટ્યમહીં મો'યો;
મો'યો મો'યો રે હું તો એવો મો'યો કે,
હવે મેં જ મને હાથમાંથી ખોયો !
લાગણીની લીલૂડી સીમનો હું છોડ
છતાં રેતીમાં કેમ હઈશ કોળ્યો ?
નદીઓનાં નીર મારી નાડીમાં ખળકે
ને જન્મારો ઝાંઝવે ઝબોળ્યો !
મૂકીને ઝંખનાની ભીની કુમ્મ ભોમ
એક પત્થર પર ધોધમાર રોયો.
ગુલમ્હોરી૦

આંખોમાં લોહીઝાણ લીલો અવકાશ ભરી
મૂંગેરું કો'ક મને રોતું !
એના તે આંસુના અપવાળે અજવાળે
ખોવાયા હુંને હું ગોતું.
ભાળો તો કે'જો રે કો'ક મારા ભાઈ !
તમે આટલામાં ક્યાંક મને જોયો ?

ગુલમ્હોરી૦

## તું કહે છે...○ રવીન્દ્ર પારેખ

એક રસ્તો આમથી રણનો ગયો,
–તું કહે છે કાફલો ક્ષણનો ગયો!
એક પણ પગલું નહીં રણમાં જડયું
–તું કહે છે કાફલો ક્ષણનો ગયો!
ટેરવા ને સ્પર્શ વચ્ચે છે પળો,
–તું કહે છે કાફલો ક્ષણનો ગયો!
શકયતાના મોર પણ ગહેકયા નહીં,
–તું કહે છે કાફલો ક્ષણનો ગયો!
ડાળ પર કુંપળ નથી ફૂટી હજી,
–તું કહે છે કાફલો ક્ષણનો ગયો!
બર્ફ છું; ઉષ્માવિહીન, પીગળ્યો જ કયાં!
–તું કહે છે કાફલો ક્ષણનો ગયો!
હું નથી બોલ્યો ગઝલનો શબ્દ પણ,
–તું કહે છે કાફલો ક્ષણનો ગયો!

## સ્થિતિ △ અજીત ઠાકોર

પાદર
ઢોળાઈ ગયું પથારીમાં....
ઉંબર–સૂડા ઊડી ગયા
ભૂખરી ટેકરીઓ
વીંધી ગઈ
ભાંભરતી સીમ
ધસી આવી ઘરમાં
કાળોતરી શેરી
ઘર
ઊભું છે
ભીંતોને બાથમાં લૈ
ભીડાઈ ગયેલી મુઠ્ઠીઓમાં!

# એક દુર્ઘટના પછીની ચાર દુર્ઘટના

△ કિસન સોસા △

૧

રાફડાના ગામભણી ચાલ્યાં ગોકળગાય આંખ્યુંમાં ફેણભરી આંધી,
ગોકળગાય રોકવાને મારગમાં ઠેર ઠેર શબ્દોની ભીંત અમે બાંધી.
શબ્દોની ભીંત અમે બાંધી ને ઘોળ્યા ભીંત પર ભીતરના રંગ,
રંગે, રંગમાં આવી ગોકળગાય થંભી જાય એક ઘડી દંગ,
ત્યાં વળી તાલભંગ કરતી ઉપડતી તાણ અને નસ–નસ તંગ.
આઘેથી એરુના આવે સિસકાર અને હડબક દઈ ઊભી થાતી,
ગોકળગાય રોકવાને મારગમાં ઠેર ઠેર શબ્દોની ભીંત અમે બાંધી.
શબ્દોની ભીંત એ તો ઠેકતી રે જાય....એ તો ઠેકતી રે જાય....એ તો જાય....
ગોકળ તે ગાયના આખ્ખા શરીરમાં ય લીલોછમ વંટોળિયો વાય,
આંધળાં બહેરાં ને મૂગાં મા'જન, ઈ દેખાય તો અમને દેખાય.
શબ્દોની જાત સાવ કાચી ઈ વાત પડી કરપીણતા હુલાવતી સાચી,
ગોકળગાય ચાલ્યાં ને મારગમાં ઠેર ઠેર શબ્દોની ભીંત પડી આડી.

२

હિન્દુ મુસ્લિમ શીખ ઈસાઈ–એવા ભેદ મત પાડો રે ભાઈ,
જાતપાતમેં ક્યા રખ્ખા હૈ, સબસે ઊંચી પ્રેમ–સગાઈ.

કહત કબીરા સૂનો ભાઈ સાધુ કે તુલસી કે ચિત્રકૂટ છે,
મીરાં કે પ્રભુ ગીરધર નાગર, સર્વેને આવવાની છૂટ છે.
ઘાયલકી ગત ઘાયલ જાણે જેની ડાકે હો લાગી બગાઈ,
જાતપાતમેં ક્યા રખ્ખા હૈ, સબસે ઊંચી પ્રેમ–સગાઈ.

નિશદિન બરસત નૈન હમાર કિ લૈ ઠનઠનકી ભીડ છે,
વાલ્મીકિ કે' ચતુર સુજાણ, મુઝે કૌંચ–માર્યા–કી ચીડ છે.
(મૂગી રહું તો મુંઝાઈ મરું અને બોલું તો મેરી રૂસવાઈ–
જાત–પાતમેં ક્યા રખ્ખા હૈ, સબસે ઊંચી પ્રેમ–સગાઈ.)

વાઘની માસીએ છીંકણી સૂંઘી તે હાક્ છિ....હાક્ છિ.... છીંકે,
શાહમૃગે રેતીમાં માથું ખૂંપાવ્યું ઝટ વંટોળિયો આવ્યા–ની બીકે.

ભીંત પર જીવતો ચિતંગાઈ ગ્યો વાંદો ને કંસારીએ મૂછ સંકેલી,
નખ અને આંગળીનાં ઘિંગાણાં વચ્ચે ક્યાંક અવગતિ પામી હથેળી,
ડૂબતી કીડીની દરિયા જેવી એવી ચીસો તણાઈ રહી નીકે,
શાહમૃગે રેતીમાં માથું ખૂંપાવ્યું ઝટ્ વંટોળિયો આવ્યા–ની બીકે.

પોપટ ને પોપટીમાં ચાલે છે વાત કે આમાં છે કાબરનો વાંક.
કટાણે એમ એણે કલબલવું ન્હોતું કે નાહક ખોડાઈ ગયો રાંક,
છમ....છમ....ઝાંઝરિયે ચાલ્યાં ગોકળગાય પાનેતર પ્હેરીને પીકે,
શાહમૃગે રેતીમાં માથું ખુંપાવ્યું. ઝટ્ વંટોળિયો આવ્યા–ની બીકે.

રાતથી જ કૂકડો કૂકડે કૂક....કૂકડે કૂક....કૂકડે કૂક....કૂકડે કૂક....કૂકે,
કાળમીંઢ રાતને છેડે તે કોણ હવે સૂરજનું ટપકું રે મૂકે?

મૌલવીનાં ટેરવાં તરણીમાં ગુમ્મ અને મા'રાજનું હિંડોળે લહેરવું,
આકાશે પગ અને હાથો કળાણમાં કોરકંદ્ર કોનું છે ટેરવું ?
કાંધ પર રાતનો તરફડતો બોજ કઈ દિશાની ખીંટીએ ભેરવું ?

ક્યારનો જંતર વગાડે વિઝાણંદ પણ પથ્થરનાં પંખી ટહૂકે ?
કાળમીંઢ રાતને છેડે તે કોણ હવે સૂરજનું ટપકું રે મૂકે ?

ઉંબર સુધી એક ઘર એવું આવ્યું કે નખશીખ નગર થયું ખુલ્લું :
પીપળાની ડાળીએ બેઠી છે સમળી ને વડલાની ડાળીએ ઉલ્લુ,
દરિયા જેવા એવા ઘોંઘાટે કોણ અહીં સાંભળે આ ચિલ્લાવવું ચિલ્લુ ?

સોનલ-કળશ કોણ ઝલમલશે, ફરકાવશે કોણ હવે ધજાઉં ટૂંકે ?
કાળમીંઢ રાતને છેડે તે કોણ હવે સૂરજનું ટપકું રે મૂકે ?

## પ્રતીક્ષા : ત્રણ કાવ્યો △ મંગળ રાઠોડ

૧

કંઈક લખવા જતો'તો
ત્યાં–
    ટપકી પડ્યું
        એક ટપકું
મારી પેનમાંથી,
બ્લોટિંગ પેપરના ખયાલમાં
        –ભૂલી ગયો,
જે કંઈ લખવા જતો'તો.
જેને હું પણ ન લખી શક્યો
એ કવિતાની જેમ
આજે પણ
તું ન આવી મીના !

૨

સૂર્યકિરણો
પરોવાઈ ન શકતાં
તૂટી ગયેલા
ઝાકળના ટૂકડાઓની
        પારદર્શકતા
અહીં તગતગે છે તડકામાં !
તેનો શ્વાસોચ્છ્વાસ
તારા પ્રત્યેક પગરવે
        મારી દિશામાં....
બંધ કરી દઉં આંખો
તો પણ, દેખાઈ જાય છે

ફૂલોના રંગ–
ફૂલોથી પર થઈને
ફરી ફૂલો બની જતાં
એવી આ ક્ષણો ઊડે છે
મારી બંધ પાંપણોમાં....
અચાનક
તારા આવી પહોંચ્યાના
ખયાલની જેમ
કોઈએ બંધ કરી દીધો પંખો.
વાતાવરણમાંથી
દોડી દોડીને આવતી
હવાનાં વમળને હવે
હું મારી નિરાશાની જેમ ફેલાતાં જોઉં છું....
આમ હું ક્યાં જાઉં છું....
ક્યાં જાઉં છું....ક્યાં....

૩

આ તો–
પ્રતિમા છે.
એવી મારી સભાનતાએ
મને રોક્યો.
–અને
હથેળીમાં રહેલી
આયુષ્યભરની કુમાશ
મારા સ્પર્શની–
બનીને રહી ગઈ
–પથ્થરનાં સ્તનો !

## ગઝલ △ હેલ્પર ક્રિસ્ટી

અરીસાની અંદરથી આવી રહ્યો છું,
મને મારી ભીતર છુપાવી રહ્યો છું.
વળાંકે વળાંકે છે પથ્થરના માણસ,
અજાણ્યા નગરને વટાવી રહ્યો છું.
બધા અર્થનો થૈ જવાનો ધુમાડો,
હું શબ્દોને આજે જલાવી રહ્યો છું.
ફરી એક આકાશ જન્મી રહ્યું છે,
ફરી એક સૂરજ લુંટાવી રહ્યો છું.
સમય-છાપરે ચાંચ ઘસતું ઘુવડ છે,
હું શંકાનો પથ્થર ઉઠાવી રહ્યો છું.
એ રેતીમાં ખૂંપેલ પગલાં સમો છું,
ભૂંસાતો ભૂંસાતો હું આવી રહ્યો છું.

## ઘર △ ઉશનસ્

રોજ સવારે
બીડાયેલી, કળીમાંથી
ફૂલ જેવું મારું ઘર ઊઘડે છે
પાંખડીઓ જેવાં
બારીબારણું લચી પડે છે
અને
બહાર ઊડી જાય છે
ભૂરુંભૂરું કોઈ આકાશ....

# ચાંચીઆઓમાં ચક્રવર્તી—કીડ

△ ચન્દ્રવદન મહેતા △

**નોંધ**

આ નાટિકામાં કેવળ સુરતની બોલી નથી વપરાઈ. વળી સુરતની એક બોલી પણ નથી, આ ખારવાઓની ખલાસીઓની મહદ્ંશે બોલી છે, એની ઉપર કાઠિઆવાડી, સિંધિ અને અરબ્બી ભાષાઓની પણ અસર છે. વળી એ ખલાસીઓને મન મેડિટરાનો દરિયો અને ઇંગલિસિયા ખાડી ખૂંદવી એ રમત વાત, વર્ષો સુધી આ ખલાસીઓએ પી. એન્ડ ઓ કંપનીની મેઈલ બોટો ચલાવી છે, એટલે જાતજાતની અસરો થએલી એટલું "ઢિયાન"માં રાખી આ નાટિકા વાંચવા વિનંતિ છે. કેપ્તન કીડના અહેવાલો ઘણાં પુસ્તકોમાં પ્રગટ થયા છે. એની ફિલ્મ પણ થઈ હતી. બધાં જ પુસ્તકો એની નાપાક મનોદશા વિશે લખે છે; એક જ આધાર એમ કહે છે કે એને ફાંસીની સજા સુધી સજા કરવાની જરૂર ન્હોતી. થોડી ચાલત.

—ચન્દ્રવદન



[સુરતમાં અંગ્રેજોની કહેવાતી કોઠીની બ્હાર, એક બાંકડો, બાકી રસ્તો, ચોક]

ઈસા : આવો આવો અભરામભાઈ, આજે આંઈ, ઘણે વરસ–મિલિયા. છો તો, હેમખેમ?

અભરામ : કુંપની સરકારે આજે અમને ઈજન આપી બોલાવિયા–કંઈ નાનો જલસો છે. તમે બી આવો.

ઈસા : ચાલો તો

અભરામ : ના, હજી અરધા કલાકની વાર, આ ઈંગ્લિસ લોકો ટેમ બરાબર હાચવવાવાળા, અને હજી મરિયમ પણ નથી આવી. એ હમણાં આવવામાં

ઈસા : મરિયમ કોણ ?

અભરામ : બે વાર હજ કરવા ગઈ'તી, અને ઈને હજ ભારે પડી ગઈ'તી, ઈયાદ કરોને ઈસાભાઈ

ઈસા : હા, હા. બિચારી બહુ પરેસાન થાઈતી. અલ્લાની મે'રથી બચી, એને પણ કુંપની સરકારે બોલાવી છે

અભરામ : હાસ્તો, જેવો લંડનથી હુકમ–થોડા જણાને અહીંના સાહેબાઓ નામથી ઓરખે, એટલે ઈજનો આપેલાં.

ઈસા : હેમખેમ આવિયા તે ઠીક થયું.

અભરામ : મોતના પેટાળમાંથી માંડ બા'ર છટકિયો. બે ત્રણ વરસે સુરતનું બારું દેખ્યું.

ઈસા : ભાઈ ધરિયાલાલનું તો એવું જ કારસ્તાન છે તો

અભરામ : ઈસાભાઈ! ધરિયોલાલ બૂરો નથી હોં! એ ગમે તેટલો ફફરે, ફિરકા ચડાવે, પણ ઈને તો હું હથેલીમાં રમાડું, ધરિયોલાલ મનેખને ભરખી ના જાય. ગરકી ના જાય. જેટલો વિશાળો એટલો ઉદાર, ઈના દિલનો જોટો ના મિલે.

ઈસા : વાત હાચી, દિલનો જોટો ના મિલે.

અભરામ : એઈ ધરિયોલાલ અધરમ ન પચાવે. અવળાં કામ કરે એને નસિયત દે, ચૂકતે હિસાબ લે. ઓલો ગગરાટી કીડ—

ઈસા : કપતાન કીડ !

અભરામ : કમજાત કીડ, ફૂટકળ પેટનો કીડ, ડોળાઈલા લોઈનો કીડ, અવળી ઓલાદનો કીડ.

ઈસા : જાણું, હાંભળેલું, ઈ તમૂને પાછો ભટકાણો 'તો.

અભરામ : મારા હાથમાં થુવેરિયાના નોરા ડંખ દેતા'તા, મનમાં પાકો મનસબો હતો કે કાંક લાગમાં આવી જાય તો આખરની ચોપાટ ખેલી નાંખું. બીજો મનસબો હતો કે ઈના લોઈથી અરબ્બી ધરિયો ના ખરડાવું. ઈના લોઈવાળું લાકડું પણ આ ધરિયાલાલમાં તરતું થઈ જાય તો ઇ હિસાબ હું બરદાસ ના કરું.

ઇસા : ભારે પાપીઓ, અંગલિસ લોર્ડમાં આટલું નાપાક લોર્ડ તે કેમનું ઊલટી આવિયું. એ હમણાંનો કાં કાં ફિરે ?

અભરામ : ફિરે–ફિરે સું, હવે તો ઈનું નામે નિસાન ના મિલે.

ઇસા : એમ, ગુજરી ગયો ?

અભરામ : ગુજરે સું ?–ગુજરાવી દીધો.

ઇસા : એટલે ?

અભરામ : ટાંગી દીધો.

ઇસા : ટાંગી દીધો, એટલે—કોણે ? ઈના નામથી ખુદ અંગલિસ નાખુદા થથરે, આખા અરબ્બી દરિયામાં એની હાક ગગરે, આણી કોર કાલીકટથી માંડવીનો કોસ્ટો, અને પેલી કોર એડનથી મડાગાસ્કરનો કોસ્ટો, ચારે કોરના ઈંગલિસ કપતાનોની છાતીમાં ભેંકારો ભડક પથરાવી દે. એનું નામ, ઈનું નામ સુનતાંકને હાથમાંની બંદોક, બરછી લુલી પડી ભોંય પડી જાએ.

અભરામ : ઈના પણ રામ રમી ગિયા, અને કાટું ભોંપર ગિરી ગિયું. ઉપરવાળાએ બે તરણ સાલ એની ચકરાતી ચાલ જોયા કરી, પછી ઈને પણ થયું કે આવા વરૂ ધરિયાલાલની આબરૂ વટાવે, એટલે ઉપરવાળાએ ઈની ચામડીવાળા ગોરાઓને હાથે લંડનમાં ભોંપથારી કરાવી દીધી.

ઇસા : પણ ઈ તો અરબ્બી ધરિયામાં સિકાર કરતો હતો !

અભરામ : ઈને એકવાર મુઘલ બાદશાહનાં જહાજો લૂંટયાં...

ઇસા : ઈ તો જૂની વાત, પછી તો અંગલિસ્તાનના બી લૂંટયાં...

અભરામ : એટલે ઈના કપાતર લોર્ડથી ધરિયાલાલે પોતાની છાતી ના રંગી, અને ધરતીને પેટે ઈના લોહીનું ખાબોચિયું થયું.

ઇસા : કઈ ધરતી, હિન્દોસ્તાનની ધરતીને પેટે ?

અભરામ : ઈસાભાઈ, એવા બેવકૂ લોર્ડ હિન્દોસ્તાની ધરતી ઉપર ના છંટકાય !

ઈસા : તો કેઈ ધરતીએ ઈને સંઘરિયો. જરા માંડીને વાત તો કરો! મરિયમ તો હજી નથી આવી, અને તમુને ટેમ છે.

અભરામ : એવું છે કે અમે તો ઈ પાપીડાના હામહાંભા આવી ગિયા'તા.

ઈસા : કે ફા ?

અભરામ : આટલામાં જ. આ કંપની સરકાર અહીં આવી ને વેપાર કરવા, ઈ તો તમે જાણો ને ? મોઘલ બાદશાહ જાંગીરશાહે ઈને પરવાનો આપેલો પણ પછી તો મારા વા'લા, વેપારં કરવાને બા'ને અહીં એવા તો ઘૂસિયા, તે રાજ કરવાની લાલચે ચઈઢા, તે હવે વળી થોડી બંદૂકડી, નાની ફોજ રાખતા થઈ ગિયા.

ઈસા : પણ રાજ તો ઔરંગઝેબ બાદશાહનું ને ?

અભરામ : હા સ્તો ! ઔરંગઝેબ બાદશાહ તો ઈંઆ સુરતમાં લકડીપુલ આગળ આવેલા, અને હજ કરવા ઈંયાથી જહાજે બિરાજેલા.

ઈસા : ઈ વાતની તો મને જાણ. તિયારે હું તાં હાજર.

અભરામ : હા, તમે તો તિંયા હાજર. તમારું બારકસ પણ ઉંનુ.

ઈસા : તિયારે નાનાં વહાણો અમે હુલાવતાં.

અભરામ : તે ઈમ કે તિયારે હજ કરવા જાતા, તિયારે એક સુ, ચાર પાંચ વહાણો આ ધરિયામાં ફરતા ચાંચીઆઓએ ફટકારેલાં.

ઈસા : કઈ ઓલાદના ? કિયા દેશના ?

અભરામ : પહેલાં તો ઈ બધા જ, એફા પચ્છમ પરદેસના ડચ, ફરંગા, અંગલિસ, ફિરાંસી ખલાસીઓએ ભેગા મળી આ હજ કરવા જાતાં વહાણોને લૂંટિયાં.

ઈસા : ઈણે તો વેપારી આલમનાં જહાજોને પણ લૂંટેલાં—

અભરામ : બરાબરમાં, ઈમાં આપણા શહેરમાં બે નામચીન ગોરા.

ઈસા : એક તો આપણો શિવર્સ, પાકો ગઠિયો...

અભરામ : અને બીજો એવરી, બંને અંગલિસ્તાનના, તિયાંથી વખાના મારેલા દોઢીયા કમાવા, અહીંથી કોઈના જહાજો કબજે કરી ધરિઆલાલની આબરૂ બગાડવા ચાંચીઆના ધંધે ચડેલા,

એમાં આપણા અબ્દુલ ગફુરના ભારે બારકસો લૂંટેલાં, બધો માલ ઓહિયા કરી ગિએલા.

ઇસા : ઇરાનનો અખાત, અને મલબારી કાંઠા ઉપર ઇની જ હાક ગગરે-ચારે કોર ઇનો જ હાકોટો વાગે.

અભરામ : ઇણે પોતાના જહાજ ઉપર પંદર વીશ તોપો અને દોઢસો ભંદૂકવાળા ગોઠવેલા. ઇંગ્લિસ કોઠીના રેકાડમાં આ લખાણો છે, જોવા જેવાં છે.

ઇસા : ભારેના ખતરનાક ! બેજમાન, બેવફા કપ્તાનો.

અભરામ : બંને ભંબોટિયાઓ જતાં આવતાં વહાણોને લૂંટે. ખાવાના ભંડાર, પાણીના ભંડાર અને રોકડ નાણાં કબજે કરી, મુસાફરોને ખાલી હાથે એમનાં જહાજોમાં પાછા મોકલે, કોકના હાથપગ બાંધે તે જુદા.

ઇસા : તે અભરામભાઇ, ઇ બધો માલમલીદો અને નાણાંજણસ રાખે કિયા ?

અભરામ : ઇસા ! અલ્લારામે પણ અક્કલ વાપરી પરથ્વીનો ગોળો ઘડાવ્યો છે. ધરિઓલાલ મોટો, પણ એને ફિફરારી બોલાવવા, અધવચ્ચે ગિણ્યા ગણાય નહીં એટલા ટાપુઓ ગોઠવિયા છે. આપણો પીરમ-પછે આફરિકા પાસે માડાગસ્કર, અને લાખલાખ ટાપુઓની હારમાળા જેવા લકદીપ. મારા વા'લા નખ્ખોદીઆ ગુણોની ગુણો આ ટાપુઓમાં લઇ જઇ તિંયા વખારો બાંધેલી, તિંયા રાખે. રોકડ, ચાંદી, નાણું, સોનું, ખાવાનો માલ અને મસાલાના કોઠાર ભરેલા, અને કાપડના થપ્પે થપ્પા. લાટ રાજાની જેમ રિયે. આ પ'ણે કોણ જાય પેલી ઓરત-જરા નજર દોડાવતો-ઇસા.

ઇસા : એ એ એ...

અભરામ : હાં, એ મરિયમ. મરિયમ. અરે મરિયમબાનુ-આ ફા આ ફા-ઇસાભાઇ આ મરિયમબાનુને જ પૂછો તો, એ બિચારી હજ

કરવા ગિએલી, તે એની ઉપર સી સી આપદાનો વંટોળ વિફરેલો–એના વહાણને આ ઇંગ્લિશ ચાંચીઆઓએ કેમનું કેમ ફિફરાવેલું, ચારે કોર ફંગોટેલું, ફેરફુદરડી ઘુમાવી હલકુ હલાક કરી માંડ ગાંડ સુરતના બારામાં મોકલાવેલું. કેટલો ટેમ થયો ?

મરિયમ : કેમ અભરામભાઈ! બહુ વરસે પાછા–, હજી તો વાર છે.

અભરામ : ના રે, માંડ ત્રણ વરહ પૂરાં ની થયાં હોય–બે વાર મલાયા જાવા અને પછી તો આ અરબ્બી ધરિયામાં ઝઝુમેલો જો!

મરિયમ : ઝઝુમેલો–એટલે ?

અભરામ : મરિયમબાનુ ! આ આપણા ઇસાભાઈને ઓલખો ને–

ઇસા : મરિયમબાઈ અમે તમારી જ વાત કરતા હતા. હજ કરવા ગિએલા તાં સી હાલાકી વિતેલી–તે તો કો'.

મરિયમ : અરે, મને વળી એની યાદ કાં કરાવો !

અભરામ : મરિયમ ! તમે કહો–પછી હું તમુને એ પાજી અવળચંડા ખૂની ચાંચીઆની મેં સી વલે કરી તે કેહવા.

મરિયમ : એમ તો અમે બે વાર હજ કરવા ઊપડેલાં–પહેલી હજમાં તો કોઈ તકલીફ અમને નડેલી નહીં, પણ અમારી પાછળના વહાણવાળાઓ ઉપર આ ઈંગલીસ ચાંચીઆઓએ ભારે જુલમ કરેલો, અને એ વારે બાદશાહ ઔરંગઝેબે બ્રિટિશ કંપનીને ભારે ગુસ્સાથી ભરેલો ખરીતો ભેજ્યો હતો.

અભરામ : એની તો અમને ખબર છે. આ અંગ્લિસિયાની વેપારી કંપનીમાં યે ભારે ફાટફૂટ છે, તોયે એ દિલ્હીનો પાદશાહની ધાકધમકીને માનતા નથી.

મરિયમ : બીજી વાર જિયારે અમે નીકળિયા, તિયારે પાછા ફરતાં હજી તો અમે અરેબિયાનો કિનારો છોડયો નથી, તે પહેલાં ત્રણ જહાજોએ અમારી પૂંઠ પકડી, એકે ગોળીબાર કર્યો, સઢ તોડી નાંખ્યા, અને અમે જરા થોભ્યાં એટલે નજીકના વહાણમાંના

ગોરા સિપાઈઓ અમારી ઉપર તૂટી પડ્યા...

ઈસા : ફરંગા ડચ ફિરાંસી કે ઈંગ્લીસ

અભરામ : ઈસાભાઈ, આ ચાંચીઆગિરિમાં જે ખલાસીઓને નોકરીમાંથી બરતરફ કરવામાં આવે છે, તે બધા આ ધંધે ચઢે એમાં યુરપના બધા જ પરદેશી એકઠા થઈ જાય છે. લૂંટમાં સરખો ભાગ. એમને જાત ભાત કેવી ? પછી મરિયમબાનુ ?

મરિયમ : તે અમને તો જેર કરિયાં, હાથ બાંધી, મોઢાં બાંધી, પકડી પકડી પોતાના વહાણ ઉપર ચઢાવિયાં. અમારા વહાણમાંથી કપડાં, ખાવાનાના કોથળા અને રોકડ નાણાં એકઠાં કરીઆં, અને ધુમાવતા, ફિરાવતા અમને માડાગાસ્કર બેટ ઉપર લઈ ગયા.

અભરામ : માડાગાસ્કર—લકડીવ નહીં ?

મરિયમ : ના, મડાગાસ્કર.

ઈસા : બહુ આધે.

મરિયમ : એમની તિંયા જંગી વખાર છે. માલ લાવે, ભરે, અને આફ્રિકાના બજારમાં વેચે. સોનાચાંદી ઝવેરાત રાખી મૂકે, તે પોતાને દેશ જાય તિંયા લઈ જાય.

અભરામ : કંઈને માર માર્યા—

મરિયમ : માર મારવાની જરૂર જ ન પડે ને—એમનો સામનો કોણ કરે ? એમની પાસે ભંદૂકો, ઉપરાંત તોપ, ઉપરાંત પચાસ પાસવાનો.

ઈસા : પાસવાનો તે કોણ ?

મરિયમ : મા'બા હાથમાં જાલિમ ચામડાના પટ્ટા લઈને ઊભા જ હોય. કોઈ પોતાનું ધરાણું ઉતારી આપવા ના પાડે કે બે પાસવાનો પહેલાં તો ભોંય ઉપર પટ્ટા પછાડે—અને પછી કોઈ બીએ નહીં તો વાંસા ઉપર ફટકારે—પણ એની જરૂર જ પડતી નહીં. ચાંચીઓનો કપ્તાન, કમ્મર ઉપર બબ્બે મોટા તમંચા બાંધી ફરતો રહે, જુએ, હુકમો આપે, તમરી કરે.

અભરામ : માથે ટોપી કેવી પહેરે ?

મરિયમ : લાલ રૂમાલ બાંધે. કદીક અંગ્લિસ્તાન જેવી ટોપી પણ પહેરે. હાથમાં નાગી તલવાર, મજબૂત કદાવર.

અભરામ : અને...અને મરિયમ, આંકી જો તો—આ હું ચાલું છું તે જો તો, આ જો, એ આમ આટલી ઝડપથી અને હાથ જો આમ કરતો ચાલે—જો તે જો—જો—

મરિયમ : હા, અભરામભાઈ! તમે એની ચાલની આબાદ નકલ કરી બતાવી. તમે એને જોયો છ તિયારે!

અભરામ : એ પછી કહેવા—તું તારું બિયાન પૂરું તો કર.

મરિયમ : હવે મારા બિયાનમાં રહ્યું સું. ખાવાનું પેટપૂરું આપે નહીં. પાણી માટે વલખાં મરાવે, અને આખું જહાજ પૂરું લુંટાઈ ગિયા પછી અમને માડાગાસ્કરથી એક ટંકનું પાણી અને એક ટંકનું ખાવાનું આપી ધકેલાવી દીધાં. રસ્તે જો બે પાંચ દિવસ ધરિયાલાલમાં તોફાન થયું, અને મોડા ગિયા તો તેટલા દિવસનો ભૂખમરો...

અભરામ : તને જવા કેમ દીધી?

મરિયમ : બૈરાંઓનો મોટો વેપલો. આફ્રિકા યુરોપમાં પકડેલાં બૈરાંઓને એ વેચે. પણ મારે માટે એને કોઈએ કહ્યું કે હું બાદશાહ ઔરંગઝેબની દીકરી છું, એટલે મને છાડી. અને ઓછી હેરાન કરી. નસીબદાર; નહીં તો કિયાં ને કિયાં મને વેચી મારતે...

અભરામ : એનો પોતાનો જનાનો—

મરિયમ : બહુ મોટો. કિયે છે કે એમ મોટો જનાનો તો એ લકદીવમાં રાખે છે. માડાગાસ્કરનો જુદો. ચાંચીયાગીરી કરવા નીકળે તિયારે જહાજ ઉપર કોઈ પણ બૈરાને હંગાથમાં ન લિયે.

અભરામ : મરિયમ, તું જેને મળી, એ બીજો કોઈ નહીં, પણ કપ્તાન કીડ.

ઈસા : કપ્તાન કીડ! ઈ તો ભારેનો નામચીન, ઘાતકી, ક્રૂર મુલકમશહૂર ચાંચીઓ.

અભરામ : એવોરી અને શિવરસ જેવા તો કંઈ એના ગુંજામાં અગમ

પશ્ચિમના ધરિયા ખુંદે, સાતે સાગરાના મગરા ઉભાવો તોયે ધરિયાલાલને ડહોળવાવાળો આવો ખૂની કાતરો, માનવમગરો, બીજો નહીં જોવા મળે.

મરિયમ : હાય ! હાય ! હું એવાને પનારે ચઢી ગઈ !

અભરામ : અને તું જીવતી આઈ આવી એ માટે માલેકની બંદગી કર. કેપ્ટન કીડ એટલે શકરાની આંખવાળો સાવજ, ઘડીના છઠ્ઠા-ભાગમાં હતું ન હતું કરનારો બાજ, બેવફાઈમાં ઈની તોલે આવે એવો બીજો વિસ્સાસઘાતી કરમચંડાળ પરથ્વીને પાટે પાક્યો નથી.

ઇસા : એની વાતો તો ચારે કોર પથરાતી સાંભળી છે. એવી વાતો કે વાતોમાંથી ઉકળતા ભડકા દેખવા મળે. અભરામભાઈ, તમે એને દીઠો'તો ?

અભરામ : દીઠો'તો ?—સું પૂછો છો ઇસાભાઈ, દીઠો'તો તો આવા તમે અને હું ઊભા હતા એટલા નિકટથી દીઠો'તો.

ઇસા : હેં !

મરિયમ : તમે એની જે રીતે વાત ચાઇલા તે જોઈને જ મને થયું કે તમારો અને એનો ભેટો થઈ ગયો હોવો જોઈ એ.

અભરામ : બાંધી દડીનો, ઘાટીલો, આંખોમાં વીજળીની આગ, હાથમાં બબ્બે તમંચા, ઘોડો દાબતાં જ દુસ્મનની છાતીમાં ગોળી સોંસરવી નીકળી જાય, અડફટે ચઢ્યો ઈને પગની એક લાત થપાટમાં ઊંધે માથે ભોંય પાડી, ઉપર આતશબાજીમાંથી ગોટા વછૂટે, એમ તણખાલી ગોળીઓથી વાંસા વીંધી દે.

મરિયમ : યા ખુદા ! તિયારે તો હું ભારે બચી ગઈ !

અભરામ : બંદગી કર મરિયમ, તું કેમ બચી એમાં તારા બધા સિતારા પાધરા, પણ અરબ્બી ધરિયામાં આ ડચ ફિરંગી વિગેરેનું ચાંચીયાવાડુ ચાલ્યું તે બાદશાહ ઔરંગઝેબ તો સું, પણ ખુદ બરટાનિયાની ઇસ્ટ ઇન્ડિઆ કંપની સરકારની અહીં સૂરતની આખી કોઠી તંગ આવી ગઈ, ઈની આબરૂ ગઈ. ખુદ

અંગ્રેજી જહાજો લુંટાયાં.

હંસા : હોય નહીં. હકીકત તો એવી છે કે કેપ્ટાન કીડને આ અહીંની સુરતની કોઠીમાંથી ખત લખી ખાસ અહીં બોલાવેલો–

અભરામ : એ વાત પાકી, બરટાનિયાની ગએલી આબરૂ પાછી લાવવા, પણ હંએ તો ઈંગલીસ કોઠીની રહી સહી આબરૂ એકઠી કરી, હંની પણ ચારે કોર હરરાજી કરી આખી બરટાનિયાને બેઆબરૂ કરી બેઠો.

હંસા : તિયારે તો એ એવરી કરતાં ભારેનો ગઠિયો નીકળ્યો.

અભરામ : હંસુની ૧૬૯૭ની સાલમાં એવરીને જીવતો પકડવા પાંચસો પાઉન્ડના હંનામનાં પાટીઆં ચિતરેલાં ન્હોતાં જોયાં ?

હંસા : હા, હા,

અભરામ : તે એવરી તો પોતાના ચોરેલાં વહાણો અહીં તહીં કોઈને વેચી નાકો, નાઠો નાઠો તે વેસ્ટ ઇન્ડીઝમાં બચાવેલી અઢળક દોલત ભોગવી કે ગુજર્યો તે ખુદા જાણે, પણ એના અહીંના અંગ્રેજ સાથીદાર ખલાસીઓ પકડાયા, તેમને લંડનની થેમ્સ નદીના કાંઠે એક વાપીંગ નામની જગ્યા છે, તાં ફાંસીને માંચડે લટકાઈવા.

હંસા : એની વાત અહીં કોઈ અંગ્રેજ કોઠીમાં કરતા હતા ખરા.

અભરામ : આ થાનક જ થથરાવે એવું, મારું જુએલું, તાં હારબંધ ફાંસીના માંચડા બાંધેલા, દુનિયાભરમાંના અંગ્રેજ સુદ્ધાંક ચાંચીઆઓને ત્યાં નદીકાંઠે ઓટ હોય તિયારે લટકાવે, તે લટકતા ઝુલિયા કરે, પછી ભરતી આવે તિયારે જેટલા ધોવાયા એટલા ધોવાય, બાકીના લટકતાં મુરદાં પરવારતા બીજી ભરતીની રાહ જુએ.

હંસા : તે તાં લટકાઈવાં.

અભરામ : અને કોઠીમાંથી ખતદસ્કત મોકલવામાં આવ્યા, ખેપીઆ ગયા કે કોઈ માડીજાયો મુછાળો મરદ ધરિયાલાલને હથેલીમાં રમાડે

એવો બહાદુર નર હોય એને તાબડતોબ મોકલો તે તિયાં લોડ બેલામોન્ટ બહુ મોટો મસ લાટસાહેબ, એની ભેળો ઓક્ષફ્ર્ડનો ઉમરાવ, ત્રીજો લોર્ડ સોમર્સ, બરટાનિયાનો સૌથી મોટો જજ લોર્ડ શ્યુસબરી અને કરનલ લિવિંગસ્ટન.

ઇસા : અભરામભાઈ, તમુને તો ભારે નામો યાદ રહી ગએલાં જો.

અભરામ : આ બધાએ અમને તારીફ્ખતો લખી આપેલા છે તે ઇમણે "એડવેન્ચર" નામનું ભારે તોતીંગ બારકસ ફીટ કીધું, ઉપર ભારે તોપો ચઢાવી આપી, ફોજના માણસો લેવા આ જહાજને ન્યૂયોર્ક મોકલવામાં આઇવું, એના કપ્તાન તરીકે આખું ઇંગ્લીસ્તાન સોધી સોધી એક વિલિયમ કીડને પસંદ કીધો.

ઇસા : આ આવો આ આપણો કીડ.

અભરામ : અને એ ઇસુની સોળસે છન્નુની સાલમાં પ્લિમથ બંદરેથી નીકળી, ન્યૂયોર્કમાંથી ફોજ એકઠી કરી, પહેલો માડાગાસ્કર પહોંચ્યો, તિયા આ આપણા સુરતમાં છે એવી વખારિયા કોઠી બિછાવી, થાણું કરી, અરબ્બી ધરિયામાં ઠીકવાર ઘુમિયો, રાતો ધરિયો ફરી વળ્યો, જે કોઈ ચાંચીઆ મળ્યા, તેમને પોતાના સાથીદાર બનાવ્યા, તો જે ન બન્યા એમને ઠાર કીધા.

ઇસા : ઠાર કીધા.

અભરામ : ઠાર એટલે–હું તમને કહું. એ આવેલો–યા એને મોકલેલો બરટાનિયાની સરકારે–કેમ જે, જઈ અરબ્બી ધરિયામાં ચાંચીઆગિરિ નાબૂદ કરવા, હજ કરવા જતાં મોઘલ જહાજોની હેરાનગતિ દૂર કરવા, અને અંગ્રેજ કોઠીના અહીં આવતાં યા જતાં વહાણોને પૂરતી સલામતી આપવા.

ઇસા : બરાબર.

અભરામ : પણ મારો વા'લો નાધોરી, તે ઇણે મોઘલ હજ કરવા જતાં જહાજો લૂંટ્યાં, અને પછી તો ખુદ બરટાનિયાનાં વહાણોને પણ ઝોંક્યાં.

ઇસા : હોય નહીં,

અભરામ : અમને પહેલો ભેટો થિયો કાલીકટ બંદરે, તિંયા પોતાના જહાજ ઉપર વાવટો સન્ધિનો રાખે, વાવટામાં સેંટ જ્યોર્જનો ક્રોસ રાખે.

ઇસા : નાપાક તિયારે તો–ધરમનો દેખાવ કરે.

અભરામ : અને અધરમનાં જ કામે ફરે. બરટાનિયાના બાદશાહનો ખાસ ઇસમ, એવા ખોટા દસ્તાવેજો રાખે, એ એણે મુંબાઈના બારામાં કર્નલ કાઇગવિનને બતલાવેલા, ઉપર રાજાનો સહીસિકકો.

ઇસા : તે કાંથી લાવેલો ?

અભરામ : લાવે કાંથી, બનાવટી–આખો કાગળ અને સિક્કો છેતરપીંડી માટે પાકી રીતે બનાવટી જ કરેલા. એમાં એણે સુરતમાં પહેલું તો ડચ બારકસ રસ્તે જતું કબજે કરી લૂંટયું, પછી એ પહોંચ્યો કાલીકટ, તિયાં પચાશ હજાર પાઉન્ડ એક "કવેડા મરચન્ટ" નામના ઈંગ્લીસ બારકસમાંથી ઝાટકયા, ઈનો કેપ્ટન રાઈટ એ તો ડઘાઈ જ ગયો, પછી તો આ કીડ ચાલ્યો. બીજા બે વહાણોમાંનો બધો માલ કબજે લઈ, પોતાના જહાજમાં બીજી તોપો ચઢાવી ફોજ વધારી, અને માડાગાસ્કરથી કાલીકટ તાજ વગરનો બાદશાહ થઈ મોજથી ફરવા મંડ્યો. માનશો, માડાગાસ્કરમાં તો ઈણે પાકો કિલ્લો પણ બાંધ્યો.

મરિયમ : એ અંગ જોયો. તિયાંની તો એવી વાતો છે કે કંઈક પરણેલાઓના ધણીઓને મારી નાંખ્યા, અને બૈરાંઓની લાજ લૂંટી, કેટલીકની હરરાજી પણ કરી.

અભરામ : તું સું મને કહેતી હતી ! માડાગાસ્કર તેમજ લકડીવના ટાપુઓમાંના એનાં કારસ્તાનો તો હવે જાહેર થશે, પણ ઈહા સુરતની કોઠીમાં એની આખી ટોળીએ મુસાફરો ઉપર કેટલા જુલમ ગુજારિયા છે, એનો અહેવાલ આવી ગયો છે. અંગ્રેજો તો એ વાંચીને બરટાનિયામાં ડઘાઈ જ ગિએલા, મલબાર

કોસ્ટાની નીચે ટેલિચેરીના બારામાંથી અમારું વહાણ જાય, તિયારે પહેલો અમે જોએલો, ઘડીના છઠ્ઠા ભાગમાં એના સાગરીત ચાંચીઆ સાથે કંઈ ઊભાજોડી થઈ કે એણે તરત તમંચો કાઢી એના ખાસ માણસને તિયાં જ ઠાર કરી નાંખેલો, એ અમે સગી આંખે જોએલું, પછી જહાજ ઉપરના કેદી યા બાનમાં આણેલા મુસાફરોને હાથે ગગે બાંધી ધરિયામાં ગબડાવેલા.

મરિયમ : કેટલો ઘાતકી !

અબ્રામ : એનામાં દયાનો તો છાંટો હતો જ નહીં. હોય જ નહીં.

ઈસા : કેટલાક ચાંચીઆઓ આટલા ઘાતકી નથી પણ થતાં.

અબ્રામ : જૂજ. અપવાદો, બાકી ચાંચીઆ નામે સરખા, એમાં કપ્તાન વિલિયમ કીડ જાલીમ ઘાતકીઓનો ઘાતક.

ઈસા : તિયારે તમે કાં, મલબાર કોસ્ટામાં ભટકાએલા ?

અબ્રામ : થયું એમ કે જુલાઈની સાતમી તારીખે—

ઈસા : સાલ ?

અબ્રામ : ૧૬૯૭, ફજરમાં પાંચ વાગે અમે "ડોરિલ" જહાજમાં જ. ડોરિલ બરટાનિયાની આ ઈસ્ટ ઇન્ડીઆ કુંપની સરકારનું જહાજ, એનો કપ્તાન ભારે નિગાહબાજ, તે ઈણે નજર ફેરવી, અને કાફલો ચાંચીઆઓનો છે, એવો વહેમ થતાં એણે સામે હોકારો કીધો પણ જવાબ નહીં. સામે તૂતક ઉપર કેપતાન કોલીપેડ આવ્યો, તીને અમારો કપ્તાન બરાબર ઓળખે, એટલે અમારા કપ્તાને અમારા જહાજને એના કાફલા તરફ વાળવા હુકમ આપ્યો, અને જોતજોતામાં અમે એની લગોલગ થઈ ગયા, ત્યારે અમારા કપતાને કોલીપેડ સાથે અરધો કલાક ગૂફતેગો કરવા માંગણી કરી, અને અમારો કપ્તાન સીડી નાંખી એનાં જહાજ ઉપર ચઢી ગયો. જતાં પહેલાં ઈણે અમને ઈશારા આપી દીધેલા, તે વાતોમાં સાર એટલો કે પેલા કોલીપેડે અમારી પાસે જે સિલક નાણું હોય

તે આપી દેવા સૂચવ્યું, વાતમાં અમારા કેપતને એ કાફલામાં ધન દોલત કિયા જહાજમાં હતી તે જાણી લીધું, અને નાણું આપવા હા પાડી, પછે તો જે થઈ છે, થઈ છે...

મરિયમ–ઇસા : સું થયું અભરામભાઈ?

અભરામ : અમારો કેપતન હાર્ડિ, ઇના નીચે કોલીપેરે કામ કરેલું, તે અમારા કેપતને તમંચો કાઢી છાતી સામો તાંકી દીધો, અને અમને હુકમ, તે રીતે અમે એના નાણાવાળા જહાજ ઉપર બંદૂકો તાકી, ફોડવા માંડી. અમે પચ્ચીશેક જુવાનિયા જે નાના જહાજમાં આવો કેપતન કીડ ખાતો બેઠો હતો તિંયા જઈ એને આબાદ ઘેરી લીધો. તિયાં જે ધીંગાણું થયું, અમારાગાંના ચાર તો ઘાયલ થઈ તરત મરણ પામ્યા, પણ દાવની ઘડીએ કપતાન હાર્ડિ અમારા આ ધીંગાણામાં શામેલ થતાં માંડમાંડ કીડને જોર કરી એને પાકી રસીથી બાંધ્યો, કેપતન કોલીપેડને તો એના જહાજ ઉપર ભોંયરામાં પૂરી અમારો કપતાન અમારી નિકટ આવેલો, આમ દુશ્મનના બંને ચાંચીઆઓ અમારા હાથમાં.

ઇસા : વાહ વાહ!

અભરામ : પણ કીડ એકનો બે ન થાય. એ તો સઘળું નાણું માંગ્યા જ કરે, એટલે અમારા કેપતને એને ચારે કોરથી ગોળીથી વીંધવા હોકમ આપ્યો. અને એ હોકમ મળતાં જ મેં તો એના ભરાઉદાર હાથ ઉપર છરીને ઘાવ કરી દીધો તે એનાં કપડાં લોહીથી તરબોળ.

ઇસા : મારી જ નાંખવો હતો ને!

અભરામ : એમ જ થાત, પણ અમારા કેપતને એના બધા કાગળીઆ સુપરત કરવા માંગણી કરી. મોત સામે ઝઝૂમતું હોવાથી એ કબૂલ થયો. એના ગઠિયાઓ પેલા રાજાના સહી સિક્કાવાળા ખતો–

ઇસા : બનાવટી—

અભરામ : બધા જ તો બનાવટી, પણ એ થકી એણે આખો અરબ્બી દરિયો હુલાવેલો–તે ખત દસ્તાવેજ, પોતાની બધી બંદૂકો, એક પછી એક હવાલે કર્યું. અમારા કેપતને એને અરબ્બી દરિયો છોડી જવા સલાહ આપી. તે ઈ સાંભળી રહ્યો.

ઇસા : હા આ.

અભરામ : દર દાગીનો ન લીધો, કંપની સરકારના લૂંટેલાં કેટલાંક વહાણો પેટે મોટી જાણસ રકમ લઈ, અમે એને છોડ્યો. પછી તો અમારા કેપતને અમારા માણસોને હાથે એના જહાજ દૂર દૂર હલેસાવ્યાં. એના માણસો પાસે એના ખલાસીઓને પાકી રસીથી બંધાવ્યા, અને પછી ત્યાં જ હોડકો ઉતારી અમારા ખલાસીઓ અમારા જહાજ પર પાછા આવ્યા. અમારી તોપો તો એમની સામે તાંકેલી જ રાખી, એમ એ તિંયાથી પોબારા પામી ગયેઃ અને છૂટ્યો.

ઇસા : છોડવો નહોતો.

અભરામ : અરે, અમારા કપતાનના હાથમાં જે કાગળિયાં, એમાં ખોટા સહી સિક્કાવાળા કાગળો ઉપરાંત ઈણે કરેલાં ખૂનોની યાદી, કેટલા કેદી બાનમાં લીધા એની યાદી, કંઈક કંપનીના કેટલાં જહાજો લૂંટિયાં એની યાદી.

ઇસા : એટલે ગોરા બરટાનિયાએ બરટાનિયાનાં અહીંનાં જહાજો સલામત રહે એ જોવા મોકલેલો. તે એણે પોતાના દેશના અને પોતાની પ્રજાનાં જ વહાણો લૂંટિયાં એનો જ આખો હિસાબ.

અભરામ : ઇસાભાઈ, ઇંગ્લીસ મડમોને પણ લૂંટેલી, વેચેલી. કોઈ એવી બદી જાણવામાં નહીં હોય તે એણે નહીં આચરેલી. ન માને એને છાતીમાં ખીલા ઠોકી—

મરિયમ : બસ, બસ, મારે એનાં કાળાં કામોની કેફિયત નથી સાંભળવી.

ઇસા : આખરે પછી સું થયું ?

અભરામ : સું થાય ! થોડાં કારસ્તાન કરી એ નાઠો. એને પકડવા ગોરા લોકોએ જાળ નાંખી, એટલે એ અરબ્બી દરિયો છોડી ઠેઠ ન્યૂયૉર્ક પોંચ્યો, તાં એને નોકરી, અપાવનાર લૉર્ડ બેલામોન્ટ ભટકાયા, તે લૉર્ડ બેલામોન્ટે પકડી એને લંડન લાવીઆ, અમારા કેપતાન હાર્ડિ પાસેનાં કાગળોઆં હાજર કરવામાં આવ્યાં, અને એની ઉપર કામ ચાલ્યું.

ઇસા : પછી ?

અભરામ : આ તારીખ ૧૭૦૧ આ નવી સદી શરૂ થઈ એની મે મહિનાની ૨૩ તારીખે એને પેલી ફાંસીની જગ્યાએ એને ફાંસીને માંચડે લટકાવવામાં આવ્યા.

મરિયમ : ફાંસી—

ઇસા : તો બીજું સું થાય !

અભરામ : કેટલાં ખુન, કેટલી લૂંટ, કેટલાનાં મોત—

મરિયમ : બસ, બસ, ફરી એનાં બદકામોની યાદી ન બોલસો.

અભરામ : મરિયમબાનું ચલો મારી સાથે કંપની સરકારના દફતરમાં–હવે ઇગ્લીસ કોઠીમાં ચાલો, ઇસાભાઈ તમે—

ઇસા : હું પણ—

અભરામ : હા, કંપની મને સાબાસી આપવાની છે. અમને બધાંને, કપતાન હાર્ડિને પણ, અને મરિયમબાઈ તમને પણ કોઈ શિરપાવ અપાવીસું–ચાલો આજે જ સુરતની કોઠીમાં મોટો જલસો છે. લંડનથી આવેલા હુકમ મુજબ આપણને ભેટ મિલસે. ચાલો. □

પૂર્વાકાશે, ઊઘડ્યા મોઢે, રાસભરી કોઈ પીએ સવારે

# ચાર અધૂરા માણસોની વાતચીત

( આ નાટક નથી )

વિજય શાસ્ત્રી

**પાત્રો : એક, બીજો, જુદો, થોડા સરખો.**

**એક :** ભાઈ જુદા, જરા પેલી બારી બંધ કરોને, ટાઢ વાગે છે.

**જુદો :** અરે, હોય? બારી બંધ કરીશું તો ધામ ધામ થશે ને ઊંઘ નહિ આવે.

**એક :** પણ મને શરદી થઈ જશે તો કાલે કોલેજમાં ભાષણ કેવી રીતે અપાશે? અને બરાબર બોલાશે નહિ તો વિદ્યાર્થીઓ શાંત રહેશે નહીં. અંદરો અંદર કલબલાટ કર્યા કરશે. એટલે મારો મુડ આઉટ થઈ જશે ને સાહેબ રિમાર્ક લખશે.

**જુદો :** પણ દોસ્ત, બારી બંધ કરીશ તો **'મને'** ઊંઘ નહિ આવે ને આખો દિવસ માથું દુઃખશે તો કંઈ હિસાબ લખવામાં ભૂલ થઈ જશે તો મારે માટેય સાહેબ રિમાર્ક લખશે.

**એક :** પણ તું એવો કેવો? તને ગરમી શાની થાય છે આટલા શિયાળામાં?

**જુદો :** કોણ જાણે પણ મને તો પહેલેથી જ ખુલ્લામાં સૂવાની ટેવ છે. મુંબઈમાં હું મારાં મા–બાપ અને ચાર ભાઈઓ સાથે રહેતો હતો ત્યારે ચાલીના ઓટલે જ વર્ષો કાઢ્યાં છે, એટલે ખુલ્લામાં જ સૂતો છું. મને અહીં આ રૂમમાં સૂવાનું ફાવતું જ નથી ને અહીં ઓટલોય નથી.

**એક :** પણ તો પછી બંધ ઓરડામાં સૂવાની ટેવ પાડને.

**જુદો :** નહિ પડે.

**એક :** કેમ નહિ પડે?

**જુદો :** અત્યાર સુધી નથી પડી એટલે હવે નહિ પડે.

**એક :** તો અત્યાર સુધીમાં પાડવી 'તી ને!

જુદો : કહ્યું ને કે મારા બાપ એ રૂમની ચાલીમાં જ રહેતા હતા. અરે, હજુય રહે છે. મોટા બંગલામાં રહેતા હોત તો મને જુદો રૂમ મળતે ને હું બંધ ઓરડે......

એક : પણ અહીં તો બંધ ઓરડો છે, હવે શું છે?

જુદો : હવે બંધ ઓરડાની જરૂર નથી. હવે બંધ ઓરડો મારે માટે નકામો છે. છે છતાં નકામો છે અને મુંબઈમાં નહોતો તોય ખૂબ કામનો હતો.

એક : એટલે? મુંબઈમાં ઠંડી લાગતી હશે, શરદી થઈ જતી હશે ખુલ્લામાં સૂતાં સૂતાં. હાં, ભાઈ, એમ ને એમ કોઈ રોગ શરીરમાં પેસી જાય તો આખી જિંદગી તેની પાછળ ઝૂર્યા કરવાનું.

જુદો : એવું જ છે.

એક : [જરાક ચમકીને] હેં? શું તને ગરમીનો કોઈ રોગ છે; ઠંડીનો છે?

જુદો : ના. આખી જિંદગીનો છે.

એક : તું આમ ફિલોસોફરની જેમ ન બોલ. પ્રોફેસર તો હું છું. આવા; 'જિંદગી', 'કરુણતા', 'ગંભીરતા', 'રહસ્ય' વગેરે શબ્દો તો મારી વાતમાં આવવા જોઈએ. તું તો બેન્કમાં છે એટલે લોન, વ્યાજ, સોસાયટી, ફ્લેટ, ડિવિડન્ડ એ બધાંની વાત તારે કરવી જોઈએ. જિંદગી, દુઃખ એ બધા શબ્દો તારી સાથે બંધબેસતા આવતા નથી.

જુદો : દોસ્ત, તું મશ્કરી ના કર, મારી વાત સાંભળ.

એક : બોલ, ચાલ. સાંભળું.

જુદો : જો, પણ તારે 'બીજા'ને કહેવાની નહિ, હં?

એક : 'બીજો' તો મળવાનો જ નથી મને. હું કોલેજ જઈશ ત્યારે, સવારે તો ભાઈ સાહેબ રાતપાળીએથી આવીને ઊંઘતા હશે.

જુદો : પણ રવિવારે તો મળશો ને?

એક : કંઈ કહેવાય નહિ. હું કદાચ મિસિસ શાહને ત્યાં પણ ચાલ્યો જાઉં ?

જુદો : મારું પણ એવું જ છે.

એક : [ચોંકીને] એટલે ?

જુદો : આ તમે મિસિસ શાહને ત્યાં જાઓ છો ને, તેવું જ.

એક : પણ હું તો એમની છોકરી સુધાને ભણાવવા જાઉં છું.

જુદો : મારું થોડું જુદું હતું. હું ભણાવવા નહિ, ભણવા જતો હતો.

એક : ક્યાં ?

જુદો : મિસિસ મહેતાને ત્યાં, એમની દીકરી મૃણાલ સાથે.

એક : હા, પણ પહેલાં તારા રોગની વાત કરને.

જુદો : આ એ જ વાત છે, હું ને મૃણાલ સાથે ભણતાં–એને ઘેર, પછી એનાં આડોશીપડોશીઓ અમારી વાતો કરવા લાગ્યાં એટલે......

એક : એટલે પછી એ તારે ત્યાં આવતી એમ જ ને ?

જુદો : રાઈટ. મારે ત્યાં અમે બંને સાથે વાંચતાં. એ આમ તો મારા સગામાં જ હતી, દૂરનાં ફોઈની દીકરી હતી, પણ સગપણ ઘણું દૂરનું હતું. એ સગાં ફોઈની છોકરી નહોતી.

એક : પછી ?

જુદો : પછી અમને ખબર પડી કે અમારું સગપણ બહુ દૂરનું છે એટલે સાલો 'લવ' થઈ ગયો.

એક : કોને ?

જુદો : અમને. અમને બંનેને.

એક : એને થયો તારે માટે કે તને થયો એને માટે ?

જુદો : એની વાત તો.........પણ મારી વાત મને ખબર છે, મને તો ખૂબ પ્રેમ થઈ ગયો. પણ સાલી એક જ ઓરડી, રસોડામાં મા રસોઈ કરતી હોય, બીજી બાજુ બાપા ઓફિસેથી ઘેર આણેલી ફાઈલો જોતા હોય. સામેવાળા બાંકુલાલ છાપું

વાંચતાં હોય ને ચોથા ખૂણામાં અમે બંને વાંચતાં હોઈએ એટલે મારાથી કહેવાયું નહિ કે હું તને ચાહું છું મૃણાલ.

એક : [ મોટેથી હસે છે. ] હો હો હો હો...

જુદો : કેમ હસું આવે છે. સાલા, તને મશ્કરી લાગે છે ? કાંઈ નહિ,

એક : [ ગંભીર થઈને ] દોસ્ત, મશ્કરી નથી લાગતી. સાચું લાગે છે. આ દુનિયામાં આવું જ થાય છે. એક ખૂણે મા હોય છે, બીજે ખૂણે બાપ હોય છે, ત્રીજે ખૂણે પડોશી હોય છે ને ચોથે ખૂણે મૂગાં બેસી રહેલાં પ્રેમાઓ હોય છે.

જુદો : હા, પણ જો બંગલો હોત તો મારો અલગ ઓરડો હોત, અને અલગ ઓરડો હોત તો હું એને એકાન્તમાં મળી શક્યો હોત અને એકાન્તમાં મળી શક્યો હોત તો હું કહી શકયો હોત કે...મારે, બંગલો શું -એક વધારાનો ઓરડોયે હોત ને તોયે હું કહી દેત........

એક : પણ એક ઓરડો ભાડે તો ગમે ત્યાં મળી જાત. તારા બાપાને કહેવું હતું ને કે વાંચવાની આપદા પડે છે તો રૂમ લો.

જુદો : બાપુ તો તૈયાર જ હતા પણ પાઘડીના પૈસા કયાંથી લાવે ? મારી બા એક તો કાયમની બીમાર એટલે બધી બચત તો એની દવા પાછળ જ.........

એક : દોસ્ત, પણ તારી પહેલી વાત પૂરી તો કર.

જુદો : પૂરી થઈ જ નથી. તો કરું કેવી રીતે ?

એક : મતલબ ?

જુદો : મતલબ એટલી જ કે એકલો ઓરડો ન મળે તો અમે એરડામાં એકલાં મળીએ તેની હું રાહ જોતો રહ્યો. પણ, એના બાપની બદલી થઈ ગઈ જામનગર ને એ પણ ચાલી ગઈ.....હજુ મારે એને કહેવું તો છે જ......

એક : કેટલાં વર્ષ થયાં તમને છેલ્લાં મળ્યાંને ?

જુદો : પૂરાં સાત.

એક : હજૂ એ વાત તારે એને કહેવી છે ?

જુદો : હા,

એક : સારું સારું, કહેજે જરૂર કહેજે. Best of Luck

જુદો : Best of Luck કહેવાની કંઈ કંઈ જરૂર નથી.

એક : કેમ ?

જુદો : એનાથી કંઈ અર્થ નહિ સરે.

એક : કેમ ?

જુદો : એમ જ. એ પરણી ગઈ છે. એને છોકરી છે ત્રણ વર્ષની. જ્હોન્સનનો બેબી પાઉડર લગાડે છે.

એક : તોયે તારે એને આ વાત કહેવી જ છે ?

જુદો : હા. માત્ર વાત તરીકે, પ્રેમ તરીકે નહિ. માહિતી તરીકે. અનુભૂતિ તરીકે નહિ. અમે બંને એ વાત પર હસી કાઢીશું થોડુંક. પણ આ બંધ ઓરડો નહોતો એટલે આખી જિંદગી સાલું લાગ્યા કરવાનું.

એક : પણ, પ્લીઝ, તારે અગાસીમાં જવું હોય તો જા. પણ બારી ખોલીશ નહિ. મને શરદી......

જુદો : તો તું એમ કર. તું કામળો ઓઢી લે. હું બારી ખોલી નાખું

એક : પણ મને શરદી થશે તો બોલાશે નહિ બરાબર. અને પછી સુધા.........

જુદો : શું સુધા ?

એક : કંઈ નહિ. સુધાનો પણ મુડ આઉટ થઈ જશે.

જુદો : તું સુધાને......

એક : હા, હું ચાહું છું. પણ એનો કશો અર્થ નથી. કારણ કે તું જાણે છે કે મારે ગ્રેર પણ ત્રણ વર્ષનો ચિરંજીવી છે.

જુદો : ઓહ, પણ તો પછી સુધાને શા માટે ચાહે છે તું ? એક વાત. એ તારી ન્યાતની છે ?

એક : ના.

જુદો : દુરના સગામાં છે ?

એક : ના.

જુદો : તો પછી ? તારા પ્રેમમાં છે ?

એક : હા.

જુદો : તું એને જણાવવા માગે છે ?

એક : હા.

જુદો : ક્યાં ?

એક : એના બંગલે. એના ઓરડામાં.

જુદો : તો તો તારી જિંદગીમાં કોઈ રોગ નહિ રહે.

એક : રહેશે.

જુદો : કઈ રીતે ?

એક : હું એને એના ઓરડામાં એકલો મળીને એક દિવસ કહી દઈશ કે સુધા હું તને ચાહું છું. એ ખાનદાન છે એમ એ માને છે એટલે એક પ્રાધ્યાપક તેને આવું કહે એ સાંભળી ગભરાઈ જશે. આનાકાની કરશે. અંતે સ્વીકારશે કે એને પણ મારે માટે પ્રેમ છે. એની મા પહેલે ખૂણે નહિ હોય. એના બાપ બીજે ખૂણે નહિ હોય. એના પાડોશી ત્રીજે ખૂણે છાપું વાંચતાં નહિ હોય. માત્ર અમે બન્ને એકલાં જ ચોથે ખૂણે હોઈશું અમારા ખૂણા સિવાય ત્રણે ત્રણ ખૂણામાં શૂન્યતા હશે. અને એનો ચેપ અમારા ચોથા ખૂણાને પણ લાગશે. અમારો ખૂણો પણ અમને લઈને શૂન્યતામાં ડૂબી જશે.

જુદો : પછી ?

એક : પછી ? પછી દૂર ગામમાં મારા બાપ છે. દૂર ઘેર મારી વહુ છે. મારો બાબો છે. પાડોશી છે. મારી ઉમર તેંત્રીસની છે. એની એકવીસની છે. એ 'નાની' કહેવાય છે. હું 'મોટો', 'સારો' ગણાઉં છું. ઓરડાની બહાર માણસો છે. જેમને આંખો છે. ખૂબ જ તીક્ષ્ણ શ્હેર છે. શ્હેરમાં અદાલત છે.

કાયદા છે. અન્યાયો છે. નીતિ છે. ધોરણો છે. નોકરી છે. પ્રિન્સિપાલ છે. પગાર છે. હું છું. એ પગારમાંથી બાપ જીવે છે. વહુ જીવે છે. બાબો જીવે છે. હું જીવું છું.

**જુદો :** તું જીવે છે ?

**એક :** અફકોર્સ. થોડી શરદી રહે છે કાયમી, એટલું જ.

**જુદો :** અને સુધા ?

**એક :** સુધાને પણ જીવતાં આવડી ગયું છે. કોઈકના સ્કૂટરની પાછલી સીટ પર તે બેસી જશે. સ્કૂટર ઘરઘરાટી કરતું ઊપડશે. હું રસ્તે ઊભો હોઈશ. ત્યાં હોર્ન વગાડશે. હું ચમકીને બાજુ પર ખસી જઈશ; ને એ દૂર સરી જશે. એના દેહની સુગંધ રહી જશે.

[ ત્યાં બારણું ખખડવાનો અવાજ. ]

બીજો આવ્યો લાગે છે.

[ બીજો આવે છે. તેની કાંળી ટોપી ઉતારે છે ].

**બીજો :** કેમ હજુ સૂતા નથી ?

**જુદો :** ના, પેલામાં દૂધ છે તે તમને કહેવાનું હતું એટલે જાગતા જ રહ્યા.

**બીજો :** ચા મૂકી દોને ?

**એક :** અત્યારે ચા ?

**બીજો :** સાલા, તમે લોકો તદ્દન આળસુ છો. મારે ઘેર તો બચીને કહું એટલે ચા તૈયાર. અધરાત મધરાત, ગમે ત્યારે.

**જુદો :** બચી. બચી વળી કોણ ?

**બીજો :** બચી મારી વહુ વળી.

**એક :** અહં, એ અધરાત મધરાત ગમે ત્યારે તમે કહો ત્યારે તૈયાર.

**બીજો :** ચાહ માટે તૈયાર, શું સમજ્યા ?

**જુદો :** હા, હા. તે 'ચાહ' માટે જ તૈયાર થવી જોઈએ ને ?

**બીજો :** બચી વગર કંઈ ગમતું નથી.

**એક :** મને ય ક્યાં ગમે છે ?

જુદો : તમને બચી વગર નથી ગમતું ?

એક : ના, મને તો મેં કહ્યું એના વગર નથી ગમતું.

જુદો : મને ય ક્યાં ગમે છે? આ તો બૅન્કમાં દહાડો પસાર ને ઊંઘમાં રાત.

બીજો : મારે ય મિલમાં રાત પસાર ને ઊંઘમાં દિવસ.

એક : મારે તો રાત પણ પસાર, દહાડો યે પસાર ને હું ય પસાર. આ 'થોડો સરખો' આવ્યો.

થો. સ. : [આવીને] અરે વાહ, આજ તો ત્રિપુટી જામી છે ને?

બીજો : બધાં બૈરીને યાદ કરીએ છીએ. તને યાદ નથી આવતી ?

થો. સ. : આવે છે ને! પણ બૈરી જ ક્યાં છે મારે ?

એક : તો પછી યાદ ક્યાંથી આવે છે?

થો. સ. : કોણ જાણે. પણ એક સ્ત્રી યાદ આવ્યા કરે છે. એક યાદ આવે તેવી બૈરી તો હોવી જ જોઈએ. ઓણ સાલ મારા બા ગુજરી ન જાત તો હું મંડાઈ જ જાત.

બીજો : કોની સાથે ?

થો. સ. : ગમે તેની સાથે. નક્કી નહોતું. ત્રણચાર ઠેકાણાં જોઈ રાખેલાં. બધે ફાવે તેવું હતું. કંઈ નહિ આગલે સાલ.

બીજો : અલ્યા ભાઈ પૈણીશ ત્યારે ચા ભલે પીવાડજે. હાલ તો પ્રાયમસ પેટાવ, જા.

એક : મારે નથી પીવી. છતાં એક રકાબી લૈશ.

જુદો : મારે તો ગરમીમાં, છતાં થોડીક ચાલશે.

બીજો : આ તો દૂધ રાખ્યું છે એટલે વળી ઠીક છે.

થો. સ. : તમે કહો છો તો મૂકી દઉં.

બધા : હા. હા. મૂક, જા, વહેલો થા. [પ્રોફેસર એક ચોપડી ખોલે છે. જુદો બારી ઉઘાડી નાખે છે. બીજો કાળી ટોપી ખંખેરે છે. ને થો. સ. બગાસું ખાતો ખાતો ચા મૂકવા જાય છે.] ☐

# સોનિયા

## થિયોડોર વાઈસ્સેનબૉર્ન

ઉનાળામાં મારી પાસે થોડા પૈસા ભેગા થતા જ હું સ્વિટ્ઝરલેન્ડ ચાલ્યો જતો. ઉનાળામાં જીનિવા, કોપેટ અથવા લાઉસનમાં રહેતો. મારી આર્થિક હાલત ત્યાંના બીજા લોકોની જેમ ઠીક હતી. સવારે મોડે સુધી હું સુતો રહેતો, પછી સેલુનમાં જઈને દાઢી કરાવતો અને એક કાફેમાં નાસ્તો કરતો. પછી સવારનું અખબાર લઈને તળાવના કાંઠે જતો. તળાવના સુંદર ભૂરા પાણી પર હોડીઓ ડોલતી રહેતી. સહેલાણીઓ હંસોને દાણા નાખતા.

બપોરના ભોજન બાદ અઢી વાગ્યાથી હોટલ 'દાંગ્લેતરના ચોગાન'માં બોબ સ્નાઈડર્સનું બેન્ડ વાગવા માંડતું. હું નારંગી રંગની છત્રીની નીચે એક મેજ પાસે બેસી જતો અને કોફી પીતાં પીતાં સંગીતના સૂર સાંભળતો. બોબ સ્નાઈડર્સ સંગીત નિર્દેશન કરતો. લોકો કેક અને આઈસક્રીમ ખાતા. સંગીત બંધ થતાં જ તાલીનો ગડગડાટ થતો. પ્રોગ્રામનો આકર્ષક અને રસીલો ભાગ મેડ્રિડની જુઆનીટા બાર્ગાનું નૃત્ય હતું. એ સ્પેનિશ નૃત્ય કરતી. પ્રોગ્રામનો રોમાંચક ભાગ તો, ઝાઝના સંગીત સાથે સમયે સમયે જાંઘ બતાવતી ત્યારે આવતો. હું અખબાર વાંચતો રહેતો. વચ્ચે વચ્ચે હું જુઆનીટાની જાંઘ તરફ નજર કરી લેતો.

કોફી, સંગીત અને જુઆનીટાની જાંઘ ઠીક લાગતાં. બપોર પછી ચાર વાગ્યા લગભગ મારી ડ્યૂટી શરૂ થતી હતી અને રાતના બાર સુધી રહેતી.

એ રીતે દિવસો પસાર થતા હતા અને એમાં ખાસ કંઈ નવું નહોતું. એક દિવસ પિયરે મારા રેસ્ટોરાંમાં આવ્યો. તે દિવસે મારી સવારની ડ્યૂટી હતી. બપોરનો સમય હતો અને રેસ્ટોરાંમાં કોઈ ગ્રાહક

નહોતો. એસ્પ્રેસો મશીન હું સ્વચ્છ કરતો હતો. એણે આવતાં જ કહ્યું, 'હલ્લો જયોર્જ !'

'હલ્લો પિયરે ! કેમ છે ?' મેં પૂછ્યું.

'મજામાં' એ બોલ્યો, 'મને એક માલહાઉસમાં નોકરી મળી ગઈ છે.'

'ખરેખર ? તું અને નોકરી ? શું તને પોતાને જ છેતરે છે ?'

એ બોલ્યો, 'કેમ નહીં ? હવે મને કેટલાંક અગત્યનાં કામ માટે પૈસાની જરૂર છે. મારે માટે એક એસ્પ્રેસો કોફી લઈ આવ !'

એ ખૂણેના એક મેજ પાસે બેસી ગયો. એણે એક નાનકડું પેકેટ કાઢયું. તેના પર ફીત બાંધેલી હતી.

હું પીયરેને સારી રીતે જાણતો હતો. એ ઘણીવાર અમારા રેસ્ટોરાંમાં વધુ પડતું પી જતો, પણ ક્યારે ય બબડતો નહીં, અને હાથમાં પૈસા હોય ત્યારે જ આવે. શરીરે એ હૃષ્ટપુષ્ટ હતો, પણ આળસુ અને બેકાર, એક પછી એક સિગારેટ ફૂંકયે જતો. શરાબ પણ પીતો. બીર પણ પીતો. હાથમાં પૈસા હોય ત્યારે મોંઘામાં મોંઘો શરાબ પીતો, પણ વ્હિસ્કી કયારેય પીતો નહીં. એણે મને કહ્યું હતું કે, ગ્રેનોબ્લમાં હું ભૂગોળ ભણતો હતો પણ યુદ્ધ વખતે એનાં મા–બાપ માર્યાં ગયાં અને એ સોળ વર્ષનો હતો ત્યારે એને લોકોને ગોળી મારવાને માટે મોકલી આપવામાં આવ્યો.

'શું સોનિયા અહીં આવી હતી ?' એણે કોફી પીતા પૂછ્યું.

'મેં તો એને જોઈ નથી.'

'વારુ, તો એ આવતી જ હશે. અમે બપોરે મળવાનું નક્કી કર્યું હતું.'

હું ફરી મશીન લૂછવા લાગ્યો. કોફી પીતાં પીતાં કંઈક ગણગણતા એણે ગજવામાંથી સેન્ડવિચ કાઢી.

સેન્ડવિચ ખાધા પછી રૂમાલથી સાવધાનીથી હાથ–મોં લૂછીને એ પેકેટની ફીત કાઢવા લાગ્યો. મને કુતૂહલ થયું કે એ બોકસમાં શું છે ? એણે ફીત ખોલી, પછી બોકસનું ઢાંકણ ખોલ્યું. એક સફેદ

રેશમિયો કાગળ દૂર કર્યો ત્યારે એમાં બાળકની સફેદ બૂટજોડી દેખાઈ.

મેં કહ્યું, 'વાહ ભાઈ! શું ખરેખર?'

'હા, ખરેખર.' કહેતાં એનો ચહેરો ખીલી ઊઠ્યો! 'આ તો અમારી નાનકડી શરૂઆત છે!'

'બહુ સરસ છે.' મેં કહ્યું.

'મને સરસ લાગે છે. મને વિશ્વાસ છે કે સોનિયાને પણ એ ગમશે.'

'વારુ, જે પણ હોય, મારા તરફથી અભિનંદન. અને હવે લગ્ન કરવાનો?' મેં પૂછ્યું.

'દેખીતું છે...મારા તરફથી તો...'

હું ફરી કામ પર ચાલ્યો ગયો, અને એણે સાચવીને બોક્સ બંધ કરી દીધું, અને એના પર ફીત બાંધી દીધી. પછી સિગારેટ સળગાવીને એ બારી બહાર રસ્તા પર જોવા લાગ્યો.

'જો, એ આવે છે!' થોડી વારે એ બોલ્યો.

બારણું ખુલ્યું અને સોનિયા અંદર આવી. મેં સોનિયાને ઘણી વાર જોઈ હતી. એ એક સુંદર યુવતી હતી, અને પીયરે કરતાં વધારે સંવેદનશીલ હતી.

'વહાલા......' પીયરેને વળગી એણે ચૂંબન કર્યું.

'કેમ છે વ્હાલી? તું કંઈ ઉદાસ દેખાય છે...' પીયરે કહ્યું.

એણે ચહેરાની લટને ઝટકો દઈને પાછળ નાખતાં કહ્યું, 'ઓહ, હું તો સારી છું. મોડી આવી તેથી તું નારાજ તો નથી ને?'

એણે પીયરેના પેકેટમાંથી સિગારેટ કાઢી અને સળગાવીને પીવા લાગી.

'હવે તને કશો ડર નથી!'

'ડર? એ તો ખતમ થઈ ગયો, વ્હાલા! હું ડોક્ટરની પાસે ગઈ હતી.'

'ડોક્ટરની પાસે.' પછી પીયરેના ગળે હાથ નાખી એણે ધીરેથી એના કાનમાં કંઈક કહ્યું. હું સમજી ગયો કે એ શું કહી રહી છે.

'બસ, ખતમ થયું. બધું બરાબર છે.' એ હસી. 'હા, હવે કંઈ નથી. બસ, પહેલાં જેવું છે, પીયરે! હવે આપણે પહેલાંની જેમ સાથે રહી શકીએ છીએ. એ સારું થયું ને?'

પીયરે અવાચક રહી ગયો'...શું...શું...શું...કહ્યું?' એણે પૂછ્યું.

એ ડરી ગઈ. બોલી, 'પીયરે, જરા સમજ તો! હું સ્વતંત્ર થવા માગતી હતી, સ્વતંત્ર! તું નારાજ તો નથી થયો ને? તું જાણે છે કે હું તને ખુબ જ ચાહું છું. હવે બધું પહેલાં જેવું થઈ ગયું છે, પીયરે!'

એક ક્ષણ શાંતિ છવાઈ ગઈ. પીયરેનો ચહેરો સાવ સંકોચાઈ ગયો. એણે નિરાશાથી પૂછ્યું 'આમ એકાએક ખતમ...ખતમ' એણે હાથ કોણીએ ટેબલે ટેકવ્યા અને બંને હાથે માથું પકડ્યું, પછી કોણીઓ ટેબલ પરથી સરકી ગઈ, અને એનું માથું ભટકાયું. એણે નિરાશાથી પૂછ્યું, 'બધું ખતમ થઈ ગયું'?

'પી–ય–રે...!' સોનિયા બોલી. એના સાદમાં ભય હતો. એણે પીયરેના ખભા પકડી લીધા.

એણે સોનિયાના હાથ ઝટકી નાખ્યા અને સીધો બેસી ગયો. ગુસ્સાથી એનો ચહેરો લાલ થઈ ગયો. એ બોલી ઊઠ્યો, 'મને જવા દે! બધું ખતમ થઈ ગયુ! તું ચાલી જા જેક, જુલે કે બીજા કોઈ પાસે! મને હવે મોઢું બતવાતી નહીં!' કહીને એણે સોનિયાને ધકેલી.

એ સામેની ખુરશી પર ઢળી પડી. પીયરેને ફાટી આંખે જોતી પછી બો", 'હું જાઉં છું!' અને પર્સ લઈને મોઢે હાથ દઈને એ બહાર દોડી ગઈ.

પીયરે મેજ પર બેસી રહ્યો. એ હાથમાં માથું લઈને શૂન્ય :જરે મેજને તાકતો રહ્યો. એક વાર એણે મારી તરફ પણ જોયું. મેં 'જર મેળવવનો પ્રયત્ન કર્યો, પણ એની નજર સાવ શૂન્ય હતી.

પછી એ ઊઠ્યો. ઊઠતી વખતે મેજ સાથે ટકરાયો, પછી મારી પાસે આવ્યો અને બોલ્યો 'મને તીખામાં તીખો શરાબ આપ!'

ઊભો ઊભો જ એ બે પેગ ગટગટાવી ગયો, પછી ત્રીજો અને ચોથો પણ પાણી મેળવ્યા વિના પી ગયો, એના પર શરાબની અસર દેખાવા લાગી. એટલામાં રેસ્ટોરાંના માલિકે મને કહ્યું, 'હવે ગ્રાહકો આવવા માંડશે. જલદી જઈને અંદરથી બાટલીઓ લઈ આવ.'

'હું હમણાં આવું છું—' મેં પીયરેને કહ્યું, 'તું જરા બેસ.' પછી હું નીચે ચાલ્યો ગયો. પાછો ફર્યો ત્યારે પીયરે ત્યાં નહોતો. ગ્રાહકો આવવા લાગ્યા હતા. હું કામે લાગી ગયો. બારીબહાર જોયું તો રસ્તે કોઈ નહોતું. બારણાની સામે રસ્તા પર એક ભિખારી બેઠી હતી. શરાબ વેચવાના ગલ્લા પાસે આઠસો ફ્રાન્ક પડ્યા હતા. હું જ્યારે એના મેજ પરથી પ્યાલા ઉપાડવા ગયો ત્યારે ત્યાં પેલું પૂંઠાવાળું બોક્સ ત્યાં જ પડ્યું હતું. મેં એ બોક્સ પાછળ સ્ટેન્ડ પર બીજી અહીં રહી ગયેલી ચીજો મૂકી હતી ત્યાં મૂકી દીધું.

ચાર વાગ્યે મારી ડ્યૂટી પૂરી થઈ ગઈ, અને હું શહેરમાં ગયો. સાંજે હોટલ 'દાંગ્લેતેર' પાસેથી પસાર થયો. ત્યાં એમણે રંગીન ફાનસો ટાંગી દીધાં હતાં. સંગીતના સૂર રેલાતા હતા, લોકો વાહવાહની મુદ્રામાં તાળીઓ પાડતા આઇસક્રીમ અને કેક ખાતા હતા. બોબ સ્નાઇડર્સ પોતાનો કરચલીઓવાળો ચહેરો સાથે સંગીત-નિર્દેશન કરી રહ્યો હતો અને જુઆનીટા વાગાં પોતાની જાંઘો બતાવતી હતી. હવે બધું પહેલાં જેવું ન હતું. મને લાગ્યું કે સંગીતનો પ્રોગ્રામ એક જાતનો જ હતો અને જુઆનીટાની જાંઘો દિવસના અજવાળામાં રાતના પ્રકાશમાં હોય તેના કરતાં કંઈક મેલી દેખાતી હતી. □

* સવારનું છાપું ઊંઘરે ને દંતકથાનો ટુકડો બોલે !

* અંધકારની બરણીમાંથી છાપાં કાઢે અથાણું !

* સીધી લીટી, આડી લીટી, આગગાડીના ડબ્બા સરકે !

# ગઝલ અને નઝમ

□ 'અજ્ઞેય'

## સભા અને પ્રવાસની કવિતા

**વો જિસ્મ ચાંદનીમેં જૈસે છૂટતા હો અનાર :** 'ફિરાકે' હુસ્નની દેવીના સૌન્દર્યના આ રીતે વખાણ કર્યાં છે. પારમ્પરિક ઉપમાઓ– ઉત્પ્રેક્ષાઓના સમૂહ વચ્ચે આ ઉપમા સારી જ છે; પણ મને 'વો જિસ્મ' ને મૂર્ત કરવામાં ખાસ મદદ ન મળી–એ તરફ ધ્યાન જ ઓછું ગયું. મારા ધ્યાનમાં આવ્યું કે, આ જ તો ઉર્દૂના કાવ્યશરીરનું સૌન્દર્ય પણ છે : ચાંદની જેવી સ્વચ્છ નીખરેલી ભાષાના આકાશમાં અનારની જેમ ચમકીને ફૂલ–તારા વરસાવીને ક્ષણભરને માટે ચમત્કૃત કરી જનારી વિશિષ્ટ ઉક્તિ.

આ સૌન્દર્ય વાચિક પરંપરાનું છે. મુક્તકનું છે. ગઝલનું છે (કેમ કે શે'રનું છે). આ જ ઉર્દૂ કવિતાની કમજોરી (અથવા એમ પણ કહી શકીએ, એની ખુબીની કમજોરી, એના ગુણનો દોષ છે!) રહી છે, અને હજી યે છે. ઉદ્યાનવીથીઓને છોડીને બીયાંબાન વનમાં રસ્તો કાઢવાનું કામ હજી ઉર્દૂ કવિએ નથી કર્યું—એ એનું કામ હોઈ શકે છે એવું યે કદાચ એણે વિચાર્યું નથી. ફારસીના પારમ્પરિક ચમનમાંથી નીકળીને કેટલાક શાયરોએ હિન્દીની ઠેઠ ફૂલવાડીઓનો પરિચય કર્યો છે ('ફિરાકે' સૂઝ અને સહાનુભૂતિની સાથે), પણ રહે છે હજી પણ ફૂલવાડીમાં જ.

નઝમ (સાતત્યપૂર્ણ કાવ્ય)માં અનાર ફૂલઝડીથી કામ ચાલતું નથી. આધુનિક મુદ્રિત કાવ્યમાં પણ એ નિતાંત અધૂરું સાબિત થાય છે. ત્યાં એકધારી લાંબા સમય સુધી બળનારી મશાલ અથવા કમમાં કમ માહતાબી તો જોઈએ જ–ભલે તે થોડો ધુમાડો ય આપતી રહે. એકાએક ચમત્કૃત કરી જનારો રૂપાકાર ભલે નહીં, દૂર સુધી ચોખ્ખે

ચોખ્ખું દેખાતું આંગણું વધારે કામનું છે, કેમ કે આપણે એના પર થઈ ને જ 'અહીંથી' 'ત્યાં' જવાનું છે, ઊભા રહેવાનું નથી.

ગઝલ **પર્ફોર્મન્સ** છે, બઝમ (સભા)ની ચીજ છે, એ બેઠેલા, પ્રત્યક્ષ સામાજિકની માંગ કરે છે. નઝમ પ્રવાસ છે. ખુલ્લા દેશની ચીજ છે, ધૈર્યવાન સહયાત્રીની અપેક્ષા રાખે છે–પણ પહેલાં, કવિએ તો ચાલવું જોઈએ!

**ચાંદનીમેં જૈસે છૂટતા હો અનાર** :તટસ્થ ભાવથી નિરખેલું એક રૂપ–રમકડું. મેં ધોળા દિવસનો દાવાગ્નિ પણ દીઠો છે. અને સદૈવ બહારથી જ નહીં; એકાદ વાર વનમાંથી પસાર થતાં એના ઘેરામાં યે આવી ગયો છું એ બીજું જ સૌંદર્ય છે. △

**ઠીંગુજી માણસો □ વસંત આબાજી ડહાકે**

પોતાના કાળા કાયદામંડળમાં
સૂર્યના ગુનાઓની ખબર પહોંચાડનારા
આ ઠીંગુજી માણસો.

હજારોના જીવન પર ઉપસી રહી છે
એમના ઝેરી નખોની નિશાની જેવી ચોવણુઓ.

લોહી ચૂસનારા પિશાચ જેવા ફરે છે
આ ઠીંગુજી માણસો
મહાનગરના રાજમાર્ગો પરથી
અને ગંદી વસ્તીમાંથી.

તેમના ચહેરા પરના દેવદૂતોનાં મહોરાં
ખેંચી કાઢતાં કાઢતાં
મારી આંગળીઓ ખરી પડી છે.

પોતાનું લોહી આપવું
પોતાનું અંતરતમ તત્ત્વ આપવું
માનવતા માટે આપવું

...ને એનાથી કોઈ આશા પ્રગટશે
કોઈ હૃદય ધબકતું રહેશે
એ સજીવ ચિત્ર મનોચક્ષુ સમક્ષ
સાકાર થાય
અને ધન્ય થવાય



રક્તદાન કરવામાં
કેટલી ધન્યતા છે
તે તો અનુભવથી જ સમજાય !



'શુભેચ્છક'
એસ. ટી. એસ.
ના સૌજન્યથી

સૌની ઘણી જરૂરિયાતો એક જ જગ્યાએ

અને

વ્યાજબી ભાવે મળવાનું વર્ષો જૂનું ગથક



# ઝીણાભાઈ હરકીશનદાસ લોખંડવાળા

લીમડાચોક, સૂરત.



લોખંડ, સિમેન્ટ, એસબેસ્ટોસ સિમેન્ટના પતરાં, લોખંડ બાર્સ, પી. જી. પ્લાયવુડ, ફોરમાઈકા, સનગ્લોસ, જોનસન ટાઈલ્સ, સેનેટરીવેર, હાર્ડવેર, પ્લાસ્ટિકવેર, ગ્લાસવેર વિ. વિ.



તમારી તમામ જરૂરિયાતો માટે
અમને મળશો તો ફાયદો થશે.

# શ્રી ગણેશ ટ્રેડર્સ

રાજપરા

સૂરત—૩.



હસમુખલાલ ડી. રેશમવાળા

# કંકાવટી

નવેમ્બર
૧૯૭૪

સાહિત્યસર્જન
અને વિચારોનું
સર્વલક્ષી માસિક

વર્ષ ૧૫ મું : અંક ૧૮૯ : મૂલ્ય દોઢ રૂપિયો

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૮, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩ આનંદનગર સોસાયટી, સગરામપરા, સુરત, સરનામે જ કરવો.

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સગરામપરા, સુરત-૨ સરનામે જ મોકલવી.

તંત્રી : મુદ્રક : પ્રકાશક
**ડાહ્યાભાઈ જીવણજી નાયક**
મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સુરત-૨
પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સુરત-૧

સંબંધ □ જયંત પાઠક

આખું છે આભ મારી આસપાસ, તો ય
મારે આભથી તે સંબંધ કેટલો!
સંબંધ મારે આકાશથી યે નહીં જેટલો!

દરિયામાં હોમદોમ પાણી ને તો ય
મારે પાણિયારે તરફડે છે તરસ્યું
આઘે છે વાદળાંના ડુંગર બંધાણા ને
રેતીનું રણ અહીં વરસ્યું!

દરિયા ને વાદળની વાત રહી, તો ય
મારે તમારે સંબંધ કેટલો!
સંબંધ મારે-તમારે યે નહીં જેટલો!

નક્ષત્રોમાંથી કોઈ નીકળેલું તેજ છેક
મારા સુધી ય ના પ્હોંચ્યું;
કાન સુધી તાણી પણછ માર્યું તીર
તો ય એ તરવા આઘે ના પ્હોંચ્યું!

દૂરનાની વાત ભલે દૂર રહી, તો ય
મારે મારાથી સંબંધ કેટલો!
સંબંધ મારે મારાથી યે નહીં જેટલો!

## ખંડિયેરોની વચ્ચેનું સ્તોત્રગાન, ૧૯૪૮

□ ઓક્તોવિયો પાઝ
□ પ્રમોદકુમાર પટેલ

નિજ મસ્તકે મુકુટ ધરીને,
દિવસ પોતાનો તેજકલાપ પ્રગટાવી રહ્યો છે.
મૃદુ સ્થિતપ્રજ્ઞ આકાશના કેન્દ્રમાંથી
ફાટી નીકળે છે ઉકળતો લાવારસ
અને પીળા રંગનો આર્ત ચિત્કાર!
એની છાયામાં વિલસે છે એક નયનાભિરામ
માયાવી વિશ્વ,
જે સ્વયં એક ક્ષણભંગુર સત્ય છે.
મહાસાગર એના કંઠારને ઉલ્લંઘી રહ્યો છે,
ચળે ખડકોની તિરાડમાં
ઝળાહળ તેજથી આંજી નાંખતો એક
જ્વલંત કરોળિયો ભીંતે ચોંટી રહ્યો છે;
પર્વતનો દૂઝતો નીલમણિ ચળક્યા કરે છે:
થોડી બકરીઓ ટોળું તે શું શિલાઓનું ધણ;
સૂર્ય સાગરના પટ પર સોનેરી ઈંડું મૂકે છે
ને વિખેરી દે છે;

હરેક પદાર્થ અહીં દિવ્યરૂપ,
અને, શિલ્પમૂર્તિ આ, એક ખંડિતા,
અને પ્રકાશથી ખવાતા જતા આ મહાકાય સ્તંભો,
જીવંત મૃતો વચ્ચે ઊભું [illegible]
ખંડિયેરોનું આ જીવતું વિશ્વ!

ત્યૂચિ-હ્યુ-ચાં પર રાત્રિનું આવરણ સરે છે.
પિરામીડોની ટોચે બેસી ચુવાનો ધૂમ્રપાન માણે છે.
ક્યાંકથી ગિટારનો કર્કશ બસૂરો સ્વર
હવામાં રણકયા કરે છે.
કઈ જીવનદાયી ઔષધિ, કઈ સંજીવની, આપશે
આપણને આ જીવન ?
શબ્દને આપણે ક્યાંથી ખોદી કાઢીશું ?
સ્તોત્રગાન, વાઙ્મયી,
નૃત્યો, નગરો, તુલાઓ,
એને નિયમોમાં બાંધી આપે એવું પ્રમાણ
ક્યાંથી લાવીશું ?
મેક્સિકન ગીતનો વિસ્ફોટ
ખેરવે છે અભિશાપના તણખાઓ,
વેરે છે ઠરી ગયેલા બહુરંગી તારકો
અને આત્મીયતાનાં દ્વારો અવરોધતી શિલા.
જીર્ણ ધરતીનો મૃણ્મય સ્વાદ.
આંખો ટીકીટીકીને જોયા કરે,
અને હાથો સ્પર્શી રહે.
બહુ જ થોડો અસબાબ અહીં વિસ્તરીને પડ્યો છે:
કાંટાળાં આ પિયર વૃક્ષો,
પરવાળાંના તીણા કંટકોયુક્ત થુવેર,
અને, પર્ણોથી આચ્છાદિત અંજીર,
વળી, ઈશુના પુનર્જન્મના સ્વાદવાળી દ્રાક્ષ,

અને, છીપબદ્ધ મત્સ્ય,
અને, દુર્ભેદ્ય ધરાનું અક્ષત કૌમાર્ય,
અને, સિંધવ ચીઝ,
અને, સૂર્યદત્ત શરાબ અને રોટી.
રે, ત્યાંથી, ધૂંધળી ઊંચાઈઓથી
કોઈ એક દ્વિપકન્યા મને નિહાળી રહે છે,
જાણે તેજનાં આભૂષણોએ મઢ્યું તનુકાય દેવળ !
સાગરકાંઠાના હરિયાળાં પાઈન વૃક્ષોની પશ્ચાદ્ભૂપર
રેખાય છે સિંધવના ઢગો અને વહાણોના
શ્વેત શઢોની ફરફર,
સાગરના પટ પર રચાય છે સૂર્યરશ્મિનું દેવળ !
ન્યૂયોર્ક, લંડન, મોસ્કો.
ભેંકાર ભૂતાવળોથી આચ્છાદિત
આયવિની વેલોવાળું વિસ્તીર્ણ ચટ્ટાન.
ઝૂલતી, કંપતી વનરાજિ,
વંધ્ય મરુભૂમિ શા ઉચ્ચ ભૂખંડો,
અને, વન્ય પશુઓના વિકરાળ પંજાઓ,
અને, ભયત્રસ્ત ઊંદરો,
કાળમીંઢ રાત્રિ સર્વને ઢબૂરી દે છે !
અહીં પાંડુરોગી સૂર્ય જરી જરી વારે ધ્રૂજ્યા કરે છે.
ગઈ કાલનાં મહાનગરોના અવશેષરૂપ
ટીંબાઓ પર કોણી ટેકવીને.

પોલિફિમસ* બગાસાં ખાય છે.
નીચે જ્વાળામુખીઓની વચ્ચે
માનવટોળું ભાંખોડિયાં ભરતું ખસે છે.
(તાજેતરમાં જ દેવળોએ પ્રતિબંધ ફરમાવ્યો
હોવા છતાં
નિકટમાં ઉછરતા દ્વિપાદોના મિષ્ટ માંસને
ધનાઢ્ય વર્ગ સુખચેનથી આરોગી રહ્યો છે,
જો કે ગઈ કાલ સુધી મોટા ભાગના લોકો
આ જાતના કૃત્યને જંગલી લેખવતા હતા.)

હરેક દિન નિત્યનૂતન રૂપોનું આ રમ્ય વિશ્વ,
આલોકવું ને પરસવું !
પ્રકાશતંતુ અહીં સતત ધબકયા કરે છે,
સર્વ પદાર્થો જાણે પાંખો ધારણ કરીને
ચકરાવા લે છે,
મેજ પરના શોભનવસ્ત્રમાંના શરાબના ડાઘમાં
લોહીની વાસ વાસ....
પરવાળાં જે રીતે સિંધુમાં પોતાની શાખાપ્રશાખાઓ
પ્રસારે
તેમ હું મારી ઇન્દ્રિયોને આ જીવંત ક્ષણોમાં
ફેલાવતો જાઉં છું :
પીળા રંગની સંવાદી ક્ષણ સભરતાથી છલકાઈ ઊઠે છે.

* પશ્ચિમની એક પુરાણ કથાનું પાત્ર

અને, મધ્યાહ્ન જાણે ઘઉંનું ફૂધમલ કણુસલું,
જાણે કે શાશ્વતી અહીં ઉચ્છલિત થઇ ઊઠી છે!

શત શત ખણ્ડ શીર્ણવિશીર્ણ
ચિત્ત મારું,
દિશાશૂન્ય ભટકતું રહે ને સતત ગૂંચવાતું રહે,
ઘડી વિમાસે ને ઘડી ગતિ કરી જૂએ,
અંતે બને ગતિશૂન્ય,
જેમ વિરમે
નિષ્પલક સૂર્યની છાયામાં
કોઇ રુધિર થીજ્યા મુખત્રિકોણમાં નિર્મુખી સરિતા.
બધી જ વસ્તુઓ શું આમ બંધિયાર જળરાશિમાં
શમી જશે?

દિવસ,
ખિલેલ પૂર્ણ વદન સરિખો,
ચોવીસ ખણ્ડોમાં નારંગી રંગની ઝાંય માત્ર,
પીળી પીળી મધુરતાથી વિદ્ધ!
અંતે ચિત્ત મૂર્ત રૂપોમાં અવતરે,
જરાસંધી અડધિયાં બે સંધાય,
અને સર્વજ્ઞ અરીસો સ્વયં ઓગળી જાય,
અને, પુનઃ એક વાર બની રહે તે
પુરાણકથાનો આદિમ્ સ્રોત

મનુજ તે,
કલ્પનખચિત વૃક્ષ,
અને, શબ્દો તેનાં પુષ્પો,
અને, શબ્દો તેનાં ફળો,
અને શબ્દો તેનાં કાર્યો.

અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા

એક
બાહોશ બબર્ચીને જોયેલો.
હવાનળીમાં એનો હાથ નાખી
હાથને
મેંઢાની ઠેઠ અંદર ધકેલી
અને તરત કાળજું ઝાલી
આંગળાઓથી કાળજાને દબાવી
એક ઝાટકે
કાળજાને બહાર કાઢી નાખતો
હા
ખરેખર એ બાહોશ બબર્ચી હતો.

તાદ્યુઝ રોઝેવિક્ઝ

અનુ. એડમ ઝેર્નિઆવ્સ્કી એન્કાઉન્ટર જુલાઈ '૭૪

પગરવ △ મણિલાલ હ. પટેલ

પછી આંગણે આવી ઊભો
સૂનું સૂનું ઝૂરે પગરવ.
એકલતાની કીડી જુઓ
દરમાં લૈ જૈ પૂરે પગરવ.

દીવાલો ઘરની ચિતરો તો
પછી સમયનો મળશે પગરવ
ભરા બપોરે છાતી વચ્ચે
છે–નથીનો છળશે પગરવ.

તમે આંખમાં ઝૂકી જોજો
કોક સાંજનો સુનો પગરવ
તમે હાથમાં મેંદી મૂકી
અમને મળતો ભીનો પગરવ.

## ફૂંક □ રાધેશ્યામ શર્મા

હવાના પરદા પર ફૂંક મારતાં જ
કાટની પૂતળી ગોળ ગોળ ઘૂમે છે
ગોળ ગોળ ઘુમવા છતાં એ
ત્યાંની ત્યાં હસે છે
અને રડે છે
પણ રડે શું
જ્યાં આંસુનું ટીપું નથી
ટીપું જો હોય તો
અંદર ટાવરના ડંકા લહેરાય
લહેરે લહેરથી પૂતળીનો પિંડ
અને બહુમુખી બ્રહ્માંડ
જે ત્યાંનું ત્યાં હાજરાહજૂર
કાચિંડાની રંગીન ત્વચા સમું
ઠબક ઠબક ચક્ષુ ખોલે
વાખે પાંપણ પટપટ
ઝટઝટ
દૃષ્ટિમાં દેખાઈએ
હું
પૂતળી
કાચનું બ્રહ્માંડ
પૂતળી
હું

... △ ચન્દ્રકાન્ત શેઠ

ખાખરાની ખિસકોલીઓ

સાકરના પહાડની તો વાત જ જુદી !
ખરબચડી છાલથી ટેવાયેલી તમારી ચાલ,
લપસી પડશે એના લિસ્સાલટ ઢાળ પરથી.
તમારી સિસોટીએ કોઈ ગાડી નથી આવવાની.
ને કોઈ નથી પહોંચાડવાની તમને એ પહાડ પર.
તમારી રામાયણની કારકિર્દીનું પ્રમાણપત્ર
નહીં ચાલે આજે.
કરન્સી બદલાઈ ગઈ છે
ને સાકરના પહાડની આસપાસ
સ્થપાઇ ગઈ છે અનેક કો—ઓપરેટીવ્ઝ.

ખિસકોલીઓ !
હે પવિત્ર ખિસકોલીઓ !
કદાચ તમે જુઓ તો પહાડની તળેટીમાં
ટોલનાકે જ
બગડી જાય તબિયત તમારી !

વિના સાકર ખાધે
તમારા લોહીમાં અઢળક સાકર ભળ્યાના
સરકારી દાધીરના અહેવાલે
અટકવું પડે પહાડની તળેટીમાં જ !

તો હે શાણી આજ્ઞાંકિત ખિસકોલીઓ !
ખાખરાનાં પાન જ સારાં છે—એમાં ભેળસેળ નથી
ને તેથી ક્વૉલિટી—કન્ટ્રોલનો પ્રશ્ન જ નથી !
આમે ય આયુર્વેદની દષ્ટિએ તો
તમારા જીવનની સલામતી સજ્જડ છે
લિંબોળીના ઠળિયામાં જ !

કોઈક વાર, મધરાતે
પેલો છેક....છેલ્લો કલાસરૂમ
અડધી ઊંઘમાંથી ઝબકી ઊઠે.
પાટલીઓ હિંચકવા લાગે
શબ્દના પડછાયાઓ
બ્લેક બોર્ડમાંથી
ઊંધે પગલે નીકળી
પહેરા ભરે પવનમાં.
કહેવાય છે :
અહીં, કોઈથી, કોઈને
નહીં પૂછાયેલા પ્રશ્નો
હીબકે ચઢે છે
પછી ધીરે ધીરે
પેલી લાંબી લાંબી
લોબીને છેડે
વરતાવા લાગે છે.
એક આછો આછો
ધુમાડાનો અશરીરી આકાર....
પણ,
આ તો
બુઝાઈ ગયેલી
બીડી : ચેતાવતા
વૉચમેન પાસેથી સાંભળેલી વાત છે
એટલે તમે...

# નિરાશાવાદી લેખકો

△ ડૉ. સુરેશ હ. જોષી

**નિરાશાવાદી** વલણ પ્રગટ કરનારા સાહિત્યકારોએ માનવતાનો દ્રોહ કર્યો છે. નિરાશાવાદ આપણને કશા પુરુષાર્થ માટે પ્રોત્સાહિત કરતો નથી. એથી નિષ્ક્રિય બનીને આપણે યાતના સહી લઈએ છીએ, એટલી જ વધારે સક્રિય બનવીએ છીએ. આથી નિરાશાવાદ એ કશાંકને, પ્રતિકાર કર્યા વિના શરણે જવાની કાયરતાનું અધમમાં અધમ સ્વરૂપ છે.

આ પ્રકારનો આરોપ બે પ્રકારના લોકો મૂકતા હોય છે. એક તો જેઠ લોકો, જેમણે જીવનની અંતિમ વ્યવસ્થામાં પરિસ્થિતિઓ અને સમસ્યા સાથે સમાધાન કરાવી આપે એવી શ્રદ્ધા શોધી લીધી હોય છે. એઓ હવે ફરીવાર કશી નિરાશાથી સંક્ષુબ્ધ થઈને પોતાની શ્રધ્ધા-માંથી ચ્યુત થવા ઇચ્છતા નથી. બીજા છે સામ્યવાદી મિત્રો, એક રીતે એઓ પણ પૃથ્વી પર સ્વર્ગ ઉતારવાની કલ્પનામાં રાચતા હોય છે. એને માટે સંઘર્ષ અનિવાર્ય છે. આથી આશાવાદી ભવિષ્યની કલ્પનાથી પ્રોત્સાહિત થઈને પુરુષાર્થી બનવું જ આપણને પરવડે. એમને આશા હતી કે ક્રમશઃ રાજસત્તાનું વિલોપન થશે. એવું તો બન્યું નથી. યુધ્ધોએ ભૌગોલિક રાષ્ટ્રવાદને વધારે ઉગ્ર બનાવ્યો છે.

નિરાશાવાદી કહેવાતા લેખકોમાં દોસ્તોએવસ્કી, કાફકા, માલરો સાર્ત્ર, કેમ્યુ જેવા જગતના પ્રથમ પંક્તિના લેખકોને મૂકવા પડે. આ લેખકોએ આપણને આશાવાદને પુષ્ટ કરે ને આધાર આપે એવી કશી દર્શનિક પીઠિકા એમની કૃતિઓ દ્વારા રચી આપી નથી એ સાચું, છતાં કેમ્યુએ જ નથી કહ્યું કે ઇશ્વર વગરની આ દુનિયામાં સંત બનીને જીવવાનો પડકાર આપણે ઝીલવાનો છે. આ લેખકોએ જ માનવને ઢાંકી દેતાં ઇશ્વરના પડછાયાને અળગો કરીને માનવને પ્રગટ કર્યો નથી? સર્જક માનવને સમર્પિત છે એવી ઘોષણા પણ આ

ઉપેક્ષા જ નથી કરી? માનવી પ્રત્યેના ધર્મ વિશે એઓ સજાગ હતા એવું તો એમને ન્યાય કરવા આપણે સ્વીકારવું જ રહ્યું. તટસ્થ વસ્તુલક્ષી દૃષ્ટિએ જોઈશું તો લાગશે કે આ કહેવાતી નકારાત્મક ફિલસૂફી પણ વાસ્તવિક રીતે તો સ્વતંત્રતા કે ધૈર્યનાં મૂલ્યોની વિરોધી નથી. કહેવાતી નિરાશાપ્રેરક પરિસ્થિતિ સામે આંખમીંચામણાં કરવાનું ટાળીને એ નિમિત્તે પણ માનવહૃદય પરત્વે નવી સૂઝ પ્રગટ કરવાનો પુરુષાર્થ શું એમણે નથી કર્યો?

નિરાશાવાદી દર્શન અને પુરુષાર્થનિર્ભર નૈતિક આચાર–આ બેનું સહઅસ્તિત્વ નકારી કાઢી શકાય નહીં. આ બેને સાથે રાખીને જીવનારાની સમસ્યાને આપણે ટાળી શકીએ નહીં. એક રીતે કહીએ તો આપણી અર્વાચીન સંસ્કૃતિનો એ સૌથી વિશેષ કનડતો પ્રશ્ન છે. આપણે માટે એ જાણી લેવું અનિવાર્ય છે કે, માનવી કોઈ અનંત તત્ત્વ કે બુધ્ધિનિર્ભર વિચારની મદદ વિના એકલો, પોતાનાં મૂલ્યોનુ નિર્માણ કરી શકે ખરો? આ પ્રશ્નને જમાનાજૂના પરમ્પરાગત ઉત્તરથી ઉડાવી શકાય નહીં.

સંસ્કૃતિનું નિર્માણ યાતના ગુજારવાથી થતું નથી. એને માટે તો પરસ્પરવિરોધી ગણાતી વિચારસરણીઓની અથડામણ જરૂરી છે. એને માટે તિતિક્ષા અને ધૈર્ય પણ એટલાં જ જરૂરી છે. એને કાયરતા કહીને ઉડાવી દઈએ તે નહીં ચાલે. કોઈ સર્જક જીવનના દીર્ઘકાળ સુધી નિષ્ઠાપૂર્વક પ્રવૃત્ત થઈને જે કર્યું હોય તેને માત્ર તર્જનીની ચીંધણીથી ઉડાવી દઈ શકાય નહીં. એ માનવમનનું એક મોટું સાહસ છે. ટૂંકી દૃષ્ટિવાળી પરમ્પરાને અનુકૂળ રહીને જ ચાલનારી વૃત્તિ એને ઉતારી પાડે એ સાવ બેહુદું છે.

વસ્તુલક્ષી તાટસ્થ્યથી વિચારવાનું વલણ કેળવવું તે અઘરું છે. લોકોમાં ઝાઝા વખતથી પ્રચલિત ધર્મભાવના કે પ્રચારનો ધજાગરો ફરકાવતી કોઈ વિચારસરણીની ઓથ લઈને કેતક ગંભીરતાથી આ પ્રકા-

રની ઘોષણાઓ રહી રહીને કર્યાં કરવાનું સહેલું છે. જો એમ નહીં હોત તો ઉપર ગણાવ્યા છે તે પૈકીના ત્રણ લેખકોને નોબેલ પારિતો-ષિકને પાત્ર શાથી ગણ્યા ? એ લેખકોએ પોતાના સમયના માનવને એની સર્વ સંકુલ સમસ્યાઓ સહિત મૂર્ત કરી આપ્યો. આ વૈકલવ્યને આપણને કશી જ નિસ્બત નથી એવું આ જમાનામાં જીવનારા માનવીથી આપણે, શી રીતે કહી શકીએ ? એ જમાનાના માનવીથી આપણે વેગળા છીએ એમ કહીને કેળવેલા કૃતક આશાવાદનું મૂલ્ય કેટલું ? આપણો જે યુગસંદર્ભ છે તેમાં જ રહીને આપણે જીવવાનું છે, અને વિચારવાનું છે. આ યુગનો જે સંઘર્ષ છે તેની સાથે ઓતપ્રોત થઈને જીવીશું તો જ એનું સત્ય આપણને લાધશે. જો એમાં શૂન્યવાદનો પ્રભાવ વરતાતો હોય તો એ શૂન્યવાદ સાથે આભડછેટનો સંબંધ રાખવાનું આપણને પરવડશે નહીં. એમ કર્યાં પછી આપણે આપણી આચારનીતિ ઘડી શકીશું. એ નિમિત્તે જ સ્વૈરાચારને નહીં.જ વધાવી લઈએ. બધું નકારાત્મક છે કે અસંગત છે એમ કહીને ગાળો ભાંડી ન પરવડે. આપણા યુગના માનવીને એની જોડે બાથ ભિડાવવી પડી છે. જે સમસ્યાઓ બેચાર આકર્ષક પંક્તિઓ લખવાથી ઉકેલી શકાય એવી નથી, જેની સાથે સર્જકોને જીવનભર ઝઝુમવું પડતું હોય છે તેને વિશે આપણે આવી અગંભીરતાભરી બેજવાબદારીથી વાત કરી શકીએ ? એ સર્જકોને સમજવાને આપણે સહેજ ઉદારતા, સહિષ્ણુતા કે ધૈર્ય નહીં બતાવી શકીએ ? એ લેખકો પ્રત્યેનો આપણો અભિગમ નમ્રતાભર્યો ન હોવો ઘટે ?

આ વાત હું કશા અનુચિત આક્રોશથી કે અભિનિવેશથી કહેવા ઇચ્છતો નથી. પણ આવું વલણ પ્રગટ કરનારાઓ પ્રત્યેનો મારો વિરોધ હું સબળપણે પ્રકટ કરવા જરૂર ઇચ્છું છું. બાકી તો ધર્મના ચોકઠામાં બધું માપસર ગોઠવી આપનારા કે સરકારી પંચવર્ષીય યોજનાની સફળતાના અહેવાલોના કોષ્ટકોના ખાનામાં પોતાની બારાખડીને પૂરી દેનારા લેખકોની કોઈ ખોટ પડવાની નથી. પ્રવાહની સામે

જોઈને, સરકારને કે જનતાને રીઝવવાનાં પ્રલોભનમાંથી મુક્ત થઈને, માનનો નહીં, નરી સ્વીકૃતિ પણ નહીં, ઉલટાનું અપમાન અને અવગણના પામીને વગોવાવાની પૂરી તૈયારી રાખીને કેવળ માનવ પ્રત્યેના સ્નેહ ખાતર આ અસૂર્ય લોકના અન્ધકારને તાગનારા લેખકો વિરલ રહેવાના.

બીજી છેડે પણ એક ભય રહ્યો છે. આ નિરાશાની લપટી થઈ ગયેલી વાત, હતાશાનો શુકપાઠ, દુઃખી થવાનો ડોળ—આ બધાંને ઘડીના છઠ્ઠા ભાગમાં અપનાવી લઈને ભારે આસાનીથી કવિતા કાંતનારાઓનો પણ તોટો નહીં હોય. પશુસુખ માણનારા, ભોગસામગ્રીની લુબ્ધ દૃષ્ટિએ શોધ ચલાવનારા અને ગરીબાઈનો કદરૂપો પડછાયો પણ પોતાના દીવાનખાનામાં ન પડે એની કાળજી રાખનારા પણ ફુરસદને સમયે, વ્હિસ્કીનો એકાદ પેગ ચઢાવીને વિરતિની વાત કરી શકે છે. જે અત્યંત સંસ્કારી હોવાની શેખી કરતા હોય છે તે જ બધું ભોગવવાની રતિ હોવા છતાં વિરતિનું ગાણું ગાતા હોય છે.

આ ઉપરાંતનો એક વર્ગ છે, જે બહુ આસાનીથી ઇહલોક અને પરલોક વચ્ચે સીડી ગોઠવી દઈ શકે છે. એકતારાની રમઝટમાં એ બધું ભાન ભૂલી જાય છે. એને માટેની શબ્દાવલી જ નહીં, પદાવલિ સુદ્ધાં, અનેક સંતોએ અને મર્મીઓએ તૈયાર કરી આપી હોય છે. આ માર્ગ ભારે સુવિધાભર્યો છે. સમાજ તો અહોભાવથી પ્રેરાઈને આ 'સંતવાણી' પર ભક્તિનાં પુષ્પો ચઢાવે જ, પણ સંસ્કારી ગણાતો વર્ગ પણ ભોગના અતિરેકથી ઓચાઈ જઈને આ અક્ષયરસ ચાખવા પ્રેરાય. આ કવિઓ વર્તમાનને માયા ગણીને કેવળ સનાતન સાથેની અનુસંધિત્સાથી પ્રેરાઈને જ કાવ્યસાધનામાં પ્રવૃત્ત થાય. ઇન્દ્રિયાતીતને આરાધવા માટે એમને કશા ઇન્દ્રિય પ્રત્યક્ષની આવશ્યકતા નહીં. એમનું કામ કેવળ આત્માથી નભી જાય. એમાં માનવનો સમૂળગો મોક્ષ થઈ જાય. એમાં ભગવાનનો આવર્ભાવ થાય. હું તો જેવા છે તેવા, માનવને ઝંખું છું. □

# Mayor

It's sad
To be the Mayor of Jerusalem.
It is terrible.
How can any man be the mayor of a city
like that ?

What can he do with her ?
He will build, and build, and build.

And at night
The stones of the hills round about
Will crawal down
Towards the stone houses,
Like wolves coming
To howal at the dogs
who have become man's slaves.

* yehuda Amechai

કવિતાનું શીર્ષક 'મેયર' વાંચતાં કંઈક આ પ્રકારના સંદર્ભો જાગે છે; મેયર સામાન્ય રીતે તો નગરીનો સંચાલક હોય, નગરીનાં વિકાસમાં તે રત હોય અને નગરીના પ્રથમ નાગરિકને નાતે તે નગરીની અસ્મિતાનો રક્ષક હોય–તેનું પ્રતીક હોય. આમ મેયર હોવું એક જવાબદારીપૂર્ણ ગૌરવપ્રદ ઘટના છે.

કવિતાના વિષય બનેલા 'મેયર' વિશે અર્ધ અભાનપણે જાગૃત થતા આવા તમામ સંદર્ભો સાથે આપણો કવિતામાં થતો પ્રવેશ 'It's sad To be the Major of Jerusalem' 'જેરુસ-

જેમના મેયર હોવું / એ દુઃખની વાત છે.' જેવા કંઈક અણધાર્યા કાનથી આઘાત પામે છે. (આમેય કવિતામાં મહિમા, બધું સમુસુતરું હોય તેનો નહીં, પણ આવા 'આઘાત'નો જ છે.) કવિ પણ કવિતાના આરંભે જ આ 'આઘાત' આપણી મંદ ચેતનાને અવરુદ્ધ કરી તેમાં ગતિશીલતાનો સંચાર કરવા સભાનપણે યોજતા હોય એમ લાગે છે. આપણને પ્રશ્ન થાય છે; જેરુસલેમ નગરીમાં એવું તે શું છે, જેના મેયર હોવું ગમગીનીનો વિષય બને ? મનોગત આપણને આ નગરી વિશેષ સાથેનો સંદર્ભ મૂંઝવતો હોય છે ત્યાં જ ત્રીજી પંક્તિ ટપકે છે; 'It is terrible' ('એ ભયાવહ છે.') મેયર હોવાની વાત દુઃખદ તો ખરી પણ સાથે ભયાવહ પણ બની જાય છે. મૂંઝાયેલા આપણી પાસે આગળ વધવા સિવાય કોઈ ઉપાય રહેતો નથી. પરંતુ હવે આવતી પ્રશ્નપંક્તિ : 'How can any man be the mayor of a city like that ?' ('કોઈપણ માણસ આવી નગરીનો મેયર કેવી રીતે હોઈ શકે ?') માં કવિ કંઈક મુખર થઈ 'મેયર હોવાની' ગમગીની ને ભયાવહતા વેધકતાથી સૂચવે છે. 'like that city' ('આવી નગરી') દ્વારા કવિને જેરુસલેમ નગરીની એક ગૌરવભંગ નગરી તરીકેની ઐતિહાસિકતાનું સૂચન કરવું હોય એમ આપણને લાગે છે. જેરુસલેમની મૂળ રહેવાસી તો ખડકાળ ટેકરીઓ, તે પછી ટેકરીઓ કોરીને યહુદી પ્રજાએ પોતાની સંસ્કૃતિ વિકસાવી, એ સંસ્કૃતિની વિકૃતિમાંથી ઈશુની કરુણાનો આવિષ્કાર થયો. ઈશુ વધસ્થંભે ચડ્યા ને પરદેશી આક્રમણોને કારણે યહુદી પ્રજા નિરાશ્રિત થઈ, પરદેશીઓએ અનેક વાર આ નગરીના દેહને ચૂંથ્યો. આમ આ ભવ્ય આદિ, ભગ્ન મધ્ય ને જર્જરિત વર્તમાન તથા ધૂસર ભવિષ્ય ધરાવતી નગરીના મેયર હોવું એ માત્ર દુઃખદ જ નથી, ભયાનક પણ છે. તેથી કવિ પૂછે છે કે કોઈપણ માણસ (ગમે તેવો સમર્થ માણસ) તેનો મેયર કેવી રીતે હોઈ શકે ? માનભંગ રાજમાતાના પુત્ર કે પતિ હોવામાં કોઈપણ માણસ જે ભોંઠપ કે કર્તવ્યમૂઢતા અનુભવે તેવી ભોંઠપ કર્તવ્યમૂઢતા

આ ગૌરવભંગ થયેલી જાજ્વલ્યમાન નગરીના પતિ (!) કે પ્રજા નાગરિક હોવામાં છે. આમ જેરુસલેમ ફરિયાદમાં પલટાઈ ગયેલી એક ખંડિત મૂર્તિ શી વેધક બની રહે છે. આની નગરીનો ભવ્યભગ્ન વ્યતીત વર્તમાનમાં એક વિચિત્ર પ્રકારની અમાનુષી રૂંધામણ ને ગમગીની પ્રસારી દે છે. સમગ્ર નગરીના વૃદ્ધત્વના બોજથી નગરવાસીઓના ખભા ઝૂકી જાય છે. તેથી કવિ કહે છે કે, કોઈપણ માણસ (અલબત્ત માણસ—સંવેદનશીલ માણસ) આના જેવી નગરીનો મેયર કેવી રીતે હોઈ શકે? 'હોઈ શકવાનો' કલ્પના જ કવિ કરી શકતા નથી.

ચોથી પંક્તિમાં અનુત્તર રહેવા સર્જાયેલા પ્રશ્ન પછીની 'ગેપ'માંથી મૂંગા બહાર નીકળતા ભાવકને કવિ વળી એક વેધક પ્રશ્ન પૂછે છે: 'What can he do with her?' ('તે તેની સાથે શું કરી શકે?') નત મસ્તક ઊભેલી આ ગૌરવભંગ નગરી સાથે તે કેવી રીતે વર્તી શકશે? તે તેની ભગ્ન ભવ્યતાને કેવી રીતે આશ્વસ્ત કરશે? સદીઓથી ત્રસ્ત વેદનામયી આ નગરીના ઘાવ કેવી રીતે રુઝાવશે? કયા શબ્દો, કયાં, કાર્યો દ્વારા? (આ પંક્તિમાં 'Her' ('તેની') દ્વારા કવિને જેરુસલેમનું સ્ત્રી રૂપ જ અભિપ્રેત છે એ આપણા ધ્યાનમાં આવે છે. કવિ જેરુસલેમને એક સ્ત્રી રૂપે વર્ણવે છે. તેમાં પણ જેરુસલેમની નિઃસહાયતાને વેધક રૂપ આપવાનો કવિનો આશય આપણને સમજાય છે.) કવિ પોતે જ આ કૂટ પ્રશ્નનો જાણીબૂઝીને આભાસી ઉત્તર આપે છે: "He will build, and build, and build.' ("તે બાંધશે, અને બાંધશે, અને બાંધશે.") કવિ સૂચવે છે કે ખંડિત નગરીમાં મેયર સુંદર ઇમારતો બાંધશે. અનુવાદક કવિની આ પંક્તિનો લય આબાદ રીતે પકડી લેતા હોય એવો અનુભવ આપણને થાય છે: "He will build' ('તે બાંધશે') પછી આવેલું અલ્પવિરામ પછી 'And' ('અને') સાતત્યસૂચક અવ્યયથી થતી શરૂઆતે, ફરી અલ્પવિરામ અને 'And' ('અને')ના પુનરાવર્તનથી ભગ્ન નગરીના પુનઃ નિર્માણ માટે કાર્યરત થતા ને તે કાર્ય કરતાં કરતાં નગરીની ખંડિતતા પ્રત્યે તીવ્ર રીતે સભાન

થતા ને ફરી ફરી કાર્યરત થતા મેયરના મનની વ્યાકુળતાને સચોટ રીતે પ્રગટ કરી છે.

ફરીથી કાવ્યના ખંડે એ રચેલા આતંકમાંથી આપણે નીકળીએ છીએ ને એક સમય-નિર્દેશક કથા ('And at night'–'અને રાતે') સાથે કાવ્યનો ઉત્તરાર્ધ શરૂ થાય છે. એમાં એક પ્રકારની અચાનકતા ને ધૂંધળાશ છે. (કાવ્ય પઠણું ગદ્યનું લાગે છે.) તરત એક અમાનુષી ભયપ્રદ દશ્યકલ્પન આવે છે : 'The stones of the hills round about Will crawal down Towards the stone houses,' ('આસપાસની ટેકરીઓના પથ્થરો / સરકતા નીચે આવશે / પથ્થરિયાં ઘરો તરફ,') સાથે જ કવિ અર્થગર્ભ કલ્પનને ઉપમા તરીકે યોજે છે : 'Like wolves coming To howal at the dogs Who have become men's slaves.' ('માણસોના ગુલામો બનેલાં / કૂતરાંઓ તરફ રુદન કરતાં / આવી રહેલાં વરુઓની માફક') આ કલ્પનમાં વરુઓ અને કૂતરાંઓનો જે સંદર્ભમાં કવિ ઉલ્લેખ કરે છે, તેનાથી બંનેની 'સગોત્રતા' જ સ્પષ્ટ થાય છે. વળી વરુઓ કૂતરાંઓના પ્રમાણમાં આદિમતા ધરાવે છે. જ્યારે કૂતરાંઓ માણસોની દયા પર જીવી, નિર્માલ્ય બની પોતાની મૂળ પ્રકૃતિ ગુમાવી બેઠા છે, તેનું પણ સૂચન છે. આ ઉપમાકલ્પન ટેકરીઓના પથ્થરો તથા પથ્થરિયાં મકાનોની સગોત્રતા અને મૂળ પ્રકૃતિ ગુમાવી માણસના હાથે સંસ્કૃત થઈ ગયેલા પથ્થરિયાં મકાનોની કરુણ સ્થિતિનો પણ સંકેત કરે છે.

અહીં ('Crawal down' ('નીચે સરકશે') શબ્દોથી આપણા ચિત્તમાં ચારે બાજુથી અંધારામાં પેટે સરકતા, જેરુસલેમને ઘેરી લેતા સૈનિકોના સંસ્કાર પણ જાગે છે. એ રીતે દશ્ય વધુ ભયાવહ બને છે. પરંતુ પછીના ઉપમાકલ્પનમાં 'To hawal at the dogs' ('કૂતરાંઓ તરફ રુદન કરતાં') શબ્દોથી વરુઓની અને એ દ્વારા ટેકરીઓના પથ્થરોની નિઃસહાયતા સ્પષ્ટ થાય છે. અને એનાથી કરુણ

વધુ ઘેરો બને છે.

કવિએ આ ઘટના માટે રાત્રિનો સમય પસંદ કર્યો છે, તે સમ્યક છે. રાત્રિના અંધકાર/સુનકાર/સંદિગ્ધતામાં આસપાસની અવાચક ટેકરીઓના પથ્થરોનાં વરુઓ જેવું રૂદન અને પથ્થરિયાં ઘરો તરફ તેનું સરકવું જેરુસલેમના આંતરસૌંદર્યને જગાવવા કેવા વેદનશીલ માણસની જરૂર છે, તે સૂચવે છે. અને આપણી સામે તરત જ પેલી પંક્તિ તરવરે છે: 'What can he do with her? He will build, and build, and build' એક સામાન્ય માણસ નગરીના ગૌરવનો વિચાર તેના ભવ્ય મહાલયો, દેવળો, રસ્તાઓ સાથે જ જોડી દેતો હોય છે.

કવિના ચિત્તમાં ઉદિત જેરુસલેમ નગરી તે આ પથ્થરિયાં ઘરોનો સમૂહ નહીં પણ ટેકરીઓ પરના આદિમ પથ્થરોવાળી નગરી છે. જે ટેકરીઓના આકાર ને ઊંચાઈ ને ઢોળાવોએ ઈશુ જેવાનું નિર્માણ કર્યું. એ ટેકરીઓ જેમણે સમગ્ર જગતને દયા પ્રેમ ને કરુણાનો સાક્ષાત્કાર કરાવનાર માણસને જન્મ આપ્યો. આમ ટેકરીઓવાળું સ્થળ-વિશેષ એવું જેરુસલેમ હતાશ, બર્બર, નિરાધાર, ઈર્ષાળુ માણસે સર્જેલ, ભાંગેલ જેરુસલેમ તો નથી જ.

આમ માત્ર બાંધવાની, ફરી ફરી બાંધવાની અને તે દ્વારા જેરુસલેમને તેની અસ્મિતા પ્રદાન કરવાની વાત અર્થહીન ઠરે છે. કવિના ચિત્તમાં સ્થિત આ આધ્યાત્મિક જેરુસલેમનું અસ્તિત્વ જ કાવ્યાસ્વાદનું પ્રવર્તક ઋત છે. મેયર કવિના આધ્યાત્મિક જેરુસલેમનું સર્જન કરી શકવા અસમર્થ છે. (કદાચ તેને જેરુસલેમના આ અસ્તિત્વની જાણ જ નથી!) તેથી મેયર 'હોવા'માંથી પ્રગટતી નિરર્થકતા અને એ દ્વારા અસંભવિતતા મેયરના પાત્રને ટ્રેજડીના નાયકની કરુણાન્તતા સમીપ મૂકી દે છે.

સમગ્ર કાવ્યની રચનારીતિ તપાસતા જેરુસલેમની માની લીધેલી અસ્મિતા જાગવવા તેને બાંધવાનો મેયરનો ઉત્સાહ અને આધ્યાત્મિક

અસ્તિત્વ ધરાવતી જેરુસલેમ નગરીની અસ્મિતા બચાવવા ટેકરીઓના પથ્થરોનું રાતના સમયે ઘરો તરફ આવવું—એ બે પરિસ્થિતિ (Situation) ઓને સામસામે ગોઠવીને એ બંનેની કરુણમાં પરિણમતી આઘાતાત્મક સંકોપસ્થિતિ રચવી, એ કવિનું લક્ષ્ય લાગે છે.

કાવ્યના પ્રથમ અને દ્વિતીય ખંડમાંના આવેશાત્મક-અભિનિવેશ પ્રધાન વિધાનો સામે ત્રીજા ખંડમાં સરકતા પથ્થરોની વાત વરુઓના દૃશ્યકલ્પનની ઉપમા આપી સમર્થ રીતે ચરિતાર્થ કરવામાં આવી છે. પરિચિત વસ્તુ વિશેના અપરિચિત સંદર્ભોના વાસ્તવને સિદ્ધ કરવા માટે સમગ્ર ઘટનાનું રાત્રિના સમયમાં નિરૂપણ કરીને કવિ તેની સંદિગ્ધતા તથા રહસ્યમયતાને ખપમાં લે છે.

'Rain on a Battlefield' નો આસ્વાદ કરાવતાં યેહૂદાની એક વિલક્ષણતા-તિર્યક અભિવ્યક્તિ નોંધી હતી. હવે આ બીજી કવિતાના આસ્વાદ સાથે કાવ્યના પ્રત્યેક ઘટકોની રચના તથા તેમના પરસ્પર સંયોજન પાછળ રહેલી આ કવિની સભાન દૃષ્ટિ અને તેનાથી કાવ્યને પ્રાપ્ત થતી સુબદ્ધતા તથા તેની પ્રાંજલતાના અનિવાર્ય પરિણામરૂપ તેનાં કાવ્યોમાં વ્યાપીને રહેલી સરળતા આપણું ધ્યાન ખેંચે છે. યેહૂદાની કવિતાની બીજી વિલક્ષણતાઓમાંની એક તે; કાવ્યમાં એકાએક વિગત તથા શબ્દ પ્રયોજવા પાછળ રહેલી આ કવિની ચોક્કસ દૃષ્ટિ તેની કવિતાની વ્યાપ્તિને સીમિત કરી નાંખે છે. ને છતાં એ જ કારણે આ કવિતાઓનો કવિ સાચા અર્થમાં 'મેકર' બની રહે છે. □

## સાભાર સ્વીકાર

રાષ્ટ્રભાષા પુસ્તક મંદિર, ૪/૭૭૩, ટાવર રોડ, સુરત તરફથી નિમ્નલિખિત બે પુસ્તકો અવલોકનાર્થે મળ્યા છે. જેની સાભાર નોંધ લઈએ છીએ.

૧. **હું, તું અને તે** : (એકાંકી સંગ્રહ) લેખક : જ્યોતિ વૈદ્ય, કિંમત : અઢી રૂપિયા.

૨. **સંસ્કાર ખાતર** : બુકર ટી. વૉશિંગ્ટન, અનુ. વિજય શાસ્ત્રી, કિંમત : બે રૂપિયા.

ગોઠણ પર ગોળ ગોળ ઘૂમતી
કીડીને જોઈ
મને ભારે આશ્ચર્ય થાય કે
આ કીડી ગોઠણ સુધી
પ્હોંચી જ કઈ રીતે ?
એક પછી એક પછી એક
વાળ પાસેથી પસાર થતી કીડી
અચાનક ઊભી રહી
ઊભી જ રહી
હું તરત જ સાવધ થઈ ગયો
ગોઠણની ત્વચાને
કીડી ચટકો ભરે
ને વાળના મૂળમાં
તીણી ખંજવાળ ઊપડે તે પહેલાં
ઉગામેલો હાથ
મારે વીંઝવો જ રહ્યો
ને હું....ઉં....ઉં....ઉં....
હાથ વીંઝું છું
કીડી મૃત્યુ પામે છે
ને ત્યાં જ
મારી નજર સાવ ચૂકવીને
સાથળના મૂળ સુધી
પહોંચી ગયેલી કોઈ બીજી કીડી
ચટકો ભરે છે
ને તીણી ખંજવાળ ઊપડે છે.

## DIVORCEE △ વિપિન પરીખ

હવે ટેપરેકોર્ડર પર મીઠો ધ્વનિ મુદ્રિત કરી
ક્યારેક ક્યારેક સાંભળવો પડશે.
વાતોના વિસ્તારનો પણ ક્યારેક થાક લાગે છે.
પોતે જ પકાવેલા ભોજનનો આગ્રહ શા માટે ?
શહેરમાં જાતજાતનાં 'મેનુ' પીરસતી હોટલો નથી શું ?
અને
આ ત્રણ રુમમાં વારેવારે સામે ભટકાતી ભીંતો સાથે
અફળાવાથી ફાયદો શું ?
એક રુમ, એક કીચન; અરે ! એક સીંગલ રુમથી પણ ચાલે!
અને
આ ડબલ બેડની શી જરૂર ?
એક સીંગલ બેડ પર ઊંઘ આવી ન શકે શું ?

## ...△ અનિલ

ઉત્સાહમાં કે થાકમાં ફરતો નગી અનિલ,
સંબંધી ગલીઓ બધી સુમસામ છે;
પડછાયા એકમેકને વળગી રહ્યા મૂગા,
સ્મૃતિ કહે છે ચાંદનીનો આ મુકામ છે....

# અસ્તિત્વવાદનું આહ્વાન

——હાઈનેમાન □ અનુ. હરિવલ્લભ ચૂ. ભાયાણી——

રોબર્ટ બેક સંપાદિત 'પર્સ્પેક્ટિવ્ઝ ઇન ફિલોસોફી-(૧૯૬૧)માં ઉધ્ધૃત એફ. એચ. હાઇનેમાનના 'એક્ઝિસ્ટેંશાલિઝમ એન્ડ ધ મોડર્ન પ્રિડિકામેંટ' (૧૯૫૩, ૧૯૫૮)એ પુસ્તકના મુખ્યાંશનો અનુવાદ. એક અંશ અગાઉ 'કંકાવટી'ના ફેબ્રુઆરીના અંકમાં પ્રગટ થઈ ગયો છે.

**અસ્તિત્વવાદી** તરીકે ઓળખાવાતા તત્ત્વજ્ઞો વચ્ચે ભાષાભેદ, વિચારભેદ અને ક્વચિત તો વિચારવિરોધનું પ્રમાણ એવડું છે કે તેમની વચ્ચે શું સમાન છે તે કહેવું ઘણું કઠિન છે. અસ્તિત્વવાદ એ કોઈ એક જ વિચારધારા નથી; પરસ્પર ગંભીર મતભેદવાળી અનેક તત્ત્વવિચારધારાઓનો તે નિર્દેશ છે, જેમની વચ્ચે સિદ્ધાંતોની કે પદ્ધતિની ભાગ્યે જ કશી સમાનતા છે. તેમ છતાં પણ અસ્તિત્વવાદી તત્ત્વજ્ઞો એક જ ટોળીના સભ્યો ને એક જ યુગનાં સંતાન છે. તેઓની સામે એક સમાન આહ્વાન છે, અને કટોકટીની સમાન પરિસ્થિતિમાં તેઓ સંડોવાયેલા છે. એ આહ્વાન પ્રત્યેના તેમના ઉત્તર ભિન્ન ભિન્ન કે પરસ્પરવિરોધી હોવા છતાં તેઓ સમાંતર દિશાઓમાં ગતિ કરી રહ્યા છે, અને અંતર્ગત રીતે એકબીજા સાથે સંબદ્ધ છે. બીજા શબ્દોમાં કહીએ તો, અસ્તિત્વવાદ અમુક ચિત્તાવસ્થાનો, અમુક વિશિષ્ટ અભિગમ કે વૃત્તિનો, વર્તમાન પરિસ્થિતિ માટે અર્થપૂર્ણ એવા એક 'આધ્યાત્મિક' આંદોલનનો અને અમુક વિશિષ્ટ વિચારરીતિનો નિર્દેશક છે.

અસ્તિત્વવાદનું લક્ષણ ત્રણ રીતે બાંધી શકાય : અસ્તિત્વવાદીઓ અને તેમનાં પુસ્તકોને આંગળીથી ચીંધી બતાવીને કહીએ કે તેઓ જેની વાત કરે છે તે અસ્તિત્વવાદ. બીજી રીત તે તેઓ જે પરિસ્થિતિ

પ્રત્યે પોતાનો પ્રતિભાવ દાખવે છે તે પરિસ્થિતિ વર્ણવવી અને તેમની તત્ત્વવિચારધારાઓને યુગચેતના (Zeit Geist)ની અભિવ્યક્તિ તરીકે ઘટાવવી. ત્રીજી રીત તે અસ્તિત્વવાદનું મૂળ તત્ત્વ શું તે કહેવાને બદલે તેની કાર્યસાધકતા શી છે તે કહેવાને બદલે તેની કાર્યસાધકતા શી છે તેની તપાસ કરવી.

અસ્તિત્વવાદી તત્ત્વવિચારણાઓ વીસમી શતાબ્દીના પૂર્વાર્ધની યુગચેતનાની અભિવ્યક્તિ હોવા બાબત ભાગ્યે જ કશો સંદેહ છે. જ્યારે ઘણાખરાએ ઇચ્છાઅનિચ્છાએ માર્ક્સવાદ અને ફાસીવાદના કૃતક તત્ત્વજ્ઞાનને સ્વીકારી લીધું, ત્યારે અસ્તિત્વવાદીઓએ વ્યક્તિના અધિકારોનું સંરક્ષણ કર્યું. એટલે તો માર્ક્સવાદીઓ અસ્તિત્વવાદને બુર્ઝવા વર્ગનો, અંતિમ વિલય પૂર્વેનો, આત્યંતિક વ્યક્તિત્વવાદના તરણાને વળગીને બચી જવાનો છેવટનો મરણિયો પ્રયાસ ગણાવે છે. પરંતુ તેમાં તથ્ય નથી. અસ્તિત્વવાદ કોઈ અમુક જ વર્ગનું તત્ત્વજ્ઞાન નથી, તે જે સમસ્યાઓ ચર્ચે છે, તે વર્ગવિશિષ્ટ નહીં, પણ સર્વ-સામાન્યપણે માનવીય સમસ્યાઓ છે. હકીકતે, અસ્તિત્વવાદીઓ પ્રતિકારના તત્ત્વજ્ઞાનીઓ છે. યાંત્રિક ઉત્પાદનની સાથે સંલગ્ન સામૂહિકી-કરણ (Collectivizing)નું વલણ કે જે કોઈ પણ સમાજમાં–પછી તે લોકશાહી હોય, ફાસીવાદી હોય કે સમાજવાદી હોય–માનવના નિર્વ્ય-ક્તિકી–કરણમાં પરિણમે છે, તેનો અસ્તિત્વવાદીઓ પ્રતિકાર કરવા મથે છે. આ પ્રતિકાર વિવિધ સ્વરૂપ ધારણ કરે છે. કિર્કેગાર્દ સમાનીકરણના અર્વાચીન વલણની, લોકમત વડે બધું સમથળ કરી નાખવાની અને ટોળાવૃત્તિની ટીકા કરે છે; યાસપર્સ અર્વાચીન કલ્યાણરાજ્યનું યાંત્રિક તંત્ર માનવને ગળી જાય છે તેની સામે વિરોધનો સૂર કાઢે છે; તો માર્સલ જીવનના વધતા જતા સામાજિકીકરણનો, રાજ્યના વિસ્તરતા આધિપત્યનો અને વ્યક્તિનું સ્થાન નોંધણીપત્રક પચાવી પાડવા લાગ્યું છે તેનો વિરોધ કરે છે.

અસ્તિત્વવાદી વિચારધારાઓ એ સ્વાતંત્ર્ય કરતાં વધુ તો બંધન-

મુક્તિની વિચારધારાઓ છે. તેમની મથામણ માનવને બાહ્ય પરિબળોના, સમાજના, રાજ્યના અને સરમુખત્યારીના આધિપત્યમાંથી મુક્ત કરવાની છે. માનવના સાચા સ્વત્વને તેના ખોટા સ્વત્વના બંધનમાંથી તેઓ છોડાવવા માગે છે.

અસ્તિત્વવાદ ગમે તે સ્વરૂપમાં હોય, પણ ને સર્વથા કટોકટીની અવસ્થાનું તત્ત્વજ્ઞાન છે. માનવની પરાયાપણાની લાગણી, તેની વિરાટ સંકુલતા અને બહુરૂપતા સાથે, અસ્તિત્વવાદી વિચારણામાં કેન્દ્રવર્તી હોય છે. પરાયાપણા કે ઈતરતાનો ભાવ વ્યર્થતા કે નિઃસારતા (Absurdity)ની લાગણીમાં પરિણમે છે, કારણ કે, તેના પ્રભાવ નીચે વ્યક્તિ તેમ જ જૂથનાં કૃત્યો વિસંગત બની જાય છે. માનવીની તેમ જ વિશ્વની નિઃસારતાનાં દર્શન માટે આપણે સાર્ત્ર અને કામ્યૂને વગોવશું કે વખાણીશું? ખરી રીતે, વિશ્વ નિઃસાર નથી, પણ માણસ નિઃસાર છે, કેમ કે એ જ પોતાની નિઃસારતાને વિશ્વ પર આરોપે છે. બીજું કશું નહીં, પણ મનુષ્યની લાગણીઓ, વિચારો ને અર્થઘટનો, તેની કરણી અને પેદાશો એ જ નિઃસાર છે. સમકાલીન કલા અને સાહિત્યની ઘણી કૃતિઓ બેશક નિઃસાર છે, અને એ દૃષ્ટિએ તે આપણા સમયનું સાચું પ્રતિબિમ્બ પાડે છે. પરંતુ આ બાબતમાં એક માત્ર આપણા યુગને જ આગવો ગણવો એ ન્યાય્ય નથી. નિઃસારતાનો અનુભવ મનુષ્ય માટે તો કોઈ પણ સમયમાં સંભવે છે, જ્યારે ઈતર પ્રાણીઓ તેનાથી મુક્ત છે. મનુષ્યની પ્રકૃતિની નિઃસીમતા અને અનિશ્ચિતતાને કારણે તેને તે બદલ આ કિંમત ચૂકવવી જ પડે છે. પરંતુ જ્યારે નિઃસારતાનો ભાવ તેનો સ્થાયીભાવ બની બેસે છે, ત્યારે એમ સમજવું જોઈએ કે, આપણે એવા બિન્દુએ પહોંચ્યા છીએ, જ્યાંથી હવે દિશા બદલવી જોઈએ. માનવીની નિઃસારતાનો પ્રતિવાદ કરવાની જરૂર નથી, કારણ, તે પોતે જ પોતાની વિચારમાળાના છેલ્લા મણકાએ અનિવાર્યપણે આવી પહોંચ્યો છે. પરંતુ આથી અસ્તિત્વવાદી વિચારબિંદુઓ જ નિઃસાર ગણવાની ભૂલ ન કરવી જોઈએ. અસ્તિત્વવાદે તો માત્ર વસ્તુનો જ આવિષ્કાર

કર્યો છે કે આ પૃથ્વી પરનું જીવન નિઃસાર બની બેસવાની અણી ઉપર છે. વ્યક્તિઓનું જીવન લો, સમુદાયોનું જીવન લો, કે રાષ્ટ્રનું જીવન લો–સર્વત્ર નિઃસારતા દેખાય છે. આમાં મુશ્કેલી હોય તો માત્ર એટલી જ છે કે આપણે પોતે, તેમજ આપણાં કૃત્યો એ પણ કેટલાં નિઃસાર બની રહ્યાં છે તે જ આપણને દેખાતું નથી.

**निःसारतानां निसारता,**
**सर्वमिदं खलु निःसारम्**

એ જાણે કે સમકાલીન જગતનો મુદ્રાલેખ બની બેઠો છે.

આ પ્રમાણે અસ્તિત્વવાદે આપણા યુગની કટોકટીને તેના નિઃસારતાના સ્વરૂપમાં પ્રમાણીને યુગનું પ્રતિનિધિત્વ કર્યું હોય, તો પણ 'અસ્તિત્વવાદ એટલે શું ?' તે પ્રશ્ન તો હજી રહે જ છે. આ સંબંધમાં આપણે પ્રશ્નનું સ્વરૂપ બદલવું પડશે: 'અસ્તિત્વવાદનું મૂળ તત્ત્વ શું ?' એમ પૂછવાને બદલે આપણે એમ પૂછીએ કે 'વર્તમાન પરિસ્થિતિમાં અસ્તિત્વવાદ શું સાધે છે ?'

અસ્તિત્વવાદની પ્રથમ સિદ્ધિ એ છે કે તે કેટલીક તાત્ત્વિક સમસ્યાઓનું નવેસરથી મૂલ્યાંકન કરે છે, તથા કેટલીક પરંપરાગત સમસ્યાઓના બંધનમાંથી આપણને છોડાવે છે. અસ્તિત્વવાદીઓનો એવો મત છે-કે, પહેલાંના તત્ત્વજ્ઞોએ માનવીની તેમજ માનવીય અસ્તિત્વની સમસ્યાઓની ઉપેક્ષા કરી છે. પરાત્પર મૂલ્યો જો અહીં અને હમણાં જ માનવવ્યક્તિમાં સિદ્ધ ન થઈ શકતાં હોય તો તેમની વાત કરવાનો કશો અર્થ નથી એમ તેઓનું કહેવું છે. જે સમસ્યાઓને આપણે જીવીએ છીએ, પ્રત્યક્ષ અનુભવીએ છીએ, સહીએ છીએ અને જે આપણી સત્તા સાથે સંકળાયેલી છે, જે સમસ્યાઓમાં આપણે સંડોવાયેલા છીએ, અને જે અપરિહાર્યપણે આપણા જ એક ભાગ રૂપ છે, તે સમસ્યાઓની સાથે જ આપણને લાગેવળગે છે, તે જ પ્રસ્તુત છે.

દેકાર્તથી લઈને આજ સુધીના અર્વાચીન તત્ત્વજ્ઞાનીઓના પ્રસ્થાનબિન્દુ તરીકે રહેલો સિદ્ધાંત એ છે કે મારી પોતાની ચેતનાની આધાર-

સામગ્રી (Data) સિવાય બીજું કશું જ મને ઉપલબ્ધ નથી. અસ્તિત્વવાદીઓ આ સિદ્ધાંતનો અસ્વીકાર કરે છે. ચેતનાની આ સામગ્રીનું ગમે તે રીતે અર્થઘટન કરીએ—દેકાર્તને અનુસરીને ત્રણ સ્વરૂપે રહેલા 'વિચારઘટકો' (Ideas) તરીકે, લોકને અનુસરીને ચિત્ત પરના સંસ્કારો કે છાપો (Impressions) તરીકે, અથવા તો કેન્ટને અનુસરીને 'ઈંદ્રિસંવેદનોના અંધાધૂંધ' તરીકે—દરેક બાબતમાં તે સામગ્રી મૂર્ત નહીં, પણ અમૂર્ત તારણો (Abstractions)જ છે. હ્વાઈટહેડ કહે છે કે આ તત્ત્વજ્ઞો મૂર્તતા—આરોપણના દોષના ભોગ બનેલા છે—તેઓ ખોટી રીતે ધારી બેઠા છે કે તેમની આધારસામગ્રી મૂર્ત (Concrete) છે, હકીકતમાં તો તે અમૂર્ત તારણ જ છે. આ તત્ત્વજ્ઞો જ્યારે તેમની ઉપર્યુક્ત ઉપસ્થાપનાને આધારે ભૌતિક પદાર્થોનું, પોતા સિવાયના અન્ય ચિત્તોનું કે ઈશ્વરનું અસ્તિત્વ કે નાસ્તિત્વ સ્થાપવાનો (અગર તો ઉથાપવાનો) પ્રયાસ કરે છે, ત્યારે તેઓ કૃતક સમસ્યાઓની જ ચર્ચા કરે છે. આવી સમસ્યાઓને બનાવટી સમસ્યાઓ ગણવાની બાબતમાં અસ્તિત્વવાદીઓ અને તાર્કિક પ્રત્યક્ષવાદીઓ સહમત છે, પરંતુ પહેલાંઓ બીજાઓથી ઘણા આગળ જાય છે. પ્રત્યક્ષવાદીઓનો બધી જ તાત્ત્વિક સમસ્યાઓને ભાષાકીય સમસ્યાઓ બનાવી દેવાનો પ્રયાસ પણ અસ્તિત્વવાદીઓના મતે સાચી સમસ્યાઓને સ્થાને કૃતક સમસ્યાઓ સ્થાપવામાં જ પરિણમશે.

અસ્તિત્વવાદની બીજી સિદ્ધિ તે આપણને પૃથક્કરણની જાળમાંથી છોડાવવાની છે. વિશ્લેષણનું મહત્ત્વ નકારી શકાય તેમ નથી, છતાં કેવળ વિશ્લેષણમાં બધું જ આવી જતું નથી. વિશ્લેષણ ભૌતિક કે વૈચારિક અખંડને તેના ખંડોમાં વહેંચી નાખે છે, પણ તે માત્ર તોડી જ શકે છે, જોડી શકતું નથી. વિશ્લેષણ અને સમન્વય પરસ્પર પૂરક હોવા છતાં, સમન્વય ઉપેક્ષિત રહે છે, અને મનોવિજ્ઞાન તથા પ્રમામીમાંસા જેવામાં, જ્યાં સમગ્ર તેના વિભાગોના સરવાળા કરતાં અધિક હોય છે, ત્યાં કેવળ

વિશ્લેષણ કે ઉપરછલ્લો સમન્વય વસ્તુની સમજને વિકૃત કરવામાં પરિણમે છે. આ પરત્વે અસ્તિત્વવાદી એવા પ્રશ્નો પૂછીને પોતાને ઉપયોગી સિદ્ધ કરે છે કે, આપણે કંઈક ઉચ્ચતર કક્ષાએથી સ્વયં વિશ્લેષણનું કે વિશ્લેષકનું જ વિશ્લેષણ ન કરવું જોઈએ? સમન્વય વગરનું વિશ્લેષણ વંધ્ય અને અફળ રહેવા નથી નિમાયું? અસ્તિત્વવાદીઓ આપણું એ બાબત તરફ ધ્યાન દોરે છે કે માનવવ્યક્તિઓના અસ્તિત્વને લગતી કેટલીક પાયાની સમસ્યાઓનો વિશ્લેષણમૂલક વિજ્ઞાન સ્પર્શ પણ નથી કરતું.

બધા અસ્તિત્વવાદીઓએ માનવની પરાયાપણાના—પોતાની જાતને પોતા સિવાય બીજું સર્વ અજાણ્યું લાગવાના—ભાવ ઉપર ભાર મૂક્યો છે. આ સમસ્યાનાં અનેક પાસાં છે. અસ્તિત્વવાદ આ પ્રકારની અનેક તાકીદની સમસ્યાઓ પર આપણું ધ્યાન કેન્દ્રિત કરે છે, પરંતુ તે તેના કોઈ ઉકેલો આપતું નથી, કારણ કે અમુક અંશે આ સમસ્યાઓ અત્યંત સંકુલ અને બહુમુખી છે, તો અમુક અંશે તેમનો કોઈ ઉકેલ જ નથી.

તત્ત્વજ્ઞાને સમયની માગ સાથે બાથ ભીડવી જોઈએ. માનવીનું અમાનવીકરણ, માનવનો મૂલોચ્છેદ, બધાં માનવીય અને નૈતિક મૂલ્યોના શૂન્યવાદી ઉચ્છેદની વૃત્તિ સામે માનવીના ટકી રહેવાનો પ્રશ્ન—આ બધું વર્તમાનમાં આપણી સામે ઘૂરકી રહ્યું છે. પાછું માનવજગત ઈઝેકિલને જેનાં દર્શન થયેલાં તે મૃત અસ્થિઓથી ભરપૂર ખીણ જેવું બની ગયું છે. ફરી પાછો પ્રશ્ન ઊઠશે છે, 'માનવના પુત્ર, આ અસ્થિઓમાં પ્રાણ પુરાશે ખરો? વિચ્છિન્ન અને વિશૃંખલ ખંડોનું અખંડ રૂપે એકીકરણ, માનવીનું પુનર્માનવીકરણ—એ કાર્ય આપણા સંમુખ પડેલું છે. તત્ત્વજ્ઞાનીની પાસે મૃત અસ્થિમાં નવા પ્રાણ પૂરવાની અપેક્ષા નથી, પરંતુ માનવીઓને માનવી હોવું એટલે શું? તેની યાદ જરૂર આપી શકે, ટૂંકમાં આપણને જરૂર છે અસ્તિત્વવાદી તત્ત્વજ્ઞાનની, નહીં કે અસ્તિત્વના તત્ત્વજ્ઞાનની.*

* અંધ પાણીમાં સોનેરી માછલી પણ કાળી જ દેખાય...

## એક કાવ્ય △ અજિત ઠાકોર

રસ્તા પર ખડકાતો જતો માણસ
દિનપ્રતિદિન ઉલેચાતાં જતાં મકાનોને
તાક્યા કરશે....

સંબંધો, કાસો
રોકાણો, શોખો
ને
પકડી પાડવા મથતો માણસ
શક્ય છે કે
રાફડામાં ઊંઘે આથે ઝંપલાવે

પણ
રંગબેરંગી રસ્તાઓ તો
તેના પતંગિયા જેવા પગોને
~~તેના પતંગિયા જેવા પગોને~~
ખેંચતા જ રહેશે....ખેંચતા જ રહેશે....

મકાનોમાં સપડાઈ ગયેલો માણસ
ખૂંધી ભીંતોના વાંસા સાથે
પીઠ ઘસી—ફરી ઘસી
નીકળી પડશે રસ્તા પર !

## પાંચ વિષાદકાવ્યો △ મંગળ રાઠોડ

૧

તારા દેહ પર
વેરાઈ ગયેલા
આ તલ–
એ તો મારી દૃષ્ટિના
ડાઘ છે, મીના !

૨

મારા દેહ પર, પણ
થોડાક તલ છે
તારા જ–
સ્પર્શના !
પણ,
એ વાતનું આશ્વાસન
માત્ર એ ગણી રહું
એટલી જ ક્ષણ.

૩

ઉઠાવી લે,
આ લંગર તારા
ટાપુનું.
ફેલાઈ જવું છે
હવે મારે
પૂર્વજન્મના
કોઈક–
રણ પર !

૪

કોણે
    ખોડી દીધી છે
આ દીવાદાંડી
    મારી છાતીમાં ?
કે,
બદલાઈ ગયો છે
    પ્રકાશનો જ અર્થ
સાવ મારે માટે !

૫

તારા ગૌર તંદ્રિલ દેહ પર
વેરાયેલા તલ જેટલા
શબ્દો—
    મારી પ્રસંદગીના
        જો પ્રાપ્ત થાય અને
તો રચી શકું
કોઈક એવી કવિતા
જે, વ્યક્ત કરી શકે
        તારા સૌંદર્યને !
મારી આ કલ્પનામાં રહેલી
કવિતાને લખવા જતાં
આકાર ધારણ કરી રહ્યા છે
        —આ શબ્દો

તારી અંગડાઈ લેવાની અદાથી !
પણ, તારી એકલતાના ખંડમાં
મારા આકસ્મિક આગમનથી
ક્ષણભર–
અપરિચિત હોવાના વહેમમાં
વસ્ત્રોની શોધાશોધ જેવી
તારી આંખોની
આવરી બાવરી કીકીઓમાંથી
ખરી પડે છે
તારા દેહ પરના બધાય તલ
અને–
કોરો રહી જાય છે મારો કાગળ....
એવી કલ્પનાની આંખોમાંથી
ખરી પડે છે, મારા શબ્દો.
અને વેરાઈ જાય છે
તારા દેહ પર
યથાસ્થાને ફરી
તલ બનીને.

રે કવિતા !

## હવે–△ અનિલ

હવે સંબન્ધને ઉચ્છ્વાસની યે ફૂંક ના લાગે
નહિતર આખરી સંદર્ભ આ યે ખોઈ બેસીશ હું;
પવન રોકાઈ જાયે તો, લખેલા કોઈના હાથે
મરોડે શોભતા અક્ષર બળેલા કાગળે વાંચું.

# બીજે ક્યાંક

તળાવને કિનારે એક ઊંચી ભેખડ પર જઈને અમે બેઠાં. તળાવનાં પાણીથી માંડ વ્હેંત ઊંચે રહીને બે સફેદ પંખીઓ ઊડી રહ્યાં હતાં. તળાવને ઈશાન ખૂણે ઊગેલાં કમળનાં ફૂલોની તલવારી પાંખડીઓ હવામાં વીંઝાઈ રહી હતી.

તે મારી નજીકમાં બેઠી હતી.

પવનથી હળુ હળુ ઊડતા તેના સાળુનો છેડો અવાર-નવાર મને સ્પર્શી જતો હશે. આ 'હશે' એટલા માટે કે મારું ધ્યાન અમારા એકાન્તને ખણ્ડિત કરી નાખતા દૂર–થોડેક જ દૂર, જો કે દેખાતા ટોળા તરફ જતું હતું. એ સાવ મૂગી હતી. જગતના કોલાહલોથી દૂર થઈ, કવિતામાં આવે તેવા એકાંત સ્થળમાં વિશ્રમ્ભવાર્તા કરવા માટે અનુકૂળ એવું સ્થાન આખરે મેં શોધી કાઢ્યું હતું. ચોમાસાની મોસમ હતી. વરસાદ ગઈ કાલે પડી ચૂક્યો હતો. હવા હજુ ય ભીની ભીની હતી. નીચેની માટી ઉપર ઉપરથી તો તડકે સૂકાઈ ગઈ હતી છતાં અંદરના ભાગે પોચી હતી. ત્રણેક માણસો ત્યાં અળસિયાં પકડવા ભીની માટીને ખોદતા હતા. માટીનાં ગાબચાંમાં વીંટળાતાં અળસિયાં તેઓ તળાવમાંથી માછલી પકડવા કામમાં લેતા હતા. પાણીમાં અળસિયાંનો ગલ બનાવી માછલી પકડતા તે માણસો વારંવાર હોકારાઓ કરતાં કરતાં મારા–અમારા–ભણી જોઈને બીભત્સ મુદ્રામાં છૂપું છૂપું હસતા હતા.

'કાં માછલી પકડાઈ?' એકે અમારી તરફ જોતાં બીજાને પૂછ્યું.

'હા પકડાઈ છે. બાજુમાં જ બેઠી છે. હજુ કોળિયો કરવાની વાર છે' બીજાએ વેણ કાઢ્યું. આ અશ્લીલ નિર્દેશ

વિજય શાસ્ત્રી

અમારા ભણી જ હતો તે સમજવામાં મને વાર લાગી નહિ.

'ચાલ, બીજે ક્યાંક જઈએ. આ હલકટો અહીં શાંતિથી બેસવા દે એમ લાગતું નથી.' 'જગત આડે આવે એ પ્રેમની કસોટી છે' એવા મતલબનાં સાહિત્યમાં વાંચેલાં સૂત્રો મનોમન ગોખતો હું, પ્રેમની ફિલસૂફી કરી ગયેલા સર્જકોને ધન્યવાદ આપતો બીજું સ્થળ મનોમન શોધવા લાગ્યો.

મને ઝૂનઝૂનવાલા પાર્ક યાદ આવ્યો. પાર્કમાંના, દક્ષિણ દિશાના છેડે આવેલા એક ઘટાદાર વૃક્ષની નીચેનો બાંકડો યાદ આવ્યો. જ્યાં વિવાહ પહેલાંના દિવસોમાં મેં એકલાએ ત્યાં બેસીને સરેરાશ પ્રેમીની જેમ સ્વપ્નાં સેવ્યાં હતાં કે અહીં એકાન્તમાં બેસીને ક્યારેક દિલ ખોલીને વાતો કરીશું વગેરે વગેરે. હું નવલકથાઓ, કાવ્યો, વગેરેમાં આવતાં પ્રેમીઓનાં પાત્રોનું વ્યક્તિત્વ ઉછીનું લઈને પહેરી લેતો; અને પ્રેમને અનુકૂળ આવે એવું એકાન્ત સ્થળ હમેશાં મનોમન શોધ્યા કરતો. નવલકથામાં તો હમેશાં ગુલમહોરના વૃક્ષની નીચે જ પ્રેમગોષ્ઠિ થતી હોય યા બકુલ, યા પારિજાત, યા રાતરાણીની સુગંધ જ ફેરતી હોય અને તે પણ વળી પાછી પ્રેમીઓને ઋતુનું ઘેન ચડાવતી જ હોય વગેરે વગેરે! એવું સ્થળ આ 'નહોતું'. ત્યાં તો ઊલટી લોખણ્ડી રેઈલિંગ પાછળથી જતી હતી. પછી આવતી હતી સખ્ખત ડામરની સપાટ. સડક. તેની પર થઈ પસાર થતી હતી ડબલડેકરોની તોતીંગ લોખણ્ડી કાયાઓ. તેમાં વળી આ બગીચો, ઘાસ, માળી! વજ્ર–તૃણની સૃષ્ટિનો એક ઘૃણોત્પાદક સંકર રચાતો હતો. હું નવલકથાના વૃક્ષનો આગ્રહ છોડી દઈને એની સાથે આ સ્થળે આવી પહોંચ્યો.

નવલકથાનાં પ્રેમીઓના સંવાદોની ચરબીમાં બોળી બોળીને પેટાવતો હોવા છતાં પણ કોણ જાણે કેમ મારા શબ્દો સળગતા જ નહોતા. બહુ યત્નો કરવા જતો તો હવાઈ ગયેલી દીવાસળીના ટોચકાની જેમ વસાઈને ખરી પડતા હતા, રેઈલિંગની પાછળથી પસાર થઈ રહેલી ડબલડેકરોમાં બેઠેલાં પેસેન્જરો ડોકાં કાઢી કાઢીને અમને જોતાં હતાં.

આથી એ બાપડી તો શરમાઈ શરમાઈ મરતી હતી. પણ ધૃષ્ટ નક્કર બનવાનો મેં તો સંકલ્પ જ કર્યો હતો કેમ કે એમ કર્યા વગર આ જાડી, બદમાશ દુનિયા સામે ટક્કર લેવાય એમ નથી એવી 'ફિલસૂફી' મેં (અલબત્ત, નવલકથાના એકાદ પાત્ર પાસેથી મેળવીને જ) શોધી કાઢી હતી. એટલે કે એક કર્મકાણ્ડ તરીકે મેં પ્રેમ કરવાની શરૂઆત કરી (ત્યારે મને પૂજામાં બેઠેલી મારી જાતનું અને નવલકથાના પાત્રના પક્ષે, પૂજા કરાવતા ગોરનું ચિત્ર યાદ આવી ગયું:

'આચમનીમાં પાણી લઈને ગણપતિ પર ચડાવો,'–ગોર–ઉવાચ.

તે જ રીતે, અતિશય ચિન્તાભર્યો ચહેરો કરીને એને પૂછો કે 'કેમ આજે ઉદાસ છે? નથી ગમતું?'—પ્રેમી ઉવાચ.

પછી.

'તુલસીનું પાંદડું લઈ મૂર્તિ પર મૂકો.'–ગોર–ઉવાચ.

એ જ રીતે–

'બાજુના છોડ પરથી ફૂલ ચૂંટીને એની લટમાં ગૂંથો...ઓ...ઓ...'

વગેરે વગેરે કરતાં પ્રેમપૂજા આગળ વધતી હતી પણ ડબલડેકરના દરવાજે લટકેલાં શરીરો સિસોટીઓ વગાડતાં હતાં–અમને જોઈને જ તો–એટલે હું ધૂંધવાઈ ઊઠ્યો—

'ચાલ, આપણે...' હવે ક્યાં જવું તે મેં નક્કી–યાદ કરીને નક્કી કરી નાખ્યું ને કહ્યું, 'ગ્રાન્ડ વિલા પર જઈએ.'

એ બાપડીને તો પોતાની મરજી કહેવાય એવી નામરજી, ઇચ્છા/ અનિચ્છા કશું હોઈ જ કેમ શકે? એ તો મારી પત્ની હતી! સહધર્મ-ચારિણી! દાસી! સતી! આર્ય સન્નારી! પતિની અર્ધાંગિની! આદર્શ સ્ત્રી! વિશેષણોની યાદી! સદ્‌ગુણોનો ખડકલો!

એટલે એ તો તૈયાર જ હતી!?

ખરેખર ગ્રાન્ડ વિલા ખૂબ જ સુરસ સ્થળ હતું. ખૂબ જ શાંત, અવરજવર વગરનું. સાડા છ થઈ ગયા હતા. અંધારું ઊતરવા લાગ્યું હતું. બંને રિક્ષા કરીને ત્યાં પહોંચ્યાં. ગ્રાન્ડ વિલા દરિયાકિનારાની એક

નિર્જન જગ્યાનું નામ હતું. દૂર દરિયાનાં પાણી પર અંધારાં પ્રસરતાં હોવાને લીધે પાણી કાળાં પડવા માંડ્યાં હતાં. દૂર —ઘણે દૂર— એક બત્તી ટમટમટતી હતી. બાકી અંધારું હતું. હું ખુશ થઈ ગિઠ્યો. અંધકાર...એકાન્ત...શાંતિ...પ્રેમ...વગેરે.

–નવલકથા સાચી પડવા લાગી હતી, સાચી પડવા લાગી હતી નવલકથા.

પણ ત્યાં જ–

'અહીં નથી બેસવું આપણે, ચાલો.' –તેણે કહ્યું.

'કેમ ?!' મેં સફાળા ચોંકીને પૂછ્યું.

'અહીં બીક લાગે છે. આ...અછોડો...પેલે દિવસે નહીં આવી રીતના બે જણાંને લૂંટી લીધેલાં !' તેને છાપાના સમાચાર યાદ આવ્યા.

'હા. પણ...' હું પણ સહેજ ગભરાયો ને ચિડવાયો પણ.

'ચાલો ત્યારે...' કહી તે મારી સંમતિ/અસંમતિ–ની રાહ જોયા વગર જ ઊભી થઈ ગઈ. ને હું પણ અવશ થઈ સડક તરફ એની સાથે તણાવા લાગ્યો.

બીજે ક્યાંક જવાની મારી ઇચ્છાનો ભાંગીને ચૂરેચૂરો થઈ ગયો હતો. આ રગશિયા, ચાંપલા, લુચ્ચા જગતને છોડીને બીજે ક્યાંય પણ જવાય તેમ નહોતું એ સત્યના અનુભવથી મારું મન કડવું થઈ ગયું. જ્યાં જોઈએ ત્યાં બીભત્સ અદેખાઈ, અધમતા અને ચૂગલીખોરી મોં ફાડીને અમારો કોળિયો કરી જવા ટાંપીને ઊભાં હતાં.

ઘરે પાછાં ફર્યાં.

ઘરનાં માણસો એટલે જ બેઠાં હતાં. ભીડ હતી. દીવાલો હતી. કોલાહલ હતો. વ્યવહાર હતો. ફરનિચર હતું. ઘરનાં કામો હતાં. આ હતું ને તે હતું. ફલાણું હતું ને ઢીંકણું હતું, પ્રકાશ હતો, દીવો હતો, નીતિ હતી, કાયદો હતો, સંસ્કાર હતા, છત હતી, બોજ હતો, સંસ્કૃતિ હતી, સભ્યતા હતી—બધું હતું, હતું ને ખરેખર હતું જ. જ. જ. જ. બીજે ક્યાંક ચાલી જવાપણું નહોતું નહોતું, નહોતું–જ. જ. જ.

તેને તરસ લાગી હતી–શીંગ ખાધી હતી એટલે. મને પણ.

એ પાણિયારા પાસે ગઈ. ગોળાનું ઢાંકણું ઊંચક્યું. મને પણ ઉતાવળ હતી. મેંય પ્યાલો લીધો. એણે પાણી કાઢ્યું. મારો હાથ લંબાયો, ખાલી પ્યાલો સામે ધર્યો.

એણે પ્યાલામાં પાણીની ધારા રેડી. અચાનક મારી નજર એના ચહેરા પર મંડાઈ.

–તો એ મારી સામે જ જોઈ રહી હતી. મારી આંખો એની આંખો પર જ ચોંટી ગઈ હતી.

ક્યાંય સુધી અમે એકબીજાની આંખોમાં નિહાળ્યા કર્યું, તાક્યા કર્યું, ખોવાયા જ કર્યું......

પાણી ક્યારનુંય રેડાઈ ગયું હતું, થોડુંક અમારા બંનેનાં કપડાં પર પણ પડ્યું હતું છતાં મારો હાથ (જે જુદો પદાર્થ બની ગયો હતો) પ્યાલો ધરતો સ્થિર હતો અને એનો હાથ (જે પણ કોઈ પારકો પદાર્થ હોય તેમ) પાણી રેડતો.

અમને રસોડું, દીવાલ, ચૂલો, છત, ગટર, વંદો, માણસો, દીવો, કોલાહલ—કશાયનો બોજ લાગતો નહોતો. કશાની ભીંસ અનુભવાતી નહોતી. બધું જ જાણે ક્યાંક ઓગળી ગયું હતું.

ને એકદમ અમને–કદાચ અમને બંનેને–લાગ્યું કે અમે સાચે જ 'બીજે ક્યાંક' પહોંચી ગયાં હતાં.

–જેની મને ક્યારનીય ઝંખના હતી એવા "બીજે ક્યાંક." અમારા માટીના પગ, જો કે, ઘરની દીવાલોના પહેરામાં જ હતા છતાં.□

* રાત્રીના કાળા પાંદડા પર પ્રકાશની ઇયળ બેઠી છે...

* પોઢેલી કાબરને આંખ સામેની ઇયળ દેખાતી નથી...

* ઝુમ્મરની મીણબત્તી સાત રંગના ધ્રુજતાં પ્રતિબિમ્બ જુએ...

# કુંવરી કાગુયા

અનુ. મંગળ રાઠોડ

કુંવરી કાગુયાની આ લોકકથા 'ચંદ્રકુંવરી' તરંગલીલા તેમજ સમાજ પર કટાક્ષ છે. નવમી સદીની આસપાસ લખાયેલી આ વાર્તામાં ઉચ્ચ કક્ષાનો સાહિત્યરસ છે અને જાપાનમાં નવલ કથાનું આરંભ-બિન્દુ મનાય છે. —અનુ.

ઘણા સમય પહેલાંની વાત છે. એક વૃદ્ધ વાંસ કાપવાનું ને વેચવાનું કામ કરતો. એક દિવસ વાંસ કાપતી વખતે, એણે જોયું તો, એક વાંસના મૂળ પાસેથી પ્રકાશ પ્રગટતો હતો. તપાસ કરતાં, વાંસના પોલાણમાં બેઠેલી; માત્ર દસ સેન્ટિમિટર જેવડી એક સુંદર બાળકી, પ્રકાશ પ્રગટતો હતો ત્યાંથી મળી આવતાં એ આશ્ચર્યમાં પડી ગયો.

વૃદ્ધ કઠિયારાને બાળકો નહોતાં. તેથી તેણે તેમજ તેની પત્નીએ આ બાળકીને સ્નેહથી પોતાની દીકરીની જેમ ઉછેરવા માંડી. ત્યારથી જે જે વાંસ એ કાપતો એના થડિયાંઓમાંથી એને સોનામહોરો મળી આવતી. આમ આ વૃદ્ધ માણસનું જીવન ઝડપથી સમૃદ્ધ બની ગયું.

ત્રણેક મહિના જેવડો સમય પસાર થયો એટલામાં તો પેલી છોકરી ઝડપથી વધવા માંડી અને એક પૂર્ણ વિકસિત યૌવના બની ગઈ. એનું સૌંદર્ય અપ્રતિમ હતું. એમણે એ યુવતીનું નામ પાડયું કુંવરી કાગુયા—જેનો અર્થ થતો હતો : 'તેજના ઝબકારા મારતી કુંવરી.' કુંવરી કાગુયાનું સૌંદર્ય લગભગ દિવ્ય કહી શકાય એવું હતું. તેથી તેની ખ્યાતિ આખાયે દેશમાં ત્વરિત ગતિએ ફેલાઈ ગઈ. અને ઘણા ફૂટડા જુવાનો તેને પોતપોતાની તરફ આકર્ષવાની કોશિશ કરવા લાગ્યા. પણ તેણે કોઈને દાદ આપી નહિ, અને એ સૌને હાંકી કાઢયા. પણ તેમને ગમે તેટલી વખત હડધૂત કરતાં છતાં, નિરાશ ન થતાં તેમાંના પાંચ યુવાનો ફરી ફરી પાછા આવીને તેના હાથની માંગણી કરવા લાગ્યા.

તેઓ બધા ખાનદાન કુળના, અમીર ઉમરાવ વંશના નબીરા હતા. જેમાં એક તો રાજકુંવર સુદ્ધાં હતો.

વૃદ્ધ આ પાંચમાંથી કોઈ એકને પસંદ કરવા ઇચ્છતો હતો. તેથી તેણે આ પ્રસ્તાવ કુંવરી કાગુયા આગળ મૂક્યો. કુંવરી આ પ્રસ્તાવથી રાજી થઈ નહિ. પણ તેણે આખરે એમાંના દરેક યુવાનને અશક્ય કાર્યો સોંપી કહ્યું કે, જે કોઈ આ કાર્ય સારી રીતે પાર પાડશે તેને તે પરણશે.

આ પાંચેયને કોઈક વિરલ ભેટ સોગાદ કુંવરીને આપવાની હતી. એમનામાંથી કોઈપણ એ પ્રકારની ભેટ આપવામાં સફળ થઈ શક્યો નહિ. કારણ કે જે જે, વસ્તુ કુંવરી કાગુયા ઇચ્છતી હતી તે તે વસ્તુઓનું આ [illegible] આ જગતમાં નહોતું !

આ સમય દરમ્યાન, આખરે આ અપ્રતિમ સૌંદર્યશાળી કુંવરીના નિર્ણય શહેનશાહને કાને પડ્યો કે તે કોઈને પણ પરણશે નહિ. એક [illegible] શોધના બહાને પેલા વૃદ્ધ માણસને ત્યાં આવી પહોંચ્યો. આશ્ચર્યમાં મૂકાઈ ગયેલી કાગુયાને તે પોતાને મહેલે ઉપાડી જવાની કોશિશ કરવા લાગ્યો. પણ અચાનક એ તેની દૃષ્ટિ સામેથી અદૃશ્ય થઈ ગઈ. એ કોઈ સામાન્યા નથી એ વાતની પ્રતીતિ થતાં તેણે તેને પોતાની રાણી બનાવવાનો વિચાર પડતો મૂક્યો અને પોતાના મહેલે પાછો ફર્યો.

એ વાતને ત્રણ વરસ પસાર થઈ ગયાં. કુંવરી કાગુયા વિશેષ સુંદર બની અને નિખરી ઊઠી પણ ત્રીજા વરસની વસંત ઋતુની આસપાસ, કોઈક અગમ્ય કારણસર ચાંદની રાતે તે ઉદાસ રહેવા લાગી. તેના સુંદરતમ ચહેરા પર દુઃખના પડછાયા પથરાઈ જતો. તેની આ હાલત તેનો પાલક પિતા ઝાઝો વખત સહન કરી શક્યો નહિ. તેથી તેણે તેને કહ્યું કે, 'જ્યારે જ્યારે તું ચંદ્રને જુએ છે ત્યારે ત્યારે એવું તે શું કારણ છે કે ઉદાસ ઉદાસ થઈ જાય છે? આંખોમાં આંસુ સાથે તે કહેવા લાગી, 'વાહ, ઘણા વખતથી હું તમને એ કહેવાનો વિચાર કરતી હતી પણ કહી ન શકી અત્યાર સુધી...'

'સાચી હકીકત એ છે કે હું ચંદ્રનગરીએથી આવી છું. મેં એક પાપ કરેલું. અને તેની સજા તરીકે મને અહીં પૃથ્વી પર થોડો વખત ગાળવા માટે મોકલી આપવામાં આવી છે. હવે હું એ સજામાંથી મુક્ત બની ગઈ છું. આ વરસની પંદરમી ઓગસ્ટે એક પ્રતિનિધિ મંડળ મને ચંદ્ર પર લઈ જવા માટે આવશે. તમે સૌ આટલાં વર્ષો દરમ્યાન મારી સાથે જે ભલાઈથી વર્ત્યાં એ તમને સૌને છોડીને મારે તમારી વિદાય લેવી પડશે. તેથી હું ઉદાસ છું.'

આ વાત સાંભળીને આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયેલો વૃદ્ધ બોલી ઊઠ્યો, 'હું કેવી રીતે તને જવા દઉં ? જેને મેં વાંસના મૂળમાંથી કાઢીને ઉછેરીને આવડી મોટી કરી તેને મારા હાથમાંથી ચંદ્રનગરીવાળા ઝૂંટવી જાય...?' ઉદાસ અને ક્રોધે ભરાયેલો તે તરત જ શહેનશાહને આ વાતથી વાકેફ કરવા માટે દોડ્યો.

કુંવરી કાગુયાને અટકાવવા કૃતનિશ્ચયી બનેલા શહેનશાહે પોતાના સેનાપતિ ચોકિયાનોને ફરમાન કર્યું કે તેની સરદારી હેઠળ વૃદ્ધના ઘરને ૧૫મી ઓગસ્ટની રાતે ઘેરી લો અને કોઈપણ જોખમે કુંવરી કાગુયાને ચંદ્ર પર જતી અટકાવો.

વૃદ્ધના ઘરમાં ખાસ બનાવવામાં આવેલા ગુપ્ત આવાસમાં કુંવરી કાગુયાને ચોકીપહેરા હેઠળ નજરકેદ રાખવામાં આવી.

મધ્ય રાતે. આકાશના એક ખૂણેથી કેટલાંક માણસોનો વિચિત્ર વસ્ત્રપરિધાન કરેલો સમૂહ વાદળાંઓ પર સવાર થઈને આવી પહોંચ્યો. સૈનિકોએ તેમના પર તીરોનો વરસાદ વરસાવ્યો. પણ અજબ રીતે તેમની લડાયક શક્તિ હરાઈ ગઈ.

લશ્કરની ટુકડી સ્તબ્ધ બનીને જડવત્ જોતી રહી ગઈ. અને પેલું પ્રતિનિધિમંડળ શાંતિથી બગીચાઓ પરથી પસાર થઈ ગયું અને નિર્જન ઘર હોય એમ નિર્ભયપણે વૃદ્ધના ઘરમાં પ્રવેશી ગુપ્તવાસમાંથી કુંવરી કાગુયાને લઈ ઊડની સવારી પર ચડાવી દીધી. ચંદ્ર-લોકથી રક્ષાયેલી ઊડની સવારીએ ધીમેથી ચંદ્ર પર ઊર્ધ્વગમન કર્યું. તેમની પાછળ બેજવાબ સૈનિકોની લશ્કરી ટુકડી ઢીંગલીઓની જેમ જડવત્ બની તાકતી રહી ગઈ, અને વૃદ્ધ અને તેની પત્ની રડતાં રહ્યાં...! △

# નાકે પાનની દુકાન આગળ △ અશ્વિન દેસાઈ

**ગલ્લીને** નાકે 'રામમનોહર દાસ પંજાબી'-નો પાનનો ગલ્લો છે.

રામમનોહરના આવા તો પાંચ-પંદર ગલીને નાકે પાનના ગલ્લા છે. એટલે એ પોતે કોઈ દિવસ ગલ્લા ઉપર બેસતો નથી. પણ કહે છે કે, એના નજીકનાં સગાં-વહાલાંઓને જ એ પોતાને ગલ્લે બેસાડે છે. અને એ હિસાબે આ ગલીને નાકે રામમનોહરનો ભાણેજ શિવરામ ગલ્લા ઉપર બેસે છે.

શિવરામને મઝાની વળવાળી મૂછો છે. અને એની આંખ એને પીવાની ખાસ આદત ન હોવા છતાં હમેશાં લાલ રહે છે. કોઈ કહે છે, એ તો રાત-પાલીમાં મિલમાં નોકરી કરે છે. પણ રાત-પાલીમાં નોકરી કરતો હોય તો કંઈ આખો દિવસ દુકાન ઉપર બેસી શકાય નહિ, એ ય સમજવા જેવી વાત છે. શિવરામ માથામાં ખુબ તેલ નાંખીને વચ્ચે સેંથો પાડીને ચપટા વાળ ઓળે છે. શિવરામ ઘણી વાર તો ઉઘાડો જ, લાલ ટુવાલ વીંટીને ગલ્લા ઉપર બેસે છે.

આ દુકાન આગળ એક બાંકડો છે. વચ્ચે ખુબ હાલતો થઈ ગયેલો, અને ઘરાકો બાંકડા ઉપર બેસીને—હલાવીને 'ચૂં ચૂં' અવાજ થાય ત્યારે શિવરામ તરફ જોતા થયેલા ત્યારે શિવરામે બાજુમાંથી જીવણરામ મિસ્ત્રીને બોલાવીને પાંચ-છ ચૂંક મરાવેલી. આ બાંકડાને અડેલવાનું નથી, દિવસનો મોટો ભાગ તો આ બાકડા ઉપર રઘુનાથ મોટર જ બેઠેલો હોય. કાં એ બીડી પીતો હોય, કાં શિવરામ સાથે વાતો કરવાનો પ્રયત્ન કરતો હોય; 'કયું શિવરામભાઈ ! કૈસા હૈ?'

શિવરામ પાન બનાવવામાં વ્યસ્ત ન હોય તો પણ ઘણી વાર જાણી જોઈને જવાબ ન આપે ત્યારે રઘુનાથ બીડી કાઢીને હોઠ ઉપર મૂકે. પણ જો ડ્રાઇવર રઘુનાથ વરદી મળી હોય અને ઉપડેલો હોય તો બાંકડાનો કબજો ગલીના છોકરાઓ પણ લઈ લે !

'શિવરામ, તુમ કડ્ડી કીતના દિનકે બાદ બનાતા હૈ?'

શિવરામ ઝપાટામાં પાન બનાવતાં બનાવતાં જ કહે, 'ઐસા કુછ નક્કી નહીં! જબ ફૂરસદ મિલતા હૈ તબ હજામકે પાસ બેઠ જાતા હૈ!' શિવરામ પાન બને પછી લાલ નૅપકીનથી હાથ લૂછી કાઢે.

'તુમ હાથસે બન બેગા તો તુમકો સસ્તા પડેગા!'

શિવરામ હસે : 'ઐસે તો તુમ હજામત ભી હાથસે બન બેગા તો તુમકો સસ્તા પડેગા! લેકિન બનતા હૈ કોઈ હાથસે?' છોકરાં હસી પડે. શિવરામ પાન બનાવવામાં વ્યસ્ત થઈ જાય.

'આજે કુંભકર્ણનો પિરિયડ ફ્રી હતો. ને?'

'હં. સાલો સારી એવી દાંડી મારે છે!'

'દાંડી મારે તેનું કંઈ નહીં', સાલો પાછળથી રવિવારે એક્સ્ટ્રા પિરિયડના લફરાં કાઢે છે.'

'જવાનું જ નહિ! છો ને બૂમબૂમ કરતો!'

'પછી ટર્મ ટે સ્ટિલના માર્કસ કાપી લે ત્યારે!'

'પેપરમાં કવર કરી લેવાના!'

બધા હસી પડે, અને એકાએક બધાં શાંત થઈ જાય. થોડે દૂરથી ગલીની એક છોકરી આવતી દેખાય. એક 'ખાસ' છોકરાને બધા ગોદા મારવા માંડે. 'ખાસ' છોકરો મહા-મહેનતે ગોદા ખાઈને સ્વસ્થતા જાળવે. છોકરી દુકાન આગળથી પસાર થાય. એકાદ જણ સહેજ ખોંખારો ખાય. છોકરી એક તરફની નજર બાંકડા તરફ નાંખીને ચાલી જાય.

ફરીથી ગોદાઓ............

'શું છે ને પણ?' છોકરો ચિઢાઈ જાય.

'આજે કૉલેજ નહોતી આવી?'

'અરે, પણ મને શી ખબર? પૂછી લેવું હતું ને એને જ?'

'ચલા! પછી કહેશે મારી બુલબુલને બધા છેડે છે!'

'યે બુલબુલ-ફૂલફૂલકા ક્યા ધમાલ હૈ, ફીરસે?' શિવરામ કડક

શબ્દોમાં ગલ્લા ઉપરથી જ બોલે.

'કુછ નહીં શિવરામભાઈ! યે તો બાત ચલ રહી હૈ! શુક્રવારસે લક્ષ્મીજી નથી ફિલ્મ આ રહી હૈ, ખુલગુલ!'

'અચ્છા!' શિવરામ મૂછમાં હસે, 'ઉસકે હિરો તો તુમ હી લોગ હોંગે?'

'નહીં જી! ઉસકા હિરો જરા ઇસકે જૈસા લગતા હૈ!' 'ખાસ' છોકરાના વાંસા ઉપર ધબ્બો પડે.

બધા હસી પડે.

કોઈવાર સાંજના ટાઈમે ફરવા નીકળેલા ગલીના બુઢ્ઢાઓ પણ પાનની દુકાન આગળ ઊભા રહી જતા.

'કયું શિવરામભાઈ? કૈસે હો?'

'બસ મઝેમેં! આઈએ કાકા, આઈએ! બૈઠીએ!'

બોખું હસીને બુઢ્ઢાઓ બાંકડા ઉપર બેસી જાય.

'કૈસા ચલતા હૈ આજકલ વેપાર?'

'બસ ઠીક હૈ, કાકા! શિવરામ પાન બનાવ્યા કરે.

'આજ-કાલ પાન પણ એટલાં મોંઘાં થયાં છે કે......'

'અરે, તમે વાત જવા દો! પંદર પૈસાનું તો સાદું પાન!'

'તમે માનશો નહિ, મનસુખભાઈ! પણ અમારે કાણવાળો પૈસો હતો ત્યારે એક પૈસાનું પાન!'

મનસુખભાઈ હોય તે હસે; 'આજકાલ તો પૈસાનું પાંદડું ય ન આવે!'

'ભ્રષ્ટાચાર!' લાકડી ઠોકીને કોઈ કારણ બતાવે.

'એમ નથી! સરકારની અર્થતંત્ર ઉપર પકડ નથી!' બીજા કોઈ વળી પલાંઠી વાળીને બાંકડા ઉપર બેસે. બાંકડો સહેજ હલે.

'શિવરામ! યે તૂટેગા તો નહિ ને?'

'નહિ, નહિ! કાકા! અભી થોડે હી દિન પહેલે ઠીક કરવાયા! આપ આરામસે બૈઠીએ!'

'આ આપણે ત્યાંના લઠિંગાઓ આખો દિવસ આની ઉપર જ

બેઠા રહે છે ને, એટલે !'

'પાછા સખણા બેસતા હોય તો ઠીક, આ તો જતાં-આવતાંને રાળી કરે !'

'હા ! રમણભાઇની છોકરી કહેતી હતી, બધા મને ચિઢવે છે ! તે સાલાઓ મશ્કરી પણ કરતા જ હશે તો !'

'શિવરામ ! તુમ લડકે લોગકે મત બૈઠને દો ઇધર !'

શિવરામ પાન બનાવતાં બનાવતાં હસે.

'રમણભાઈની છોકરી પણ ઓછી નથી હં ! મારે રમણભાઈને વાત કરવાની જ છે. એના પર દાબની જરૂર છે.'

'ખરી વાત છે, પછી ગલીના છોકરાને બદનામ કરે એના કરતાં'

બદનામ કરવા કરતાં, છોકરાઓને તો એવું છે ને, છોકરી નખરા કરતી હોય એટલે આગળ વધવાની હિંમત મળે !'

'મને લાગે હરજીવનભાઈનો રમેશ......

'હા ! હા ! રમેશ જ ! અરે મેં તો બન્નેને લક્ષ્મી ટૉકીઝ આગળ આંટા મારતાં જોયેલાં ત્યારનો જ મને તો વહેમ !'

'રમણભાઇ બિચારા........'

* * *

'કાલે અમે લોકો નાકે બેઠા હતા ત્યારે તું ક્યાં ગયેલી ?'

'મોટાભાઇને ત્યાં મરચાનું પૂછવા ગયેલી. બોખારો કોણે ખાધેલો ?'

'કિશોરે ! તું બેડાઈ ગયેલી, કેમ ?'

'સાચ્ચે, તમને લોકોને બહુ ખોટી ટેવ છે ! કલ્પના પણ પરમ દિવસે મારે ત્યાં આવેલી, તે પછી કૉલેજમાં મને કહેતી હતી !'

'શું કહેતી હતી ?'

'કહે કે, તમારી ગલીને નાકે પાનની દુકાન આગળ આખો દિવસ છોકરાઓનો જ ચરો હોય છે ?'

'બીજું શું કહેતી હતી ?'

'તમારામાંથી 'લેફ્ટ, રાઈટ ! લેફ્ટ, રાઈટ ! બાયે મૂડ ! દેન

મૂડ !' કોણ કરતું હતું ?'

બન્ને જણા હસી પડે છે.

'સુબોધ ! બહુ જ ચિડાઈ ગઈ હતી કેમ ?'

'કહે કે, હવે કોઈ દિવસ તારે ત્યાં આવીશ નહિ !'

'હવે મુદ્દાની વાત, કાલે આવે છે, કેમેસ્ટ્રીના એક્સ્ટ્રા પિરિયડમાં !'

'ખાસ ઈચ્છા નથી.'

'કેમ ?'

'ઘરે ખૂબ પાડે છે. રવિવારે પણ શાની કૉલેજ ચાલ્યા કરે છે ? ઘરમાં કંઈ કામ નથી સૂઝતું ?'

'મોટાભાઈ હશે, કેમ ?'

'હં. છતાં વાત મૂકી જોઈશ. કોઈ બોલે નહિ તો આવીશ.'

'પણ અમારે કયા હિસાબે વાટ જોવી ?'

'તું નાકે પાનની દુકાન આગળ ઊભો રહેજે. હું નહીં આવવાની હોઈશ તો બારીમાંથી રૂમાલ બતાવીશ. અને રૂમાલ ન બતાવું તો માનવું કે, આવવાની તૈયારી કરી રહી છું. કાલે શું પ્રોગ્રામ છે ?'

'ઘણા વખતથી ટેબલ-ટેનિસ રમ્યાં નથી ! કાલે ઈચ્છા છે કે કલાકેક રમી કાઢીએ. તારું બેટ લેતી આવજે.'

'તારી તો જ્યારે ને ત્યારે બસ રમવાની જ વાત !'

'તો તારી શું ઈચ્છા છે ? કહી દે, તે પ્રમાણે રાખીશું !'

'કંઈ નથી, જા !'

અને છૂટા પડ્યું.

* * *

અને પાનની દુકાન આગળ છોકરો ઊભો હોય ત્યારે શિવરામનો માણસ પાણીની ડોલ લઈને પાણી છાંટવા માંડે, છોકરો સહેજ દૂર ખસી જાય; 'શિવરામ ! આજકલ ગરમી બહુત લગતી હૈ કયા ?'

'નહીં નહીં, દોસ્ત ! ગરમી કે દિન હૈ ન ! ધૂળ બહુત ઉડતા હૈ !'

છોકરો ફરીથી દૂરના કોઈ ઘર તરફ નજર નાંખીને ઊભો રહે.

'કયું માસ્ટર ? આજ બન-ઠન કે કહાં જા રહે હો ?'

'કૉલેજ હૈ! દેખો યે!' છોકરો હાથમાંની નોટ બતાવે.

'રવિવાર કો કૉલેજ મેં છુટ્ટી નહીં ક્યા ?'

'નહીં વૈસે તો છુટ્ટી હૈ! લેકિન કભી કભી કૉલેજ મેં એક્સ્ટ્રા પિરિયડ ચલતે હૈ!'

શિવરામ મૂછમાં હસે. છોકરો ફરીથી...

'કોઈ આનેવાલા હૈ ક્યા ?' શિવરામ પૂછે.

'નહીં, વૈસે તો કોઈ નહીં! લેકિન વો કિશોર બોલતા થા, મૈં શાયદ આઉંગા, મેરી રાહ દેખના!'

છોકરો ઘણી વાર એમ ને એમ ઊભો રહે પણ કંઈ અણસાર ન મળે.

'કિતને બજેકા ટાઈમ હૈ ?

'દસ બજેકા ટાઈમ હૈ. લેકિન સાલા કિશોરકા બચ્ચા...'

'રમનભાઈ ઘર ખાલી કરકે કિધર જાતા હૈ ?'

'કૌન રમનભાઈ ?' છોકરો સહેજ ચમકે,

'વો તુમ્હારે બાજુવાલા! રમનભાઈ શાહ!'

'કૌન બોલતા હૈ, ઘર ખાલી કરતા હૈ ?'

'હમ ઐસા સુના!' શિવરામ એક છૂટું પાન લઈને કાતરથી કાપીને સરખું કરે, 'આજ–કલમેં વો ઈધરસે જાના હૈ!'

'હમકો તો માલુમ ભી નહીં! હમ તો અભી સુના!'

'હમ ભી ખાલી ઐસા સુના.' શિવરામ પાન બનાવવા માંડે. છોકરો ફરીથી.........

અને બારીએ ઊભી ઊભી છોકરી રૂમાલ હલાવતી હોય ત્યારે છોકરો ધીરેથી શિવરામના ગલ્લા તરફ વળે; 'એક સાદા બનાવ, શિવરામ!' શિવરામ સહેજ ચમકે, પછી પૂછે; 'સુપારી કચ્ચા કિ શેકેલા ?'

'શેકેલા.' છોકરો ફરીથી બારી તરફ એક નજર કરે તો એટલી વારમાં તો બારી બંધ પણ થઈ ગઈ હોય! □

# હા–હોનાં લગ્નની પ્રતિબોધ–કથા

'ચપુ' વ્યાસ

પૂરવની ગાડી આવીને ઊભી રહી. એમાંથી હા અને બીજા ચાર જણ પ્લેટફોર્મ પર ઊતર્યાં. દખ્ખણની ગાડી પછી આવી, એમાંથી હો ઊતર્યો–બીજાં છ જણને લઇને હા–હો શરૂ થઈ ગયાં. કેબિનમેને લીલો દીવો દેખાડ્યો, ગાડીઓ આગળ ચાલી ગઇ. 'હેંડો નવું ટેસણ જોઇએ' એમ કહી બારમાંથી દસ જણ આઘાં પાછાં થઇ ગયાં. હા અને હો એકલાં પડ્યાં

'વાત કઉં...'

'તે કહે ને...'

'મેં અત્યાર સુધીમાં બાર છોકરીઓ જોઈ.'

'હાય હાય. મારો નંબર તેરમો ? એ તો અપશુકનિયાળ કહેવાય.'

'ના...ના ગણતરી કાંઇ પાકી નથી. આશરે બાર.'

'હાશ. પણ હું પહેલી તો જ ને ?'

'ગપે એમ, પણ તું સુંદર છે. e lont you.'

'e too...'

'મારા બાપુજીને બ્લેડપ્રેશર છે તે સહેજ સહેજમાં ગુસ્સે થઈ જાય છે. પહેલાં કહી દીધું સારું.'

'તમારા પિતા એ તો મારા પિતા.'

'તો તારા ફાધર એ મારા ફાધર પણ ખરા જ, હોં કે.'

'વાહ.'

'આહ.'

'મારી બા હૃદયથી ભોળી છે, પણ મૂળ ગામડાની તે બોલવાનું ઠેકાણું ઘણી વાર રહેતું નથી.'

'બાની ગાળોને તો ઘીની નાળો સમજવાની મારે.'

'શી સમજણ છે તારામાં.'

'સાંભળ્યું છે કે તમારે ઘેર ખેતી છે. તે કોઈ મોટા શહેરમાં રહેવાનું નહિ બને, કેમ ?'

'દોઢસો વીઘાંની ખેતી છે અમારે. એ છોડીને શી રીતે...'

'તમે જ્યાં હો ત્યાં સોનું ઉગાડવાનું મારે. હું રોજ ખેતરમાં ભાત લઈને આવીશ.'

'ઓ મારી રાણી.'

'ઓ મારા રા...'

'લકડીકી ભારી કબૂલ ?'—'કબૂલ.'

'પાનીકી મટુકી કબૂલ ?'—'કબૂલ.'

'ઘેંઉકી રોટી કબૂલ ?'—'કબૂલ.'

સ્ટેશન ગુલાલ ગુલાલ થઈ ગયું. ગાડીઓ સૌ સૌને ઘેર લઈ ગઈ. દીવાટાણે તો વાત બહાર પડી ગઈ.

બીજે દિવસે ટપકુજીની વહુ અર્ધ આવીને ઊભી રહી. 'અંહ, મારા છોરાના છોરાએ તો મગસની માટલી આપેલી.' ટેંટેંએ આવીને ઉમેર્યું : 'મગસની માટલી ને સોનાનો દોરો.' ઊંઠૂ આવતો ક ને ખાઝયો : 'હોય નહિ, કાખડોલવારાનાં મૂઢાં મગસનાં છે જ નહિ, હુંવારાં વણી ઘાલો.' પચાકભઈ ડોલતા ડોલતા આવીને ધોતિયું જાંઘ સુધી ઊંચું કરી વલૂરતા વલૂરતા બોલ્યા : 'વચલો મારગ કાઢો. પાંચછેરની હુંવારી ને પાંચછેરનો મગસ.' ચેંચેંપેંચેં માસ્તરની નોકરી કરતો હતો તે વહેલો ઘંટ વગાડી આવી પડ્યો. 'અરે, હેની હુંવારી ને હેનો મગસ. અતાર હુધી કોઈએ છોડી તો આલી નથી. આપણે કોઈ પુછેગાછે નહિ, તોય બોલવું પડે છે...વાત કઉ...છોરો રૂપાળો તો ઘણો પ...પણ...છોડી જેવો રૂપાળો...હમજી જાવને મારા ભઈ...'

ખૂણામાં ઊભે ઊભે હાએ આ સાંભળ્યું. તેણે રિબિનની ગાંઠ ઢીલી કરી ને છૂટા વાળે સિનેમાની નટીની જેમ દોડતી-દોડતી ત્રણ દાદરા ચડી

ગઈ, પલંગમાં પડી ગઈ, ચીસ પાડીને રડી ગઈ. ચેચેંપેંચે માસ્તરની પાછળ આવેલા મેટ્રિકમાં ચાર ટ્રાયલથી નાપાસ થતા લટુડે પોતાના સહાધ્યાયી પટુડા સામે જોઈ આંખ મારી. બેએક ક્ષણ પછી બંને હાને રસ્તે દાદરો ચડયા. લટુડે આંખનું પાણી લૂછ્યું, પટુડે ઠંડુ પાણી પાયું. લટુડે હાને બાવડેથી ઝાલી ઉઠાડી, પટુડે તકિયાને ટેકે સુવાડી. લટુડે વાળ સરખા કરવા કાંસકી આપી, પટુડે રિબન બાંધી આપી. ઉપર બાંધછોડ થઈ ગઈ, નીચે તડજોડ થઈ ગઈ.

માટલી ભરાઈ ગઈ. વસન ચડી ગઈ. વસંતમાં ફાલ્યાંફૂલ્યાં કેસૂડાંનો બધોય કસ વૈશાખ સુદ પાંચમની કંકોતરીના રાતાધાટા અક્ષરોમાં ખેંચાઈ આવ્યો.

ટપકુજીએ લોટામાં કોલસા નાખી કફનીની ગડી વાળી. પચાકભાઈએ મોટા દીકરા લબૂકને અત્તરની શીશી અપાવી ને નાના દીકરા ફસ માટે બુશકોટ લીધો–રેડીમેડ. ફેંફેંની નઈડીએ ફોરેન નાઈલોન આખી રાત ઉશીકે દાબી રાખ્યું હતું તે પહેર્યું, ચેંચેંપેંચેં એ કેજ્યુઅલના અભાવે સીક લીવ લીધી. લટુડો અને પટુડો સ્ટ્રેચેબલ પેન્ટ ને ફૂલફૂલવાળાં બુશશર્ટ પહેરી ભાગોળે જાનની તેડાનેડીમાં ઊભા રહ્યા. હા તો સવારે ઊઠી ત્યારની ભૂખી ભૂખી ફરતી હતી. આખો દહાડો ખાવાનું નહિ, રાતે ખાવાનું–પેટ ભરીને. ગઈ રાત્રે લટુડે–પટુડે આગ્રહ કરી કરીને ખવડાવ્યું હતું. 'ખા ખાખ, કાલનો કાંઈ ભરોસો નહિ.'

અંગેઅંગ ચોળીને વરરાજાને નવડાતાં ઊફા રોતને કચરેય નહોતો વળ્યો એટલો પરસેવો વળી ગયો. પછી બૈરાંમંડળમાં જઈ એંહની સામે ઊભા રહી ખાનગીમાં કહેતો હોય એવી અદાથી મોટેથી કહેતો ગયો; 'નવશાના ધોતિયાને સાબુ ઘાલીને, ધોવાની કંઈ જરૂર નથી, પલાળીને હુકવી દેજો.'

ચેચેંપેંચેં બૈરાંની વચ્ચે આવીને બેઠો. ઍક ઊઠીને હેંઠી ગઈ ને થોડી વારમાં ટપકુજીને બોલાવીને પાછી આવી. ટપકુજીએ ઊંહુને કહ્યું: 'તમે આવો છો? ખાનગીમાં કામ છે,' ઊંહુએ દિશા બદલી, પચાકભાઈ

વગર બોલાવ્યે ટૂસને કેડમાં તેડી તેને આઇસક્રેન્ડી ચૂસાડતા ચૂસાડતા આવ્યા. બધાં એકઠાં થયાં ત્યારે નવશા ડિલ લૂછીને પાટલૂનમાં પગ ઘાલતા હતા. તેમના હાથે બાંધેલું મદનફૂલ પાણીથી ઢીલું થઈને નાડાની ગાંઠ આગળ લબડી પડયું હતું. તેને સમુ કરી આપવા તેમણે ફેંફેંની નાઈડીની મદદ માંગી. ફેંફેંની નયડીએ હોઠ મરડીને કહ્યું : 'કહોને તમારી સગલીને...' લટુડો–પટુડો એ સાંભળી દોડી આવ્યા. લટુડે નવેસરથી બાંધી આપ્યું. વરરાજાએ ચીપીચીપીને કહ્યું : 'તમે જે મદદ કરી તે બદલ thank you. બે પુરુષો એકમેકના સહકારથી જે સાધી શકે તે કોઇ ના સાધી શકે. કેઅએએમ ?' પટુડે લટુડા તરફ જોઈ આંખ ઝીણી કરી.

માંડવામાં ઢોલ વાગ્યા. લાઉડ સ્પીકર પર 'એક કમરેમેં બંધ હો...ચાવી ખો જાયે.' ગવાયું. જૈરામંડળમાં બેઠેલા ટયડુજીએ કહ્યું : 'અવે આપણું કંઈ ના ચાલે...' ને પછી કફની ખંખેરી ઊભા થઈ ગયા. ચેંચેંપેંચેં કહે : કેમ ના ચાલે ? બધું ય ચાલે. એવું હોય તો ડાગતરને બોલાવી લાવો, બત્તીઓ ફોડી નાખો, માંડવો ચીરી નાખો.' પચાકભઈ કહે : 'ટયડુજીની વાતે ય સાચી ને ચેંચેંપેંચેની વાતે ય સાચી.' ઑહ ઉકળી ઊઠી 'હેંડો ભઈ, તમ્મારાથી કસ્યુ ય નઈ બને.' બને બને–ચેંચેંપેંચેં...શીંહુ કયાં ? ઢમુક ઢુમ...ઢુમ ઢુમ ઢમુક...પચાકભઇની પોચી વાત...ઢમુક ઢુમ...જા જા અવે...કોકના છોરાની આબરુનો સવાલ...બધાય કંઈ તમારી બાયડી જેમ જે મળ્યો એની પાંહે... ઢુમક ઢુમ ઢુમ ઢુમક...અઉ બોલી તો તને ઝાંટારીશ રાં...ઢુમ ઢુમ ઢુમક...દહાડો ઉગે મરદ થઈ જાગે તે રાતે...આ બધાં વચ્ચે હંભરાઇ દઇશ...એક કમરેમેં બંધ હોઓઓઓ...ચાવી ખો જાય... હંભરાયો હંભરાયો તારી માનો...ઢુમ ઢુમ ઢુમ ઢુમ ઢુમક ઢુમક ઢુમ ઢુમ ઢુમક...બસ બસ...ટૂસ બેટા બાર રમો...ફેંફેં...ટેંટેં...ચેંચેંપેંચેં ઊફો...ઑહ...પચાકભઈ...લશુક...ઠસ...ટયડુજી ને ફેંફેંની નઈડી બધાય હુડુડુડુડુ આવીને માંડવામાં યથાસ્થાને ગોઠવાઈ ગયાં. લટુડો

પટુડો વારાફરતી બાથરૂમમાં જઈ મોઢું ધોઈ આવ્યા.

સમયવર્તે સાવધાન...મદનફલબપ્ધુ : સાવધાન...કન્યા પધરાવોઓ ઓઓઓઓ...સાવધાન...સાવધાન સાવધાનના અવાજો વચ્ચે ઢુમક ઢુમક ઢુમ ઢુમ ઢુમકનો તાલ બેઠો નહિ, તોય ઢોલકાં કુટાયાં. કન્યાને ચૉરીમાં પધરાવી ત્યારે બડી રૂપાળી લાગતી હતી. પાટલે બેઠેલી કન્યાના ખોળામાં ઊંવાં 'માછી, માલી માછી' કહેતું ગોઠવાઈ ગયું. કન્યાના પેટમાં તેલ રેડાયું, પછી તેલ ઉકળ્યું, પછી તેલ ઉભરાયું વૉમીટ થશે તો રાતનું ખાધેલું બધું બહાર પડી જશે, એવી બીકે પેટ પર હાથ મૂકી તેણે મોંઢે રૂમાલ દાબ્યો. ક્યાંકથી ફ્લેશ લાઈટનો ઝબકારો થયો, તસ્વીર ઝડપાઈ ગઈ.

અમે ઈડરિયો ગઢ જીત્યાં રે...
પઈણ્યાં એટલે પારકાં લાડી...
હા—હો થઈ, હો—હા થયો...

લટુડે ખિસ્સામાંથી રૂમાલ કાઢી આંખ લૂછી. પટુડે મોઢું ધોઈને પાણી પીધું. આવજો...આવજે. તબિયત સાચવજે...લહેરમાં રહેજે,.. ગાડી આવી...ચાલો હવે રડવાનું નહિ...હા ખરેખર રડતી નહોતી તે હવે રડી. ફર્સ્ટકલાસની બે ગુલાબી ટિકિટ હાથમાં રાખી હો ખાલી ડબ્બામાં ચડયો, હા એને અનસુરી. બર્થના બે છેડે બે જણ બેઠાં. ગાડીની વ્હીસલ થઈ. હા અવાજ કરીને રડી પડી. હોએ રૂમાલ આપ્યો. ગાડી ચાલુ થઈ. હા મોટે મોટેથી અવાજ કરીને રડી. બધાંય રડ્યાં–ખૂબ રડ્યાં. ફૈફૈની નાડી ચાલુ ગાડીએ 'આવજો' કહીને ઊતરવા ગઈ, પગ આડો પડ્યો, લથડી, લટુડે–પટુડે ઝીલી લીધી. ફૈ રેન નાઈલોનની પાટલી આખી નીકળી ગઈ હતી તે તેમણે ડૂચો વાળીને ઝટપટ નેફામાં ઘાલી દીધી.

ગામનાં ઝાડવાં દેખાતાં હતાં, સિગ્નલ હજુ ગયો નહોતો, આંસુ હજુ સૂકાયાં નહોતાં. હો ખસ્યો, હા ખસી. હો હસ્યો, હા મોટેથી અવાજ કરીને હસી. બીજે સ્ટેશન ગાડી ઊભી રહી ત્યારે કોઈ ભિખારી વિચિત્ર અવાજે ભીખ માગતો હતો : 'પૈસો બે પૈસા આલો કોઈ... ભાઈઓ ને બૂનો આલો કોઈ...જગત મિથ્યા છે ને બ્રહ્મ સત્ય છે...ભઈ...' □

# પ્રતિમહાભિનિષ્ક્રમણ

—કનુ સુણાવકર—

કેમ છો ?

છીએ.

સીધો જવાબ જોઈએ.

જીવું છું–જેમ તેમ

ક્યાંથી આવો છો ? પૂછનાર ખૂંધો ખંધું હસ્યો. હું એની ઊંટ જેવી ખૂંધો પર મુક્કો લગાવું તે પહેલાં તો મારી દશેય દિશાઓમાંથી એના સાગરીતો આવી લાગ્યા. હું ઘેરાઈ ગયો. મારી મૂડી ઊઘડી ગઈ. મેં ખૂંધિયા ભણી જોયું. એ એક આંખે મારી આંખોમાં તાકયો હતો. એ અ–દ્વિતીય આંખ મારી આંખોમાં ભાલો બની ભોંકાઈ રહી. સૂર્યને માથે ચડેલો જોઈ મગજ તપ્યું. 'જહન્નમમાંથી આવું છું ને જહન્નમમાં જાઉં છું–આવવું છે તમારે?'

બધા આંખો મીંચીને હસવામાં પડ્યા અને હું ઘેરામાંથી છટકીને બહાર આવી ગયો. શ્વાસભેર દોડતો દોડતો ઘેર આવીને અટક્યો. બારી ખોલીને જોયું તો એ લોકો ચાલ્યા ગયા લાગ્યા. હા...શ હવે હું બચી ગયો છું. તરત જ મારા કાનમાં મારા મારાઓના શબ્દ ગાજ્યા :–

'આજે તો તું છટકી ગયો છે, કાલે ક્યાં જઈશ? હુહુહુ હા...

કાલે ક્યાંય નહીં જાઉં. ઘરમાં જ પડ્યો રહીશ. ઘરમાં જ સારો. ઘરમાં જ ખાવું–પીવું–સૂવું–ઊંઘ ય તો ઊંઘવું, જગાય તો જાગવું. ઘરમાં ને ઘરમાં હું ઘરને ખૂણે ખૂણે ઊડવા લાગ્યો–ચામાચિડિયાની જેમ, ઘર પર મંડરાવા લાગ્યો–આંધળા ભમરાની જેમ. ઘરમાં આંટા લગાવવા માંડ્યા –હડકાયા કુતરાની માફક. ઘર છોડવાનો સમો આવ્યો ત્યારે જ મને ઘરમાં રહેવા જેવું જણાયું ! ઘરના જેવું સુખ ક્યાં

મળે ? ઘરનું દુઃખ તો દેખવા ય ના મળે બીજે. ઘેરની વેદના દેવોનેય દુર્લભ. ઘરનો ઉલ્લાસ નો વાહ ! વાહ ! ઘરનું હાસ્ય એટલે હૂ હૂ હૂહહા. માર તાલી ને લગાવ શરત ! ઘરનું રુદન એટલે અરરર. ઘરનો હાહાકાર એટલે હાય હાય. હાય હાય. મારું ઘર ક્યાં ? મારું ઘર મારે ઘેર. બીજે ક્યાં ? એટલે જ ઘેર આવીને અંદરથી બારણું બરાબર બંધ કર્યું. બારી ખોલીને જોયું તો મારા મારાઓ અ–દૃશ્ય થઈ ગયા હતા. બારીનો સૂર્ય આથમી ગયો હતો.

સ્વીચ ઑન કરી. અંધારું ઘેર. અંધારું કાળું ડિબાણ અંધારું. ઑન–ઑફ–ઑન–ઑફ કર્યાં કર્યું–અંધારું જ અંધારું નહીં. રીંછના ન્હોર–નખોરિયાં દેખાય નહીં અંધારામાં, અનુભવાય ગાલે–છાતીએ ઉઝરડાય. અંધારામાં છાતીએ જે વાળ છે તે રીંછે આંકેલા ઉઝરડા છે.

હું ચમક્યો. ગ્લોબ ચાલુ થઈ ગયો હતો. મારી આંખો ઉપર હજારનો બલ્બ ઝીણી ઝીણી તીણી ટાંકણી વરસાવી રહ્યો. નિદ્રા–તન્દ્રા–જાગૃતિ–ભીતિમાં આવી પડયો. સૂતો હતો, બેઠો થઈ ગયો.

કાન ઉભા થઈ ગયા. બારણે શક્તિશાળી ટકોરા પડતા હતા. ઊભો થયો. ટકોરા પડતા હતા. વિચારે ચડ્યો. ટકોરા પડતા હતા. કોણ હશે અત્યારે–ગભરાઈ ગયો. ટકોરા પડતાં. હતા. કદાચ કાલવાળા પેલા હશે–ની કલ્પના કરીને ધ્રુજી ઊઠ્યો. ટકોરા પડતા હતા; તટક તક ટક ટક ઠક ઠક ઠકક ઠકક ધબ ધબ ધડ ધડ......ધડામ ઢમ બારણાસમેત મારું ઘર આખ્ખું કમ્પાયમાન થઈ રહ્યું. મેં પરાણે પેરેલેસિસહાથે બારણું ઉઘાડ્યું.

એક બુકાનીધારી શાંતિપૂર્વક ખડો હતો. એની આંખ મારી આંખમાં નોંધાઈ. એણે ફરમાવ્યું–'ચાલ ! તને ત્યાં બોલાવવામાં આવ્યો છે. જલ્દી કર. ચાલ !'

મને ? ક્યાં ? કોણ ? કેમ ? જલ્દી કરું તે પહેલાં બુકાનીધારીએ

મારું કાંડું આંચકી લીધું. મને ખેંચતો લઈ ચાલ્યો ચાર રસ્તાથી આગળ, રેલ્વે, ક્રોસિંગથી આથમણે ખૂણે, ખીજડાના ઝાડ નીચે મને એ લઈ ગયો. ખીજડા હેઠે એક પડચો હતો. તેની ઉપર હું હડસેલાયો. દસે દસ દિશાઓ રોકી લેતા બીજા ઊભા રહી ગયા. મેં ઉપર જોયું. ખીજડા પર એક ખડખડ હસતો હતો. ખડખડાટ હાસ્યથી દિશાઓ ગાજી. સૂતેલાએ ત્રાડ પાડી–'પછી હસજો, પહેલાં કામ પતાવી દો.'

'તમે કોણ છો બધા? શું કામ પતાવવાનું છે?' હું 'જો, તું નકામું જીવ્યો છે. હવે, અત્યારે નકામા પ્રશ્નો ન પૂછ.'

સૂતેલાએ મમતાળું સ્વરે પૂછ્યું–'તારી છેલ્લી ઇચ્છા શી છે? જણાવ.'

'મારી છેલ્લી ઇચ્છા મરવાની છે. પણ...'

'પણ, હોય તો છેલ્લી કેમ કહેવાય?'

'......તમે કોણ છો બધા?'

હું છું. ને સાબરમતી નદીમાં રહેતો હતો.

હું છું. ને સાબરમતી હોટેલને મેડે રહેતો હતો.

હું છું. ને સાબરમતી પાવર હાઉસમાં રહેતો હતો.

હું છું. ને સાબરમતી જેલમાં હતો......

હું છું. ને સાબરમતી આશ્રમમાં હતો....

–ને હું જાણે સાબરમતીનાં પૂરમાં/જળમાં આગળ–ને–આગળ ને ઊંડે–ને–ઊંડે ખેંચાતો હતો. પાણીની પારથી, દસેય દિશાઓમાંથી અવાજ આવ્યો–'અમારે કામ પૂરૂં કરવાનું છે. 'કેમ?'નો અમારી કને કશો જવાબ નથી. એક...દો...તીન...'અને સૂતેલો બેઠો થઈ ગયો. મારા પગ પકડ્યા, ખીજડા પરથી હાથ લંબાવીને પેલાએ મારું ગળું દબાવ્યું, પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ મારી તરફ ધસી આવી લાલ–પીળા કાળા કાચનું ઘર. ઉપર નીચે નીચે ઉપર ચોતરફ આગનો ઉકળતો લાલચોળ લાવારસ......



## બિ હુ જેન □ સુ તી (ઈ. સ. પૂ. ૧૫૭-૮૭)

તેના રેશમી વસ્ત્રોનો ફફડાટ ગયો છે શમી
આરસની પગથી પર ધૂળ ગઈ છે જામી
સૂનો તેનો ખંડ છે શીતળ અને સ્થિર
આંગણે ખરી પડેલાં પાંદડાંના થયા છે ઢગ
તે સુન્દર નારી માટે ઝૂરી રહેલા
મારા વ્યથિત હૃદયને કેમ કરી કરું શાંત ?

## હેમન્તરાત્રિ □ ચિન વેન. ટી

મારી શય્યા છે સૂની
નિદ્રા ગઈ છે ઊડી,

ધીરે ધીરે વેરાય છે રાત્રિ
અસવાર થઈને આવ્યો છે પવન.

પરદાઓ થાય છે ફરફર
સમુદ્ર શો સંભળાય છે ઘૂઘવાટ

અરે ! સમુદ્રનાં મોજાંઓ
મને તારી પાસે લઈ જતાં હોત તો !

અનુ. શિરીષ પંચાલ

## એક ગીત ~> કિસન સોસા

માની લીધું કે આ પીળાપચ વગડામાં–
કયાંક લીલાં પાંદડાંની લીલી એક ડાળ છે
પણ...તેથી હેં...ભાઈ, કાંઈ વિસરી શકાય છે–
કે દેશ માથે કાળઝાળ સુક્કો દુકાળ છે ?

લીલું લહેરણિયું એ લહેરાવતું નીકળે
તે લહેરાવતું નીકળે, કોઈ લહેરાવતું નીકળે
ને તડકામાં લીલોછમ ઓળો લહેરાય...

ઓળાને દાતરડે વાઢી શકાય છે ?
ઓળાનો ભારો શું બાંધી શકાય છે ?
ઓળાને જોર્ન શું ભાંભરી શકાય છે ?

માની લીધું કે આ પથ્થરના રાનમાં–
કયાંક લીલા ઘાનનો લીલો એક ઢાળ છે
પણ...તેથી હેં...ભાઈ, કાંઈ વિસરી શકાય છે
કે દેશ માથે કાળઝાળ સુક્કો દુકાળ છે ?

માણસનું ખોળિયું એ પહેરીને નીકળે
તે પહેરીને નીકળે, કોઈ પહેરીને નીકળે
ને માણસના હોવા–નો આભાસ અંકાય....

આભાસને ખેતરમાં વાવી શકાય છે ?
આભાસને ડૂંડા પર લાવી શકાય છે ?
આભાસને તાવડે શું તાવી શકાય છે ?

માની લીધું કે આ મૃતકની વસ્તીમાં
કયાંક ભલા જીવ પર સુરભીલા શ્વાસ છે
પણ....તેથી હેં....ભાઈ, કાંઈ વિસરી શકાય છે
કે ચારે તરફ બસ, સુકાયેલું ઘાસ છે ?

# ગીત □ ઈન્દુ ગોસ્વામી

લે
લઈ લે
આ તારા ઘરની ચાવી
આજ લગી તો આંખે આડા કાન કરીને નવડભાવડ ઊંચક્યું તારું આભ
આજ લગી તો થાગડથીંગડ ટેકે ચલી લખમીબાઈના ઘરચોળાની ભાત
આજ લગી તો ભર્યા ગામને ટીંએ તપતું ઓઠા જેવું એક ફલાણું નામ
મને થયું કે લવ જરા આ ઉમ્મરલાયક પડછાયાનું
અડિયલ મેણું ટાળું
લોકજીભની આંખે ચડતું અમથેઅમથું ધસમસ કૌતક
સાતેક ડગલે વાળું
એન પછી તો કંકુથાપે ઝમરખ વહેતી પાધર શેરી માણારાજ વટાવી
સમય સમયનું કામ કરે છે એવી રીતે અંજળ મારાં
ક્યાંથી ક્યાંની ટગલી ડાળે
એકસામટાં ફળ્યાં
છોગાને અજવાળે જોતાં પછીતમાંથી પથરા નીકળ્યા
માણસમાંથી ઓળા નીકળ્યા
ટહુકે ટહુકે તુંતાં નીકળ્યાં
સાવ અજાણી પળને ઉંબર ધોળે દહાડે ધાડ પડે ત્યાં હોય ખબર શી આવી

## ગીત □ રવીન્દ્ર પારેખ

ખાલીખમ ઘર્‌ર પછી હાથ કરે ઊંચો
ને ભીની આંખ્યુંથી કે' છ આવજો,
પથરાઓ આળોટી પગમાં પડે
ને કે' છ ઠોકર કે હળવેથી હાલજો.
આંગણાની ધૂળ પછી વળગી પડે
ને ઓલી કેડી પણ કેડીને આંતરે,
પીપળનો જીવ સે'જ લટકી રિ'યો છે હજી
સુક્કા એકલવાયા પાંતરે.
લીલીછમ લાગણીની ભાળ મળે
ભાઈ ક્યહીં અમને પણ ત્યારે સંભારજો.
ખાલીખમ ઘર્‌ર પછી હાથ કરે ઊંચો....

સૂકકું તળાવ જરી છોડે નંઈ છોડે
ને બચીઓ પર બચીઓ ભરે છ કંઈ,
પાળિયાઓ પાધર તક મૂકવા આવે
ને પછી ધૂળિયા આઘાતે ખોડાઈ જઈ,
સૂની તે સી....મ એક ડૂસકું દબાવી કહે
ભાંભરવા ગાવલડી આણજો.
ખાલીખમ ઘર્‌ર પછી હાથ કરે ઊંચો....

# કંકાવટી

ડિસેમ્બર ૧૯૭૪

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૧૬ મું : અંક ૧૯૦ : મૂલ્ય એક રૂપિયો

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૧૦, બે વર્ષનું રૂ. ૧૯, વિદેશ શિલિંગ ૩૦. ગુજરાતના તમામ જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર **રતિલાલ 'અનિલ'** ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત, ૨. સરનામે જ કરવો.

o

'કંકાવટી' કવિતા, વાર્તા ગદ્યખંડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર સગરામપરા, સૂરત–૨ સરનામે જ મોકલવી.

o

તંત્રી : મુદ્રક : પ્રકાશક
**ડાહ્યાભાઈ જીવણજી નાયક**
મુદ્રણસ્થાન : જનક પ્રિન્ટરી, બાવાસીદી, ગોપીપરા, સૂરત–૨
પ્રકાશનસ્થળ : નાની છીપવાડ, અંબાજીરોડ, સૂરત–૧

મધ્યાન્હ △ મંગળ રાઠોડ

દૂંપાયે જતા
    પડછાયાઓની ગતિએ
પર્વતોની પેલે પાર ચરવા ગયેલા
ક્ષણથી–
વિખૂટા પડી ગયેલા
    આખલાની આસક્તિ જેવું
તડકાનું આ બીડ તીણું તીણું
હાંફે છે, લક્કડખોદના અવાજમાં....
તે જોઈને,
    પર્ણમર્મરમાં
હસી પડે છે હવાની ખીસકોલીઓ.
    –અને અહીં
પોતાના જ પગમાં ટળવળતો
લંબાવાને અધીર, અસહાય
મારો પડછાયો–
રાહ જુએ છે....
પાદરની તળાવડીમાંથી, સૂર્ય
બહાર નીકળે હવે તો.

## હું, ખર્યું પાન ☐ રતિલાલ 'અનિલ'

કબ્રસ્તાનમાં વૃક્ષો !
–શા માટે ઊગતાં હશે ?
ઊગે તો ભલે, લીલાં પાન
શા માટે આવતાં હશે ?
–આટલાં બધાં !
લીલાં પાન આવે તો ભલે,
એ લીલાં ને લીલાં કેમ નહીં રહેતાં હોય ?
શા માટે સુકાઇ જતાં હશે ?
સુકાય તો ભલે, શા માટે ખરતાં હશે ?
ખરે તો ખરે,
ઊડી ઊડીને
કબર પર શા માટે જતાં હશે ?
એક કબરમાં જગ્યા ન મળતાં
કબરે કબરે શા માટે ભટકતાં હશે !
કબર કબરે ભટકાઈ ભટકાઈને
ચૂરેચૂરા........શા માટે ? શા માટે....?
મૃત ગ્રહો પાસે, આ પૃથ્વી
વંટોળે ચકરાતાં સૂકાં પાનની જેમ
કયા ઉલ્લાસે ફેરફુદડી ફરે છે ?

## એકવેરિયમ △ રવીન્દ્ર પારેખ

સ્મૃતિ (એટલે)-
–પહાડો પરથી ખીણમાં

દડી પડેલ લીલાશનાં ઝરણાં.

–ખાલી પડેલ પ્લેટફોર્મ પર
તડકો ચણતી સૂનકારની કાબરો.

–બે ક્ષણો વચ્ચેના તરલ અવકાશમાં
બંધાઈ રહેલ શક્યતાનો ભૂખરો પિંડ.

–મૌનની ગરોળીની
ક્ષણ પહેલાં જ કપાઈ ગયેલ પૂચ્છનો તરફડાટ.

–એબોર્શન માટે મોડી પડેલ
અજ્ઞાત વેશ્યાનું ધીરે ધીરે વિકસતું ઉદર.

–અવાવરુ મકાનના બંધ બારણા વચ્ચે
ફસડાઈ પડેલ ક્ષણોના લટકતાં શબ...

–મૃતદેહમાં મૃત્યુ ભરીને જીવતા
મ્યુઝિયમના મોરની મારકણી સ્થિર આંખોનું આશ્ચર્ય !

તારી સ્મૃતિના મૃગજળ ભરેલા એકવેરિયમમાં
મત્સ્ય થઈને ડૂબી મરવું છે મારે ?
મિત્રુ, હું મરી શકીશ ?

...△ પ્રા. ધીરુ મોદી

અવાજોના ઉન્નત શૃંગોને વીંધતું
મ્હારું પંખી
આવકાશની ચિત્રવિચિત્ર સંકુલ રેખાઓને
પોતાના સંકીર્ણ પિચ્છકલાપના ફફડાટમાં સાંભળ્યા કરે છે.
રે ! લાલ લાલ આકાશની સરાણ પર
ઘસાતી પેલી ચંદ્રકલાની હાતરડીમાંથી
ઝરતો શુક્રતારિકાનો તણખો–
–કેવી તો ભેદક ચીસ પાડી ઊઠે છે !
શુભ્રોજ્જવલ સીતાને કોક ખાંધે ઉપાડીને વહી જાય છે.
અને હવે શોષાયુ
વિદ્ધ જટાયુ રાતભર
કાળા હૃદયના ધબકારમાં કણસ્યા કરે છે.
એના ક્રંદનને ખાંધ પર ચડાવીને
ચોરપગલે વહી જતા તારકોનો અવાજ
તમને પણ સંભળાય તો છે ને ?

...△ અનિલ

રાતનું રૂપ સમેટાઇ ગયું થોડામાં,
સ્મૃતિએ એને વળી પૂર્વનો અજવાસ કહ્યો.
ઓલવાયેલા દીવાઓનું હતું કાજળ એ,
એને હાથોમાં લઈ માણસે ઈતિહાસ કહ્યો.

અકાદમીની ફેલોશીપ

અને

# શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના વ્યાખ્યાન વિશે

* અજિત ઠાકોર *

તા. ૧૩મી ઑકટોબરે સુરતમાં પંડિત પેઢીના આપણા એક વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ. ર. ત્રિવેદીને સૌરાષ્ટ્ર યુનિ.ના વાઇસ ચાન્સેલર શ્રી યશવન્ત શુક્લના હસ્તે સાહિત્ય અકાદમીની ફેલોશીપ અર્પણ કરવાનો સમારંભ યોજાઈ ગયો. તેમણે આ પ્રસંગે "પ્રશિષ્ટ ગ્રંથો: આપણો સત્ત્વપ્રબોધક આશ્રમ" શીર્ષક હેઠળ મુદ્રિત વ્યાખ્યાન પ્રગટ કર્યું. આવાં વ્યાખ્યાનો સામાન્યત: જે તે વક્તાના આજીવન અભ્યાસના પરિપાકરૂપ હોવાને કારણે વિદ્વત્તાભર્યાં હોય તેવી અપેક્ષા રહે છે.

વ્યાખ્યાનની શરૂઆતમાં શ્રી ત્રિવેદી "નાગરિકો તરીકે આપણને એ સર્વમાં (પ્રશિષ્ટ ગ્રંથોમાં) ખાસ રુચિ નથી" અને તેથી "એ આપણા જીવનને પ્રભાવિત નથી કરતા, આપણી એ ચૈતસિક સંપદ નથી રહ્યા," એવો અફસોસ પ્રગટ કરે છે. આપણને પણ શ્રી ત્રિવેદીના અફસોસની સચ્ચાઈ સ્પર્શે તેવી જ છે. પણ તરત મનમાં પ્રશ્ન થાય: માત્ર પ્રશિષ્ટ ગ્રંથોમાં જ ખાસ રુચિ ન હોવી તે જ શા માટે અફસોસનો વિષય ગણાવો જોઇએ? પુરાતન કે અધુનાતન ગ્રંથોમાં જ ખાસ રુચિ ન હોવી તે શા માટે અફસોસનો વિષય ન ગણાવો (કે આનંદનો વિષય ગણાવો) જોઇએ? (જો કે આ પ્રશ્નનો જવાબ કોઈક શીર્ષકના ઉત્તરાર્ધમાં ચીંધી બતાવશે એ ચોક્કસ જ છે.)

આગળ શ્રી ત્રિવેદી પ્રશિષ્ટ ગ્રંથોના ભાવન દ્વારા ભાવ "સૌંદર્ય અને પ્રેરણાના રહસ્યમય પ્રભાવ દ્વારા એક સર્વથા નવીન જ જીવન અને અનુભૂતિની ભૂમિકા ઉપર વિચરતો થાય છે." એમ કહી આ

ગ્રંથોની મહત્તા પ્રતિપાદિત કરે છે. અહીં પણ આ ગ્રંથોમાં સ્થિત સૌંદર્ય માત્રથી શ્રી ત્રિવેદીને સંતોષ થતો નથી. પણ આવા ગ્રંથોની પ્રેરણા આપી શકવાની શક્તિને તેઓ આ ગ્રંથોની વિશેષ યોગ્યતા ગણતા લાગે છે. જે કોઈપણ સાહિત્યિક કૃતિની કલાત્મકતાના મૂલ્યાંકન સંદર્ભે સાવ અપ્રસ્તુત એવી બાબત છે. વળી તેમણે સૌંદર્ય અને પ્રેરણાના "રહસ્યમય પ્રભાવ" નો ઉલ્લેખ કર્યો છે, ખરેખર તો કલાકૃતિનું સૌંદર્ય અને તેની પ્રેરણા આપવાની શક્તિ ભાવક પર જે રહસ્યમય પ્રભાવ પાડે છે, તે પ્રભાવની રહસ્યમયતાને તાગી હોત–તેની રહસ્યમયતાના સ્વરૂપ પર જો તેમણે પ્રકાશ પાડ્યો હોત તો કૃતિનાા ભાવકના ચિત્ત પર પડતા સંસ્કાર જેવા આપણા વિવેચન માટે બહુધા અપરિચિત મુદ્દા વિશે આપણી સમાજ બૃહદ્ થાત, પણ આપણા કમભાગ્યે તેઓ આમ કરતા નથી. તેને બદલે આ પ્રસંગનો આધુનિકો અને આધુનિકતા સામે હથિયાર તરીકે અભદ્ર ઉપયોગ કરે છે.

હવે પછીનો પરિચ્છેદ શ્રી ત્રિવેદી "તો શું આપણને સૌંદર્ય અને કૃતક આશ્વાસન પર્યાપ્ત માત્રામાં મળી ચૂક્યાં છે? શું આપણે કુત્સિતતાની ઓળખ પણ ગુમાવી બેઠા છીએ?" જેવા ઉદ્રેકપ્રધાન પ્રશ્નોથી શરૂ કરે છે. આમે ય આવા પ્રશ્નો જેટલો ઉદ્રેક પ્રગટ કરે છે તેટલું તથ્ય પ્રગટ કરતા નથી. પરંતુ આ પ્રશ્નો દ્વારા તેઓ જેને કુત્સિત માને છે તે આધુનિક સાહિત્ય અને આધુનિક સાહિત્યકારો પર હુમલો કરવાની પૂર્વભૂમિકા રચે છે. એનું સમર્થન તેમનું હવે પછીનું વિધાન 'જો કે આપણને નવતરતા માટે ઉમળકો હોય તો એનો અર્થ એવો થાય કે આપણને આપણી કલ્પનાશીલતાના પોષણ માટે વધુ કુત્સિતતાનો ખપ છે." કરે છે. શ્રી ત્રિવેદી પોતાની માન્યતાને સમર્થન આપવા આખી વાતને અતાર્કિક રીતે રજુ કરે છે. મૂળ વાત તો એ છે કે આપણી કલ્પનાશીલતાના પોષણ માટે આપણને સર્જકસ્પર્શ પામેલી કુત્સિતતા કે સુંદરતાનો એક સહૃદયને નાતે ખપ નહીં બલ્કે

એ આપણી Urge છે. અહીં નવતર સાહિત્ય કુત્સિતતા તેની સામગ્રી હોવાના એકમાત્ર કારણસર જ શું શ્રી ત્રિવેદીના મતે ટાઢાબોળ વલણને પાત્ર ઠરે છે ? નવતરતા આધુનિકતા–ને કોઈપણ હિસાબે પ્રતિષ્ઠા ન આપવાનું અને તેના તરફ ટાઢુંબોળ વલણ રાખવાનું સાંપ્રદાયિક ઝનૂન આપણને અહીં જોવા મળે છે.

શ્રી ત્રિવેદીના મતે, : 'નવતરમાર્ગી' શબ્દથી મને સમસ્ત આધુનિક સાહિત્ય અભિપ્રેત નથી, પણ વીસમી સદીના સાહિત્યના એ જ આગવા અંશનો હું ઉલ્લેખ કરું છું જેણે–શું પૌરસ્ત્ય કે શું પાશ્ચાત્ય બધી પ્રકારની પ્રણાલિકા પ્રતિ પૂંઠ ફેરવી લીધી છે અને પોતાના, (સાહિત્ય તરીકેના,) પ્રયોજનને જ વિસારે પાડ્યું છે.' આપણને પ્રશ્ન થાય, કે તેઓ જે સાહિત્યને વીસમી સદીનો આગવો અંશ માને છે તેને જ બાકાત કરવામાં આવે તો વીસમી સદીમાં રચાયેલું હોવાના જ એકમાત્ર કારણસર બાકીનું સાહિત્ય આધુનિક ગણાય ખરું ? શ્રી ત્રિવેદી પોતાના સમર્થન માટે આધુનિકતાની સમૂળી વિભાવના જ બદલી નાંખે છે ! આધુનિકતાની એમની સમજ પણ આથી સાવ દોદરી; ધૂંધળી અને (ખાસ તો) અપ્રામાણિક ઠરે છે. તેમના વ્યાખ્યાનનો હવે પછીનો ખંડ તેમણે કરેલા આધુનિકો સામેના ઉગ્ર પ્રહારોને કારણે ગુજરાતી વિવેચનમાં હંમેશ માટે નોંધાઈને રહેવો જોઈએ. એક અભ્યાસી વિવેચક પણ પૂર્વગ્રહદૂષિત થતાં કેવું વરવું સ્વરૂપ ધારણ કરે છે તેનો આ નમૂનો છે.

શ્રી ત્રિવેદી જ્યારે એમ કહે છે કે, 'આઘાતજનક અભિવ્યક્તિ માટેની નવતરમાર્ગી શોધ, સતત અગ્રાહ્ય એવી વૈયક્તિકતા, અસંગતિ, સંદિગ્ધતા, તરંગીપણું અને અવ્યવસ્થા—એ બધું જ્યારે સહેતુક અને વક્રદર્શી ન હોય ત્યારે માત્ર ઉન્માદ બની રહે છે.' ત્યારે આધુનિક કૃતિઓમાં આઘાતજનક અભિવ્યક્તિ માટેની નવતરમાર્ગી શોધ, સતત અગ્રાહ્ય એવી વૈયક્તિકતા, અસંગતિ આદિ સહેતુક અને

વક્રદર્શી છે કે નહીં તેનો વિવેક કરવાનું વિવેચકકર્તવ્ય તેમના જેવા અભ્યાસુ વિવેચક પાસે અપેક્ષિત છે. પરંતુ ઊંડા અભ્યાસને સ્થાને આપણને અસહિષ્ણુતા જોવા મળે છે. શ્રી ત્રિવેદી આધુનિકોમાંથી આસ્થા ગુમાવીને કહી દે છે કે, 'આધુનિકતાવાદીઓ પોતા પ્રત્યે કે પુરાગામીઓ પ્રત્યે પણ ન્યાયી નથી.' આધુનિકો પોતા પ્રત્યે કે પુરોગામીઓ પ્રત્યે ન્યાયી નથી રહ્યા એવું કહેવા માટે એમની પાસે કયા આધારો છે તે જાણવાનો હક્ક પણ આધુનિકોને છે જ. પણ પછીના વક્તવ્યમાં આપણને કોઇ જવાબ મળતો નથી. ઊલટો એક વધુ એક પક્ષી આક્ષેપ—'પ્રાચીનોનો કે પ્રશિષ્ટ ગ્રંથોનો એમનો સત્કાર આસ્થાહીન અથવા તો આચારમાત્ર છે—' આવી પડે છે. આપણે એમને નમ્રતાપૂર્વક એટલું જ કહી શકીએ કે 'કેવળ અભિપ્રાયો'નું કશું જ મૂલ્ય નથી. અને કેવળ અભિપ્રાયાત્મક વિવેચન નિકૃષ્ટ કક્ષાનું ગણાય છે, એ તેમને યાદ અપાવવાનું ન હોય. અને તેથી જે વાત એમને માટે 'સ્હેજે સમજી શકાય' તેવી છે તે આપણે કેમે ય સમજી શકતા નથી, એ કરુણ સત્ય છે. ત્યારબાદ તરત જ આધુનિકો પર શ્રી ત્રિવેદી 'પોતાના શબ્દવ્યાપારમાં એ લાગણીઓ અને અભિવ્યક્તિ પરત્વે ગ્રામ્યતા તરફ ઢળે છે, એને જ એ કવિત્વશક્તિ અને નિખાલસતા ગણાવે છે...બહુધા એના વિચારો નીરસ હોય છે. પોતાના અજ્ઞાનની એ ઊંચી કિંમત આંકે છે, અને પોતાની બાલિશતાનું પ્રદર્શન કરે છે. એ માત્ર તરંગી હોય ત્યારે મૌલિક હોવાનું સમજે છે. એ ફેશનને અનુસરે છે...જો કામુ અને સાર્ત્ર પ્રચલિત હોય તો એ એમના એકલતા અને પ્રણષ્ટતાનો શુકપાઠ કરે અને છતાં એ વાદના પ્રણેતાઓ વિશે પૂરેપૂરા અજ્ઞાનમાં જ હોય...' બાબાવાક્ય પ્રમાણ જેવાં આ વિધાનો દ્વારા તેઓ આધુનિકોને અપ્રતિષ્ઠિત કરવા ઉદ્યુક્ત થાય છે. તેમની ફરિયાદ છે કે આધુનિકો કામુ અને સાર્ત્ર વિશે પૂરેપૂરા અજ્ઞાનમાં છે. પરંતુ શ્રી ત્રિવેદીએ પોતે પણ કામુ કે સાર્ત્રના સર્જનકર્મ

વિશે નોંધપાત્ર શું કહ્યું છે? વળી આ બધું વાંચીને આપણને એમના મનમાં કયા કયા આધુનિકો ઉદાહરણો રૂપે હશે તે વિચાર આવે : શું શ્રી ત્રિવેદી સુરેશ જોષી, સુમન શાહ, ગુલામ મોહમ્મદ શેખ; મધુરાય, જયંત પાઠક, લાભશંકર, સિતાંશુ કે રાવજી જેવા આધુનિક સર્જકો વિવેચકો વિશે આવું વિચારે છે? કે એ સિવાયના જ કોઈ અન્ય આધુનિકો એમના મનમાં હશે? મભમ, બાંધે ભારે કહેવાનું છોડી શ્રી ત્રિવેદીએ સ્પષ્ટ કથન કરવું જોઈએ. બધા આધુનિકો માટેનું તેમનું આ Over Simplifcation વિવેચકકર્મ માટે અનિવાર્ય એવી સજ્જતા ને પ્રામાણિકતા તેમનામાં હોવા વિશે આપણને શંકાશીલ કરી મૂકે છે.

પરિચ્છેદને અંતે શ્રી ત્રિવેદી કહે છે, 'મને લાગે છે, કે ભાવિ ભેંકાર છે. વાતાવરણ કામાસક્તિ, કુત્સિતતા અને પરિતાપથી ભારે બની ગયું છે.' હવે જો શ્રી ત્રિવેદીનું 'ભાવિ ભેંકાર'નું આર્ષદર્શન આવા પૂર્વગ્રહો ને શાહમૃગીવૃત્તિની જ નીપજ હોય તો તે ખોટી ચિંતા માત્ર કરે છે.

તે પછીના પરિચ્છેદમાં શ્રી ત્રિવેદી પ્રશિષ્ટ ગ્રંથો ને તેના કર્તા આપણે માટે અપ્રસ્તુત બની ગયા છે એવો અફસોસ પ્રગટ કરે છે. અંતે આપણા વ્યાધિ માટે તેઓ એકમાત્ર મૂલ્યોની પુનઃસ્થાપનાનો ઉપાય ચીંધે છે. આમ કરીને શ્રી ત્રિવેદી મૂલ્યોની અરાજકતાવાળા વર્તમાનથી પીઠ ફેરવી લે છે. સાચી વાત તો એ છે કે મૂલ્યોની સ્થાપના કે પુનઃસ્થાપના થવી અશક્ય છે. વીસમી સદીના માનવે તો પોતે પોતા પૂરતાં મૂલ્યોનું સર્જન કરી જાત વિશે અભિજ્ઞતા કેળવવાની છે. વિસ્તારવાની છે. હવે અન્ય યુગના કે માણસના રેડીમેઈડ મૂલ્યોથી માણસ ઉગરી શકવાનો નથી.

ત્યારબાદ શ્રી ત્રિવેદી પ્રશિષ્ટ ગ્રંથોમાંથી પ્રગટતાં મૂલ્યોની ને પાત્રોની આપણા કાળ સાથેની સમકાલીનતા દ્વારા સનાતનતા પુરવાર કરે છે: પણ મૂલ્યોની આધારભૂમિ એવી તે ગ્રંથોની કલાત્મકતા વિશે

'બ્યાપ અને ગહનતા' જેવી અમૂર્ત સંજ્ઞાઓ સિવાય તેમને કશું જ કહેવાનું નથી: 'નારી તું છે શકુન્તલા' અને દ્રૌપદી છે. સ્ત્રીનો વેધક, અનંત આર્ત પોકાર' જેવાં વિધાનો દ્વારા પ્રશિષ્ટ ગ્રંથોનાં મૂલ્યોની સનાતનતાનો તેઓ અભિનિવેશપૂર્વક ઉદ્‌ઘોષ કરે છે. ત્યારે આપણે એમને એમ પૂછીએ કે 'નારીનું રૂપ શકુન્તલા કેવી રીતે પામી કે દ્રૌપદીમાં સ્ત્રીનો વેધક, અનંત આર્ત પોકાર વ્યાસે કેવી રીતે આકારિત કર્યો તે વિશે તેઓ કેમ મૌન સેવે છે? વ્યાસ-કાલીદાસના કવિકર્મ વિશેની ચર્ચા કેમ ટાળો છો? દ્રૌપદી કે શકુન્તલાથી સાવ વિપરીત છબી શું સ્ત્રીની ન હોઈ શકે? અને કોઈક કલાકાર તેને જ લક્ષ્ય બનાવતો હોય તો તે એટલા માટે જ શું સ્વીકાર્ય કે સહાનુભૂતિને પાત્ર ન ઠરે કે તેણે દ્રૌપદી કે શકુન્તલાથી સાવ વિપરીત એવી સ્ત્રીનું સર્જન કર્યું છે?' સમગ્ર રીતે વિચારતા તો તેઓ કલાનો ઉપયોગ પોતાના નીતિવાદી વ્યકિતત્વના કવચ તરીકે જ કરવા લાગે છે. 'માર્ક્સ, ફ્રોઈડ કે સાર્ત્ર પર આધારિત અસ્તિવાદો-આપણને બચાવી શકશે નહિ' જેવું તેમનું વિધાન, તેઓ માર્ક્સ, ફ્રોઈડ અને સાર્ત્રની વિચારધારાઓનું વિશ્લેષણાત્મક તથા તુલનાત્મક પરીક્ષણ આપણી આગળ રજુ ન કરે ત્યાં સુધી, આપણા માટે મુલ્ય વિનાનું છે એમ જ આપણે ફરી ફરી કહેવું પડે તેમ છે.

પોતાનું વ્યાખ્યાન તેઓ આ રીતે પૂરું કરે છે: 'પ્રશિષ્ટ ગ્રંથો આપણા સૌને માટે મુકત વિશ્વવિદ્યાલય છે, વિશ્વનીડત્વ છે. એમનું વરદાન અસીમ છે. આપણે આપણી ચેતનાની પાંખડીઓ ખોલીએ, જીવન અને મુકિતનો પ્રસાદ એના પર ઝાકળની જેમ અવતરશે.' પરંતુ જે ભાવકની વિવેકશકિત ખંડિત હોય તેની ચેતના પર જીવન અને મુકિતનો પ્રસાદ પ્રશિષ્ટ ગ્રંથો દ્વારા ઝાકળની જેમ ભાગ્યે જ અવતરે એમ કહી શકાય.

સમગ્રપણે જોઈએ તો વ્યાખ્યાન વિવેચનના પરિઘ ઉપર પણ રહેતું નથી. માત્ર સમગ્ર સાહિત્યના એક ખંડ વિશેષની મુલ્યોના સંદર્ભે આગ્રહી તરફદારી કરનારું બની રહે છે. શ્રી ત્રિવેદી પ્રશિષ્ટ ને આધુનિક સાહિત્યનું શુદ્ધ કલાપરક અન્વેષણ કરી તેમને અભિમત પ્રશિષ્ટ સાહિત્યની વિશેષ યોગ્યતા સિદ્ધ કરી શક્યા હોત. (જો કે તે પણ શક્ય છે કે કેમ તે શંકાસ્પદ છે.) પરંતુ તેમ ન થતાં આ સમગ્ર વ્યાખ્યાન વિવેચક તરીકેના શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના વ્યક્તિત્વનો મર્યાદા દર્શાવતો અંશ બની રહે છે.

અંતે સાહિત્યમાત્રના આધુનિક અંશને નકારતા શ્રી ત્રિવેદી દ્વારા સાહિત્ય અકાદમીમાં ગુજરાતી સાહિત્યનું યોગ્ય પ્રતિનિધિત્વ થયું નથી એમ કહી શકાય. △

## એક ગઝલ △ કિસન સોસા

પ્હોંચી ગઈ'તી એની ખબર, ધ્રૂજતું રહ્યું,
ફાનસની પીળી આંખનું ઘર, ધ્રૂજતું રહ્યું.
મજકુર ઈસમ ને શખ્સસભર, ધ્રૂજતું રહ્યું,
શકમંદતણું સદરહુ નગર, ધ્રૂજતું રહ્યું.
આંખો મિલાવવા ગયું જે એની આંખમાં,
ખુલ્લી ફક્રાંસ જોઈ કબર, ધ્રૂજતું રહ્યું.
પડછાયો ચાલતો રહ્યો સૂની સડક ઉપર,
નિઃસ્તબ્ધ પથ્થરોનું નગર, ધ્રૂજતું રહ્યું.
આકાશથી નક્ષત્ર સતત તૂટતાં રહ્યાં,
ભૂગર્ભમાં કોઈક અરર............ધ્રૂજતું રહ્યું.

# ખુશી

□ આલ્બર્તો મોરાવિયા

મિલોન નામનો નિવૃત્ત સરકારી કર્મચારી દરરોજ ત્રીજા પહોરે પત્ની અને એકના એક દીકરી સાથે બજાર ફરવા જતો. એની પત્ની શરીરે સબળી હતી, પણ માથે ધોળા વાળ ડોકાવા લાગ્યા હતા. દીકરી વીસ વર્ષની એકવડા બાંધાની, પીળા વાનની.

મિલોન કુટુંબ બજારમાંથી ધીરેથી પસાર થતું હતું અને દરેક દુકાન પર નજર નાખતું હતું. ચોક તરફથી કદી આ બાજુ તો કદી પેલી બાજુએથી પસાર થઈને દુકાનોનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરતું. એમ, એમણે અઢી કલાક કાઢી નાખ્યા. ત્યારે સાંજના સાત થયા હતા.

મિલોન કુટુંબ ગરીબ હતું અને ઘણા દિવસોથી એમણે સિનેમા અને કાફેમાં જવાનું છોડી દીધું હતું. બજારમાં ફરવું એટલું જ એમનું મનોરંજન શેષ રહી ગયું હતું.

એક દિવસ રોજની જેમ તેઓ ચોકમાં પહોંચ્યાં તો ત્યાં એક નવી દુકાને એમનું ધ્યાન ખેંચ્યું એ દુકાન જાણે રાતોરાત જાદુઈ કરામતથી ઊભી થઈ ગઈ હતી. શો–કેસમાં કાચ અને લાઈટના ઝગમગાટથી અંદર શું છે તે બરાબર જોઈ શકાતું નહોતું. એ ત્રણે એ દુકાનની નજીક ગયાં. હવે એ લોકો શો–કેસમાં મૂકેલી ચીજો બરાબર જોઈ શકતાં હતાં.

શો–કેસમાં મૂકેલો માલ હતો 'ખુશી'. બીજા લોકોની જેમ એમણે પણ એની ચર્ચા સાંભળી હતી,

પણ ક્યારે ય એ ચીજ જોઈ નહોતી. એટલી ખબર હતી કે એ ચીજ 'દુર્લભ' હતી. વાસ્તવમાં એમણે જીવનના આટલાં વર્ષો એ ચીજ વિના જ વિતાવ્યાં હતાં. એમને તો, એના હોવા વિશે જ શંકા હતી.

એ સાચું કે છાપાં-ચોપાનિયાંમાં એના વિશે સમાચારો-લેખો આવતા હતા કે અમેરિકામાં એ ચીજ સામાન્ય તો નહીં, પણ ઉપલબ્ધ તો હતી જ. પરન્તુ અમેરિકા તો બહુ દૂર આવેલો દેશ. વળી, પત્રકારો પણ બહેલાવીને જ લખે. હા, મિલોન કુટુંબે સાંભળ્યું હતું કે સતયુગમાં 'ખુશી'નું સારું એવું બાહુલ્ય હતું. પણ હજી ઝાઝા વૃદ્ધ ન થયેલા મિલોને ખુશી જેવી ચીજ ક્યારે ય જોઈ નહોતી.

અને હવે એ ચીજ જોડાની જેમ સુલભ બની હતી. એનું મૂલ્ય ચૂકવનારને એ દુકાન ઉમળકાથી વેચતી હતી. એટલે તો મિલોન-ત્રિપુટી એ શો-કેસ આગળ ઊભી હતી.

દુકાનની સજાવટ બહુ આકર્ષક હતી. કાઉન્ટરો પર કેટલાયે યુવાન વિક્રેતાઓ ગ્રાહકોનું ધ્યાન ખેંચતા હતા. શો-કેસોમાં કેટલાયે પ્રકારની અને જુદા જુદા માપ-આકારની 'ખુશી' મૂકેલી હતી અને દરેક વર્ગના ગ્રાહક-ગરીબ, અમીર, ગર્ભશ્રીમંત-સૌનાં ગજવાંને પોસાય એવી હતી. પ્રત્યેક 'ખુશી' પર એના મૂલ્યનું લેબલ હતું.

સિન્યોર ડોસો છેવટે ભારપૂર્વક બોલ્યો, 'આ ખરેખર જ અસાધારણ છે...'

'શું પપ્પા ?' દીકરીએ ભોળપણમાં પૂછ્યું.

ડોસાએ કડવાશથી કહ્યું, 'વર્ષો સુધી આપણને કહેવામાં આવ્યું કે ઈટાલીને 'ખુશી' વિના જ રહેવું પડશે, કેમ કે એની કિંમત એટલી બધી છે કે એની આયાત કરી શકાય નહીં, અને હવે આ દુકાન એવી ખુલી છે કે, એમાં 'ખુશી' સિવાય બીજું કંઈ વેચાતું નથી...'

'બનવાજોગ છે કે, કોઈ ખાણ મળી આવી હોય...' દીકરી બોલી ઊઠી.

'પણ ક્યાં ? કેવી રીતે ?' સિન્યોર મિલોનનો સાદ ઊંચો થયો, 'શું આપણને કાયમ એમ કહેવામાં નથી આવ્યું કે ઈટાલીમાં તેલ નથી,

કે.લસા નથી, 'ખુશી' નથી...તું કહે છે એવી કોઈ ખાણ મળી આવી હોય તો અખબારોમાં એના સમાચાર આવ્યા વિના ન રહે. આ 'ખુશી' ચોક્કસ જ વિદેશી માલ છે...'

'તો એમાં વાંધો શો છે?' માએ સૌમ્ય ભાવે કહ્યું, 'ત્યાં એ વિપુલ છે અને અહીં બિલકુલ નથી. એટલે અહીં આયાત થાય તો ખોટું શું છે?'

ડોસો ગુસ્સાથી કંપી ગયો. 'આ જ બૈરાંબુદ્ધિ કહે છે તે જ છે ને! આયાત કરવી એનો અર્થ તું સમજે છે? મૂલ્યવાન વિદેશી ચલણ ખર્ચવું પડે છે! દેશ ભૂખે મરે છે. આપણને ઘઉં જોઇએ, ખુશી નહીં!'

'પપ્પા! ખુશી પણ એક જરૂરી ચીજ છે!' દીકરી બોલી.

'બિલકુલ બિનજરૂરી!' ડોસાએ એની વાત અડધેથી જ અટકાવી, 'પહેલાં ખોરાક, પછી ખુશી! પણ આ તો ગાંડાઓનો દેશ છે. અહીં 'ખુશી' પહેલાં અને ખોરાક પછી—એવો ઊલટો હિસાબ છે!'

'ઓહ ભગવાન! તમે કેટલા જલદી ગુસ્સે થઈ જાવ છો!' પત્નીએ નરમાશથી કહ્યું, 'અમે જાણીએ છીએ કે તમને 'ખુશી' ખપતી નથી, પણ બધાં જ કંઈ તમારા જેવા થોડા છે!'

'જેમ કે હું!' દીકરીએ કહેવાનું સાહસ કર્યું.

'જેમ કે તું!' ડોસાએ વ્યંગ્યમાં કહ્યું.

'હા, જેમ કે હું!' દીકરી નિર્ભયતાથી કહેતી ગઇ, 'માત્ર એ જાણવા માટે કે 'ખુશી' શી ચીજ છે. 'ખુશી'ના એક ટુકડા માટે હું સારું બધું ન્યોચ્છાવર કરવા તૈયાર છું.'

'ચાલો જઇએ!' ડોસાએ આગ્રહપૂર્વક કહ્યું, 'હવે ચાલો...'

મા-દીકરી ચાલવા લાગ્યાં, પણ ડોસો ત્યાં સુધી ઘણો ખિજાઈ ગયો હતો.

'ગિયોવાન્ના દીકરી, હું તારી પાસેથી આવી આશા રાખતો નહોતો.'

'શું પપ્પા?'

'આ માલ કાળાં નાણાંવાળા માટે, ધનવાનો, લખપતિઓ માટે છે. એક માજી સરકારી કર્મચારીને એનો મોહ ન હોવો જોઇએ. તારી આ બેહૂદી વાત પરથી લાગે છે કે તારું અક્કલનું ખાનું ખાલી છે. સાંભળ, આપણે ભાડાના ઘરમાં રહીએ છીએ. મારી પેન્શનની રકમ મહિનાની શરુઆતના થોડા દિવસ સુધી જ પહોંચે છે....ઓહ, તેં આજે મને ઘણો નિરાશ કર્યો....!'

દીકરીની આંખ ભીની થઈ ગઈ. મા બોલી, 'તમે હમેશાં એનું અપમાન કરો છો. એને, જિંદગીમાં આખર, મળ્યું શું? એ યુવાન છે. એને 'ખુશી' મોહ પમાડે તો એમાં કયું આશ્ચર્ય છે?'

'આ બધો બકવાદ છે! એના બાપે 'ખુશી' વગર આટલાં વર્ષ કાઢ્યાં તો એ પણ એના વિના રહી શકે....'

એ લોકો ચોકમાં આવી પહોંચ્યાં હતાં. ટેવ પ્રમાણે રસ્તો ઓળંગ્યા વિના ડોસાએ ત્યાંથી જ ઘેર પાછા ફરવા કહ્યું. ફરી એકવાર એ દુકાન સામે થોભ્યો ધારી ધારીને જોયું અને બોલ્યો, 'જાણે છે, મને શું સૂઝે છે? મારા મતે આ માલ નકલી છે!'

'તમે શું કહેવા માગો છો?'

'સાંભળ! કાલે જ મેં અખબારમાં વાંચ્યું કે અમેરિકામાં ખુશીના એક ટુકડાની કિંમત હજારો ડોલર હોય છે, સમજી? તો, અહીં એ આટલી સસ્તી શી રીતે વેચી શકાય? માત્ર, ત્યાંથી અહીં આણવામાં ખર્ચ જ કેટલો થાય? હું કહું છું કે, આ માલ નકલી છે! આ સરકારની ઠગાઈ છે—મને તો કશા શક વગર એવું લાગે છે...'

'પણ, બધા લોકો એ ખરીદે છે!' માએ સાહસ કરી કહી દીધું.

લોકો તો ઘણું બધું ખરીદી લે છે. થોડા દિવસ પછી એમને ખરી વાતની જાણ થશે......ઠગાઈ!'

એમણે ફરી ચાલવા માંડ્યું. દીકરીએ આંખમાં આંસુ સમાવ્યાં. એ વિચારતી હતી કે, આ 'ખુશી' નકલી હોય તો પણ હું એકવાર અવશ્ય એને પારખવા ચાહું છું.

# યાત્રા

△ હરીશ દાસાણી △

ટ્રેઈન શરૂ થઈ અને ધીમે ધીમે મિત્રોના રૂમાલ દેખાતા બંધ થયા એટલે તેણે ડબ્બામાં નજર ફેરવી. સામેના બાંકડા પર એક ફેંટાવાળો વૃદ્ધ બેઠો હતો. બાકી આખો યે ડબ્બો બિલકુલ ખાલી હતો. વૃદ્ધ શૂન્યમનસ્ક રીતે ઘડીક ડબ્બાની અંદર તો ઘડીક બારીબહાર જોઈ રહેતો હતો. તેને થોડોક આનંદ થયો. બહુ વાતો નહીં કરવી પડે આવા માણસ સાથે. મેઈલ હોત તો જુદી વાત હતી, 'કંપની' કંઈક ઈન્ટેલિજન્ટ મળત; અહીં તો...ને બ્લેડની ધાર દાઢી પર ફરવાને બદલે જીભ પર વાગી જાય એવી થોડીક ચરચરાટી થઈ ગઈ. એક કરકરું, સુસ્ત બગાસું. નોકરીનો ઑર્ડર આટલો જલદી આવ્યો તો યે ખુશી થતી નથી. કેમ? તેણે વિચાર કર્યો. પછી વિચારવાથી ત્રાસ થાય છે; એવું લાગતાં વિચારવાનું બંધ કરવાનો નિશ્ચય કર્યો. પણ થોડીક જ વારમાં ખબર પડી ગઈ કે એ પણ એક વિચાર જ હતો.

તેણે પણ બારી તરફ જોવાનું શરૂ કર્યું. રસ્તા પર તે રોજ ચાલતો હતો, તે જ ગતિએ હજુ પણ ટ્રેઈન ચાલતી હતી, એટલે થોડીક મજા આવી. ઘડિયાળમાં જોયું. સાત ને પાંચ થઈ હતી. વૃદ્ધ સામે જોયું. એ હજુ પણ શાન્ત હતો. બહાર હજુ થોડું થોડું અજવાળું હતું. ટ્રેઈનની ઝડપ સહેજ વધી. તેને ટ્રેઈન ચાલુ થયા પહેલાંની ક્ષણ યાદ આવી. ને ખૂબ નવાઈ લાગી. એ ક્ષણ વીતી ગયે બે–ત્રણ વરસ થઈ ગયાં હોય; એવું લાગવા માંડયું.

સ્ટેશન સુધી મૂકવા આવેલા મિત્રોના ચહેરા કંઈક અસ્વાભાવિક; કોઈક બીજાને મૂકવા આવ્યા અને તેની સામું અકારણ જોઈ રહેતા હોય એવા લાગવા માંડ્યા. આશરાના ચહેરા પરથી ટ્રેઈનની સાથે સાથે

દોસ્તાનું બાળક જેવું ભોળપણ નીતરી ગયું અને પુખ્ત યુવાનનો નિશ્ચયાત્મક રીતે હવામાં ડોલતો હાથ શેષ રહી ગયો. શિરીષ,—તેને લાગ્યું કે ઘરે બહુ શાંતિથી નાસ્તો કરતો હશે. દિલીપ,—તેની સામે એ વર્ષમાં કંઈ આત્મીયતા બંધાઈ હોય તેવું લાગતું નથી–તેણે વિચાર કર્યો–અત્યારે કદાચ એ બધા રોજની જેમ જ દરિયાકાંઠે રેતીમાં બેઠા હશે. તેના વિશે કંઈ વાત થતી હોય તો કેવું સારું ? થતી હશે ? કદાચ. હા. ના. હા. તે કંઈ પણ નક્કી કરી શક્યો નહીં.

ઊઠીને લાઈટ કરવાનું મન થયું પણ બેઠો રહ્યો. એકલા હોઈએ ત્યારે આપણું નામ ખોવાઈ જાય છે, એવો એક અનુભવ થયો. પછી તે હસ્યો. આ તો Philosophical વિચાર કહેવાય ! મહાપુરુષ! તેને યાદ આવ્યું–આ સંબોધન અગાઉ કોઈએ તેને કરેલું છે. પછી ફરી હસ્યો. આ અનુભવ તો સામે બેઠેલા વૃદ્ધને પણ થતો હશે. અરે, બહુ (CommonSense)ની વાત છે !

વૃદ્ધે ઊભા થઈને લાઈટ કરી. હવે? બારીબહાર જોવું? તો શું કરવું ? તેણે ચશ્મા બરોબર કર્યા. ખિસ્સાના પાકીટને જરા સ્પર્શ કરી જોયો. ઉપર મૂકેલી બેગ સામે જોઈ લીધું. પેન્ટની ઘડી બરાબર કરી. ચંપલ ઉતારીને નીચે મૂકી દીધા. પછી દરવાજા પાસે ગયો. બે મિનિટ રહીને પાછો બેસી ગયો. વૃદ્ધ સામે જોયું. તેના ચહેરા પર કશી જ પ્રતિક્રિયા ન હતી.

ટ્રેઈન અટકી ગઈ. હજુ તો પહેલું સ્ટેશન પણ આવ્યું ન હતું! બાજુના ફર્સ્ટ ક્લાસમાંથી થોડાક લોકો નીચે ઊતર્યા તેણે સાંભળ્યું : 'ક્રોસીંગ લાગે છે.' મોડું થશે! ટ્રેઈન ટેલિફોનના થાંભલાની જેમ એકદમ સ્તબ્ધ હતી. મિનિટો પસાર થતી ગઈ. લગભગ અર્ધો કલાક થયો હશે. તેને કંટાળો આવ્યો, એક વિચાર આવ્યો–આ ટ્રેઈન અહીં જ અટકી જાય તો ! પછી લાગ્યું કે ખરેખર હવે ટ્રેઈન આગળ ચાલવાની નથી. પવન પણ કેવો મંદ થઈ ગયો છે? આકાશમાં વાદળી પણ નથી. પંખી પણ નથી. આજુબાજુ ખુલ્લી જમીન જ છે. તે પણ

પથરાળ. અંધારું છે, બહાર અને અંદર બધે. ધીમે ધીમે તે ભૂલી ગયો કે ટ્રેઈનમાં બેઠો છે. ઘરના પશ્ચિમ દિશાના ઓરડામાં ખુરશી પર તે બેઠો છે. કશું જ હલનચલન થતું નથી. કશું જ નથી, કશું જ નથી.

આંખમાં કોલસાની એક કણી પડી ત્યારે જ તેને ખ્યાલ આવ્યો કે ટ્રેઈન તો ક્યારની યે શરૂ થઈ ચૂકી છે. બે ત્રણ નાનાં નાનાં સ્ટેશન પણ જતાં રહ્યાં છે. સાડાઆઠ થઈ ગયા છે. આજુબાજુ બીજા પાંચ-છ માણસો આવીને બેસી ગયા છે. વરસાદની, ગ્રામસેવકની, જિંદગીની અને મોંઘવારીની વાત થઈ રહી છે; અને વૃદ્ધ પણ તે વાતમાં જોડાય છે. તેને ખબર પડી કે વૃદ્ધને આગલા સ્ટેશને ઊતરવાનું છે. બીજા માણસો સહેજ કુતૂહલથી તેની સામે જોઈ રહ્યા છે. કદાચ તેમની વાતમાં તેને સામેલ કરવાની ઇચ્છા હોય.

તેણે બે-ચાર માણસોને પૂછ્યું પણ ખરું: 'તમારે ક્યાં જવાનું છે ?' અને આવું આવું કંઈક. પણ બીજું કશું જ યાદ રહ્યું નહીં. તેને લાગ્યું, ટ્રેઈનમાં પ્રવેશ કરતા અને ઊતરતા માણસોનો આ પહેલો પ્રશ્ન જ જીવતો રહી જાય છે, 'તમારે ક્યાં જવું છે ?' બાકીની બધી વાતો હવામાં ધુમાડાની જેમ વહી જાય છે.

સામેના માણસોને ટિફીન ખોલતાં જોઈને તેણે પણ પડીકાં ખોલવા માંડ્યાં. કોઈએ ખાસ વિવેક કર્યો નહીં, અને તેણે પણ અજાણપણે ખાઈ લીધું. હવે સૂઈ જવા સિવાય બીજું કાંઈ કામ બાકી ન હતું. માણસોની રોજિંદી વાતોએ હવે ટ્રેઈનમાં બેઠાની સ્થિતિને એકદમ સ્પષ્ટ; ચોક્કસ કરી દીધી હતી. વિચારો પ્રયત્ન કર્યા વિના જ ઘણા ઓછા થઈ ગયા હતા. ટ્રેઈનની એકધારી ગતિ જ જિંદગીની શાશ્વત ગતિ હોય; તેમ બધા તેની સામે એકદમ Adjust થઈ ગયા હોય, એવું લાગ્યું. તેને લાગ્યું; ત્રણ-ચાર કલાકમાં જ તે તેના ગામથી, સ્વજનોથી, સંબંધોથી, વાતોથી દરિયાકાંઠાની રેતીથી, મોજાંથી,

ગીતોથી, હાસ્યોથી, કૉલેજથી, આંખોથી, બસની ટકોરીથી, દૂધવાળાની બૂમોથી, ભાભીની મજાકથી, નાના ભાઈનાં તોફાનોથી, શ્વાસથી, શહેરથી, વસ્તુથી, ઇચ્છાથી, દરિયાઈ હવાથી—બધાથી ઘણો ઘણો ઘણો દૂર થઈ ગયો હતો. હવે તે માત્ર ટ્રેઈનની ગતિ સાથે હતો—મંથર, એકધારી; નિશ્ચિત સમયે સીટી વગાડતી; કોલસાની રજ ઉડાડતી; ઉનાળાની બપોરની હવા જેવી ટ્રેઈનની ગતિ તે ખુદ બની ગયો હોય, એવું લાગ્યું.

બીજું કશું જ ન સૂઝવાથી તેણે સૂવા માટે પ્રયત્ન કર્યો. દસ ને દસ થઈ હતી. એક—બે જાણીતાં સ્ટેશનો પસાર થઇ ગયાં. પણ તેને થયું કે જૂનાગઢ શબ્દની સામે ટ્રેઈનની બહાર હોઈએ ત્યારે જે કંઈક ઉપસે છે; તે અંદર ઉપસતું નથી. જૂનાગઢ જાણે ઓગળી જાય છે. રહે છે માત્ર પ્લેટફૉર્મ, જે દરેક સ્ટેશને સરખું હોય છે. ચા, પાણી, ફેરિયાની બૂમો, બત્તી; અવરજવર, ગિર્દી, નાના નાના ઝગડા; ગરમી, રડતાં બાબા—બેબીઓ, પાનાં રમતા માણસો, વાતો, બગાસાં, ટિકિ—ચેકીંગ, ડોલતાં માથાં, પાણીનો કૂજો, અંધારુ—અજવાળું, સીટી, ગાયન, ટ્રાન્ઝીસ્ટર, નોવેલો, પિકચરો અને વાતો.

ઊંઘ આવી નહીં. તેને ભાન થયું કે તે થર્ડ કલાસના ડબ્બામાં લોકો છે, જ્યાં બત્તીનો પ્રકાશ આંખ પર કાંટાની જેમ વાગે છે, અને માણસો જોરજોરથી વાતો કરતા હોય છે, અને પાટિયું ખૂંચે એટલું બધું કડક હોય છે.

જામતી જતી રાતની સાથે બીજા બે—ત્રણ જાણીતાં સ્ટેશનો પસાર થઈ ગયાં, ખીચોખીચ ભરાઇ ગયેલા ડબ્બામાં પણ હવે ધીમે ધીમે શાન્તિ થઇ ગઇ હતી. અડધા માણસો ઊંઘતા હતા ૧૧ વાગ્યા હતા. તેને સવાર વિશેના વિચારો આવવા લાગ્યા.

. ફરી પાછો એક વિચાર આવ્યો. તેને ખ્યાલ આવ્યો કે આ વિચાર બીજી વખત આવે છે. પણ પહેલાં કરતાં વધુ તીવ્ર રીતે આવે છે. જાણે વિચાર નહીં, અનુભવ બની ગયો છે, કે હવે વેરાવળ સાથે,

ઘર સાથે, દરિયાકાંઠા સાથે સંબંધ એકદમ તૂટી ગયો છે. ફરી બંધાયો જ ન હોય એટલી હદે તૂટી ગયો છે.

સવારે દસ વાગે સુરેન્દ્રનગર આવશે, એમ વેરાવળથી કોઈએ કહ્યું હતું. કિશોર શાહ કેમ્પ સ્ટેશન પર આવશે કે જંકશન પર? કિશોર શાહને મળવાની મજા આવશે. પણ તે મળશે? કેવો લાગતો હશે? મળતાં જ ભેટી પડશે કે માત્ર હાથ મેળવશે? હસશે? શાન્ત રહેશે? શું થશે? સુરેન્દ્રનગર દસ વાગે જ આવશે? કહે છે, સુરેન્દ્રનગરમાં ગરમી બહુ પડે છે. ગમશે? નહીં ગમે? ઑફિસ કેવી હશે? મેનેજર પર બે–ચાર માણસોએ લખી દીધેલી ચિઠ્ઠીઓ ખિસ્સામાં પડી છે.

તેને ફરીથી પેલો વિચાર આવ્યો. તે સુરેન્દ્રનગર પહોંચશે ત્યારે તેનું નામ બદલાઈ ગયું હશે. ગમે તેમ હોય, ટ્રેનમાં બેઠેલા માણસો સાવ અજાણ્યા નથી લાગતા, પણ સવારે દસ વાગે? અચાનક તેને હસવું આવી ગયું. સાલું, જે ગામ સ્વપ્નામાં પણ જોયું નથી એ જાણે શ્વાસમાં ધબકવા લાગ્યું છે! પછી બીજો વિચાર આવ્યો. ઈશ્વરને નિરાકાર, નિર્લેપ, પરમ તત્ત્વરૂપ તરીકે ઓળખાવવામાં આવે છે.

હવે સ્ટેશનોનાં નામ તેને માત્ર ર, મ, થ, પ, એવી રીતે યાદ રહેવા માંડ્યાં. ચહેરા ઉપર થોડીક ધૂળ ઊડતી હોય એવું લાગ્યું. કાનમાં મચ્છર ગણગણાટ કરતો હતો. ભીની જમીન ઉપર તે ચાલતો હોય એવી લાગણી થઈ. તેની આંખ ખૂલી ત્યારે સવારના સાતઆઠ થયા હતા.

આજુબાજુના લગભગ બધા જ માણસો બદલાઈ ગયા હતા. ચહા, બેસીન, અસ્તવ્યસ્ત વાળ, કપડાંની કરચલી, કાંઠા પર કોલસાની રજ અને ધૂળની મિશ્રિત કાળાશ, બધું જ જાણે તેની મેળે જ કોઈક યંત્ર દ્વારા દૂર થઈ ગયું. ચા, સ્ટેશન, માણસો, છાપું, સૂરજ, હવા, સીટી, જમીન—વસ્તુઓની ગતિ એકદમ ત્રણ–ચારગણી થઈ ગઈ હોય એવું લાગ્યું.

અચાનક તેને કોઈએ પૂછ્યું, 'તમારે ક્યાં જવું છે?' તે કંઈક

બોલ્યો. 'તૈયાર થઈ જાવ, હમણાં અર્ધા કલાકમાં આવશે' હં ? તે ચોંકી ગયો. શું ? શું ? શું ? અર્ધા કલાકમાં ? શરીરમાં લોહી બહુ જ ઝડપથી ફરવા લાગ્યું. તે આંટા મારવા લાગ્યો. બૅગ ખોલી, બંધ કરી. ખિસ્સામાંથી રૂમાલ કાઢ્યો. ચંપલ પહેર્યાં. બારીબહાર જોયું. તડકો. તડકો. ગરમી. ફરી એકવાર મોં સાફ કર્યું. ઘડિયાળનો પટ્ટો સાફ કર્યો. દસ ને પંદર મિનિટ થઈ હતી. લેઈટ લાગે છે, તેણે સાંભળ્યું તેના સ્ટેશન પર ઊતરનારા ચાર–પાંચ માણસો છે. એમ છે ત્યારે, તેણે વિચાર કર્યો હું આટલા બધા માણસોને સાથે લઈને મુસાફરી કરું છું ?

ટ્રેઈન બિલકુલ અવાજ કર્યા વિના ઊભી રહી ગઈ. હલચલ વધી ગઈ. માણસો, માણસો, માણસો, માણસો અરે......તેને યાદ આવ્યું: ઊતરવાનું છે। અને હાથમાં બૅગ લઈ લીધી, ચંપલ પહેરી લીધાં, ઘડિયાળ ઠીક કરી, બારીબહાર જોયું કિશોર શાહ સ્ટેશન પર સામે આવ્યો ન હતો ! તેને એકદમ તીવ્રપણે એવી લાગણી થઈ, જાણે શરીરમાં કોઈએ ભાલો ભોંકી દીધો છે !

પછી એવું લાગ્યું, જાણે ખુલ્લા મેદાનમાં તે ઊભો છે. આજુબાજુ કોઈ મકાન નથી, પંખી નથી; ઘાસ નથી; માણસો નથી; છે માત્ર તડકો, છે માત્ર પ્રકાશ–આંખો વીંધતો પ્રકાશ પછી એવુ લાગ્યું, જાણે આખું યે શરીર ઓગળી ગયું છે, માત્ર પગ બચી ગયા છે.

અને પછી એકદમ જોરદાર પવનની લહરી આવી ને એન્જિનનો અવાજ સંભળાયો તે ઝડપથી દરવાજા તરફ ચાલવા લાગ્યો. સવારના સાડાદસ થયા છે. ૧૧ વાગ્યે ઑફિસ પર હાજર થવાનું છે. ખિસ્સામાં રહેલા ઓર્ડરનું કાગળિયું એકદમ વજનદાર બની ગયું. ને તેને એવું લાગ્યું–માત્ર નામ જ નહીં, બધું જ બદલાઈ ગયું છે, બધુ જ બદલાઈ ગયું છે. હવે કદાચ અરીસામાં કોઈ બીજો ચહેરો દેખાશે. ના, ના, ના, ના. આ પ્લેટફૉર્મ પર જે માણસ પગ મૂકી રહ્યો છે, તે સતીશ સામાણી નથી; નથી જ નથી. કોઈક બીજો જ છે ।

## સંવનન △ મણિલાલ હ. પટેલ

(શિખરિણી)

મકાઈનું લીલું હરિત વરણું ખેતર તમે
બની; આવ્યાં મારી ખળખળ વિનાની નજરમાં,
સૂકા શેઢાનું હું તણખલું હતો, ઘાસ-લીલવું—
તમારી આંખોના પલક પવને શો ઝૂમી ઊઠયો !
હવે હું હાંકું છું હળ-બળદ શો પીત તડકો !
તમે ત્યાં છીંડેથી મખમલ સમી કાય, સ્મિત લઈ
વળો આ બાજુ ત્યાં અમથું અમથું ગાઈ ઊઠતો !
મને બોલાવો છો ટીમણ કરવા, સ્હેજ શરમે :
નવાં છો તેથી તો થડકી થડકી સીમ નીરખો;
(રખે કોઈ જૂએ !) પણ અવશ આંખો મરકતાં
તમારી છાતીમાં ડગમગ થતું કૈં અનુભવી
તમારી કંકુ-શી નજર ઢળી જતી, પાસ સરકું,
તમે મીંચો આંખો નસ નસ મહીં શોય થડકો
ઝળુંબી પીતો હું સીમ-ચસચસી રૂપ-તડકો !

## પરાજિત વિજેતા △ હોર્સ્ટ બાયનેક

(જર્મન કવિતા) અનુ. અજીત ઠાકોર

હું એકલો નથી આવતો
મારી સાથે ઘણા છે
  અમે વનોને ઓળીએ
  અમે નદીઓ પાર કરીએ.
  અમે તેમનાં વહાણોમાં આગ લગાડીએ
  અમે તેમના રીતરિવાજોના ભોંયરાઓ સુરંગોથી ઉડાવીએ
  અમે શહેર કબજે કરીએ
    તેઓ વિના યુદ્ધે શરણે થાય
  અમે તેમને નિઃશસ્ત્ર કરીએ
    તેઓ પોતાનું રક્ષણ ન કરે
  અમે તેમના ભંડારો ખાલસા કરીએ
    તેઓ બચાવ ન કરે
  અમે તેમનાં ઘરોનાં બારણાંઓને નાકાબંધી કરીએ
    તેઓ બહાર નીકળવાનો પ્રયત્ન ન કરે.
  અમે તેમના પીવાના પાણીમાં ઝેર ભેળવીએ
    તેઓ તેમની બારીઓ પાછળ ગાયા કરે

હું દૂર જઈશ
    પરંતુ હું જાઉં તે પહેલાં
    હું તેમના પાણીનું પીણું પીશ.

## મોરલાની યાદ

'છે' તણાં ભીનાં બધાં કારણ હશે;
ઝાંઝવાં પળનાં, સમયનું રણ હશે.

શ્વાસ-કીડીઓ સતત ફરતી રહે;
લાગતું : ભીતર હજીયે કણ હશે.

રેખ જાણે છે લિસોટા હાથમાં;
ભાગ્ય કેરા રાફડે નાગણ હશે.

આ નગરમાં ઝંખના ગ્હેક્યા કરે;
મોરલાની યાદ ને શ્રાવણ હશે.

બે ગઝલ

## સાંભરણ

લાગણી વચ્ચે રહે ના આવરણ;
પથ્થરો પોચા કરી ફૂટે ઝરણ.

કોક નક્કી ઝુલ્ફને ઝટકે સતત;
ઓસભીનું એટલે વાતાવરણ.

રોજ પડછાયા તણી પથરાય છે;
સૂર્યને મળતું નથી સાંજે શરણ.

શહેરમાં આવી ગયાનું યાદ ના;
ને છતાંયે છે ગમનનું સાંભરણ.

અહમદ મકરાણી

## એક નિર્ગમન * ઉશનસ્

બે ફૂટપાથો વચ્ચે
ટોકેટોક વહેતી અને અફળાતી,
ક્યારેક તો ફૂટપાથો પર વાછંટાતી, સીકરાતી
એક મોટા વિરાટ ઉડેલા અવાજોના મધપૂડાની
ગુનગુનતી, પીછો કરતી એક ભરતીછોળને
પાછળ પગથિયા ઉપર તૂટતી, શમતી ફિણાતી અને
આછી આછી થતી મૂકીને
એક વિજન નીરવ સીમમાં લુપ્ત થતી જતી
પગદંડીની માફક
હું ચુપચાપ
શહેર છોડીને
બહાર નીકળી જાઉં છું...........

* ફરતા વાદળના ફરતા છાંયડા જેવા માણસો જીવનમાં આવી, અપેક્ષા જગાડી, તડકો મૂકી ચાલ્યા જાય છે...
* પ્રતિબિમ્બ ઝીલનારું પાણી તો બહુ ઓછી આંખમાં...
* ઝાડ પોતે પસાર થતા વાદળાનો છાંયડો પામે છે...
* નીતર્યું પાણી હોય ત્યારે આકાશ મેલું લાગે છે...
* કોરા આકાશ પર કોઈ વાદળ વાદળ લખે છે...
* જેટલી ઇયળની પાચનક્રિયા, એટલી એની ગતિ...



# △ △ પૉલ વાયેલાનું જીવન △ △

— હેસા સામોરી —

કોઈ કેટલો યે પ્રતિભાશાળી કેમ ન હોય, પરન્તુ એ જેવાં ચિત્રો બનાવતો હતો એવાં કોઈએ દોર્યાં નહીં હોય. શહીદોના લોહીલુહાણ માથાં પાગલ નટવરૂ જેવાં લાલફૂલ લાગતાં હતાં. મુંકાચીની ચિત્રકળામાં હતી એવી શક્તિ એની ચિત્રકળામાં હતી. એ પોતાનાં ચિત્રોમાં ગહન માનવીય ત્રાસને અંકિત કરતો. કોઈ પણ એનું ચિત્ર ખરીદતું નહીં

મૂળ વાત એ હતી કે એની, રંગયોજનામાં જ કશી ગરબડ હતી. એ માણસમાં કંઈ એવું દુઃખદ હતું, જે સમજાતું નહોતું. બસ, એ કોઈક રીતે જીવતો હતો. પોતાની તકલીફોમાં ખોવાયેલો ખોવાયેલો. પોતાની દુર્નિયતિનું રહસ્ય એને સમજાતું નહોતું. કદાચ કળાકારોની જિંદગી અજબ જેવી નિયતિના આદેશ પ્રમાણે ચાલે છે. કળાકારોની જિંદગી...એવું જ બને.

એ કહ્યા કરતો હતો—એક દિવસ જ્યારે મારી પાસે પૈસા હશે, ત્યારે...ત્યારે...હું...! અને એ પોતાનું વાકચ ક્યારે ય પૂરું કરી શક્યો નહીં. પૅલ વાયેલા ચીતરતી વખતે કંઈ ને કંઈ અર્થ વગરનું બબડ્યા કરતો, પોતાના વિશિષ્ટ, ઉત્કટ લાલસાને કારણે સહેજ ઘોઘરા ગળગળા સાદમાં.

પછી, બહુ લાંબા સમય સુધી કોઈએ એને જોયો નહીં. એક દિવસ એ પાછો ફર્યો ત્યારે લોકોએ જોયું કે એના જમણા હાથની આંગળીઓ નથી.

એણે માત્ર એટલું જ કહ્યું, 'કંઈ જ નથી થયું, આમ પણ સારું લાગે છે. રંગો અને પ્રશો માટે હજી ઘણું બચ્યું છે, અને મેં મારો ઉત્સાહ હજી ખોયો નથી.'

એ બહુ ગરીબ હતો. ગરીબીમાંથી ઉગરવા માટે એણે કશો પ્રયત્ન કર્યો નહીં. કદી કદી ઘરડો સિન્યેઈ મેર્સ એને જમવા નોતરતો, જો કે એ બહુ ખાતો હતો અને એ દિવસોમાં ખોરાક બહુ મોંઘો હતો.

એકવાર ફરી એ લાંબા અરસા સુધી ગુમ થઈ ગયો. એક દિવસ ઢળતી સાંજે એ ફરી ટપકી પડ્યો એની આંખો ચમકતી હતી. દિવસભરના કામની ખુશી હજી એને ઉત્સાહિત કરતી હતી. એણે કહ્યું, 'મને મોટું કૅન્ટ્રાક્ટ મળી ગયું છે...મને મળી ગયું છે! ક્રાઈસ્ટનું ચિત્ર દોરીશ! ઈશ્વરની સાથે મારું યુધ્ધ ચાલશે.' એટલું કહીને એ હોઠ કરડવા લાગ્યો.

એની આસપાસ કોઈ દુઃખદ રહસ્ય છાઈ ગયું હતું. એની આસપાસ અંધકારમય પ્રભામંડળ જેવું છવાઈ ગયું હતું. એ અંદરથી ઘેરાતો જતો હતો. કોઈ જાણી શક્યું નહીં કે, એની દાઝતી પ્રતિભાની પ્રબળ સર્જનાત્મક ઇચ્છામાં કયો પ્રાણઘાતક સંઘર્ષ છુપાયો હતો. એના અશાંત દિમાગને કોણ જાણે શું ય દિવસે દિવસે કોરી ખાતું હતું, એની ઊંડે ને ઊંડે જતી ચહેરાની કરચળીઓનું શું રહસ્ય હતું, એ ક્યાં ખોવાયેલો રહેતો હતો...એકદમ સાવ એકલો...બ્લેક કૉફીના પ્યાલા પર એ કલાકો સુધી રડ્યા કરતો.

પછી કેટલાક મજાકિયાઓએ પાંચમા માળના એના એકાંત ઓરડામાં એને ચોંકાવવાનો પ્રયત્ન કર્યો. એમણે બારણે ધક્કા માર્યા. બારણું બંધ જ રહ્યું. એમણે હેન્ડલ ખખડાવ્યું પણ કંઈ જ નહીં. જોરજોરથી ઘાંટા પાડ્યા. એણે કશો જવાબ આપ્યો નહીં. તો પણ, કી-હોલમાં આંખ માંડીને જોયું. થોડી થોડી વાર ચિત્રફલક સામે એનો હાથ આમતેમ થતો દેખાતો અને એમને એક દૂરથી આવતો અવાજ સંભળાતો, નજીક આવતો માણસનો અવાજ, એક એકધારો ઘરઘરાટ, મૃત્યુનાદ!

'આ શું છે?' બારણા સામે ઊભેલા નવયુવાનોએ ભયભીત થઈને પૂછ્યું.

કશો જવાબ ન મળ્યો. કોઈ જાણી શક્યું નહીં. કોઈ કશું જાણી શક્યું નહીં. પૉલ વાયેલાએ કાફેમાં જવું પણ બંધ કરી નાખ્યું.

કેનવાસ પરનું ચિત્ર પૂરું થાય તે પહેલાં પૉલને ગિરફતાર કરી લેવામાં આવ્યો.

'હું જવાબદાર નથી! હું શું કરી શકું?' પોલીસ અફસર સામે એક હૃષ્ટપુષ્ટ માણસે ખુલાસો કર્યો, 'હું શું કરી શકું? જુઓ, મેં મારા અંગત પ્રાર્થનાખંડ માટે જીસસ ક્રાઇસ્ટનું ચિત્ર દોરવાનું પૉલને સોંપ્યું હતું. તમે જાણો છો કે મેં અગાઉથી જ બધું ખરીદી લીધું હતું, પૈસાથી ખરીદી શકાય તેવું. પૉલે જે કંઈ માંગ્યું તે મેં એને આપ્યું. એક સંરક્ષક તરીકે મેં એને સેંકડો પેંગોઝ (જૂનો હંગેરિયન સિક્કો) આપ્યા છે. એણે જીવતા માણસને ક્રૉસ પર ચઢાવ્યો તો એમાં હું શું કરી શકું? ઘણા દિવસો સુધી એને ભોજનપાણી વગર જ ક્રૂસ પર ટાંગી રાખ્યો એમાં હું શું કરી શકું?'

'જીસસ ક્રાઇસ્ટનું ચિત્ર હું દોરી આપું એવી આશા તો મારી પાસે શી રીતે રાખી શકો?' પૉલ વાયેલાએ શાંત સાદે કહ્યું, 'હું એને મારી આંખ સામે તરફડતો ન જોઉં તો એમની ઘોર યંત્રણા હું શી રીતે વ્યક્ત કરી શકું? મેં એ બધું ઈશ્વરના મોડેલને

આપી દીધું છે...કેવળ એ પોઝ યથાર્થ આવે એ માટે મેં સો સો પેંગોઝની તમામ નોટો એના પગ આગળ મૂકી દીધી હતી. ઊભા રહેવા કહ્યું હતું. સહન કરવા માટે, તરફડવા માટે, ક્રૂસ પર રહેવા માટે, હું સ્વસ્થપણે ચિત્ર દોરી શકું એ માટે' પોતાની અદ્ભુત કૃતિ યાદ આવવાથી એની આંખોમાં ફરી એકવાર ચમક આવી ગઈ. એ ક્ષણના અપરાધના પ્રમાણ રૂપ એ ચિત્ર તેઓ લઈ આવ્યા.

એ એક ભયંકર ઈશ્વર હતો...કરમાયેલા માણસની તીખી નગ્નતા, ઊભરેલી નસોની બીભત્સતા, ખેંચાયેલી માંસપેશીઓ સાથે ક્રૂસ પર લટકેલો માણસ, એના સફેદ ફીણ નીકળતા ખુલ્લા વિકૃત થયેલા હોઠો પરથી આત્મબલિદાનનો ચિત્કાર જરૂર નીકળ્યો હશે. લાલ ભયભીત આંખો કોઈ સ્વર્ગીય આશ્વાસન સામે એકટસે જોઈ રહી હતી.

'એની સામે જુઓ !' પોલીસ અફસરે ઘાંટો પાડ્યો, 'એની સામે ! હત્યારા !'

'એ જો વધુ એક દિવસ જીવતો રહ્યો હોત...!' પૉલ વાયેલાએ નિઃશ્વાસ મૂક્યો, 'તો મેં ચિત્ર પૂરું કરી નાખ્યું હોત !'

અને પૉલ વાયેલાના ટૂંકા જીવનવૃત્તાંતનો એ જ અંત હતો, કેમ કે એને જેલમાં લઈ જવામાં આવ્યો અને ત્યાં એને ઘણાં વર્ષો સુધી રાખ્યો.

*

**એક** માણસ રવીન્દ્રનાથને મળવા ગયો, ત્યારે કવિ ઝૂકીને લખતા હતા. માણસે જોયું કે આ રીતે લખતાં કવિ થાકી જતા હશે. એણે વાતચીત દરમ્યાન કહ્યું, 'તમે કોઈ એવું મેજ કે ખુરશી કેમ બનાવી નથી લેતા કે તમારે આટલા બધા ઝૂકવું ન પડે અને આરામથી લખી શકો.'

વાસ્તવમાં હું આમ ઝૂકીને જ લખી શકું છું. સીધો બેસીને લખી શકતો નથી.'

'એમ કેમ ?'

સુરાહીમાં પાણી ઓછું થઈ જાય ત્યારે એને ઝાઝી ઝુકાવીને જ પાણી કાઢવું પડે છે...' રવીન્દ્રનાથે કહ્યું :

# ગોળમટોળ પથરાનાં પરાક્રમો

## ફીઓડોર સોલોગબ □ અનુ. યોગેશ પટેલ

**શહેરમાં** એક પથરાળ માર્ગ હતો. એ પરથી પસાર થતા એક ગાડાના પૈંડાની વાટે એક પથ્થરને બહાર કાઢી નાખ્યો. એ છૂટો થયેલો પથ્થર મનોમન બોલ્યો : 'મારે શા માટે મારા જેવા જ બીજા પથરાઓ સાથે અહીં ભીંસાયેલા રહેવું ? હું સ્વતંત્ર જ રહીશ !'

એવામાં એક છોકરો ત્યાં આવ્યો. તેણે એ ગોળમટોળ છૂટો પથરો ઉપાડી લીધો. પથ્થરે વિચાર્યું : 'મારે મુસાફરી કરવી હતી...તે હું મુસાફરી કરું છું...મારે તો માત્ર દૃઢ સંકલ્પ જ કરવાનો હતો.........'

પેલા છોકરાએ એ ગોળમટોળ પથરો એક ઘર તરફ ફેંક્યો. પથરાએ વિચાર્યું : 'હું ઊડવાની ઇચ્છા કરું છું અને ઊડું છું... કેટલું સરળ ! મેં માત્ર ઇચ્છા કરી અને...!'

ધડીમ...પથરો કાચની બારી પર અથડાયો. કાચ તૂટ્યો. કાચે ચીસ પાડી : 'ઊ...ઈ... હરામખોર ! તેં આ શું કર્યું ?'

પથરો બોલ્યો, 'મારા માર્ગમાંથી હટી જવાનું ડહાપણ તને કેમ ન સૂઝયું ? કોઇ મારો માર્ગ રૂંધે એ મને જરા પણ ગમતું નથી. મને લાભકારક હોય એવી જ બધી ગોઠવણ હોવી જોઈએ. એ મારો જીવનમંત્ર છે.'

પથરો બારીમાંથી થઈને ખંડની મુલાયમ પથારી પર પડયો. તેણે વિચાર્યું : 'હું થોડું ઊડયો લાવ હવે જરા અહીં આરામ કરું.'

પથરો હજી આરામ કરે ત્યાં તો ઘરનો નોકર ત્યાં આવી ચઢયો. તેણે પથરો પડેલો જોયો કે તરત ઉપાડી લીધો, અને બારીમાંથી ઘા કરીને બહાર ફેંકી દીધો. આથી આ પથરો પાછો પથરાળ રસ્તા પર આવી પડયો.

એ ગોળમટોળ પથરાએ પોતાના સાથી પથરાઓને ઊંચા સાદે કહ્યું, 'ભાઈઓ, કેમ છો? હું હમણાં જ એક હવેલીની મુલાકાતે જઈ આવ્યો. પણ હું અમીરોને જરા જેટલું યે મહત્ત્વ આપતો નથી. મારું હૃદય તો સામાન્ય માણસો માટે વલખા મારતું હતું. તેથી જ હું પાછો ફર્યો.' △

## સમાનતા * સોસોગામ * અનુ. યોગેશ પટેલ

એક મોટી માછલીએ નાની માછલીને પકડી. એ નાની માછલીને તેણે ગળી જવી હતી.

નાની માછલી તીણા સાદે બોલી: 'આ અન્યાય કહેવાય! મારે પણ જીવવું છે. કાયદાની દૃષ્ટિએ તમામ માછલી સમાન છે.'

મોટી માછલીએ જવાબ આપ્યો: 'શું વાંધો છે? આપણે સમાન છીએ કે નહીં તેની ચર્ચામાં હું નહીં ઊતરું. જો તારે જીવત-દાન જોઈતું હોય તો-તું શક્તિમાન હોય તે, મારી તને અરજ છે કે તું મને ગળી જા. ગભરા નહીં, હું તને કશું નહીં કરું.'

નાની માછલીએ મોઢું ખોલ્યું અને મોટી માછલીને ગળવાનો પ્રયત્ન કરવા લાગી. અંતે તે નિઃશ્વાસ નાખીને બોલી: 'તું ભાગ્યશાળી છે, તું જીતી...મને ગળી જા.' ○

* કોરા આકાશને પણ ભીનેવાન થવું ગમે છે...
* આકાશી સાગરમાં વાદળાં રૂપી ટાપુઓ તરે છે...
* આકાશી હોડી પોતે જ પાણી થઈને વરસી પડે છે...
* કયા અદૃશ્ય દોરે ઇન્દ્રધનુષ્યને વળાંક આપ્યો હશે?
* ચન્દ્રની એક આંખ ઇન્દ્રધનુષ્ય જુએ એ દિવસ ક્યાં?
* બરફમાં કેદ થયેલા ઇન્દ્રધનુષ્ય જેવો યૌવનકાળ...
* સૂર્ય નીચેથી પસાર થતા વાદળાનો છાંયડો તે કેટલો સમય?

# બોર્જેસ અને હું

△ જ્યોર્જ લૂઇ બોર્જેસ

ઘટના એ પેલા બીજા આદમી–બોર્જેસ સાથે બને છે.

હું બ્યૂનોસ આયરિશની ગલીઓમાં અહીં તહીં થોભતો, કોઈ જૂના પ્રવેશદ્વારના મહેરાબની કોઈ ગેટની નકશીદાર જાળી જોતો આગળ ચાલ્યો જાઉં છું. કદાચ એ મારી આદત છે. હું બોર્જેસ વિશેની જાણકારી ટપાલ દ્વારા અથવા પ્રોફેસરોની કમિટીમાં એનું નામ જોઈને અથવા જીવનકથાકોશમાં એના નામ મારફત પામું છું. હું જૂની રેત-ઘડિયાળો, નકશા, અઢારમી સદીનાં માનચિત્રો, શબ્દોની ધાતુઓ, કોફીની ખુશ્બૂ અને સ્ટીવંન્સનના ગદ્યમાં રુચિ રાખું છે. પણ એ દેખાડા જેવી છે, એમાં નાટકી કૃત્રિમતા ઝબકે છે. અમારે બંનેને બનતું નથી એમ અતિશ્યોક્તિ વિના કહી શકાય. હું યે જીવું છું અને એને પણ જીવવા દઉં છું, જેથી બોર્જેસ પોતાની વાર્તાઓ અને કવિતાઓ લખી શકે. એ વાર્તાઓ અને કવિતાઓ જ મારું ઔચિત્ય સિદ્ધ કરે છે. એ માની લેવામાં મને જરા યે વાંધો નથી કે, એ અમુક સાર્થક પાનાં લખવામાં સફળ થઈ જાય છે. પણ એ પૃષ્ઠો મારો ઉદ્ધાર નહીં કરી શકે, કદાચ એટલા માટે કે જે શિવ છે, તે કોઈ એકની સંપત્તિ હોઈ શકે નહીં, પેલા બીજા માણસની પણ નહીં. એ તો વાણી અથવા સંપત્તિ છે. જે પણ હોય, મારા ભાગ્યમાં તો ગુમનામ થવાનું જ લખ્યું છે, અને મારી માત્ર થોડીક ક્ષણો પેલા બીજા માણસમાં જીવંત રહી શકશે. થોડું થોડું કરીને હું મારું બધું જ એને સમર્પતો જાઉં છું, જો કે મારી પાસે એનાં ભ્રાન્તકથન તથા અતિશ્યોક્તિના અદમ્ય સ્વભાવના પુરાવા છે. સ્પિનોઝાનું કહેવું છે કે, કોઈ પણ પોતાનું અસ્તિત્વ ખોવા માગતું નથી. એક પથ્થર, પથ્થર જ રહેવા માંગે છે અને એક સિંહ, સિંહ જ રહેવા માગે છે. મારું અસ્તિત્વ બોર્જેસમાં જ

રહેશે, મારામાં નહીં (હું કોઈ બીજો ન હોઉં તો) પરન્તુ હું બીજાઓનાં પુસ્તકો અથવા ગિટારની શ્રમસાધ્ય સુરસાધના કરતાં મને પોતાને એનાં પુસ્તકોમાં બહુ ઓછો પિછાનું છું.

વર્ષો પહેલાં મેં એનાથી મારો છેડોછૂટકો કરવાનો પ્રયત્ન કર્યો હતો અને હું શહેરના બહાર આવેલા ગંદા વિસ્તારના વાતાવરણમાંથી બહાર આવીને શહેરમાં અસીમ સમયનો ખેલ જોવા આવી ગયો હતો. પણ હવે એ બોર્જેજનો અંગ બની ગયો હતો. હવે મારે બીજી તરફ મારી રૂખ બદલવી પડશે. આ રીતે મારું જીવન લગભગ સમાપ્ત થતું જાય છે અને હું પ્રત્યેક વસ્તુ ખોતો ચાલ્યો જાઉં છું. પ્રત્યેક ચીજ વિસ્મૃતિની ગર્તામાં અથવા બીજા માણસમાં છૂટતી જાય છે.

અમારામાંથી કોણ આ પાનું લખી રહ્યો છે તે હું નથી જાણતો.

## હસ્તાક્ષર □ પાઉલ હાવર્ડ

પક્ષી ધૂળમાં પોતાના હસ્તાક્ષર મૂકી જાય છે; પ્રાચીન લિપિ જેવા એમનાં પંજાનાં ચિહ્નન.

હવા વૃક્ષો પર હસ્તાક્ષર પાડી જાય છે, મોસમ પણ મૂકી જાય છે પોતાનાં નિશાન ટેકરીઓ પર (આ તરફ કોઈ બિમ્બ, ત્યાં કોઈ પ્રતીક, ક્યાંક ઓસબિન્દુ, ક્યાંક બરફનું પડ)

આપણે પણ પાછળ મૂકી જઈએ છીએ આપણા હસ્તાક્ષર—એટલે કે એક કાયમી પરિવેશ—પ્રેમ અથવા ઘૃણાનો, શાંતિ કે કલહનો, અંધ કરી દેનારા આવેશનો.

પક્ષીઓની હસ્તલિપિ કે હવાના હસ્તાક્ષર તો થોડા દિવસોમાં ખોવાઈ જાય છે, પણ આપણે જે હસ્તાક્ષર કરીએ છીએ–

–માસુમ ચહેરા અને સંવેદનશીલ હૃદયો પર, એને કોઈપણ શક્તિ સંપૂર્ણપણે મિટાવી શકતી નથી.

# ગઝલમાં કાફિયાપરસ્તી

△

રતિલાલ અનિલ

ગઝલ પોતે એક અર્થમાં બંડખોર ખરી, કેમ કે પ્રેમ પોતે જ ઘણી વાર ફિતૂરું જતું બંડ હોય છે. પણ એ બંડની યે એક પરંપરા બની એટલે ગઝલી પ્રેમનાં બંડ પણ અભ્યાસુ જોઈ શકે એવાં 'ચીલે-ચલુ' બન્યાં, અને એવું બન્યું ત્યારે ભાવક માટે કૌતુક અને પ્રસન્નકર ઉત્તેજના પણ એવા ઉદાહરણમાં ઓછાં થયાં. કૃતિમાં કશું અણધાર્યું ભલે ન આવે, પણ કલ્પી શકાય એવું આવે તે કળા પક્ષે ઊણપ અને ભાવક પક્ષે નિરસતા છે.

ગઝલનું સ્વરૂપ આદર પામેલી અને તેથી રૂઢ થયેલી, આકાર-સૌષ્ઠવને પ્રગટાવતી વાસ્તુકલા જેવું છે. પ્રાસ અને રદીફ-તુકાન્તની યોજનાથી કથનને પુષ્ટિ જ નહીં, પણ અનિવાર્ય એવી મુખરતા યે મળે છે. આનંદનો વિહાર ત્યાં પહોંચી લક્ષ્યે પહોંચ્યાની કૃતાર્થતા અનુભવી શકે છે. પણ પોત કરતાં કિનાર અલગ પડી જાય અને એવું બળ પોતને ચીરી નાખે એવી વિષમતા અને અફર કલ્પેલો અંત પોતાને કારણે જ સફર પ્રારંભાવે એવી વિચિત્રતા પણ, ગઝલના સ્ટ્રક્ચરને જ વળગી પડનારા, સર્જે છે.

કવિતા જેવા સર્વોત્તમ સાહિત્યપ્રકાર માટે કશુંક સ્ટ્રક્ચર તૈયાર હોય એ જ, આજના સર્જકને વિચિત્રતા જેવું નહીં તોયે અકળાત્મક

* 'તરુણ કવિમિલને' યોજેલી 'ગઝલ : કટલાક પ્રશ્નોની ચર્ચા' (તા. ૨૯-૧૧-'૭૪) માં વંચાયેલો લેખ. સર્વશ્રી અજિત ઠાકોર, રવીન્દ્ર પારેખે પણ નિબંધ વાંચ્યા હતા; સર્વશ્રી મંગળ રાઠોડ, હેલ્પર ક્રિસ્ટી આદિએ ચર્ચામાં ભાગ લીધો હતો.

લાગવા સંભવ છે, અને આજે જ્યારે અછાંદસ સ્વરૂપ સુધી કવિતા પહોંચી છે ત્યારે તો એમ લાગવું સહજ છે. પરન્તુ કવિતા જેમ કળાના કોઇ સિદ્ધાંતમાં આવે છે તો તેની બહાર જઇને પણ પોતાને સિદ્ધ કરે છે એ ધ્યાનમાં રાખીએ તો ગઝલના તૈયાર સ્ટ્રક્ચર વિશે પૂર્વગ્રહ જેવું કશુંક ગૃહીને જ આગળ ન વધીએ તેમ એના સ્ટ્રક્ચરને કારણે જ અંદરની સામગ્રી કળાની સામગ્રી બને છે એવું યે ન સ્વીકારીએ. ગઝલના સ્વરૂપ વિશેના પરંપરિત પ્રતિપાદનો અને નવતર કવિતાનાં ગૃહિતો–બંનેને બાજુએ રાખી આપણી સમક્ષ જે ગઝલો આવે છે, તેમાં એના સ્વરૂપને કારણે જ કયાં શે'ર બને છે અને ક્યા એના સ્ટ્રક્ચરના કોઇ પાર્ટ્સ કે વિભાગને કારણે જ શે'ર બનતો નથી કે એને કારણે જ શે'ર કૃતક નીવડ્યો છે તે વિચારીએ.

ગઝલમાં પ્રાસ–રદીફ જરૂરી છે કે કેમ, કે પ્રાસ–રદીફ કરતાં માત્ર પ્રાસબદ્ધ એટલે કે તુકાન્તવિહોણી એટલે કે પ્રાસનો અંત્યાક્ષર જ તુકાન્ત હોય તે પ્રાસ–રદીફ કરતાં વધારે ઇચ્છવાયોગ્ય છે કે, કળાની દષ્ટિએ વિશેષ આવકાર્ય છે એ પણ એક બીજો મુદ્દો છે. પણ તે અલગ ચર્ચાનો વિષય ભલે બને. અહીં પ્રસ્તુત મુદ્દો એ છે કે, પ્રાસ–રદીફની યોજના ગઝલના સ્વરૂપને દઢાવે છે કે એને કૃતક–કૃત્રિમ બનાવે છે ?

સાહિત્યને 'સાહિત્ય' અને 'સાહિત્યપ્રેરિત સાહિત્ય' એવા બે વિભાગોમાં વહેંચવું પડે એમ છે, કારણ કે ઉપસર્જકોનો વર્ગ રહ્યો જ છે. એકે લખેલી સફળ ગઝલ પરથી તે જ છંદ અને પ્રાસ–રદીફ સ્વીકારી અનુકરણમાં લખાયેલી ગઝલોમાં માત્ર કોઇક જ સ્વતંત્ર રચના સિદ્ધ થઇ શકે એવી નીવડે છે. મુશાયરા માટે પંક્તિ પ્રાસ–રદીફ અપાય છે, તે પર સંખ્યાબંધ ગઝલો રચાય છે, તે આવા અભ્યાસ માટે વિપુલ સામગ્રી પૂરી પાડે છે. તૈયાર માળખું એ લાલચ છે તેમ કવિકર્મ સિદ્ધ કરવાની કસોટી પણ છે.

ગીતનું સ્વરૂપ પણ અંધિયાર, છતાં ધ્રુવપંક્તિ રાખવી કે નહીં, સ્ટાંઝાની પંક્તિ કેટલી રાખવી, લયના આંતરા પાડવા કે કેમ અને પ્રત્યેક સ્ટાંઝાએ પ્રાસ બદલવાની, પસંદગીની સ્વતંત્રતા આપે છે, એની સરખામણીમાં ગઝલમાં સ્વતંત્રતા ઓછી છે, તે વિશેષ કળાવિવેકની અપેક્ષા રાખે છે. ગઝલની જેમ જ ગીતોમાં યે સફળ કૃતિના અનુકરણના સંખ્યાબંધ દાખલા મળી આવે છે—પ્રાસ અને લય બંનેમાં રહ્યા હોવાની એ નીપજ ખરી કે? એ પ્રશ્ન એક જુદો જ અભ્યાસ માગે છે.

આમ ગઝલમાં પ્રાસ–રદીફની યોજના અનેક મુદ્દા ઊભા કરે છે. અહીં હું માત્ર ગઝલમાં કાફિયાપરસ્તીનો પ્રશ્ન જ ચર્ચીશ.

મારી સામે 'સમર્પણ'નો દિવાળી અંક છે અને એ હાથવગી સામગ્રીમાંથી, પૃથક્કરણ માટે એમાંની એક ગઝલ ઉતારું છું. એક તો એના સર્જક 'દીવાને સાહેબ' છે, એટલે ગઝલરચનામાં પારંગત છે, અને પ્રાસપરસ્તીના દોષો પરંપરિત ધોરણની ગઝલમાં વિશેષ દેખા દે છે એ દૃષ્ટિએ હું શ્રી એફ઼ામની ગઝલ લઉં છું.

અહીં મસ્તક ફૂટયું ને રક્તધારા લાલ આવી ગઈ,
પછી જોયું તો એક બિન્દી તમારે ભાલ આવી ગઈ.

હતાં જે આવનારાં કાલ એ એક જ નહીં આવ્યાં,
નહીં તો જિંદગીમાં તો ઘણી યે કાલ આવી ગઈ.

મહોબ્બતની ગલી સીધી હતી તો પણ વળ્યો પાછો,
કરું પણ શું બીજું ? વચ્ચે જ એક દીવાલ આવી ગઈ.

કદમ લથડી રહ્યા છે તોયે વધતો જાઉં છું આગળ,
મદિરાલયમાં જઈ આવ્યો તો મક્કમ ચાલ આવી ગઈ.

લાગવા સંભવ છે, અને આજે જ્યારે અછાંદસ સ્વરૂપ સુધી કવિતા પહોંચી છે ત્યારે તો એમ લાગવું સહજ છે. પરન્તુ કવિતા જેમ કળાના કોઇ સિદ્ધાંતમાં આવે છે તો તેની બહાર જઈને પણ પોતાને સિદ્ધ કરે છે એ ધ્યાનમાં રાખીએ તો ગઝલના તૈયાર સ્ટ્રકચર વિશે પૂર્વગ્રહ જેવું કશુંક ગૃહીને જ આગળ ન વધીએ તેમ એના સ્ટ્રકચરને કારણે જ અંદરની સામગ્રી કળાની સામગ્રી બને છે એવું યે ન સ્વીકારીએ. ગઝલના સ્વરૂપ વિશેના પરંપરિત પ્રતિપાદનો અને નવતર કવિતાનાં ગૃહિતો–બંનેને બાજુએ રાખી આપણી સમક્ષ જે ગઝલો આવે છે, તેમાં એના સ્વરૂપને કારણે જ કયાં શે'ર બને છે અને ક્યા એના સ્ટ્રકચરના કોઈ પાર્ટસ કે વિભાગને કારણે જ શે'ર બનતો નથી કે એને કારણે જ શે'ર કૃતક નીવડયો છે તે વિચારીએ.

ગઝલમાં પ્રાસ–રદીફ જરૂરી છે કે કેમ, કે પ્રાસ–રદીફ કરતાં માત્ર પ્રાસબદ્ધ એટલે કે તુકાન્તવિહોણી એટલે કે પ્રાસનો અંત્યાક્ષર જ તુકાન્ત હોય તે પ્રાસ–રદીફ કરતાં વધારે ઇચ્છવાયોગ્ય છે કે, કળાની દૃષ્ટિએ વિશેષ આવકાર્ય છે એ પણ એક બીજો મુદ્દો છે. પણ તે અલગ ચર્ચાનો વિષય ભલે બને. અહીં પ્રસ્તુત મુદ્દો એ છે કે, પ્રાસ–રદીફની યોજના ગઝલના સ્વરૂપને દઢાવે છે કે એને કૃતક–કૃત્રિમ બનાવે છે ?

સાહિત્યને 'સાહિત્ય' અને 'સાહિત્યપ્રેરિત સાહિત્ય' એવા બે વિભાગોમાં વહેંચવું પડે એમ છે, કારણ કે ઉપસર્જકોનો વર્ગ રહ્યો જ છે. એકે લખેલી સફળ ગઝલ પરથી તે જ છંદ અને પ્રાસ–રદીફ સ્વીકારી અનુકરણમાં લખાયેલી ગઝલોમાં માત્ર કોઈક જ સ્વતંત્ર રચના સિદ્ધ થઇ શકે એવી નીવડે છે. મુશાયરા માટે પંક્તિ પ્રાસ–રદીફ અપાય છે, તે પર સંખ્યાબંધ ગઝલો રચાય છે, તે આવા અભ્યાસ માટે વિપુલ સામગ્રી પૂરી પાડે છે. તૈયાર માળખું એ લાલચ છે તેમ કવિકર્મ સિદ્ધ કરવાની કસોટી પણ છે.

ગીતનું સ્વરૂપ પણ બંધિયાર, છતાં ધ્રુવપંક્તિ રાખવી કે નહીં, સ્ટાંઝાની પંક્તિ કેટલી રાખવી, લયના આંતરા પાડવા કે કેમ અને પ્રત્યેક સ્ટાંઝાએ પ્રાસ બદલવાની, પસંદગીની સ્વતંત્રતા આપે છે, એની સરખામણીમાં ગઝલમાં સ્વતંત્રતા ઓછી છે, તે વિશેષ કળાવિવેકની અપેક્ષા રાખે છે. ગઝલની જેમ જ ગીતોમાં યે સફળ કૃતિના અનુકરણના સંખ્યાબંધ દાખલા મળી આવે છે–પ્રાસ અને લય બંનેમાં રહ્યા હોવાની એ નીપજ ખરી કે? એ પ્રશ્ન એક જુદો જ અભ્યાસ માગે છે.

આમ ગઝલમાં પ્રાસ–રદીફની યોજના અનેક મુદ્દા ઊભા કરે છે. અહીં હું માત્ર ગઝલમાં કાફિયાપરસ્તીનો પ્રશ્ન જ ચર્ચીશ.

મારી સામે 'સમર્પણ'નો દિવાળી અંક છે અને એ હાથવગી સામગ્રીમાંથી, પૃથક્કરણ માટે એમાંની એક ગઝલ ઉતારું છું. એક તો એના સર્જક 'દીવાને સાહેબ' છે, એટલે ગઝલરચનામાં પારંગત છે, અને પ્રાસપરસ્તીના દોષો પરંપરિત ધોરણની ગઝલમાં વિશેષ દેખા દે છે એ દૃષ્ટિએ હું શ્રી બેફામની ગઝલ લઉં છું.

અહીં મસ્તક ફૂટયું ને રક્તધારા લાલ આવી ગઈ,
પછી જોયું તો એક બિન્દી તમારે ભાલ આવી ગઈ.

હતાં જે આવનારાં કાલ એ એક જ નહીં આવ્યાં,
નહીં તો જિંદગીમાં તો ઘણી યે કાલ આવી ગઈ.

મહોબ્બતની ગલી સીધી હતી તો પણ વળ્યો પાછો,
કરું પણ શું બીજું ? વચ્ચે જ એક દીવાલ આવી ગઈ.

કદમ લથડી રહ્યા છે તોયે વધતો જાઉં છું આગળ,
મદિરાલયમાં જઈ આવ્યો તો મક્કમ ચાલ આવી ગઈ.

ફસાવીને મને એ પણ હવે છૂટી નથી શકતી,
ચરણની સાથ મારા હાથમાં પણ જાલ આવી ગઈ.

અમારે તો જીવનસંગ્રામમાં ઘા ઝીલવાના છે,
અમારા હાથમાં તલવાર બદલે ઢાલ આવી ગઈ.

પરિવર્તન થયું બસ એટલું 'બેફામ' જીવનમાં,
જનમદિન આવતા'તા ત્યાં મરણની સાલ આવી ગઈ.

ગઝલ અને તેય પરંપરિત ધોરણની ગઝલ હોય ત્યારે તેની બાની પરત્વે વાચિક પરંપરાને તે અનુસરતી હશે એટલો ખ્યાલ અવશ્ય રાખવા સરખો છે. ગઝલની બાની એ એના પૃથક્કરણની મુળભૂત સામગ્રી છે, અને વાચિક પરંપરાને અનુસરીને એ પોતાના કથનને કેવુંક જીવંત પ્રભાવી કરે છે તે જોવા સરખું છે, તો વાચિક પરંપરાની શૈલીમાં વહીને કેવી અપ્રતીતિકર શબ્દરચના કરે છે તે પણ અભ્યાસુ તપાસી શકે.

પ્રસ્તુત ગઝલની રદીફ છે 'આવી ગઈ,' તેની સાથે કાલ/દીવાલ ચાલ/જાલ/સાલ–પ્રાસ મહાવરાએ સંલગ્ન છે, જ્યારે અન્ય પ્રાસની ગતિ અનાયાસ પ્રવાહ નજીક આવી ગયા જેવી નથી. 'લાલ' વિશેષણ છે અને 'રક્તધારા' એની આગળ, એથી 'લાલ આવી ગઈ' જેવી સરળ પદાવલિ રચાઈ નથી. મુળે તો 'રક્તધારા' કહ્યા પછી 'લાલ' કહેવાની જરૂર જ રહેતી નથી. અભણ ઉતારુ માટે જ સ્ત્રીઓ માટેના ડબ્બા પર સ્ત્રીનું ચિન્હ ચીતર્યું હોય છે, પણ લિપિ વાંચી શકે છે એવા વાચક માટે કે એ શબ્દ સાંભળે, વળી તે કવિતા સાંભળે છે ત્યારે તે એટલો તો સજ્જ હોય જ કે રક્તધારા લાલ જ હોવાનું વિના કહે સ્વીકારે, પણ કવિને પ્રાસ લાવવો છે એટલે વિશેષણ વાપરવું જ પડયું, વાચકને કદી લોહી નીકળ્યું નથી કે એણે કદી જોયું

નથી એવું સ્વીકારીને! લોહી લાલ સિવાયના રંગનું હોય તો જ રંગદર્શી વિશેષ યોજવું પડે. આ ગઝલની પ્રથમ પંક્તિથી જ પ્રાસ સંદર્ભે, ગઝલી પરંપરાએ, પ્રાસઆધારિત ભાવસૃષ્ટિ સર્જયાના સગડ મળે છે. અહીં માથું ફૂટયું ને ત્યાં ભાલે લાલ બિન્દી આવી ગઈ–પણ શાથી માથું ફૂટયું? આપોઆપ ફૂટે એવો તો માથાનો સ્વભાવ નથી? ભાવક વિમાસણમાં પડી જાય કે આ 'માથાફોડ' શેની છે? કાફિયાની!

ગઝલરચના અને ભાવાભિવ્યકિતનું પૃથકકરણ કરતાં પહેલું તથ્ય તો એ પમાય છે કે કવિને સહજ ચાતુરી સાધ્ય છે, બીજું તથ્ય એ કે તાલમેલિયા વિરોધો–વિરોધાભાસને ચાલાકીથી ટકરાવી શ્રોતાઓને રીઝવવાના કસબમાં કાબેલ છે. જે ગુણ પક્ષે નથી. 'અહીં મસ્તક ફૂટયું ને તમારે ભાલે લાલ બિન્દી આવી ગઈ' જાદુના ખેલ જેવું લાગે છે. એ ખેલમાં ભાષાની કચૂંબર થઈ ગઈ! મસ્તક ફૂટયું કે રકતધારા 'ફૂટી'–રદીફ નક્કી એટલે એ 'આવી ગઈ!' બિન્દી પણ આવી ગઈ! આ તે કેવું 'પોએટ લાયસન્સ?'

બીજો શેર 'કાલ' શબ્દની રમત જ બની ગયો છે. સૌ પ્રથમ એ શબ્દ પ્રાસ રૂપે સાંભર્યો, તે સાથે એ શબ્દના બોલીરૂપ, મહાવરા સાંભર્યા ને 'એવી તો ઘણી કાલ આવી ગઈ' એ રૂઢિપ્રયોગ સાથે ગઝલની પરંપરાનો તાલમેળ બેસી ગયો અને શેર બની ગયો! એમાં વળી છંદમાં ગાબડું પડતું હતું એટલે 'એક જ' શબ્દો ધરબી દીધા! પણ યોજના વિના આવી પડેલા ચોસ્લા મહાજન જેવા એ શબ્દોએ જ ભાવકને પ્રશ્ન પૂછવા પ્રેર્યો, બીજા કોણે કોણે વાયદા કરેલા તેઓ આવી ગયા અને 'એ એક જ'ન આવ્યાં? 'નહીં તો, જિંદગીમાં તો' આ શબ્દો બેળેબેળે મુંઝાઈને મૂકવા પડયા અને બીજો 'તો' ગાબડું પૂરવા મુકયાનું સમન્વય છે. કવિ પ્રાસ પાછળ પડે છે ત્યારે કેવી કૃતક રચના નીપજે છે તેનું આ શે'ર ઉદાહરણ છે.

પરંપરિત ભાવ ફરી ફરીને, નહીં જેવા ફેરફારથી આવ્યા કરે એ પરંપરિત ગઝલનું એક લક્ષણ રહ્યું છે, સજાગ સર્જકે પરંપરિત ભાવમાં કશુંક પોતીકું કવિકર્મ સિદ્ધ કરવું જોઈએ.

ત્રીજો શેર પણ પ્રાસની આસપાસ રચાયેલો કાચો પિણ્ડ છે. 'મહોબ્બત' શબ્દના ગુજરાતી પર્યાયો શોધવા જવું પડે એમ નથી. કવિચિત્તમાં એ હોય તો યથાસ્થાને સહજ આવી જાય. પ્રૌઢી અને ગરિમાની દૃષ્ટિએ આ શે'રનો ભાવ નર્યો બાલીશ છે.

પ્રેમના માર્ગમાં પહાડ આવ્યો તો ફરહાદ કોદાળીના ઘા ઝીંકીને તેને તોડવા મંડી પડ્યો, એ ગાંડપણ નહીં, અફર પ્રેમનું ઉન્મત્ત શૌર્ય હતું, ત્યારે આ શે'રના 'મહોબ્બત બહાદુર', પ્રેમના વિશાળ માર્ગમાં નહીં, પણ (સાંકડી) ગલીમાં વચ્ચે (એ તો ગલીનો છેડો કહેવાય!) દીવાલ આવી કે પાછા વળી ગયા અને લાચારની નિર્દોષતાથી કહેવા લાગ્યા, કરું પણ શું બીજું ? વળી આ ગલી આ ગઝલરચના માટે ખાસ રચવામાં આવી લાગે છે! બાકી ખાંચા અને ખડકીમાં દીવાલ આવે, ગલીમાં નહીં, અને ગલીમાં દીવાલ આવે તો એ ગલી શેની ? વળી, ગલી સીધી હતી, પોતામાં દીવાલ તોડવા કે કૂદી જવાનું સાહસ શૌર્ય નહોતું, તો શું કામ ચાલવા માંડ્યું ? ગલી સીધી હોવાથી દીવાલ તો ગલીના આરંભે જ દેખાય! કે પછી 'હૃદયના શુધ્ધ પ્રેમીને નિગમનાં જ્ઞાન ઓછાં છે!' એ પંક્તિ સાર્થ કરવી હતી ! (પણ તે આ રીતે થાય ? વાચ્યાર્થ સિદ્ધ કર્યા પછી ધ્વન્યાર્થ કે વ્યંગ્યાર્થ કે બીજા અર્થસંકેત તરફ જવાનું હોય, પણ અહીં તો વાચ્યાર્થ જ વિચિત્ર તર્કો પ્રેરે એવો છે.) કોદાળીથી પર્વત ન ખોદાય એ નિગમનું જ્ઞાન નકારનાર ફરહાદ જેવું આ અજ્ઞાન નથી.

ચોથો શે'ર, નશામાં લથડતો માણસ કહે કે પીધા પછી મારી ચાલ મક્કમ થઈ ગઈ છે–તો હસી પડીએ એથી વિશેષ મહત્ત્વનો નથી. એ પણ પ્રાસની પેદાશ' છે. ભાવભિવ્યક્તિનુ' સ્થાન સસ્તી ચાતુરી

લે છે. 'આવી ગઈ' રદીફ પણ ભાષાદૃષ્ટિએ 'ચાલ' સાથે નિર્વાહ્ય બનતી નથી. વિરોધાભાસને ટકરાવવાનો પ્રયત્ન સિદ્ધ થતો ન હોવાથી, માત્ર શાબ્દિક બની રહે છે. લથડતા કદમ આગળ વધવાથી જ તે મક્કમ ચાલ કઈ રીતે સિદ્ધ થાય છે? અહીં પણ, શરાબનું કોઈ પણ રીતે ગૌરવ કરવાની ગઝલી પરંપરાની ઇમદાદ મળી ગઈ છે!

બાલીશ ચાતુરી વધારે ખુલ્લી પડે છે પાંચમાં શે'રમાં. ભરૂચી ગુજરાતી કે પારસી ગુજરાતી પણ ગઝલરચનામાં સહાયક નીવડે છે એ પામી જનાર સર્જકે પ્રાસનો અંત્યાક્ષર નિભાવવા 'જાળ' શબ્દ 'જાલ' રૂપે સ્વીકારી લીધો! શે'રનો ભાવ વિચારીએ તો તે 'પડ્યા, તો કહે કે નમસ્કાર!' જેવો, કાયરના ભક્તિમાર્ગી દુ:સાહસ જેવો લાગે છે. જાળ છૂટવા માટે હોતી જ નથી, તે તો ફસાવવા, જકડવા જ વળગે, તેને 'છૂટી નથી શકતી' કહેવું એ 'ઢંગ વગરનો તરંગ' બની રહે છે. દાબડાનું ઢાંકણ પોતે ઊઘડી શકતું નથી એમ કહેનારો પોતે જ પરિહાસનો ભોગ બને છે. ઓરડાની બહાર પગ મૂકી ન શકનારો કહે કે આ ભીંત અલગ થઈ શકતી નથી, તો સાંભળનારો કહેશે કે, એટલા માટે તો એ ભીંત કહેવાય છે! પણ ચાલી શકનારો માણસ ભીંત ન ઓળંગી શકે તો અપંગ કે લકવાગ્રસ્ત કહી શકાય! જે ગઝલને ગાલિબે વિશ્વકવિતાની હરોળમાં મૂકી, ઇન્ટેલેક્ચ્યુઅલની ચૈતસિક ગરિમા સુધી પહોંચાડી, તેને, નિર્બળનું વાચિક પરાક્રમ કઈ અવલમંજલે પહોંચાડે છે? જાળમાં આખું શરીર સપડાયું ત્યારે 'ચરણ'નો ઉલ્લેખ કયા હેતુ માટે છે? હાથ-પગનું શબ્દિક યુગલ ન આવ્યું હોત તો 'હાથ' કુંવારાપણાથી ભોંઠા લાગવાના હતા? હાથ તો જાળને તોડી નાંખવામાં સાર્થકતા અનુભવે કે પકડી રાખવામાં? ગુલામીને 'હાથમાં આવેલી સોનામહોર' કહેવાના દુ:સાહસની હાસ્યાસ્પદતા આ આ દૃષ્ટાંતથી સમજાશે:

'જોડો મારા પગને સપડાવવા ગયો પણ મારા હાથમાં એની દોરી આવી ગઈ; હવે એ પણ છૂટી શકતો નથી!'

આખી ગઝલમાં છઠ્ઠો શે'ર સામાન્ય તોયે વૈચિત્ર્યવિહીન, સહજ છે અને કવિએ વિશેષ મથામણ કરી હોત તો તે શે'ર થઈ શક્યો હોત. 'જીવન સંગ્રામમાં પ્રહાર નહીં', સંરક્ષણ જ અમારે ભાગે આવ્યું' એટલું જ કહેવાનું છે, અને તે પણ 'પ્રાસ'ને આધારે જ!

છેલ્લો શે'ર પણ પ્રાસ પરથી જ સ્ફુરેલો છે. પણ 'મરણની સાલ' જેવો કોઈ મહાવરો છે ખરો? ભ્રષ્ટ બોલી તે મહાવરો નથી. 'મોતનો દિવસ', 'મરવાના દહાડા' પ્રચલિત, પણ એ કંઈ પ્રાસ થઈ શકે નહીં, એટલે 'મરણની સાલ' ગઝલમાં આવી ગઈ! 'ત્યાં' એટલે ક્યાં? જીવનમાં, પણ તે પોતાની બહાર–ત્યાં (કોઈક સ્થાને) હોય? ટૂંકમાં, 'જીવનમાં જન્મદિવસ આવતા હતા ત્યાં મરણની સાલ આવી ગઈ' એ સારો મહાવરો નથી. અવસાન પામેલા માટે એમના 'મરણની સાલ', ખાસ, વર્ષનો ઉલ્લેખ અનિવાર્ય હોય ત્યારે જ, થાય છે. જીવતા માણસને મોત નજીક દેખાય તો તે 'મોતના દિવસ' કે 'મોતના દહાડા'જ કહે.

આવી કાફિયાપરસ્તી નવીનતર ગઝલમાં યે ક્યાંક ક્યાંક હોય છે. ભાવસામગ્રી કે સંદર્ભો જુદા હોવાથી કાફિયાપ્રેરિત તાલમેળ છુપાઈ જતો નથી. 'સમર્પણ'ના એ જ અંકમાં પ્રગટ થયેલી શ્રી મનસુખ વાઘેલાની ગઝલનો પ્રથમ શે'ર જોઈએ:

હજી યે ઈવ ને આદમના હોઠ ભૂખ્યા છે,
ને સર્પ વાત કરે છે હજી યે ફળ વિશે.

પ્રાસ 'ફળ' છે, એટલે ઈવ–આદમના હોઠ 'તરસ્યા' નહીં, પણ 'ભૂખ્યા' છે! પ્રાસ ઈન્દ્રિયકર્તવ્ય ને ઈન્દ્રિયબોધ પણ બદલી નાખે! આ કંઈ વાયવ્યી રચના કે અવળવાણી નથી; એવી રચના એવા પલટાને સાર્થ કરે છે ખરી.

ગઝલનું સ્ટ્રક્ચર કૃતક રચના માટે લલચાવનારું છે અને નવાગંતુક પણ એમાં સપડાય છે.

આટલી ઉપલક ચર્ચા પરથી યે સમજાય છે કે ગઝલમાં પ્રાસ અને અમુક અંશે રદીફનું આકર્ષણ કેટલું ભયાવહ, નર્યા તાલમેળ માટે લલચાવનારું, સસ્તી 'ચાતુરીમાં ફસાવનારું' છે. આ પક્ષ લઈને ગઝલ પ્રત્યે અરુચિ રાખનારા ને કેળવનારા પોતાના પૂર્વગ્રહને 'ખરા રૂપિયા' તરીકે ખખડાવવા માંડે તો કહી શકાય કે નીવડેલી ગઝલ નહીં, નીવડેલો એક શે'ર, એનું શિલ્પ જુઓ, એમાં પ્રાસ–રદીફ કેવા અનિવાર્ય અંગ બની રહ્યા છે :

અભી ઇશ્ક કે ઇમ્તિહાં ઔર ભી હૈ,
સિતારોં કે આગે જહાં ઔર ભી હૈ.

## પડકાર □ વિપિન પરીખ

શંખનો ધ્વનિ સાંભળી
મારા રોમરોમ રેબઝેબ થઈ
ભાગાભાગી કરી મૂકે છે.
શત્રુની સિંહની ત્રાડ ગગનને ચીરી નાખે ત્યારે
મારું હૃદય વરસાદમાં થરથર ધ્રૂજતા બિલાડીના બચ્ચાની જેમ
કોકડું વાળી લપાવાની કોશિશ કરે છે.
હાથમાંથી ધનુષનો ટંકાર
મૃત શિશુની જેમ ખરી પડે છે:
બધા જ વ્યૂહ મોઢે હોવા છતાં
આંખ આગળ લાલપીળાં વર્તુળ
ગોળગોળ ઘૂમે છે
આખું વિશ્વ ચકરાવે ચડ્યું છે.
હું આધાર શોધું છું,
કૃષ્ણ, તમે ક્યાં છો ?

## રેતીમાં ખૂંપેલા વ્હાણ જેવું ઘર...

પાણીના વાદળાની પાંખો ફફડાવતો ગહેકાવી દઉં આ ગગન, મને થાય છે,
રેતીમાં ખૂંપેલા વ્હાણ જેવું ઘર જોઈ પોસપોસ રોવાનું મન, મને થાય છે.

જાનકીને લૈ રામ આવે અવધ એમ ઝંખવાતા નેજવામાં દાખલ હું થાઉં,
સૂકાતા લોહીમાં 'હાશ'નો હાથ ધીમે પસવારી પંડની આ ગુંચો મિટાઉં.

વહેળામાં ખળખળતો વહેતો હું જાઉં, બીજું વહેતો હું જાઉં, ત્રીજું વહેતો હું જાઉં;
'ક્યાં ગયો ?' એમ કહી શોધે કે ખિલખિલતો ટૂંડેકુંડેથી પછી હુધમલ ડોકાઉં.

મોરનાં પીંછાંના ઝંખવાતા રંગ જોઈ ઉજ્જડતા વાંસળીના વંન, મને થાય છે,
પાણીના વાદળાની પાંખો ફફડાવતો ગહેકાવી દઉં આ ગગન, મને થાય છે,
રેતીમાં ખૂંપેલા વ્હાણ જેવું ઘર જોઈ પોસપોસ રોવાનું મન, મને થાય છે.

ચૂનો બની હું તો ધોળાઈ જાઉં ભીંત પર, ભીંતોને ધોળપથી ધોતો રહું,
ઉંબરમાં દીવો થૈ ઝગતો રહું, ભર્યાં આંગણના સાથિયામાં સ્હોતો રહું.

હરતું ફરતું મારું હસતું હોય ઘર એને કિલ્લોલતું કોડીથી જોતો રહું,
સેનકમાં હાલવે ને ઓરડામાં અજવાળું અજવાળું થાય એવા કેમ રે થવું ?

એવું તે ભાગ્ય મારું ક્યાં છે રે, ભાઈ ! અને એવું તે ક્યાં આ જીવન, મને થાય છે,
રેતીમાં ખૂંપેલા વ્હાણ જેવું ઘર જોઈ પોસપોસ રોવાનું મન, મને થાય છે.

**કિસન સોસા**

# હેમંતની રાત

□ સાંદીપનિ

આ રાત્રીનું કાજળ ધરતી–આકાશને કેવાં બદલી નાખે છે! ચિત્તમાં થંભી ગયેલી કોઈ ઊજળી ક્ષણની જેમ ખૂણે દીવો ઊભો છે, અને થંભી ગયેલી ક્ષણ ચિત્ત સમસ્તમાં વ્યાપી જાય એમ દીવો ઓરડામાં પ્રકાશરૂપે વ્યાપી ગયો છે. રાત્રી અને દીવો–બંને મૂંગાં છે. એ મૂગાપણાનું વ્યક્તિત્વ એ જ તો રાત્રી છે. બારીમાંથી સૂરજ ડોકિયું કરતો નથી અને દીવાને ઓરડા બહાર ડોકિયું કરવાની સ્પૃહા જણાતી નથી. સૂરજ તપે છે, માત્ર તપ કરતો નથી, કેમ કે એ આગળ વધતો, ઊંચે ચઢતો દેખાય છે, પણ દીવો જાણે સ્થિર ચિત્તે ને ખુલ્લી આંખે તપ કરે છે, એમાં તાપ નથી, પણ પ્રકાશ છે...

નદીમાં તરતા જતા દીવાનો મલપતો પ્રવાસ રાત્રીએ મનભર બની રહે છે, આકાશના તારા અને નક્ષત્રો તરતાં નથી. શું તરે? આકાશ વહેતું નથી! અગતિમાં ગતિ કરવાનું તારા–નક્ષત્રોને ગમતું નથી, પાણી આછું વહે છે એટલે દીવાને ગતિ કરવાનું ગમે છે...દીવો ગતિ કરતો નથી, એ તો પેલા નક્ષત્ર જેવો સ્થિર છે, પણ પાણીમાં ગતિ છે એટલે દીવા નીચેનું પાણી ગતિ કરે છે અને દીવો ગતિ કરતો દેખાય છે...રાત્રીના વહેતા અંધકારમાં એમ હું બેસું તો યે વહેતો વહેતો પ્રભાતમાં પહોંચી જવાનો...સૂર્ય આ શિયાળાની રાત્રીને પોતાનાં સ્મરણ ને સ્પર્શ આપી જતો નથી, થીજેલા ચન્દ્રને પણ ઓગળવાની ઉમેદ નથી, એ સંકોચાઈને આકાશનો પટ થોડોક ઓળંગી જવાની ત્રેવડમાં છે...એનામાં પહેરેગીરનું જોમ નથી, એ આત્મા હોય તો પણ શરીરસ્થ આત્મા લાગે છે, અને અત્યારે એ શરીરને વધારે સાચવે છે.

કૂતરાનાના સાદ જરાયે કર્ણપ્રિય નથી. અવાજના કટકા જાણે હવામાં ફેંકાયા કરે છે, અને દૂર જાણે સાદ બદલીને ફેંકાતા

## રેતીમાં ખૂંપેલા વહાણ જેવું ઘર...

પાણીના વાદળાની પાંખો ફફડાવતો ગહેકાવી દઉં આ ગગન, મને થાય છે,
રેતીમાં ખૂંપેલા વહાણ જેવું ઘર જોઈ પોકપોક રોવાનું મન, મને થાય છે.

દીવામાં થોડુંક હશે એટલે, તો એ બારીની ફાટમાંથી ડોકિયું કરીને જુએ છે. રાત્રીના પડછાયામાં એક ઝાંખો ચન્દ્ર છે, તે આકાશનો ભૂરો રંગ તો પ્રગટ કરી શકે એમ નથી, પણ પડછાયાને શીળા કરીને તો પ્રગટ કરી શકે છે. રાત્રીની ઠંડક મકાનોના પડછાયા પીધા કરે છે એટલે સૂર્ય આવીને એને કડક કરવા માંડે છે તોયે એ તરડાઈ જતા નથી...કાળી માટીની હાંડલીમાં કરેલી રસોઈ વધારે સ્વાદિષ્ટ લાગે છે એમ રાત્રીના પાત્રમાં રહેલા મકાનોના પડછાયા આંખને મિજબાની જેવા લાગે છે.

આગગાડી નહીં હોય ત્યારે દૂર દૂરથી શિયાળુ રાતે માણસને કોણ સાદ કરતું હશે? પેલા દૂરના નક્ષત્રો...પણ એ તો કોઈ કવિએ સાંભળ્યા હોય તો સાંભળ્યા હોય...શિયાળુ રાત્રીનું મૌન કશુંક શાંતપણે અનુભવ્યા કરે છે અને શેરીદીવાઓ સ્થિરચિત્તે જોયા કરે છે... ◇

કાનજીનું નાનું કુટુંબ
આજે નવાગામમાં સુખી છે.
કાનજીનો પુત્ર મોહન શાળાએ જાય છે.
તેના ગામે દવાખાનાની સગવડ છે.
નાની બચત અને કુટુંબનિયોજન અપનાવીને
તેનું કુટુંબ સુરક્ષિત બનેલું છે.
સિંચાઈની સવલત અને ખેત-સુધારણાને
કારણે તેનું ગામ સ્વાવલંબી બન્યું છે.
ખેડા જિલ્લાના નવાગામે કાયાપલટ કરી છે.
રાજ્યનું તે એક ગામ બન્યું છે.

**પંચવર્ષીય યોજનાના સફળ
અમલ દ્વારા ગુજરાતનાં ગામો
નવાં કલેવર ધરી રહ્યાં છે.**

